# માનવતાનું મીઠું જગત

[ કવિવર્ય પંડિત મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામીના
ઘાટકોપર – મુંબઈ મધ્યે થએલા
ચાતુર્માસિક વ્યાખ્યાનો : સં. ૧૯૯૧–૯૨ ]



ભાગ ૧ લો તથા ૨ જો

પ્રવચનકાર
કવિવર્ય મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી
'સતશિષ્ય'



સંપાદક
'સંતબાલ'



મૂલ્ય રૂ. ૨॥

પ્રકાશક
શાહ વનમાલીદાસ ગુલાબચંદ
મંત્રી, શ્રી સાધના સેવાસમિતિ
સાયલા ( સૌરાષ્ટ્ર )

આવૃત્તિ બીજી
પ્રત ૧૨૫૦



વીર સંવત ૨૪૭૭
વિ સંવત ૨૦૦૭
ઈ સ ૧૯૫૧

મુદ્રક
પરીખ સુરેશચંદ્ર પોપટલાલ
ધી ડાયમંડ જ્યુ પ્રિ પ્રેસ
સલાપોસ રોડ અમદાવાદ

# નિવેદન



ખરેખર, વિષાદના ઘેરા વાતાવરણ વચ્ચે આજની મનુષ્યજાતિ અટવાઈ ગઈ છે જ્યા નજર નાખો ત્યા માનવસમાજ નરી પાશવતાનો જ આવિષ્કાર કરતો દેખાય છે આજે માનવતાને જોવા ની આંખો જ કયા રહી છે? માનવતાને સ્પર્શી શકે તેવુ મોજુ જ જાણે શિથિલ બની ગયુ છે, એવી કરુણ ચીસો હૃદયના અંતસ્તમ પ્રદેશમાથી બહાર નીકળે છે અને પાછી ઘેર અવકારમા વિલીન થઈ જાય છે

જગતના મહાન્ પુરુષ ગાધીજીએ, માનવસમાજને નવો આકાર આપવા પ્રયત્ન કર્યો, જીવન જીવવાની સસ્કારસપન્ન દૃષ્ટિ રજુ કરી, સમાજના અમુક થરોમા તેની અસર થઈ—ન થઈ, ત્યા તો કુદરતે એ મહાન વિભૂતિને ખેચી લીધી શ્રી અરવિન્દે, જીવનયોગની સાધના દ્વારા પરમ ચૈતન્યને માનવજાતિમા અવતારવાની અપ્રતિમ ધારણા કરી, પરતુ માનવજીવનની વર્તમાન પરિસ્થિતિ તેને પણ મધ્યમેસતી ન થઈ પરિણામે, આપણે જોઈએ છીએ કે, આખી મનુષ્યજાતિ આજે ભારે વિષમતામાથી પસાર થઈ રહેલ છે

જીવનનો ઊર્ધ્વ તાત્ત્વિક અનુભવ થયો છે એવા ધર્મગુરુઓ—ધર્મનાયકો પણ આજે આ ભારત દેશમા કઈ ઓછા નથી એ બધાય ઓછાવત્તા પ્રમાણમા, માનવસમાજનું ઘડતર કરવામા પોતાનો ફાળો આપી રહ્યા છે સામાજિક અને રાજકીય સસ્થાઓ પણ માનવજીવનને સસ્કારભૂષિત બનાવવા માટે અનેકવિધ પ્રયોગો કરી રહેલ છે એવુ છે આ ગૂઢ માનવજીવન ' માનવજીવનની એ સનાતન સમસ્યા ઉકેલવાનો પ્રામાણિક પ્રયત્ન કવિવર્ય પડિત મહારાજશ્રી નાનચદ્રજી મહારાજના આ મગળ પ્રવચનોમા થયો છે 'માનવતાનુ મીઠું જગત' એટલે એમની વાણીનો અભિનવ અમીકુભ એના ત્રણ ભાગો એક પછી એક પ્રસિદ્ધ થઈ ગયા આજે સેકડો મનુષ્યો, એ અમીકુભમા અવગાહન કરી અનેરી તૃપ્તિ

અનુભવી રહ્યા છે પહેલી આવૃત્તિ જોતજોતામા ખનાસ થઈ જવાથી, પહેલો તથા બીજો ભાગ સંયુક્ત રીતે અને આવશ્યક સંશોધનપૂર્વક આજે બીજી વાર પ્રસિદ્ધ થાય છે

આ નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની અણુમોલ તક અમોને મળી છે તે બદલ અમો અમારી જાતને ધન્ય માનીએ છીએ હવેથી ઉત્તરોત્તર આવુ શ્રેયસ્સાધક પ્રકાશન કાર્ય અમારાથી બનતું રહે એવી અમારી પ્રબળ ભાવના છે જનતા આવા જીવનઉપયોગી સાહિત્યનો છૂટથી લાભ લે એ હેતુથી નીચેના સજ્જનોએ આ સસ્થાને જે ઉત્તેજન આપેલ છે તે માટે તેઓનો હાર્દિક આભાર માનવામા આવે છે

- રૂા ૧૦૦૦) સઘવી હેમચદ જેચદના સ્મરણાર્થે તેમના સુપુત્રો તરફથી ( વાકાનેર )
- રૂા ૪૦૦) સઘવી પ્રભાશકર નીમચદના સ્મરણાર્થે તેમના ધર્મપત્ની સુરજબેન તરફથી ( મોરબી )
- રૂા ૪૦૦) શાહ રવજી રાઘવજી તથા વેલજી રાઘવજી તરફથી તેમના પુત્ર તથા ભત્રીજા સ્વ૦ જાદવજીના સ્મરણાર્થે ( સમાઘોઘા–કચ્છ )

આજની સખ્ત મોઘવારી અને કાગળોની અછતને લીધે આ દળદાર પુસ્તકની કિમત લગભગ પાચ રૂપીઆ થાય પરતુ ઉપરના ગૃહસ્થો તરફથી પ્રોત્સાહન મળતા આ પુસ્તકની કિમત માત્ર અઢી રૂપીઆ રાખવામા આવેલ છે

સાયલા
ફાગણ શુદ ૫
સ ૨૦૦૭

મત્રી,
શ્રી૦ સાધના સેવાસમિતિ

# શ્રદ્ધાંજલિ



मातृदेवो भव . पितृदेवो भव

માતા-પિતા એટલે પ્રકૃતિ-પુરુષનો સનાતન સમન્વય

* * *

સ્વર્ગસ્થ પૂજ્ય માતાજી તથા પૂજ્ય પિતાજી !

આ પવિત્ર જગતમાં, જીવનધારણના આધારરૂપે આપને પામી અમો ખરેખર કૃતાર્થ થયા છીએ અસીમ ભૂતકાળના અસંખ્ય જન્માન્તરો પછી આ જન્મમાં જે સમયે આપના સૂક્ષ્મ અને સ્થૂલ શરીર સાથે અનુક્રમે અમારો સંબંધ જોડાયો તે ઘડી-તે પળ અમારા માટે કેટલી ભવ્ય અને ઉજ્જવળ હતી !

સેવા, પ્રેમ, ભક્તિ, દાન્તતા, નમ્રતા વગેરે હૃદયના અંશોનો સંપૂર્ણ વિકાસ દેહધારી માતૃહૃદય વિના લગભગ અસંભવિત છે માતૃપક્ષે અમારા જીવનમાં એ ગુણોનો પૂર્ણ વારસો અમોને પ્રાપ્ત થયો છે એવું કહેવાની ધૃષ્ટતા અમે ન કરીએ પરન્તુ એટલું જરૂર થાય છે કે, જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે કુટુમ્બ-જ્ઞાતિ કે સમાજની સેવા કરવાની તક મળે, દેવ, ગુરુ અને ધર્મની ભક્તિ કરવાના સંજોગો પ્રાપ્ત થાય, બીજાને માટે કંઈ પણ અર્પણ કરવાનું બની આવે, અથવા કુટુમ્બમાંથી-સમાજમાંથી વૈમનસ્ય ટાળવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, ત્યારે ત્યારે અમારાથી બનતું અમે જરૂર કરી છૂટીએ

સ્વ૦ પૂજ્ય માતુશ્રી
મોતીબાઇ ડોસાલાલ, વાંકાનેર



જન્મ —સંવત્ ૧   ૫

અવસાન —સંવત્ ૨૦૦૬ ફાગણ વદ ૬

*   *   *

સ્વ૦ પૂજ્ય પિતાશ્રી
હેમચંદ જેચંદભાઈ નધરી, વાંકાનેર



જન્મ —સંવત્ ૧૯૨૦
અવસાન —સંવત્ ૨૦૦૬ શ્રાવણ વદ ૦))

* * *

વિનય-વિવેક-પ્રજ્ઞા, બળ-સાહસ-પરાક્રમ, નિર્ભયતા વગેરે નિશ્ચયાત્મક બુદ્ધિના અંશોનો સંપૂર્ણ વિકાસ દેહધારી પિતાના કૃતનિશ્ચયી ભક્ત વગર સંભવિત નથી પિતૃપક્ષે અમારા જીવનમાં એ ગુણોનો વિકાસ ઓછા-વત્તા અંશે થઈ રહ્યો હોય તો તે આપના જ સંસ્કારબીજનું પરિણામ છે ટુંકામાં આપબંનેના જીવનપોષક તત્ત્વોએ, શ્રી વીતરાગદેવનું શાસન જ્યારથી અંતઃકરણપૂર્વક સ્વીકાર્યું ત્યારથી અમારા ભાવિજીવનની સંપૂર્ણ રેખા દોરાઈ ગઈ છે એનો અચૂક પુરાવો એ જ કે, આજે અમો બન્ને ભાઈઓમાં પરસ્પર અનન્ય પ્રેમભાવ જળવાઈ રહ્યો છે, એટલું જ નહિ પણ ધર્મ પ્રત્યેનો અનુરાગ પણ ઉત્તરોત્તર દૃઢ બનતો જાય છે આપ બન્ને દેવો પ્રત્યેની અમારી શ્રદ્ધા અને ભક્તિના પ્રતીકરૂપે આપ જ્યાં હો ત્યાં અમારા તરફથી સદાને માટે આ અમારી હાર્દિક-ભાવ-અંજલિ છે તેની પ્રતિક્રિયા રૂપે અમારા ઉપર આપના સતત આશીર્વાદ વરસ્યા કરો એજ મંગળ ભાવના ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

સં ૨૦૦૭, ફાગણ સુ ૧૧ } રાયચંદ હેમચંદ સંઘવી
વાંકાનેર (સૌરાષ્ટ્ર) } શાન્તિલાલ હેમચંદ સંઘવી

# અનુક્રમ

•

## ભાગ પહેલો

## ભાગ બીજો

# માનવતાનું મીઠું જગત

ભાગ પહેલો

પ્રવચનકાર

કવિવર્ય મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી
'સંતશિષ્ય'

# થોડું કહી લઉં

" ખરેખર, આપના પ્રવચનો લોકપ્રિય-લોકભોગ્ય તો છે જ પરંતુ તે ઉપરાંત જનહિતકારી હોવાથી શ્રેય.સાધક પણ છે આ અમૃતવાણીને લિપિબદ્ધ કરી પ્રગટ કરવામાં આવે, તો જનતા ઉપર કેટલો બધો ઉપકાર થાય !"

એ પ્રમાણે જૈન-જૈનેતર સજ્જનો જ્યારે મારી પાસે મુક્ત કંઠે કહેતા હોય છે અને સ્નેહી જનો એની પ્રસિદ્ધિ માટે જ્યારે આગ્રહપૂર્વક વિનતિ કરતા હોય છે, ત્યારે એમાંથી હું એટલો જ સાર ખેંચુ છું કે જનસમાજ હવે ખરી લાગણીથી માનવતાને ઝંખે છે, કારણ કે મારા વ્યાખ્યાનોમાં માનવતાનો જ સૂર પ્રધાન પણે વહેતો હોય છે બીજા કોઈ કારણ કલ્પાય, આજે જગતમાં માનવતાની ભારેમાં ભારે ખોટ પડી છે વર્ષોના અનુભવથી મને લાગ્યું છે કે માનવતા એ જ આધ્યાત્મિક જીવનનો પાયો છે તેથી શાસ્ત્રો કે અનુભવી પુરુષોના સિદ્ધાંતોને મોખરે રાખી જ્યારે જ્યારે વ્યાખ્યાનો દ્વારા, માનવતાનું હાર્દ સમજાવવાનો મેં પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે શ્રોતૃવર્ગમાંથી અવ્યક્ત ભાવે પ્રસન્નતાની લહેર પ્રસરી જતી હું જોઈ શક્યો છું એ એક જ કારણ પૂરતું છે કે જેણે વ્યાખ્યાનોને લિપિબદ્ધ કરવાની મારી મંદ ભાવનાને પુન પુન ઉત્તેજિત કરેલ છે

ખરું જોતા, વક્તા અને લેખકની નિરૂપણશૈલીમાં પ્રત્યક્ષ ભેદ હોવાથી, વ્યાખ્યાનોને જેવા ને તેવા સ્વરૂપે જ્યારે અક્ષરાત્મક કરવામાં આવે છે, ત્યારે તે તદ્દન લૂખાં અને ફીકા બની જાય છે તેથી સ્નેહી જનોની આગ્રહભરી વિનતિ છતા, પ્રસિદ્ધિ માટે હમેશા મેં ઉદાસીનતા સેવી છે

લેખનકળા અને વક્તૃત્વકળાની તાત્ત્વિક ચર્ચા માટે અહીં અવકાશ નહિ હોવાથી મારે માત્ર એટલું જ કહેવાનું

ઘાટકોપર અને મુંબઈના ચાતુર્માસ (સંવત ૧૯૯૧-૯૨ની સાલમા)ના વ્યાખ્યાનોની એક પ્રસિદ્ધ દૈનિક છાપાના રિપોર્ટરે અક્ષરશઃ નોંધ લીધેલી તેનું આ તૃતીય સસ્કરણ ગણી શકાય તૃતીય સંસ્કરણ એટના માટે કે આ વ્યાખ્યાનોને હુ એક વાર જોઈ ગયો ત્યારે ભાષા શુદ્ધિ કરેલી, બીજી વાર શુદ્ધ લેખન કરતી વખતે ઘણે ઠેકાણે લખાણને યોગ્ય વાક્યરચના કરવી પડેલી, અને ઠેરને ઠેરને સંતબાલજીની વિદ્વત્તાપૂર્ણ ભાષાશૈલીનો ઓપ ચડ્યો છે એટલું જ નહિ પરતુ વિષયોનું વર્ગીકરણ તેમ જ મથાળાઓમા પણ સપાદક તરીકે તેમનો જ મોટો ફાળો છે

ટૂકમા, બીજાઓની માગણી પ્રત્યે હુ ઉદાસીન રહી શક્યો, પરતુ સતબાલજીના મડળ તરફથી વ્યાખ્યાનો પ્રગટ કરવાની અને જોઈતો સહકાર આપવાની દૃઢતાપૂર્વક વિનતિ થઈ ત્યારે મે મૌન સંમતિ આપી મે એ દૃષ્ટિએ સમાધાન મેળવ્યુ કે, આખરે એક વિદ્વાન વ્યક્તિ તરફથી મારા ભાવો લિપિબદ્ધ થાય અને એ રીતે પણ આમજનતાના હૃદય સુધી મારુ વક્તવ્ય કોઈ પણ સ્વરૂપે પહોચે તો તેથી એટલો લાભ જ છે વળી જે જે વ્યક્તિઓએ આ પ્રવચનોનું સાક્ષાત્ રસપાન કરેલ હશે તેઓમા પણ એની સ્મૃતિ જરૂર તાજી થશે

છેવટે, આ વ્યાખ્યાનો આટલી ઝડપથી પ્રગટ થવામા 'વિશ્વ વાત્સલ્ય'ના સંપાદક નવલભાઈની સતત મહેનત અને કાળજી પણ ન ભૂલી શકાય તેવી છે

ૐ શાન્તિ !

સંવત ૨૦૦૪
માગસર શુદ ૬ ગુરુવાર
થાનગઢ

મુનિ નાનચંદ્રજી

---

# સંપાદકનું આદિવચન

હું સમજ્યો છું ત્યાંગણી પરમ પૂ ગુરુદેવે પોતાના વ્યાખ્યાનોમા એમની દૃષ્ટિ સમક્ષ ત્રણ પુરુષો રાખ્યા છે (૧) શ્રી રામ, (૨) ભગવાન મહાવીર અને (૩) મહા મા શ્રી કૃષ્ણચંદ્ર તેઓ રામાયણના રામચરિતની પાછળ આદર્શ ગૃહસ્થાશ્રમની ફરજો બરાબર બજાવવાનું માનવતાભર્યું મીઠું જગત ખડું કરે છે ત્યારે ભગવાન મહાવીર અને શ્રી કૃષ્ણચંદ્રની પાછળ આનરજીવનની આધ્યાત્મિક સૃષ્ટિ ખડી કરે છે શ્રી આચારાંગના ભગવાન મહાવીર અને શ્રી ભગવદ્ગીતાના મહાત્મા કૃષ્ણચંદ્રના તત્ત્વનિરૂપણમા કોઈ તાત્ત્વિક ભેદ નથી, પણ શૈલીભેદ જરૂર છે એટલે કે એક પ્રણાલિકા નિવૃત્તિપ્રધાન ત્યાગ તરફ અખંડ વહી જાય છે, જ્યારે બીજી પ્રવૃત્તિપ્રધાન નિષ્કામ કર્મયોગ તરફ વહી જાય છે, પરંતુ બન્ને છેડા વીતરાગતાના અખાતમા બરાબર મળી રહે છે તેમ આ વ્યાખ્યાનોમા પણ એ જ પ્રવાહ વહે છે આ વ્યાખ્યાનોનો સંગ્રહ બે કે ત્રણ ભાગમા પ્રગટ થશે

પરમપૂજ્ય ગુરુદેવ પોતાની એ વિચારસરણી પત્રમા દર્શાવતા જે લખે છે તે થોડા શાબ્દિક ફેરફાર સાથે અહીં ટાકુ છુ

" આશય એ કે ખરો શ્રાવક એટલે કે સત્યાર્થી સાધક બનતા પહેલા એણે ઓઘદૃષ્ટિ પછીની ચાર દૃષ્ટિ ( એટલે કે મિત્રા, તારા, બલા અને દીપ્રા ) પ્રાપ્ત કરવી જોઈએ

શ્રાવક થયા પછી કે સત્યાર્થી બનવા પછી, પણ ભૂમિકાઓ તો ઓળગવાની છે જ અત્યંત પુરુષાર્થ પણ કરવાનો તો છે જ પરંતુ રાજમાર્ગ હાથ લાગી ગયા પછી યથાવસ્થાને પહોચવાનો નિશ્ચય દૃઢ થાય છે એટલે અંતિમ ધ્યેયે વહેલુંમોડું બને પહોચાય ખાડાટેકરામા પડવું, આથડવું પડે પણ પાકે પાયે એટલે કે અંતઃકરણની શુદ્ધિપૂર્વક જે પુરુષ તે ભૂમિકાએ પહોચ્યો છે તે જરૂર પાર પામશે જ આ રીતે જોતા ખરું કામ તો એકડો

ઘૂટીને પાકો કેમ કરવો તે જ છે" એકડો એટલે માનવતા-માનવહૃદય આથી એમના વ્યાખ્યાનોનો ઉદ્દેશ મોટે ભાગે માનવતાનો એકડો શીખવવા અને પાકો કરાવવાનુ વલણ લે છે

હવે પરમપૂજ્ય ગુરુદેવે વિકાસપદ્ધતિનો જે નકશો મોકલ્યો છે તે, તે જ રૂપે સાથે જ આપીશ જેથી વ્યાખ્યાનોના વિષયની સાંકળ સમજવામા સરળતા થશે

## આત્મવિકાસની વિશિષ્ટ પદ્ધતિઓ

| આત્માની દશા 1 | જૈન દૃષ્ટિએ: ગુણસ્થાન ક્રમ ૨ | ધ્યાન ૩ | વિકાસ કાળ ૪ | જ્ઞાન-પ્રકાશ ૫ | યોગદૃષ્ટિ ૬ | જૈનેતર દૃષ્ટિએ: અષ્ટાંગ યોગ ૭ | અવસ્થા ૮ | સાંખ્ય મત ૯ | શ્રેયાર્થી પ્રેયાર્થી ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બહિરાત્મ | ૦ | રૌદ્ર-આર્ત | અવિકાસ કાળ | ૦ | ઓઘદૃષ્ટિ | ૦ | મૂઢાવસ્થા | તમોગુણ | પ્રેયાર્થી |
| | ૦ | ,, ,, | ,, | ૦ | ,, ,, | ૦ | ,, | ,, | ,, |
| | ૦ | ,, ,, | ,, | ૦ | ,, ,, | ૦ | ,, | , | ,, |
| | ૧ | આર્ત-રૌદ્ર | ,, | તૃણાગ્નિતુલ્ય | મિત્રા | યમ | ક્ષિપ્તાવસ્થા | તમ રજ | , |
| | ૧ | ,, ,, | ,, | ગોમયાગ્નિ | તારા | નિયમ | ,, | ,, | ,, |
| | ૨ | ,, ,, | ,, | કાષ્ટાગ્નિ કણતુલ્ય | બલા | આસન | વિક્ષિપ્ત | ,, | ,, |
| | ૩ | આર્ત-રૌદ્ર | ,, | દીપપ્રભા | દીપ્રા | પ્રાણાયામ | ,, | ,, | ,, |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અન્તરાત્મભાવ | ૪ | આર્ત-રૌદ્ર ધર્મ | વિકાસ કાળ | રત્નપ્રભા | સ્થિરા | પ્રત્યાહાર | એકાગ્ર | રજ સત્ત્વ | શ્રેયાર્થી |
| | ૫ | ,, ,, | ,, ,, | ,, ,, | ,, | ,, | ,, | ,, ,, | ,, |
| | ૬ | આર્ત-ધર્મ | ,, ,, | ,, ,, | ,, | ,, | ,, | સત્ત્વ | ,, |
| | ૭ | ધર્મ | ,, ,, | તારાની પ્રભા | કાન્તા | ધારણા | ,, | ,, | ,, |
| | ૮ થી ૧૨ | ધર્મ-શુક્લ | ,, ,, | સૂર્યની પ્રભા | પ્રભા | ધ્યાન | નિરુદ્ધ | પરમ સત્ત્વ | ,, |
| પરમાત્મભાવ | ૧૩ | શુક્લ | પૂર્ણ વિ કાળ | ચન્દ્રિકા તુલ્ય | પરા | સમાધિ | ,, | ગુણાતીત | શ્રેયરૂપ |
| | ૧૪ | પરમ શુક્લ | ,, ,, | ,, ,, | ,, | ,, | ,, | ,, | ,, |

જૈન આગમોની પરિભાષામા કહીએ તો માનવતાનો પાયો બરાબર ન હોય તો તે અધ્યાત્મના માર્ગમા ડગ નથી ભરી શકતો, અર્થાત્ આત્મદર્શનને લાયક નથી બનતો, એટલું જ નહિ પણ સપાટી ઉપર ભવાન્તરના ચક્કર માર્યા કરે છે એટલા માટે જે વ્યાખ્યાનો, માનવતાની પ્રાપ્તિ પહેલા લાગતું ખારુ જગત અને એની પ્રાપ્તિ પછી બનતુ મીઠુ જગત રજૂ કરે છે, તે પ્રથમ વિભાગમા રાખ્યા છે અને જે વ્યાખ્યાનો આતરવિશુદ્ધિ એટલે કે મિત્રા, તારા, બલા ને દીપ્રા એ ચાર દૃષ્ટિ પછીની ભૂમિકા દર્શાવે છે તે બીજા વિભાગમા રાખ્યા છે

"સતબાલ"

# સુખની શોધમાં

વહાલા શ્રોતાજનો !

सर्वत्र सर्वस्य सदा प्रवृत्ति
दुःखस्य नाशाय सुखस्य हेतो ।
तथाऽपि दुःखं न विनाशमेति
सुखं न कस्यापि भजेत् स्थिरत्वम् ॥

ઉપરના શ્લોકમા એક યોગી પુરુષે કહ્યુ છે કે નાનામા નાના કીડાથી માડી દેવદેવેન્દ્ર સુધીના સઘળા જીવોની એકધારી પ્રવૃત્તિ દુ ખ કેમ ટળે અને સુખ શી રીતે ટકી રહે એ માટે જ હોય છે પણ બને છે એથી ઊલટુ જ અહીં આપણે માનવજાતિનો જ વિચાર કરીએ શારીરિક, માનસિક, આર્થિક અને કૌટુંબિક વગેરે સેંકડો પ્રકારના ઉપદ્રવોથી મનુષ્ય ઘેરાયેલો નજરે પડશે મનુષ્ય માને છે કે, જો એની પાસે પુષ્કળ ધન હોય તો તે મનમાન્યા સુખો ભોગવી શકે તે માને છે, જગતમા જે કાઈ દુ ખ છે તે લક્ષ્મીને અભાવે જ છે હવે તમે કોઈ લક્ષ્મીનંદનના હૃદયને તપાસો તેની પાસે સુખના વિપુલ સાધનો હશે પણ સુખ નહિ હોય, લક્ષ્મીનો સગ્રહ હશે પણ તે પુત્રના અભાવે પુત્રની અભિલાષામા ઝૂરતો હશે કદાચ પુત્રપ્રાપ્તિ થાય તો કર્મવશાત્ એમ પણ બને કે, પોતાની ટૂકી જિંદગી માદગી ભોગવી ભોગવીને જ પૂરી કરી તે ચાલ્યો જાય ને મહાદુઃખ ઊભુ થાય. કોઈને વળી પુત્રો હોય તો તેમના પેટ ભરવાની ચિંતામા તે વ્યાકુળ

હોય. આમ શારીરિક, માનસિક, આર્થિક, સામાજિક, વ્યાવહારિક અને રાજકીય એમ ચારે બાજુએથી માણસ દુ ખથી ઘેરાયેલો હોય છે 'સાધીએ સાન ત્યા તેર તૂટે' જેવી દશા એ ભોગવી રહ્યો હોય છે છતા, માની લઈએ કે, મનુષ્ય જે જે ઇચ્છે તે તે સાધનો તેને મળતા રહે તો પણ શું તે સુખી થઈ જાકે ખરો? પૂછો એવા કોઈ મનુષ્યને

રાજા–મહારાજા હોય, ભવ્ય મહેલમા રહેતો હોય, વૈભવો અને રગબેરગી દુનિયા તેની ચારે બાજુએ પથરાઈ હોય, છતા બહારની દુનિયાના ધ્યાનમા ન હોય એવો દુ ખનો કીડો એ મહારાજાના દિલને કોરી રહ્યો હોય છે દશ હજારની મોટરમા બેસી પસાર થતા એકાદ શ્રીમતને જોઈ જોનારના દિલમા થાય, અહા! આ કેવુ સુખ માણી રહ્યો છે! કેવો ભાગ્યવાન છે! પણ તે તો મોટરથી રોજનો ટેવાઇ ગયો છે, તેનું તો તેના તરફ લક્ષ સુદ્ધા હોતું નથી એના મનમા તો લાખો સંકલ્પ–વિકલ્પની જાળ ભરેલી હોય છે દશ લાખનું નુકસાન થયુ ત્યા તો તેને ખાવાનું સુદ્ધા ભાવતું નથી, પછી ભોજન ગમે તેટલુ સુન્દર કા ન હોય!

આમ થવાનુ કારણ શુ? આનું કારણ એ છે કે, સુખ બહારના પદાર્થોમા નથી, છતા ભ્રાતિને કારણે પદાર્થોથી સુખ મળે છે એમ તેને લાગે છે પણ સુખ આપવુ એ એમનો સ્વભાવ જ નથી કારણ કે જે પદાર્થથી એક પ્રાણી સુખ અનુભવે છે તે જ પદાર્થથી બીજુ પ્રાણી દુ ખનો અનુભવ કરે છે, એ અનુભવની બીના છે લક્ષ્મી કે અવિકારને યોગે તે સુખ વેદે છે એ વાત ખરી પણ જેમ ઝાઝવાના જળ દૂરથી પાણીરૂપે દેખાય છે છતા તે અસલ પાણી નથી તે જ પ્રમાણે, થોડી વાર છે, હમણા જ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરી લઈશ, એમ માની આશામા ને આશામા જીવ પદાર્થ પાછળ દોડી રહ્યો હોય છે, પણ છેવટ સુધી દુ ખ મટતુ નથી, સુખ ટકતુ નથી–અને છતા ય ભ્રમણા ભાગતી નથી.

આ ભ્રમણા જ જીવને ભુલાવે છે દુઃખ અને દુઃખના કારણોમાં જ જીવ સુખ માની રહ્યા કરે છે આવી સ્થિતિમાં મનુષ્ય સાચી સમજનો પણ ઉપયોગ કરી શકતો નથી તે હાથે કરીને દુઃખ વહોરે છે એક દાખલો લઈએ કાનનાં ઘરેણાં ભારથી બાજુને દુઃખ થતું હોય, તે વાળમાં ભરાતાં હોય, હમેશાના ભારથી કાન તૂટી જવા ની અણી પર હોય, છતાં તે એમ માને છે કે, મે કાને તો હીરાજડેલ સુવર્ણના ઘરેણાં પહેર્યાં છે ને! એને તેથી કષ્ટ પડતું હોવા છતાં એવા શણગારમાં તે સુખ માને છે મારવાડ તરફની સ્ત્રીઓ પોતાના બંને હાથને ખભા સુધી હાથીદાંતના ચૂડાથી ભરી દે છે હાથ સાફ થતા નથી, ખડખડાટ થાય છે, હાથમાં દુઃખે છે પણ પહેરનાર માને છે કે હાથીદાંત છે ને! પાંચ વરસે આખો ચૂડો ફરીથી નવો કરાવવો પડે છે એ હાથીદાંત જેટલો માલ કાઢી નાખવો પડે છે પણ પહેરનારના દિલમાં થતું નથી કે એક હાથીને બાજે મારા આ અલંકાર બન્યા છે, મારા નિમિત્તે હાથી મરે છે આનું કારણ એ છે કે, 'હું સુંદર દેખાઉં છું' એવી ભ્રમણા એને વળગી છે આ ભ્રમણા કે વળગાડને લીધે જ તે તેમાં સુખ માને છે મારવાડણ બહેનને ઓછા ઘેરવાળો ઘાઘરો હોય તો દુઃખ થાય છે પણ ભલે કદાચ આખા મોટા નાકા જેટલું કાપડ વળગાડી દીધું હોય અને કદાચ તે પણ જાડું હોય છતાં એને સુંદર અને સુખદ લાગે છે આનું કારણ છે ટેવ આ પરથી હું કહેતો તો એ ઇચ્છું છું કે, અજ્ઞાનને કારણે જીવ દુઃખદ વસ્તુને સુખ માની લે છે

આ અજ્ઞાનનો ચેપ ધર્મને પણ લાગે છે ધર્મિષ્ઠ માણસો કે ભજન કરવાનો માલૂમ એટલું તો બરાબર સમજે છે કે, અયોગ્ય વર્તન, છેતરપિંડી, દગો યા છળ-કપટ ધર્મમાં ન હોય છતાં એ આચરવાનું આચરે છે અને કહે છે, "શું કરીએ? સંસારમાં રહીએ એટલે આવું કર્યા વિના કાંઈ થોડું ચાલે? ધર્મસ્થાનમાં હોઈએ ત્યાં સુધી તો ધર્મ સાથે સંબંધ રખાય, પણ બહાર તો બધું જ કરવું પડે

છોકરા—છોકરી પરણાવવાના છે તમે ન સમજો વ્યવહારમા તો એમ જ ચાલે " આમ માની તે અધર્મ આચરે છે એનું કારણ એ છે કે એને એના જીવનનુ લક્ષ્ય હોતુ નથી શા અર્થે જીવન છે ? શાની શોધમા હું જીવુ છુ ? શા હેતુથી હુ ધર્મ-ક્રિયાએ કરુ છુ ? એ વસ્તુ પ્રાપ્ત થઈ કે નહિ ? ન પ્રાપ્ત થઈ તો એનું કારણ શુ ? આટઆટલા વખતથી ક્રિયાએ કરવા છતા મનની મલિનતા કેમ હટતી નથી ? શાંતિ, સુખ, સ્થિરતા, નિશ્ચિંતતા મને કેમ પ્રાપ્ત થતા નથી ? આવો વિચાર કરવા કોઈ થોભતું નથી અંધપરપરાએ જેમ ચાલ્યુ આવ્યુ હોય તેમ ઊંધુ ઘાલી દોડચે જ જાય છે લોક-પ્રવાહ જેમ આચરતો હોય તેમ જીવ આચરે છે મારી ભૂમિકા, મારી યોગ્યતા, મારી ફરજ કે મારો માર્ગ કયો એ વિચાર એ ભાગ્યે જ કરે છે અને જો કરે છે તો તે પણ સ્વતત્ર રીતે નહિ આને લીધે જ તે કર્તવ્ય ભૂલ્યો, માર્ગ પણ ભૂલ્યો સુખના સાધનો જ બધનરૂપ થયા જે શક્તિ આતરના દુશ્મનોને હણવા માટે હતી તેનાથી તે પોતે જ હણાયો જે ઇંદ્રિયો વિજય માટે મેળવી હતી તેનાથી તે પોતે જ પરાજય પામ્યો સુખ મેળવવા જતા દાવાનળ દુ ખ પ્રગટાવ્યુ

હુ એ કહેવા માગુ છુ કે, અજ્ઞાન એ જ દુ ખનુ મૂળ છે એ મૂળમાથી સુખની આશા રાખવી જ વ્યર્થ છે, માત્ર વલખા છે પણ જીવને એનુ ભાન નથી પતગિયુ દીવાના તેજમા અજાઈને હોમાઈ જાય છે હું બળી જઈશ એમ જો એને ભાન હોત તો તે આમ ન જ કરત દૂધપાકમા ઝેરી પદાર્થ પડી ગયો છે એવી સહેજ પણ શકા જતા મનુષ્ય તરત જ એને ફેંકી દે છે, પણ જો ખબર ન હોય તો મનુષ્ય હોંસે હોંસે પીએ છે અને મોતને ભેટે છે આ રીતે જીવ જ્ઞાનને અભાવે સુખ મેળવવા જતા દુ ખને નોતરે છે

ત્યારે હવે સુખ કેમ મળે અને દુ ખ શાથી ટળે ? અથવા તો જ્ઞાન શાથી પ્રાપ્ત થાય ?

સુખ સાચી સમજણથી જ પ્રગટે છે દુખ અજ્ઞાનનો નાશ થવાથી મટે છે જ્ઞાન સત્પુરુષની સેવા કરતા કરતા પ્રાપ્ત થાય છે ને અજ્ઞાન પણ ત્યારે જ હટે છે સત્પુરુષો પ્રથમ યોગ્યતા પ્રાપ્ત કરાવે છે યોગ્યતા પ્રાપ્ત થયે મિથ્યાત્વને ટાળતા આત્મભાન કરાવે છે આત્મભાન થયે પરમાત્માનો મહિમા, શક્તિ તેનું સામર્થ્ય વગેરે સમજાય છે, અને ત્યારે જ તેના પ્રત્યે અનન્ય પ્રેમ જાગે છે સાચી શ્રદ્ધા પ્રગટે છે, ત્યારે તેની સ્તુતિમા, ભજનમા, સ્મરણમા આનદ પ્રગટે છે પછી તે તૂહી તૂહી પોકારી ઊઠે છે ને પછી વદે કે

'જગતના નાથને જોયા વિના સૌ ધૂળધાણી છે'

અને સ્તવે છે

मुच्यत एव मनुजा सहसा जिनेंद्र !<br>
रौद्रैरुपद्रवशतैस्त्वयि वीक्षितेऽपि ।<br>
गोस्वामिनि स्फुरिततेजसि दृष्टमात्रे<br>
चौरैरिवाशु पशव प्रपलायमानै ॥

હે પ્રભુ ! તારા પર જીવની દૃષ્ટિ પડે, એની સૂરતા તારી સાથે લાગે તે જ ક્ષણે હજારો ઉપદ્રવો આપોઆપ ટળી જાય છે પશુઓને ચોરીને ભાગનાર ચોરો દેદીપ્યમાન તેજસ્વી માલિકને જોતા જ જેમ પશુઓને પડતા મૂકીને ભાગી જાય છે તેમ તારો પ્રકાશ હૃદયમા પડે અને વેદાર કે તરત જ અધકાર આપોઆપ નાશ પામે છે, સુખોનો સાગર ઊભરાઈ જાય છે પણ તે માટે 'તારી સાચી પિછાન થવી જોઈએ'

'શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયજ્યોતિ સુખધામ,<br>
બીજુ કહીએ કેટલુ, કર વિચાર તો પામ

(શ્રીમદ્ રાજચદ્ર)

---

# જીવનનું રહસ્ય

त्वमेव माता च पिता त्वमेव,
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव स्वामी शरणागतानाम्,
त्वमेव संसारनिवारकोऽस्मि ॥

હે પ્રભુ! આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધ તાપથી અમારું આ જીવન સંતપ્ત બન્યું છે, વાસના અને વિલાસિતાની વિટંબણાઓમાં અમારું જીવન વટોળે ચઢ્યું છે, કામ ક્રોધાદિ ષડ્રિપુઓની આંટીઘૂંટીઓમાં અમારું જીવન અટવાઈ રહ્યું છે, સંસારનો સળગતો દાવાનળ અમારા જીવનને બાળી રહ્યો છે આવી દુ:ખદ અવસ્થામાં અમે માતા, પિતા, ભાઈ, મિત્ર, સગાસંબંધીઓનું શરણ યાચીએ છીએ પરંતુ તેઓ પણ અમારી જેમ ત્રિવિધ તાપથી સંતપ્ત છે, પીડિત છે, સંતપ્ત છે પછી તે અમોને શાંતિ ક્યાંથી આપી શકે? હે પ્રભો!

માત તાત કે ગુરુ કહું, સખા કહું શિરતાજ,
જે કહું તે ઓછું બધું, મેં માન્યું મહારાજ

અમારા દુઃખી જીવનથી આજે અમે નિરાશ થયા છીએ અનેક નિરાશાઓમાં હે પ્રભુ! તારું એક શરણ જ આશાકિરણ પ્રગટાવનાર છે, અંધકારમાંથી પ્રકાશ તરફ અને મૃત્યુમાંથી અમરતાને

પવિત્ર માર્ગે લઈ જનાર છે દુઃખી અવસ્થામાં માતાની જેમ મમતા બતાવી તું જ અમારા જીવનને શાંત કરે છે, પિતાની જેમ પ્રેમબળના બતાવી પ્રબુદ્ધ કરે છે, ભાઈની જેમ ભ્રાતૃતા બતાવી ધૈર્ય આપે છે વરતાવમાં હે પ્રભુ ! અમારે માટે તું જ માતા, પિતા, ભાઈ, મિત્ર જે કહો તે છો, અશરણને શરણ, અશાંતને શાંતિ અને સંસારના બંધનોમાં જકડાયેલાને મુક્ત કરનાર પણ તું જ છો

હે પ્રભુ ! તું કોણ ? તારું સ્વરૂપ શું ? શું તું બુદ્ધદેવ છે ? મહાવીર છે ? જિનદેવ છે ? કૃષ્ણ છે ? શંકર છે ? બ્રહ્મા છે ? ખુદા છે ? ક્રાઈસ્ટ છે ? અહુરમજ્દ છે ? આમાંથી તું કોણ છે ? પ્રભો ! અમે તારું યથાર્થ સ્વરૂપ સમજતા નથી અને તેથી જ અમે તારે માટે લડીએ છીએ કનેગઝાસ કરીએ છીએ, વેરવિરોધને વધારીએ છીએ અશાંતિ કેળવીએ છીએ હે સર્વશક્તિસંપન્ન ! સર્વવ્યાપક ! કૃપાનિધાન ! તું જે હો તે અમોને કહી દે, અથવા તારું સ્વરૂપ સમજાય એવી દયા કર—જેથી અમે તારું સ્વરૂપ જાણી શકીએ, તારે ચરણે સર્વસ્વ સમર્પણ કરી તારા પવિત્ર પંથે ચાલી શકીએ, સુખશાંતિ મેળવી શકીએ આપણે દિનપ્રતિદિન પ્રભુને નામે આવી જ પ્રાર્થના કરીએ છીએ એના સ્વરૂપને સમજવા મથીએ છીએ પણ એને સમજી શકતા નથી પ્રભુનું નામ ભજીએ છીએ, પ્રાર્થના કરીએ છીએ, તેને નામે ધર્મક્રિયાઓ પણ કરીએ છીએ, છતાં એવું કયું બાધક કારણ છે કે, આટઆટલું કરવા છતાં તેનું સ્વરૂપ સમજી શકતા નથી ? આ જ જીવનનું ગૂઢમાં ગૂઢ રહસ્ય છે જે દિવસે એ સમજાશે તે દિવસે જીવન સાર્થક બનશે પણ જ્યાં સુધી જીવનનું રહસ્ય સમજાયું નથી, ત્યાં સુધી માનવજીવનની સાર્થકતા પણ સમજાશે નહિ

વહાલા શ્રોતાજનો ! તમે પૂછશો, મહારાજશ્રી ! જીવનનું રહસ્ય શું ? માનવજીવનનું રહસ્ય જાણવું હોય તો એકાગ્રચિત્તે ધ્યાનપૂર્વક સાંભળો. શ્રવણનું ફળ તેને જ મળે છે કે જે શ્રવણ-પિપાસુ હોય,

શ્રદ્ધાળુ હોય અને તે પણ ત્યારે જ ફળે છે કે જ્યારે શ્રવણ પછી ચિંતન, મનન અને નિદિધ્યાસન થાય. તમારામા એવી આશા રાખીને જ હુ મારુ આ પ્રવચન શરુ કરુ છુ

શ્રવણમા શ્રદ્ધા રાખી, જીવનરહસ્યને શોધી કાઢી, જીવનને ઉચ્ચ ભૂમિકાએ લઇ જજો, માનવતાની માટીમાથી દિવ્યતા પ્રગટાવજો આ રહસ્યને સમજ્યા પછી 'ચૂપ' રાખી રહસ્યને રહસ્યમય બનાવશો નહિ જેને જીવનનુ રહસ્ય જાણવાની ઇચ્છા થઇ છે તેને હુ પૂછીશ કે જીવનનુ રહસ્ય તમે શુ સમજ્યા છો?

કદાચ કોઈ કહેશે કે, ખાવુ, પીવુ, મોજ કરવી એ અમારા જીવનનુ રહસ્ય છે વળી કોઈ કહેશે કે મનુષ્યમાત્ર ઉપર વિજય પ્રાપ્ત કરી તેમના પર આધિપત્ય જમાવવુ એ અમારા જીવનનુ રહસ્ય છે તમારામાથી કોઇ કહેશે કે, વૈભવ, વિનાસ માટે ધન-ધાન્ય એકઠા કરવા એ અમારા જીવનનું રહસ્ય છે તો બીજા કહેશે કે, લક્ષ્મી મેળવી પુણ્યના કાર્યો કરી નામના મેળવવી એ અમારા જીવનનુ રહસ્ય છે તો કોઈ બોલી ઊઠશે, વિદ્યાકળા અને હુન્નરો હસ્તગત કરી કલાકાર તરીકે પ્રસિદ્ધ થવુ એ જીવનનું રહસ્ય છે ત્યા વળી કોઈ કહેશે કે, ભાણુ પહોણુ આપણે કાંઇ ન સમજીએ, વડીલો કરતા આવ્યા છે એમ કર્યે જવુ, એ છે જીવનનું રહસ્ય પણ, આ બધા સ્થૂળ દષ્ટિના સ્થૂળ વિચારો છે અનુભવી જનો કહે છે કે 'જીવન-રહસ્યને જેણે જાણવુ હોય, તેણે હું શરીર નથી પણ શરીરમા વ્યાપેલ આત્મતત્ત્વ છુ એ જાતની સંપૂર્ણ શ્રદ્ધા પ્રગટાવવી જોઇએ જ્યારે પોતે પોતાને પિછાને છે ત્યારે જ તે બીજાને પિછાની શકે છે અને તે મનુષ્યને જ પ્રભુની ઓળખ થાય છે ત્યારના કયા પ્રભુને શરણે જવુ તે તો આપો-આપ સમજાઇ જશે જીવનની સાચી શરુઆત આ પછી જ થાય છે વિશ્વમૈત્રી ત્યારે જ કરી શકાય છે આ છે જીવનરહસ્યની ચાવી. ત્યારે હવે, પોતાને પિછાનવા શુ કરવુ એ પ્રશ્ન તમારા દિલમા

જેમ સત્પુરુષો કહે છે, પ્રથમ હૃદયવિશુદ્ધિ અથવા જેને ક્ષેત્ર વિશુદ્ધિ પણ કહે છે તે કરી લઈ જીવનને પ્રામાણિક, ન્યાયવીત અને વિચારશીલ બનાવવુ આ બધાયની ચાવી સત્યમા રહેલ છે એ શાશ્વત, સર્વશક્તિમાન, સર્વવ્યાપક, જગતના કલ્યાણકર પ્રભુને પ્રાપ્ત કરવાને માટે સૌથી પ્રથમ જીવનને સત્યને માર્ગે વાળવુ ઘટે સત્ય સ્વરૂપ એ જ ભગવાન છે **सच्चं भगवं ।** અર્થાત્ સત્ય એ જ ભગવાન છે આ શરણે જવાનું સૂત્ર છે કે સત્ય ભગવાનના પગને પગને ચાલી પોતે ભગવાન બન્યા તે મહાવીર પ્રભુનું આ વચન છે વાસ્તવમા પ્રભુ એક છે અને તે સત્ય છે સત્ય-ભગવાનને પગને ચાલી જેઓ સત્યમય બન્યા છે તે બધા જ ભગવાન છે

આજે તો આપણે ભગવાનને ભૂલી જઈ ભગવાનને નામે અનેક અનર્થો ઊભા કરીએ છીએ, વાડાને નામે ટૂકી દૃષ્ટિથી ભેદ પાડી ઝઘડા મચાવી પોતાને ભૂલ્યા, વાસ્તવિક ધર્મને ભૂલ્યા, કારણ કે, સત્ય ભૂલ્યા એટલે બધુ જ ભૂલ્યા

વાસ્તવિક ભૂમિકાએ પ્રભુના સ્વરૂપનો વિચાર કરીએ તો સત્ય એ જ સાચા ભગવાન છે બુદ્ધ, મહાવીર, જિન, હરિ, હર, બ્રહ્મા, ખુદા, ક્રાઈસ્ટ, અહુરમઝ્દ એ બધા સત્ય ભગવાન ॥ જ સ્વરૂપો । દેશ, કાળ અને જુદીજુદી માનવપ્રજામા પોતપોતાની કક્ષા પ્રમાણે થયેલા ઉદ્ધારકરૂપે જુદાજુદા આવિષ્કારો છે વિષમ દૃષ્ટિને કારણે અથવા આત્મભાનના અભાવે સત્યભગવાનના ભક્તોને આપણે પરસ્પર વહેચી લીધા અને ભગવાનને નામે ક્લેશક્લેશ કરવા લાગ્યા જે દિવસે આપણે વિષમ દૃષ્ટિના ચશ્મા ઉતારી, સમદૃષ્ટિના ચશ્મા આ ણી આખે ચડાવીશુ, અર્થાત્ આપણે સમ્યક્ દૃષ્ટિથી જોતા શીખીશુ તે જ દિવસે આપણને સત્ય-ધર્મની, સત્ય-માર્ગની, સત્ય-ભગવાનની સમજ આવશે અને તે જ દિવસે જીવનનું રહસ્ય અને સત્યભગવાનનું સ્વરૂપ સમજી શકીશુ સત્ય-ભગવાનના સ્વરૂપ બે ન હોઈ શકે

ધર્મ અનેક છે રે, શાસ્ત્ર અનેક છે રે,
સૌનો હરિવર છે એ એક,
સ્થાન અનેક છે રે, ધજા અનેક છે રે,
સહુમા વહેનો વાયુ એક (ધર્મ)

જૈન-જૈનેતરના ભગવાન બે નથી ખુદા અને ઈશ્વર એ માત્ર ભાષા-ભેદ છે, સ્વરૂપભેદ નથી એ સત્ય-ભગવાન તો સર્વવ્યાપક અને સર્વત્ર છે આખુ વિશ્વ એનું પોતાનું જ છે જે સત્ છે, જે વાસ્તવિક છે, જે સ્વાભાવિક છે, તે બધુ સત્ય જ છે સત્યને કોઈ બનાવવુ નથી સત્ય એ સત્ય જ છે એ અસત્ય ન હોઈ શકે અને અસત્ય એ અસત્ય છે એ કદી સત્ય હોઈ ન શકે આકાશની અનન્તતા, પૃથ્વીની પૃથુતા, સમુદ્રની ગભીરતા એ વાસ્તવિક છે અને તેથી જ સત્યના આધારે તેની વાસ્તવિકતા સિદ્ધ થાય છે

આકાશની અનંતતા એ કૃત્રિમ નથી, એટલે જે સત્ય વસ્તુ છે, સ્વાભાવિક છે, એ વસ્તુ કદી કૃત્રિમ બની શકે નહિ અને આકાશકુસુમ એ અસ્વાભાવિક હોઈ અસત્ય છે તો તે સત્ય ન બની શકે કહેવાનુ તાત્પર્ય એ છે કે, આપણે સત્યને સત્ય અને અસત્યને અસત્ય માનતા શીખીએ તો સમદષ્ટિના બળે સત્ય-ભગવાનની સમીપ જલ્દી પહોચી શકીએ અને જીવનશુદ્ધિ સાધી જીવનનું રહસ્ય જલ્દી સમજી શકીએ

એક વાત અત્રે ખાસ યાદ રાખવાની છે કે, સત્ય-ભગવાનની સમીપ જલ્દી જવા સારુ સમદષ્ટિ કેળવવી એ મુખ્ય સાધન છે સમદષ્ટિ કેળવવા માટે વિશ્વમૈત્રી અને જીવનશુદ્ધિ પણ જીવનમા ઉતારવા જોઈએ પ્રભુની ઓળખાણ કરવી તે સરળ કામ નથી એ તો ખાંડાની ધાર પર ચાલવા જવુ મુશ્કેલ અને કપરુ કાર્ય છે મદિર અગર ઉપાશ્રયે જઈને સમજણ વિના અધપરપરાથી ક્રિયાકાડ કર્યે જવાથી આપણે પ્રભુને કે પ્રભુના માર્ગને ન પામી શકીએ, આ

ક્રિયાઓ આપણા માટે પર્યાપ્ત છે એ માન્યતા ભૂલભરેલી છે પ્રથમ તો જેને પૂજીએ ને ભજીએ છીએ તેને ઓળખવો જોઈએ તેની ઓળખાણ ત્યારે થાય કે જ્યારે આપણે આપણને ઓળખીએ આપણી ઓળખાણના માર્ગે જનાર માર્ગાનુસારીએ પોતાના જીવનને સંકુચિત રાખવુ ન ઘટે મન મોટુ રાખવુ ઘટે, વિચારો ઉદાર રાખવા ઘટે એનું હૃદય વિશાળ હોય, એને મન જગતના બધા જીવો મિત્ર સમાન હોય, વસુધરા કુટુંબ સમ હોય. ત્યા મારાતારાની મારામારી ન હોય, જાતિપાતિની ભાવના ન હોય તે સત્યધર્મનું પાલન કરનાર જીવનશુદ્ધિની સાક્ષાત્ મૂર્તિ હોય અત્યારે આપણે પરમેશ્વરના પૂજારી કહેવડાવવાનું ગૌરવ ભલે લેતા હોઈએ પણ જ્યા સુધી પ્રભુ પૂજાનું રહસ્ય ન જાણીએ અને તેને જીવનમા ન ઉતારીએ ત્યા સુધી પ્રભુ–પૂજાનો ઢોગ જ કરીએ છીએ આવી પ્રભુપૂજા એમ ન થઈ શકે સત્ય ભગવાનના પૂજારી બનવા માટે સર્વત્ર સમદૃષ્ટિ, વિશ્વમૈત્રી અને જીવનશુદ્ધિના પ્રાથમિક પાઠો સમજપૂર્વક જીવનમા ઉતારવા પડે છે અને જીવનમા ઉતારતા ઉતારતા ઘણુ સહન પણ કરવુ પડે છે -દભ અને માયામય જીવનને તજવુ પડે છે દગારી ભાવના દગારો વ્યવહાર, દગારી વાણી વગેરે છોડતા ઘણુ કષ્ટ વેઠવુ પડે છે ઘણા કાળની આ ત છોડવાની ઈચ્છા છતા છૂટતી નથી ઘણી વખત તો હવે હું સમજ્યો છુ, સુધર્યો છુ, ધર્મને માર્ગે છુ એમ લાગે, પણ જીવનમા તેમાંનું કશુય નથી હોતુ દગારી પ્રકૃતિથી દગાએલ માન્ય કરે કે, હું વધો આગળ વધ્યો, મને નકામી ખપ ન ગમે અને સત્ય જ ગમે હું અસાર–વ્યવહારથી કટાળ્યો છુ એવી એવી માન્યતા તે ધરાવતો હોય છે પણ ખૂબ ઊંડાણથી જુઓ તો એમા ભ્રમણા સિવાય બીજુ કશુ જ હોતું નથી એ માટે તો માનવને કેટલો આત્મ ભોગ આપવો પડે છે અને જીવનની શુદ્ધિ માટે કેટલીય વહાલામા વહાલી ચીજને જતી કરવી પડે છે આપણે અત્યારે એમ માની બેઠા છીએ કે ભગવાનના માર્ગમા તો ઉચ્ચ વર્ણનો હોય, ઉચ્ચ કુળનો

હોય, ઉચ્ચ જાતનો હોય તે જ જઈ શકે, એમની વાણીનો લાભ પણ તે જ લઈ શકે આ માન્યતામા આપણે સાચી વાત ભૂલી ગયા છીએ સત્યની પ્રાપ્તિને કુળ સાથે સબંધ નથી પણ ગુણુ અને સુસંસ્કાર સાથે સંબધ છે ઊંચા કુળમા જન્મવા માત્રથી ઉચ્ચ થવાતું નથી ઊંચા-નીચાનું આ ધોરણ ખોટુ અને અવાસ્તવિક છે ઊંચા કુળમા જન્મવા છતા જો સાચી કુલીનતા ન હોય તો તેને કુલીન ન કહી શકાય, અને નીચા કુળમા જન્મવા છતા જો સાચી કુલીનતા હોય તો તે સાચો કુલીન કહેવાય કહેવાનુ તાત્પર્ય એ છે કે, ઊચનીચનું ધોરણ જન્મથી નહિ પણ ગુણથી આકવુ જોઇએ આમ હોય તો જ જીવનનુ રહસ્ય બરાબર સમજી શકાય. જૈન કુળમા જન્મવા માત્રથી જ તેને જૈન ન કહી શકાય 'જૈન' એટલે જીતનાર અંતરની વાસના, આસુરી વૃત્તિ, નિમ્ન પ્રકૃતિ, વિકૃત ભાવોને જીતનાર ને જૈન તે વિજેતા હોય એટલે જ વિશ્વમૈત્રી અને જીવનશુદ્ધિ અથવા જ્ઞાન-ક્રિયાની બે 'માત્રા' ધારણ કરનાર શક્તિશાળી હોય તે જ ખરો જૈન ગણાય. આજે આપણે જૈન કુળમા જન્મ્યો તે જૈન, વૈષ્ણવ કુળમા જન્મ્યો હોય તે વૈષ્ણવ, એમ માનીએ છીએ એ વ્યવહાર પૂરતુ છે, પણ વાસ્તવિક નથી ચડાલના કુળમા જન્મ્યો હોવા છતા પણ જ્ઞાન અને ચારિત્ર્યનો અધિકારી બન્યો હોય તો તે જાતિનો ચડાલ છતા ગુણથી સાચો જૈન કહી શકાય આ વાત તમને કદાચ ખટકશે, પણ જૈન ધર્મ જાતિવાદને માનતો નથી એ તો ગુણવાદને માને છે, તેથી જ તમને આ વાત કહેવી તે મારુ કર્તવ્ય સમજીને જ કહી રહ્યો છુ જો હુ કર્તવ્યપાલન બરાબર ન કરુ તો હુ કર્તવ્યભ્રષ્ટ થયો કહેવાઉં જેવી રીતે 'જૈન' બનવા માટે પાત્રતા જરૂરી છે તે જ રીતે વૈષ્ણવ, બૌદ્ધ, ખ્રિસ્તી, ઇસ્લામી અને જરથોસ્તી બનવા માટે પણ કક્ષા પ્રમાણેની યોગ્યતા મેળવવી જોઇએ પણ સૌથી પહેલા તો મનુષ્યમાત્રે માનવ ધર્મ સમજવો જોઇએ માનવધર્મની મહત્તા સમજાશે તો સાધનો અને સમયની મહત્તા સમજાશે, અને ત્યારે એનો યથાર્થ ઉપયોગ કરતા

એવી દષ્ટિ પ્રગટશે કે જેથી પ્રભુની પ્રભુતા જરૂર સમજાશે અને સાથે સાથે જીવનનું રહસ્ય જે છુપુ રહ્યુ છે તે પણ સમજી શકાશે અત્યારે માનવતા મોઘી થઈ પડી છે આપણા દેશમા દર વર્ષે હજારો વિદ્યાર્થીઓ બી એ, એમ એ ની પરીક્ષામા પસાર થઈ બહાર પડે છે પણ માનવતાની પરીક્ષામા પાસ થનાર જ્વલ્લે જ મળશે અને કદાચ મળે તો તે પણ વિરલ આ બધુ શુ સૂચવે છે? આપણે 'જીવનરહસ્ય' શોધવાને બદલે વધારે રહસ્યમય જીવન બનાવી રહ્યા છીએ પણ જ્યારે માનવતાના મૂલ્ય આકતા શીખીશુ ત્યારે જીવનનુ રહસ્ય સહેજે સમજી શકાશે માનવતા એ જીવન-રહસ્ય સમજવાની અણમોલ ચાવી છે ॐ શાન્તિ ! ! !

## માણસાઈ વગરનો માનવ

મદમાતા મછરાળા મૂરખ માનવી,
નથી સમજતા માનવભવનુ મૂલ્ય જો,
સત્યકથન શ્રવણે કદીયે નવ સાભળે,
ખુવાર થાનારા નર એ ખર તુલ્ય જો મ૦

× × × ×

પોતાના ડહાપણમા એ ડોલે સદા,
અવર તણી ઉત્તમ શીખ ન ધરે કાન જો,
નિશદિન મોહનશામા કાટલ થઈ ફરે,
અથડાવે એને એનુ અભિમાન જો મદ૦

# માનવતા

चत्तारि परमंगाणि दुलहाणीह जन्तुणो ।
माणुसत्तं सुई सद्धा संजमम्मि य वीरियं ॥

ચાર આ શ્રેષ્ઠ અંગોની, દેહીને પ્રાપ્તિ દુર્લભ,
મનુષ્યત્વ, શ્રુતિ, શ્રદ્ધા ને વીર્યોલ્લાસ સંયમે

ભગવાનને જ્યારે પરમજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે પોતાના આ અનુભવોનો જગતને લાભ આપવાને તેઓશ્રીએ, નિષ્કામ ભાવે, એકાંત હિતબુદ્ધિએ અનેક ગૂઢ તત્ત્વોની પ્રરૂપણા કરી આ ગાથામાં તેઓશ્રીએ ફરમાવ્યું છે કે, આ લોકમાં જીવને ચાર અંગ મળવાં દુર્લભ છે જગતની સર્વ સંપત્તિ એને હજુ ય મળી શકે, પુત્ર, મિત્ર, સ્ત્રી અને વૈભવવિલાસ વગેરે સહેલાઇથી મળી શકે, પણ મનુષ્યત્વ, શ્રુતિ, શ્રદ્ધા અને સંયમ,એ ચારને વિષે પરાક્રમ ફેરવવું એ જ અતિ દુર્લભ વસ્તુ છે પરંતુ તમારો અનુભવ ભગવાનના અનુભવથી જુદો પડે છે ભગવાને જે અતિદુર્લભ લાગ્યું છે તે અંગે જો તમોને પૂછવામાં આવે તો તમે જરૂર કહેશો કે આ વાત તો અમારા અનુભવથી જુદી છે અમોને ગળે ઊતરતી નથી અમે માણસ તો છીએ જ શ્રુતિ એટલે અમારા મહારાજની વાણી પણ અમારા માટે તો સહજ છે, શ્રદ્ધા પણ અમારા હૈયામાં ભરી પડી છે અને સંયમ પણ શક્તિ પ્રમાણે આચરીએ છીએ આમાંથી કયી વસ્તુ અમારે માટે દુર્લભ છે? ઊલટું જેને અર્થે અમે રાતદિન પ્રયત્ન કરીએ છીએ તે ધન, વૈભવ, અમન, ઈજ્જત અને સન્માનને દુર્લભ કહો તો તે ગળે પણ ઊતરે

પણ આ વાત અમારે ગળે ઊતરતી નથી ત્યારે સાચુ કોણ? તમે કે ભગવાન?

આ જ વસ્તુ હું આજે તમોને ગળે ઊતરાવવા માગુ છુ જ્યા મનુષ્યત્વના સ્વરૂપનો જ ખ્યાલ ન હોય ત્યા શાસ્ત્રસિદ્ધાંતની વાત જ શી કરવી? મનુષ્યત્વને બરાબર જાણવા માટે આપણે સૌથી પહેલા જીવના સ્વરૂપને ખૂબ ઊંડાણથી વિચારવુ જોઈએ

**જીવનુ સ્વરૂપ કેવુ છે?**

શાસ્ત્રમા નવ તત્ત્વના સ્વરૂપ બનાવી આત્મા આત્માની સમસ્યા ખૂબ વિસ્તારથી સમજાવી છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષ એ નવ તત્ત્વ છે વેદાંત એક અદ્વિતીય બ્રહ્મને માને છે, જ્યારે જૈનદર્શન મુખ્યત બે તત્ત્વોને માને છે (૧) ચેતન (૨) જડ એ બેના સંબધને લઈને કુલ નવ તત્ત્વો બન્યાં છે જીવના મુક્ત અને બદ્ધ એમ બે મુખ્ય ભેદ છે બદ્ધ અથવા સંસારી જીવોની વિવિધ ભૂમિકાઓને કારણે તેમના અનેક વર્ગ પાડવામા આવ્યા છે, અને તેના લક્ષણો, સ્થિતિ, શક્તિ, સ્વરૂપ, સખ્યા વગેરે અનેક પ્રકારે વિવેચન કરી ખૂબ વિસ્તારથી સમજાવવામા આવ્યુ છે આ સ્થળે તેની સામાન્ય રૂપરેખા બતાવવા પ્રયત્ન કરુ છુ

**તત્ત્વની સામાન્ય વ્યાખ્યા—**

મૂળે આત્મા સ્વતંત્ર હોવા છતા અજ્ઞાન-દશાને લઈને બધાય છે દા ત સ્ફટિક પાસે ગુલાબનુ ફૂલ મૂકીએ તો સ્ફટિકમા ગુલાબની છાયા પડે છે અને તેથી સ્ફટિક સમજે કે હું ગુલાબી છુ, તો એ જેમ એની ભ્રમણા છે, તેમ આ જીવ જડના સસર્ગમા રહી પોતાને જડ માની બેઠો છે જો કે એ જડ નથી, ચેતનસ્વરૂપ છે, અખડ છે, અરૂપી છે, છતા એ માની બેઠો છે કે હું જડ છુ, હું આવા રૂપવાળો છુ, આ આકૃતિવાળો છુ, એજ વિભાવિક ભ્રમણાથી જીવ જડતત્ત્વના સાનિધ્યમા રહી તેમા ઓતપ્રોત બન્યો અને એને કારણે રાગદ્વેષની પ્રવૃત્તિ કરવા લાગ્યો રાગ અને દ્વેષ એ બે ભાવકર્મ છે એ જ દ્રવ્ય કર્મના કારણો છે આ પ્રમાણે જીવ જડ સાથે વ્યવહારદૃષ્ટિએ

બધાયો અને જેટલે અંશે રાગ ઉત્પન્ન થાય એટલા પ્રમાણમાં એ બધાય. શુભ ક્રિયા વડે બંધાય તે પુણ્ય અને અશુભ ક્રિયા વડે બંધાય તે પાપ આત્મા પ્રતિ કર્મનું આગમન થાય એનું નામ આસ્રવ આવતા કર્મોનું રોકાણ એ સંવર પુણ્ય-પાપનું નીકળી જવું એ નિર્જરા પુણ્ય-પાપથી આત્મા જોડાય—બંધાય એ બંધ અને કર્મ-બંધનથી છેક જ મુક્તિ થાય એ મોક્ષ મોક્ષ એટલે બધા કર્મોથી મુક્ત થવું તે આમ મળી નવ તત્ત્વો છે તેમાં પણ પહેલા બે તત્ત્વો (૧) ચેતન (૨) જડ એ બેના સંબંધને લીધે બીજા પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ સાતની નિષ્પત્તિ થાય છે અને કુલ નવ તત્ત્વો બને છે

કેટલાક જૈનાચાર્યો પુણ્ય અને પાપને આસ્રવમાં સમાવી સાત જ પદાર્થો માને છે ઉપયોગ, સુખદુઃખનું ભાન, લાગણી થવી એ જીવ અથવા ચેતનના લક્ષણ છે એજ ચેતનને જૈન શાસ્ત્રકારો પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વ એ નામથી ઓળખાવે છે સ્પર્શનેન્દ્રિય આદિ પ્રાણને ધારણ કરે છે તે પ્રાણ. બે ઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિયવાળા જંતુ એટલા માટે પ્રાણી કહેવાય છે વનસ્પતિના જીવોને 'ભૂત' સંજ્ઞા આપી છે પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિના જીવો તે સત્ત્વ અને પ્રગટપણે જીવન જીવે તે પંચેન્દ્રિય જીવો તે 'જીવ' કહેવાય છે

આપણે અહીં જીવ સંબંધી વિચારણા કરીએ છીએ વિકાસની દૃષ્ટિએ જીવના અવસ્થાભેદે શાસ્ત્રકારોએ ત્રણ વર્ગ પાડયા છે બહિરાત્મા, અન્તરાત્મા અને પરમાત્મા સંસારમાં રચીપચી ગયેલો જીવ બહિરાત્મા કહેવાય છે સત્સમાગમથી જીવ જ્યારે પોતાની સ્વરૂપ દશા સમજે છે, પોતે પોતાને પિછાને છે, ત્યારે અન્તરાત્મા કહેવાય છે જો કે, પૂર્વના સંસ્કારો ઘણા બળવાન હોવા છતાં નિરંતર કર્મયુદ્ધ આદરીને અથવા પુરુષાર્થ સેવીને અન્તરાત્મા વધુ બળવાન બની, જ્યારે કર્મમાત્રથી મુક્ત થાય છે, એના આવરણમાત્ર છૂટી જાય છે, ત્યારે તે પરમાત્મદશાને પામે છે

બહિરાત્મા, અન્તરાત્મા અને પરમાત્મા એ ત્રણ દશામાં જીવ એકનો એક હોય છે, પણ વિવિધ પ્રકારના આવરણોને લીધે ભિન્ન ભિન્ન ભાસે છે આવરણવાળો આત્મા મન, પ્રાણ અને ઇંદ્રિયો દ્વારા વ્યવહાર કરે છે શાસ્ત્રોમા આત્માને અગમ્ય, અગોચર, ઇંદ્રિયોથી જાણી શકાય નહિ, મોંથી બોલી શકાય નહિ એવો અને અનત બતાવવામા આવ્યો છે અનત એટલે જેનું સ્વરૂપ અંતરહિત છે એવો એનુ મૂળ જ્ઞાનસ્વરૂપ ખુદ જ્ઞાનીઓ પણ કહી શક્યા નથી અવાચ્ય વસ્તુને વાણીમા લાવવાનો યત્ન થાય, તોયે વાણીમા તે ન આવી શકે માત્ર એનો અનુભવ જ થાય દા૦ ત૦ આપણે જો કોઇને પૂછીએ કે સાકર કેવી? તો જવાબ દેનાર કહેશે કે મીઠી પણ મીઠી એટલે કેવી? તો તે ગોળ કરતા વધારે ગળી એમ જ કહેશે, પણ એને વાણીથી વર્ણવી નહિ શકે એ તો અનુભવથી જ કહી શકાય આ દૃષ્ટાંત તદ્દન વ્યાવહારિક છે એ જ પ્રમાણે આત્માના સમજવામા પણ જાણવુ આત્માના લક્ષણમા આપણે જે જ્ઞાન વિષે કહી ગયા તે જ્ઞાનનો પર્યાય શબ્દ વેદ છે વેદ એટલે જાણવુ જેવો અનુભવ કર્યો હોય તે જ જાણે જીવ જ જીવને જાણી શકે જડ કદી જીવને ન જાણી શકે કારણ કે, લાગણી થવી, વેદવુ એ આત્માનો ગુણ છે

આત્માનુ સ્વરૂપ —

સાખ્ય અને વેદાન્ત દર્શન આત્માને કૂટસ્થ નિત્ય માને છે એમા કોઈ જાતનું પરિણામ સ્વીકારતા નથી સુખદુ ખાદિ પરિણામો તેઓ પ્રકૃતિના માને છે વૈશેષિક અને નૈયાયિકો જ્ઞાનાદિને આત્માના ગુણ માને છે ખરા પણ તેઓ આત્માને એકાન્ત-નિત્ય અને અપરિણામી માને છે નવીન મીમાંસકોનો મત વૈશેષિક અને નૈયાયિક જેવો જ છે બૌદ્ધ દર્શનીઓ આત્માને એકાન્ત-ક્ષણિક અર્થાત્ નિરન્વય પરિણામોનો પ્રવાહ માત્ર માને છે જ્યારે જૈન દર્શનનુ માનવુ એવુ છે કે કૂટસ્થ નિત્યતા યે નથી તેમજ એકાન્ત ક્ષણિકતા પણ નથી, પરિણામી નિત્યતા છે, એટલે કે મૂળ વસ્તુ ત્રણે કાળમા સ્થિર રહી

છતા દેશ–કાળાદિ નિમિત્ત તેમા ફારફેર થાય છે એ પ્રમાણે આત્મા પણ પરિણામી નિત્ય છે એથી જ જ્ઞાન, સુખદુઃખ, એ આત્માના જ પર્યાયો જાણવા જોઇએ

આત્માના પર્યાયો ભિન્ન ભિન્ન અવસ્થામા ભિન્ન ભિન્ન હોય છે તેમને ભાવ કહે છે તેના પાચ ભેદ છે (૧) ઔપશમિક ભાવ (૨) ઉદયભાવ (૩) ક્ષાયિકભાવ (૪) ક્ષયોપશમિકભાવ (૫) પારિણામિકભાવ આ પાચે ભાવો પણ આત્માનું સ્વરૂપ ગણાય, કારણ કે, સંસારી કે સિદ્ધ કોઈ પણ આત્માના પર્યાયો આ પાચ ભાવોમાના કોઇ ને કોઈ ભાવમા હોય છે મુક્ત–આત્મામા ક્ષાયિક ને પારિણામિક એ બે ભાવો હોય છે અને સસારીમા, કોઈમા ત્રણ ભાવ, કોઇમા ચાર ભાવ અને કોઈમા પાચે ભાવ હોય છે

જે ભાવો ઉદયિક પર્યાયવાન છે તે વૈભાવિક છે ને બાકીના ચારે ભાવ સ્વાભાવિક છે ઉપર્યુક્ત ભાવો જડમા હોવાનો સંભવ નથી જીવનું લક્ષણ ઉપયોગ છે જીવ કે જેને આત્મા અથવા ચૈતન્ય કહે છે તે અનાદિ સિદ્ધ દ્રવ્ય છે એ અરૂપી હોવાથી એનુ જ્ઞાન ઇંદ્રિયો દ્વારા થતું નથી સ્વસંવેદન પ્રત્યક્ષ તથા અનુમાન આદિથી થાય છે જગત અનેક જડ અને ચેતન પદાર્થનું મિશ્રણ છે એમાથી જડ અને ચેતનની પિછાણ કરવી હોય તો તે ઉપયોગ દ્વારા જ થાય છે.

**ચેતન અને જડનો લક્ષણભેદ —**

ફ્રંટિયર મેલ ઘણો વેગવાન છે પણ તે તેના નિયત કરેલ માર્ગે જ જઈ શકે, કેમકે તે જડયત્ર છે જ્યારે કુથવા જેવા નાના જીવનો વેગ ભલે ગમે તેટલો ધીમો હોય પણ તે રેલવેના પાટા પરથી ઊતરીને તેની મરજીમા આવે અને ફાવે ત્યા જઈ શકે છે ફ્રંટિયર મેલ મહાન ગતિમાન હોવા છતા કુથવા પ્રમાણે આડો અવળો જઇ શકતો નથી, કેમકે, કુથવામા સ્વલ્પ પણ જ્ઞાન છે, લાગણી છે, સંજ્ઞા છે, ચૈતન્ય છે, તેથી ગાડીના ધમધમાટથી પોતાની જાતને બચાવવા પાટા પરથી ઊતરી જાય છે, પણ રેલવે–ટ્રેન

રસ્તામાં તૂટ્યો હોય ને ડ્રાઈવરને ભાન ન હોય તો આ જડ યંત્રની ગતિ ચાલુ રહે છે ને તૂટેલા પુલમાં ગબડી પડે છે. આનું કારણ એ જડ યંત્રમાં જ્ઞાન નથી, જ્યારે આ માણસમાં જ્ઞાન છે.

જીવનું લક્ષણ ઉપયોગ કહ્યું છે. ઉપયોગ એટલે બોધરૂપ વ્યાપાર. જેમ જેમ જીવનું આવરણ હટતું જાય અને વિકાસ થતો જાય તેમ તેમ જ્ઞાનની માત્રા વધતી જાય. એકેન્દ્રિયમાં ઘણો કાળ વ્યતીત થયા પછી જ્યારે આવરણો ઘટે ત્યારે તે જીવ બે ઇંદ્રિયોની ઋદ્ધિને પામે છે. ત્યાં અનેક જાતના કષ્ટો અનુભવતા ઘણો કાળ રહે છે. એ બેઇંદ્રિય જીવ અનેક પ્રકારના દુઃખો વેઠીને આવરણો ખસેડે છે, ઉત્પન્ન થાય છે ને મરે છે. વળી પાછો ઉત્પન્ન થાય છે અને મરે છે. આમ ઘણે કાળે ત્રણ ઇંદ્રિયવાળો થાય છે. ત્રણ ઇંદ્રિયવાળાને શરીર, જીભ ઉપરાંત નાક મળે છે. દા. ત. કીડીને લેશો તો જણાશે કે તેની નાસિકેંદ્રિય ઘણી જ તીવ્ર હોય છે. આપણને જેની ગંધ માલુમ ન પડે તેની ગંધ કીડીને આવી શકે છે. એમ ક્રમે ક્રમે રખડતા આથડતા ચાર ઇંદ્રિયોની સામગ્રી મળે છે, એટલે કે શરીર, મોઢું, નાક અને આંખો મળે છે. ચાર ઇંદ્રિયો સુધીના જીવો બધા ગર્ભજ નહિ પણ સમ્મૂર્છિમ હોય છે. તેથી અસંજ્ઞી ગણાય છે. એના પછી પણ ઘણો વિકાસ સાધવાથી જીવાત્માને કાન મળે છે અને તે પંચેન્દ્રિય જીવ થાય છે. એમાં કેટલાક ગર્ભજ અને કેટલાક સંમૂર્છિમ હોય છે. આ વિવિધ પ્રકારના નાના પંચેન્દ્રિય જીવોમાં પક્ષીઓ અને પશુઓના પણ અસંખ્ય પ્રકાર છે. એમાં જન્મમરણ કરતા, અનુભવ લેતા, એમ ઉત્તરોત્તર વિકાસ પામતા તે ઉપયોગી જાનવર થાય છે. ત્યાંથી જ ગતી માણસ થઈ અનેક અનુભવને અને અનાર્યમાંથી આર્યભૂમિકાવાળો માનવ બને છે. માનવની પણ અનેક કક્ષાઓ છે. જેમ જેમ આવરણો ખરી જાય છે તેમ તેમ તે આગળ વધે છે, અને જેટલા પ્રમાણમાં જેના આવરણો ખસી ગયા હોય તેટલા પ્રમાણમાં તેનો વિકાસ થયો ગણાય છે. એકેન્દ્રિયથી નીકળીને અહીં

સુધી આવતા જીવને અનતકાળ જાય છે અને તેટલા કાળમા અનેક સુખદુ ખના, પરાધીનતાના, અમહાયતાના અનુભવો થાય છે તે તે યોનિઓમાના સસ્કારો, સ્વભાવગત આતો પણ સાથે રહી ગયેલ હોય છે કે જેનો આજે ખ્યાલ નથી, છતા પ્રસગ પડે કે તે જૂના સસ્કારો પ્રમાણે વર્તન કરે છે હવે હુ માનવ છુ, આ વ્યવહાર મારાથી ન થાય, મને ન શોભે એ વિચાર પૂર્વના પાશવી સસ્કારોને લીધે એને નથી આવતા માનવ થતા પહેલા પશુયોનિનુ જીવન કુદરત ઉપર આધાર રાખનાર હતુ એના જીવનનો મોટો ભાગ કુ રત નિભાવી લેતુ પણ માનવ થયા પછી એને બુદ્ધિતત્ત્વ સાપડે અને તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે એ તત્ત્વ એને ઝડપથી નવા નવા અનુભવો કરાવે છે, પણ પાશવી સસ્કારો સદ્‌વિચારમા વિઘ્ન નાખે છે અને તેને નીચેની ભૂમિકામા જકડી રાખે છે, તેથી જે સાધનો તરવા માટે મળેલા છે તેનો એ સદુપયોગ કરી શકતો નથી

લોકો ધાર્મિક ક્રિયા કરતા હોય છે છતા તેમા સફળતા નથી મળતી તેનું કારણ આ પાશવી સસ્કારોનુ ગાઢ અસ્તિત્વ છે એ કેમે કર્યા નીકળતા નથી કારણ કે, માણસોનુ તે તરફ લક્ષ્ય નથી હોતુ મનુષ્ય શારીરિક દુ ખ નાબૂદ કરવા જેટલી ચિંતા સેવે છે અને ઉપાય કરે છે તેમાની થોડી પણ ચિંતા પ્રકૃતિની જડતા અને તેના દોષો કાઢવા કરાતી નથી એટલે સર્વથી પ્રથમ સમ્યક્-વિચાર દ્વારા પાશવતાના સસ્કારો દૂર કરવાની જરૂર છે એ ક્રિયાને ક્ષેત્રવિશુદ્ધિ કહેવામા આવે છે એવા સાધકને પછી સ્વાભાવિક રીતે જ નીચેના પ્રશ્નો ઊઠે છે —

> कोऽहं कथं केन कुतः समुद्गतो
> यास्यामि चेत क्व शरीरक्षये ।
> किमस्ति चेहागमने प्रयोजनं
> वासोऽत्र मे स्यात् कति वासराणि ॥

હુ કોણ? કેમ ઉત્પન્ન થયો? શાથી થયો? આગ્યાન પ્રયોજન શુ? શરીરમાથી નીકળીને ક્યા જવાનો? હુ અહીં

કેટલુક રહેવાનો ? જીવીશ ત્યારે આ બધાુ શુ ? એવા વિચારો ઉત્પન્ન થાય છે અને તેનુ સમાધાન શોધે છે સમાધાન માટે શોધ કરે છે અને ઘણા પ્રયત્ન ને અને તે સત્પુરુષને શોધે છે ત્યારે જ એને ખાતરી થાય છે સત્સંગથી સમજવા લાગે છે કે, અનંત—શક્તિમાન મારો આત્મા આજે જડના પરિચયથી જડ જેવો બન્યો છે, સિંહ છતા બકરા જેવો બની ગયો છે આ વાત સમજવા માટે શાસ્ત્રોમા એક દ્દષ્ટાંત છે

એક ભરવાડ જગલમા બકરા ચારવા જતો હતો જગલમા એક નાનું સુંદર સિંહનુ બચ્ચુ ગુફામા પડેલુ જોયુ તેને લેવાનો વિચાર તેને થયો સિંહણ ફરવા ગયેલી, ત્યા કોઈ શિકારીનો ભોગ બની જવાથી પાછી આવે તેમ ન હતું ભરવાડ આ બચ્ચાને પોતાની સાથે લઈ ગયો ત્યા તે બકરા ભેગુ ફરતુ રહેતુ અને ચરતું સમયના વહન સાથે એ મોટુ થયુ અને બકરાઓ સાથે જ ઉછરેલુ હોવાથી એ પણ એમ માનતું કે આ પણ મારા જાતભાઈ છે અને હુ પણ બકરુ જ છુ એને ખબર ન હતી કે હુ સિંહ છુ અને આ બકરા છે એટલે બકરા સાથે ખાય, પીએ અને વગડામા પણ જાય એક દિવસ જગલમા એણે સિંહ દીઠો પ્રથમ સિંહે બકરાને જોઈ ત્રાડ પાડી બકરા બીકથી નાઠા, સાથે એ સિંહનુ બચ્ચુ પણ નાઠુ એટલે એ સિંહબાળને નાસતો જોઈને સિંહ વિચારમા પડ્યો અને કહેવા લાગ્યા "તું ક્યા જાય છે ? તુ તો મારા જેવો સિંહ છો હું તને નહિ મારુ" પણ તે બીકનો માર્યો પાછો આવે નહિ આ સ્થિતિ જોતની છે છેવટે પેલા સિંહે બકરાના ટોળામા ઉછરેલા સિંહને પોતાની ભાષામા કહ્યુ "અરે ભાઈ ! હુ જેવો છુ તેવો જ તું છે તો ખાતરી ન થતી હોય તો જળાશયમા ગર્જના કર અને તારુ પ્રતિબિંબ જો" ઈસારો કરીને વળી કહ્યું, "મારે જેવી કેશવાળી છે તેવી જ તારે પણ છે" આ પરથી ભૂલેલાને ભાન થયુ, અને ભાન થયુ કે તરત બીક ટળી ગઇ આત્માનું પણ એમ જ છે જડ સાથે રહીને એ જડ થઈ ગયો છે એથી જ એ વિષય કષાયના કીચડમા ભટકે છે તમે જ વિચારો તે

તમારામાના ઘણાએ શરીર ઉપર હીરા, માણેક અને મોતી લાદ્યા છે હું પૂછુ છુ કે, એ હીરા, માણેક, મોતીની કિમત કરનાર કોણ? ચૈતન્ય ન હોય તો એમની કિંમત શી?

આત્મા વગરના શરીરને ભલે પાચ ઇન્દ્રિયો હોય, રેશમ જેવા વાળ હોય, કોઇ દેખતા જ મુગ્ધ થઇ જાય એવુ રૂપ હોય, છતા ય બધા કહેશે કે એમા કઇ નથી જે હતુ તે નીકળી ગયુ પહાડ જેવો ખડતલ શરીરવાળો સોળ વરસનો નવયુવાન મરી જાય પછી એનું માથુ મણનું હોય તોય કહેશે, એને બાળી મૂકો કારણ કે વસ્તુ નીકળી ગઈ

આ વાત સર્વવિદિત સાચી હોય છતા ઘણા કાળના અભ્યાસથી માણસ શરીરને જ હું માનીને સર્વ ક્રિયા કરે છે, શરીર અને તેને ઉપયોગી વસ્તુની સભાળ રાખે છે, પણ ખુદ પોતાની સભાળ નથી રાખતો કારણ કે, અજ્ઞાનતાને લીધે પોતાને ભૂલી ગયો છે એથી જ એમ કહે છે કે, અમે ક્ષત્રિય, અમે બ્રાહ્મણ, અમે વાણિયા, આ શૂદ્ર, એનાથી અમે વટલાઇ જઇએ, અભડાઇ જઇએ! પણ એને ખબર નથી કે, અમે બધાય આત્મા એક છીએ આ પિછાણ થવાનું સ્થાન માનવદેહ અને ત્યાર બાદ માનવતા—માનવપણુ—વિચારનું ક્ષેત્ર, ત્યા જ આત્માની ઓળખાણ થવાનો સભવ છે સાચા ધર્મનો પણ ત્યા સભવ છે શ્રવણ પણ તે જ કરી શકે અને પછી જ શ્રદ્ધા પ્રગટે અને શ્રદ્ધા પછી સયમ હોય મધુઓ! એકડા વગર સો, હજાર ને એક લાખ મીંડા હોય તે નકામા કારણ, મીંડા આગળ એકડો નથી મીંડા આગળ એકડો આવી જાય એટલે એકડાવાળા એક જ મીંડાની કીંમત દશ થઇ ગઇ કેટલો ચમત્કાર! ધાર્મિક ક્રિયાઓ સેકડો પ્રકારની કરી પણ હુ એટલે 'આત્મા' એવી ઓળખાણ ન થઈ ત્યા લગી બધુ વૃથા ઓળખાણના એક જ કિરણમા એટલી અનુપમ તાકાત છે કે, એનાથી જીવનો બહિર્ભાવ ટળી, વૃત્તિ સહેજે અંતર્મુખ થાય છે મારાશ કે, "ચેતન વિના દેહ જેમ શૂન્ય છે, તેમ માનવતા વિના ધર્મ શૂન્ય છે"

---

# મનુષ્યઅવતાર — આ લોકનો રત્નચિંતામણિ

આ ભવ રત્નચિંતામણિ સરખો, વારવાર ન મળશે રે,
ચેતવું હોય તો ચેતી લે પ્રાણી, અવસર એવો ન ફળશે રે

વહાલા શ્રોતાજનો !

ગત વ્યાખ્યાનમા હુ કહી ગયો છુ કે દુર્લભમા દુર્લભ ચાર વસ્તુ છે (૧) મનુષ્યત્વ, (૨) શ્રવણ, ( ) શ્રદ્ધા, અને (૪) સયમશક્તિ

શ્રીમાન્ શકરાચાર્ય પોતાના વિવેકચૂડામણિ નામના ગ્રથમા લખે છે કે,

દુર્લભં ત્રયમેવૈતદ્ દેવાનુગ્રહહેતુકં
મનુષ્યત્વં મુમુક્ષુત્વં મહાપુરુષસંશ્રય ।

ભાવાર્થ —દેવના અનુગ્રહ વિના આ ત્રણ વસ્તુ મળતી નથી તેમા પ્રથમ મનુષ્યપણુ, બીજી મુમુક્ષુતા અને ત્રીજી મહાપુરુષની સગતિ જુઓ, મહાપુરુષોના તત્ત્વજ્ઞાનમા કેટલુ સામ્ય છે ? ભગવાન્ મહાવીર જે ફરમાવે છે તેને જ શ્રીમત્ શકરાચાર્ય પોતાની ઢબે રજુ કરે છે મનુષ્યઅવતારમા જ મનુષ્યત્વ આવે માટે સૌથી પહેલા મનુષ્યત્વ જ દુર્લભ છે પરતુ આટલુ રહસ્ય ઘણા થોડા સમજે છે તેથી જ તેઓ મોઘુ જીવન વેડફી રહ્યા છે પૌદ્ગલિક પદાર્થો જેવા કે માનપાન, હુકમહોદ્દા, જગતની વાહવાહ, ધન-વૈભવ, કુટુબકબીલા,

અરે ! રાજાની સમૃદ્ધિ પણ સુલભ છે પણ ઉપર કહી તે ચાર વસ્તુ જ દુર્લભ છે અનેક યુગોના પ્રયત્ન પછી જ મનુષ્યઅવતાર મળી શકે ભગવાન મહાવીર ગૌતમને ઉદ્દેશીને કહે છે, 'હે ગૌતમ' આ પાચ ઇંદ્રિયોથી યુક્ત એવો મનુષ્યદેહ તને સહેજે નથી મળી ગયો અસખ્ય પ્રકારના ભોગ આપીને, પારાવી જીવનની પરાધીનતાના દુખ વેઠીને ઘણા પુરુષાર્થથી તે મળ્યો છે માટે એને સફળ કરવા—

હવે ઝટ તજવીજ કર તું ત્યાની,
 રૂડા જિનવર પથે જવાની હવે૦
આ ભવસાગરમા તનનૌકા, મેળવી છે તે મઝાની,
તૂટે નહીં ત્યા સુધી તરી લે, સુઘડ બનીને સુકાની હવે૦

મનુષ્યઅવતારમા પણ માનવતા પ્રાપ્ત કરવાની જેને સગવડો મળી હોય તે મહાપુણ્યશાળી પુરુષ છે મનુષ્યઅવતાર પામ્યા પછી વાણી, બુદ્ધિ, અને શક્તિના સાધનો પ્રાપ્ત થવા કઠણ છે ઘણા મનુષ્યઅવતાર પામ્યા પછી પણ ઇન્દ્રિય—વિકલ, અપગ અને અશક્ત હોઈ કશુ કરી શકતા નથી પણ ઉપરના સાધનો મળવા છતા જેણે માણસાઇ—વિચારશક્તિ ન પ્રગટાવી અને સાધનોનો વ્યય પૈસા એકઠા કરવામા કે સત્તા ચલાવવામા કર્યો તેને મહાનિર્ભાગી જીવ જાણવો. માનવના જીવનમા અને પશુના જીવનમા એજ મોટો ફેર છે મહાપુરુષોએ માનવજીવનનું લક્ષણ આ પ્રમાણે સ્પષ્ટ કર્યું છે —

आहारनिद्रादि सम शरीरिषु,
 विशेष्यमेक हि नरे विचारणम् ।
तेनोज्झित पक्षिपशूपम स्मृत
 तस्माद् विचारैकपरायणो भवेत् ॥

પશુ અને મનુષ્યના સ્વભાવમા ઘણો ફેર હોય છે પશુ પોતાની પડી હોઈ, તેને બીજાના દુખનો ખ્યાલ ન હોય જેમ

કોઈને શીંગડું ભરાવે કે કૂતરો કોઈને કરડે તો તેને એ ઘવાયેલા માણસોનો વિચાર ન આવે કેમ કે તે પશુ છે ચાર જાનવરમાં એકને ખાવા નાખો ને એકને ન નાખો તો ખાનારને એમ ભૂખ્યું છે તેનો ખ્યાલ ન આવે પોતાના જાતભાઈની પણ એ ચિંતા નહિ કરે કેમકે એનામાં વિચારનું તત્ત્વ નથી એ પ્રમાણે માણસ જો બીજાને પીડા આપવા છતાં તેના દુઃખનો વિચાર ન કરે તો તે નરપશુ ગણાય. માણસ હોય પણ તેનામાંથી પશુનો સ્વભાવ છૂટી ગયો ન હોય જો પારકાના દુઃખનો ખ્યાલ ન આવે, તે શરીરે ભલે માણસ હોય છતાં પણ માણસાઈવાળો માણસ નહિ કહેવાય તે નરપશુ કહેવાય ‘નર હૈ પશુ સમાન, વિચાર બિન નર હૈ પશુ સમાન’ માણસ હોય ને પારકાના દુઃખ ભાગવાનો વિચાર કરે અને પશુ એ વિચાર ન કરે એટલો માણસ અને પશુ વચ્ચે તફાવત રહેલો છે ઘણા માણસો માંથી હલકી કોટીના પાશવીય સંસ્કારો ગયેલા હોતા નથી, અને વાઘદીપડા જેવી તેમની પ્રકૃતિ હોય છે ખરા વાઘ અને દીપડા કરતાં માણસ રૂપનો વાઘ કે દીપડો વધુ ભયંકર હોય છે સામાન્ય રીતે જોતાં જાનવરો ઉપયોગી હોય છે ઘોડા, ગધેડા, બળદ પાસે તમે ખેંચાવો તેટલો ભાર ખેંચે છે વળી ગાય, ભેંસ, બકરી જેવા પ્રાણીઓમાંથી દૂધ, દહીં, માખણ વગેરે મળે છે તેનું સર્વાંગ ઉપયોગી છે માણસમાં જો પરોપકારનો, સેવાનો, ઉપયોગિતાનો ગુણ ન હોય તો તે પશુ કરતાં પણ ખરાબ ગણાય માણસમાં જ્ઞાન, વિવેક અને વિચાર હોય તો તે સારો, નહિ તો કાળા નાગ કરતાં પણ ભયંકર છે કાળો નાગ એક કે બે માણસને મારે, પણ ભૂંડો માણસ તો હજારોનું સત્યાનાશ વાળે એટલે કે મહાન ઝઘડા, મહાન યુદ્ધો કરાવી દાવાનળ સળગાવે, નિર્દોષ ઉપર આળ ઓઢાડે અને ન કરવાનું કરી મૂકે મનુષ્યદેહ મળ્યા પછી જેનામાં માણસાઈ ન આવી હોય તેના વ્યવહારો, તેના આચરણો નર્યા સ્વાર્થી હોય છે, તેની રીતભાત ભયંકર હોય છે

પશુપક્ષીઓમા જેમ મોટા જીવો નાનાનો ભક્ષ કરી જાય, મોટાં માછલીઓ નાનાને મારી નાખે, તેમ રાક્ષસી વૃત્તિવાળો માણસ પણ પોતાના સ્વાર્થ માટે નબળાને ચૂસીચૂસીને પોતાનું ગુજરાન ચલાવે કેટલાક પિતા પુત્રમા સ્વાર્થ માની તેના અભ્યાસ માટે ખર્ચ કરે, કાળજી રાખે પણ તેવી કાળજી પુત્રીની ન રાખે કેટલાક તો દીકરીને વેચીને તેમાથી જ જીવન ગાળે વિચારશીલ માણસ એમ નથી કરી શકતો આ સર્વનું કારણ સદ્વિચારનો અભાવ છે, અર્થાત્ માણસાઇ નથી હોતી, એનામા દુર્બુદ્ધિનું જોર હોય છે અને જો સત્સંગનો લાભ મળે, વિચારની ભૂમિ પર આવે તો બીજાનું અહિત તો નહિ કરે પણ પોતાનું સુખ જતું કરીને અન્યનું ભલું જ કરશે

માણસાઇ આવે છે ત્યારે બીજાનું પચાવી પાડવાની નીતિને બ ને બલમનમાઈ સહેજે આવે છે એ હમેશા ભક્ષણ કરવામા નહિ પણ રક્ષણ કરવામા મોટાઈ સમજે છે એના દિલમા રક્ષણ કરવાની ભાવના સ્વય પ્રગટે છે એ માને છે કે, મારુ બળ અને સાધનો નબળા કે સાધનહીનની સેવા માટે છે, અન્યને હેરાન કરવા કે પજ વવા માટે નહિ માણસાઈ પછીનું બીજું દુર્લભ અગ શ્રુતિ છે શ્રુતિ એટલે સાભળવુ માણસાઈ હોય ત્યારે જ ધર્મરહસ્યની વાત સાભળી શકે અને સમજીને પચાવી શકે તે સમજે કે મારું જ્ઞાન કનિષ્ઠા-કકાસ મટાડવા માટે છે, વધારવા માટે નહિ માણસનો ચોખ્ખો સ્વભાવ કેળવાયો હોય ત્યારે તેના મનમા થાય છે કે, આ કાર્ય થાય અને આ તો ન જ થાય મારા ઘરાકે મારામા વિશ્વાસ મૂકયો એને હું ખરાબ કે ઓછો માલ કેમ આપી શકુ ? એવુ જેના હ્રદયમા લાગે તે ધર્મસ્થાનમા હોય કે ઘેર હોય પણ પોતાની ફરજ, પોતાનું કર્તવ્ય સર્વત્ર સરખુ સમજે છે માણસાઇ આવ્યા પછી દુષ્કર્મ કરતા પહેલા વિચાર જ આવે કે, મને કોઈ ગાળ આપે, અપમાન કરે કે છેતરે તો કેવુ લાગે, એ વિચાર આવતા જ એવુ વર્તન નહી કરી શકે વળી કોઇ સુંદરી એની દૃષ્ટિએ પડતા દુષ્ટ વિચાર આવે તો તે

એમ વિચારશે કે આ સ્થળે મારી મા, દીકરી કે બહેન પર કોઈ આવી ખરાબ દૃષ્ટિ નાખે તો એ માણસ મને કેટલો નીચ અને અધમ લાગે? આ વિચાર એને પિગળાવી નાખે એને એમ જ થાય કે હું કેટલો નાલાયક છું ! અરેરે ! મારી દૃષ્ટિમા અમૃત ઝરવાને બદલે વિકાર આવી ગયો આજે મારાથી કેમ ખવાય? આવા આવા વિચાર થાય એ માણસાઈનો મુખ્ય ગુણ છે માણસાઈ આવે તો જ આવા સુવિચારો આવી શકે

આ મનુષ્યત્વને લક્ષમા રાખીને જ સંત તુલસીદાસજીએ માનવ દેહની અનોખી કિંમત આકી છે ગોસાઈજી બોલે છે —

**नर तन सम नहीं कवन ही देही, जीव चराचर याचत जेही।**
**सरग-नरग-अपवर्ग निसेणी, ज्ञान विराग भक्ति सुख देणी॥**

આ મનુષ્યના દેહ જેવો કોઈ અવતાર નથી, કારણકે એ અવતારવડે જ જીવ સ્વર્ગ નરક કે મોક્ષમા જઈ શકે છે માટે જ એને ચિંતામણિ જેવો કહ્યો છે કારણકે એ અવતારમા જ જેવું ચિંતવીએ તેવા થઈ શકવાની બધી શકયતાઓ રહેલી છે મનુષ્ય લોકમા રહેનો માણસ જ્યા જવુ હોય ત્યા જઈ શકે છે જેને પૂછો તેને સ્વર્ગમા જ જવુ છે એમ કહે છે છતા એની કિંમત ભરવી નથી મફત જવુ છે એને સોનુ ચાદી, પિત્તળ કે કોઈ ધાતુ ખરીદવી હોય તો પૈસા આપે, પણ સ્વર્ગની સહેલ એને મફત જોઈએ છે કેવો મૂર્ખ ! મુબઈમા માગીના પણ પૈસા દેવા પડે છે તો જેને સ્વર્ગમા જવુ હોય તો શુ મફત જઈ શકાય ? એને માટે તો મહામૂલા દેહનો ઉપયોગ કરવો પડે અને જો એનો દુરુપયોગ કરી એ રત્નને ફેંકી દઈએ તો આપણે કેવા મૂર્ખ ગણાઈએ ?

એક પટેલની વાત છે એક ગામના પટેલે પોતાના ખેતરમા જુવાર વાવેલી ખેતરને ફરતો ઊંડો પાતાળ સુધી પહોંચેલો ધરો હતો વચ્ચે ફક્ત બે ચાર ગાડા જાય એટલો જ માર્ગ હતો ખેતરમા જુવાર પાકી પક્ષીઓ ખાવા આવતા હોવાથી તેણે પક્ષીઓ ઉડાડવા માટે એક માડવો

ધાર્યો પછી તે ઉપર ચડી ગોફણમા પથ્થરા નાખી દૂર ફેંકે અને પક્ષીઓ ઉડાડે પથ્થરાઓ મેળવવાની મુશ્કેલી ટાળવા તેણે ખેતરની બહાર જઇને એક ખાડો ખોદવા માડ્યો અને તેમાથી પથ્થરો નીકળે તે ભેગા કરવા લાગ્યો ખોદતા ખોદતા તેમાથી એક પથ્થરો કાળનો પડી રહેલો ઘો. ધીજ્યો. ભેગા ધૂળથી ઢંકાયેલા કિંમતી હીરા હતા, પણ અને ભાન ન હતું એથી એ તો ધમા કાકરા ભરેલો સમજીને આખો ઘરે માલા ઉપર લઈ ગયો અને ગોફણમા તે કાકરા મૂકી પાછો પક્ષીઓ ઉડાડવા લાગ્યો એ બધા હીરાઓ પેલા ઉંડા ઘગમા પડતા હતા એમ કરતા કરતા બપોર થયુ પટલાણી ભાત લઈ નાના દીકરાને તેડીને ખેતરે આવ્યા પટેલ ભાન લઇને ખાવા બેઠા, અને છોકરો રમવા લાગ્યો રમતા રમતા ગોફણમા ભરાવેલો કાકરો છોકરાએ લઇ લીધો પટેલ ખાઇને માળવા ઉપર ચડ્યા પટલાણી તેના દીકરાને લઇને ઘર તરફ વળી પણ છોકરાના હાથમા એક કાકરો રહી ગયો હતો પટલાણી બજારમા થઇને પોતાના ઘર તરફ જતી હતી રસ્તામા એક ઝવેરીની દુકાનમા બેઠેલા ઝવેરીની નજર પેલા છોકરાના હાથમા રહેલા હીરા પર પડી અને તે ઓળખી ગયો તેણે પટલાણીને બોલાવીને પૂછ્યુ, પટલાણી ' આ શુ ? એ તો મારા બરનો છે પણ મારે મહત નથી જોઈતો, તમને પાચ રૂપિયા રોકડા આપુ, લાવો પટલાણી સમજી ગઈ કે વાણિયો આમ રૂપિયા પાચ આપે નહિ એની કાઈ પણ વધુ કિંમત હોવી જોઇએ પટલાણીએ કહ્યું, "જે ખરી કિંમત હોય તે કહો ' વાણિયે રૂપિયા દશ આપવા માડ્યા પટલાણીના મનમા થયુ કે પાચના ૭ નહિ ને સીધા દશ થયા, માટે જરૂર કિંમતી કાકરો હોવો જોઇએ રકઝક કરતા વાણિયો સો રૂપિયા આપવા તૈયાર થયો અને કહ્યું, બોન હવે રાજી ? પટલાણી સ્મિત થઇ ગઈ હાના કરતા વાણિયાએ રૂ ૨૦૦, ૩૦૦ એમ વધતા ૧૦૦૦, પાચ હજાર, દશ હજાર કીધા પટલાણી કહે, શેઠ, તમારા દીકરાના સોગન ખાઇને કહો કેટલા રૂપિયા આપશો ?

છેવટે ૫દર હજાર કહ્યા અને તેમાથી વધતા વીસ હજાર થયા પટલાણીએ છેવટે ધર્મના સોગન આપ્યા કે, માથે ભગવાન રાખીને કહો ત્યારે વાણિયો બળી ગયો અને સીધા ત્રીસ કહ્યા પટલાણી કહે, કોઈ ઝવેરીને બતાવીને વેચીશ છેવટે વાણિયાએ વિચાર કર્યો કે મને આ હીરાના સવા લાખ તો સહેજે ઊપજશે એટલે વળી ચાળીસ કહ્યા પટલાણીએ હીરો પાછો માગ્યો કે લાવો નથી વેચવો આખરે તેણે રૂપિયા એંસી હજારમા રાખી લીધો પટલાણીને થયું કે હુ પાછી ઝટ ખેતરે જાઉ, નહિતર પટેલ બધાય હીરા ફેકી દેશે એમ ધારી સોદો નક્કી કરી છોકરાને લઈ ખેતરે આવી પટેલને દૂરથી લાંબા હાથ કરી મોટા અવાજે કહ્યુ કે, 'ધા ન કરશો' એમ રાડો પાડવા માડી, પણ પટેલે તો છેવટે એક હીરો રહ્યો તે પણ ફગાવી દીધો

પટલાણીએ કહ્યુ, “ હેઠા ઊતરો.” પટેલ કહે, “ પણ છે શું ' પટલાણી અટકીને બોલી, “ તમે ધા કરો છો તે કાકરા નથી પણ હીરા છે હીરા ' અને તે પણ લાખ લાખની કિંમતના ' તમે શુ કર્યું ?” પટેલ વિચારમા પડ્યો ખાળુ, મે આ શુ કર્યું ? હવે તો એકેય નથી રહ્યો ' બધા ધરામા જઈ પડયા પટેલે અનાજ બચાવવાના હેતુથી પક્ષીઓ ઉડાડવા માટે લાખ લાખના કિંમતી સઘળા બધ હીરા અજાણ્યે ગોફણમા ઘાલી ફગાવી દીધા બધા જ ધરામા પડયા, એકેક બાકી રહ્યો નહિ પોતાને જ હાથે આવી રીતે વગર સમજ્યે કરોડોનો ગેરલાભ થતા બહુ પટેલને ખૂબ જ ખેદ થયો અને રડયો “ મે લાખ લાખના હીરાઓ ફેકી દીધા ” એમ મનમા કહી પસ્તાયો. બસ, આ જ રીતે નરતન–ચિંતામણિનું છે મનુષ્યજીવનની ઘડીઓ તે ઘડીઓ નથી પણ કિંમતી હીરાઓ છે એને વણસમજે મનુષ્યો આળસ, પ્રમાદ, કુથલી, કલેશ, વિષય અને વિકાર એ અર્થે એમ જ ફગાવી દઈ પાછળથી પસ્તાય છે જીવનની એક જ મિનિટમા સદ્બુદ્ધિથી સ્વર્ગમા, અને કુબુદ્ધિથી એક જ મિનિટમા નરકમા જઈ પડાય છે માનવનો જેને દેહ મળ્યો અને આ અમના સારનો મર્મ

ગતા જેણે ઊધ, આળસ, વેપારરોજગાર અને ધન ઉપાર્જન કરવામા બની ઘડીઓ વ્યતીત કરી નાખી અને કઈ મેળવ્યુ નહિ એના પશ્ચાત્તાપનો ગો પાર? પણ ખબર નથી ત્યા લગી તો એ ચિતમણિ પેટ ભરવામા, વિષયમા, કનિષ્ઠ કામમા, કોઈ એ પોતાની જિંદગીના ૩૫, તો કોઈએ ૪૦, ૫૦, ૬૦, વરસો કાઢી નાખ્યા છે આ બધા વરસો દરમ્યાન, તેમણે ધર્મની વાતો નથી સાભળી એમ નહિ, પણ ધર્મનુ ખરુ રહસ્ય સમજ્યા નથી જ્યારે એ રહસ્ય સમજાશે ત્યારે જીવ રડશે પણ એ તો જાગશે ત્યારે દુ ખની વાત એ છે કે, અત્યારે જાગ્યો નથી જ્યા સુધી ચારે તસુ પણ હાથમા દોરડુ હોય ત્યા સુધી કુવામાથી જળભર્યો ઘડો નીકળે દોરડુ તૂટ્યુ કે ખનાસ થયુ ઘડો ગયો અને જળ પણ ગયુ આપણી જીવનદોરીનું પણ તેમ જ ૨૫ હાથ ગઇ છે કે ૩૫ હાથ, ૫૦ હાથ ગઇ કે ૭૫, પણ હજી હાથમા થોડી બાજી છે મહાપુરુષોએ કહ્યુ છે કે—

"હજુ છે હાથમા બાજી—કરી લે રામને રાજી,
કહુ શુ વાતને ઝાઝી—હજુ સમજાય તો સારુ"

ભક્તિ, સેવા અને જ્ઞાન વગેરે મનુષ્યત્વ દ્વારા જ થઇ શકે દેવલોકના દેવેન્દ્રો એ ન સાધી શકે બહાર નીકળવાની આ યોનિ છે એ જ દરવાજો છે પણ વિલાસ–વિકારરૂપી ખજવાળ આવવાથી માણસ દ્વાર ચૂકી જાય છે ને પાછો લક્ષચોરાસી યોનિના ચક્કરે ચઢે છે. માંડમાડ મનુષ્યદેહનો આરો આવે પણ જેનામા મનુષ્યત્વ ન હોય, તે મૂઢમતિને એ વિચાર સૂઝતો નથી ને વધારે પાપના પોટલા બાધીને આવ્યો તેમ પાછો જાય છે ખરી વાત તો એ છે કે, મનુષ્યત્વ વિનાનું ધન, વૈભવ, શક્તિ, સાધનસામગ્રી એ વધારે પાપ કરાવે છે અને સાધક થવાને બદલે બાધકરૂપ બને છે મોટે ભાગે એ બધુ અહિતકર બને છે તેમ જ જીવ વિષયાદિ ખજવાળમા વાર વાર દ્વાર ચૂકે છે અને ભટકે છે

એક મોટું નગર હતું ચોર્યાસી ગાઉનો તેનો વિસ્તાર બહાર નીકળવાને ફક્ત એક જ દરવાજો હતો. એક આંધળો માણસ દરવાજો શોધવા ઘણું રખડ્યો, પણ દરવાજો જડે નહિ તે કોણ દેખવે? વ્યવહાર ન હતો અને રસ્તા વાંકાચૂંકા હતા લોકો પોતાના વ્યવસાયમાં, કોઈને ફુરસદ નહીં કોણ એ બિચારા સામું જુએ? પણ એના નસીબે એક વિરલ મનુષ્યે દયા લાવી તેને સલાહ આપી કે, થોડે છેટે ગામને ફરતો ગઢ છે તે પર હાથ મૂકતો મૂકતો જજે એટલે દરવાજો આવશે ને તેમાંથી નીકળી જજે આંધળાને સલાહ પસંદ પડી અને તેનો અમલ પણ કર્યો. રાત પડે ત્યાં બેસી જાય બીજે માગે ને બીજે દિવસે વળી પાછું પ્રયાણ ચાલુ રાખે એમ ફરતા ફરતા કેટલાક દિવસે તે દરવાજા પાસે આવ્યો. પણ એના દુર્ભાગ્યે ત્યારે જ ખજવાળ આવી અને બન્ને હાથે ખજવાળના ખજવાળના ચાળવા માંડ્યું, એટલે સામા દરવાજેથી નીકળી ગયો, અને ફરી ચોર્યાસી ગાઉના ચક્કરમાં પડ્યો ક્યારે આરો આવે એમ એના મનમાં થાય. પણ ખજવાળમાં એણે સંયમ ન રાખ્યો પછી આરો આવે જ ક્યાંથી? પાછો ચોર્યાસી ગાઉની મજલ કાપે ત્યારે ને?

તેમ જ આ જીવને શાસ્ત્રકારો કહે છે, "ચોર્યાસી લાખ જીવ યોનિમાં ઉત્તમ એવો માનવનો દેહ ક્વચિત જ મળે છે" તે મેળવવા ચર અને અચર સહુ ઇચ્છી રહ્યા છે માનવદેહ એક ઉચ્ચ કોટિની કર્મભૂમિ છે અને મનુષ્યજન્મ એવો સુંદર દરવાજો છે કે એ જડે તો ચાર ગતિરૂપ ચક્કરમાંથી નીકળવા ધારે તો નીકળી મોક્ષ મેળવે અથવા સ્વર્ગ મળે અને નહીંતર પશુના કે નરક મળે

"નરદેહ એટલે સર્વ શક્તિઓનો ભંડાર"

ૐ શાંતિ

ર્મ બંધાય છે એમ બરાબર ભાન હોય તો કર્મ બધાય તેવુ કામ કોણ કરે ? પણ જીવને એવુ અજ્ઞાન છે કે હું કોણ છું, આ હું શુ કરી રહ્યો છું, કયે માર્ગે જઈ રહ્યો છું ? એનુ લેશ પણ ભાન નથી હોતું એ અંધપરપરાએ પૂર્વના સસ્કાર પ્રમાણે કાર્ય કર્યે જાય છે એનું માઠું પરિણામ આવે ત્યારે ખેદ કરે, રડે, પશ્ચાત્તાપ કરે અને પાછો કરતો હોય તેમ કર્યે જાય છે આ જ અજ્ઞાન દશા એટલે ટૂ કામા આપણે પોતે જ કર્મને બાધીએ છીએ આપણી ઈચ્છા સિવાય કર્મ કોઇ દિવસ બધાય જ નહિ જેમ દારૂનો શીશો પડ્યો હોય પણ જો એનો ઉપયોગ ન કરીએ તો નશો ન ચડી શકે તેમ સારા કે નરસા કર્મો બાધનાર આપણે પોતે જ છીએ

આત્મા પોતાના સુખ અને દુખનો કરનાર છે આત્મા જ પોતાનો મિત્ર અને દુશ્મન પણ છે આપણું જૂરુ કરનાર આપણે જ છીએ આપણા કર્મોનો ઉદય થાય ત્યારે આપણને સવળી મતિ સૂઝતી નથી, અને અવળુ જ કર્યે જઈએ છીએ આ રીતે દુખનુ મૂળ કારણ વિભાવ (અજ્ઞાન)મા પડેલો આત્મા જ છે એની ઉપરના આવરણ મટે અર્થાત્ આત્મા જાગ્રત થાય, પોતાની વિભાવિક દશાને જાણે ત્યારે જ તે આ રહસ્યને સમજે છે, નહિ તો ત્યા સુધી દડાની માફક રખડ્યા કરે છે આ રખડપટ્ટી મનુષ્ય ન થયો હોય ત્યા સુધી તો અવશ્ય હોય છે પણ માણસ થયા પછી એને જે બુદ્ધિ મળે છે તેનો સદ્ઉપયોગ કરતા દુરુપયોગ વધુ કરે છે કોઇ વખતે સત્તાધીશ થાય તો પણ દહાડો ન વળે, કારણ કે સત્તા મળ્યા પછી તે સત્તાના કેફમા અનેક કુકર્મો બાધે છે થોડા સુખને ભોગવવા અર્થે અનેક દુખના કારણરૂપ કર્મોને એકઠા કરે અને પછી મરીને હલકી ગતિ પામે

આ પ્રમાણે અનેક યોનિમા પર્યટન કર્યા પછી જીવને ફરીને મનુષ્યયોનિનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે તેમ છતા આગળની યોનિઓના દુષ્ટ સંસ્કારો બળવત્તર હોય છે એ તેને બહુ પજવે છે

જરા જાગ્યો કે પાછો પ્રમાદમા ઝુકાવી દે છે ભારે ઘેનવાળો માણસ જેમ આખ ઊચી નથી કરી શકતો, તેમ તેની દશા તેને સૂઝતી નથી તેથી આધપરપરાએ જ જીવન વિતાવે છે જેનામા મનુષ્યત્વ ન હોય તેનામા સારાસારનો વિચાર પણ ન હોય. તમે કદાચ માનતા હો કે મોટા રાજા, મહારાજા કે શ્રીમતમા માણસાઈ હોય જ, તો તે ભૂલ છે માણસાઈનો આધાર સમ્મજ પર છે, નહિ કે ધન બળ કે પશુબળ પર

માનવનો દેહ પ્રાપ્ત કર્યો પછી પણ, મનુષ્ય જે કુળમા જન્મ્યો હોય, જે સમાજમા ઉછર્યો હોય તે કુળ અને તે સમાજમા જે જે ક્રિયાઓ અથવા રૂઢ વ્યવહારો ચાલતા હોય તે તે કશા પણ વિચાર વગર ચલાવ્યે રાખ્યાની મોટે ભાગે તેને આદત પડી જાય છે આને ઓઘસંજ્ઞા કહેવામા આવે છે પરતુ જ્યારે તેનામા વિચારશક્તિનો સહજ પણ વિકાસ થાય છે ત્યારે દરેક પ્રસંગે તે માથુ ઊચુ કરે છે અને વિચારપૂર્વક ખુલાસો માગે છે આ સ્થિતિમા ઘણો સમય પસાર થાય છે એટલે કે માનવતા મળ્યા પછી પણ ઓઘદૃષ્ટિ* સમૂળગી ન જાય એવુ ઘણા જીવોના સંબંધમા બને છે પણ માનવતા પહેલા અને પછીની ભૂમિકામા ફેર ઘણો પડે છે વસ્તુસ્વરૂપ ઓળખવાની રુચિ જાગે, જડ તરફનુ ખેચાણ ધીરેધીરે મદ થાય, શ્રવણની લાયકાત આવે, ભૂમિકા શુદ્ધ કરવા પ્રેરાય અને જેની જેવી દૃષ્ટિ તેવુ તેને દેખાય એવી સમજ પ્રગટે છે જેણે કાળા

* આત્મવિકાસની કક્ષા પ્રમાણે શ્રી પાતજલયોગના અષ્ટાગયોગની સાથે સરખામણી કરતા શ્રી હરિભદ્રસૂરિએ આઠ દૃષ્ટિઓનુ નિરૂપણ કર્યું છે એ આઠ દૃષ્ટિના નામ આ પ્રમાણે છે ૧ મિત્રા ૨ તારા, ૩ બલા, ૪ દીપ્રા ૫ સ્થિરા ૬ કાન્તા, ૭ પ્રભા અને ૮ પરા આ આઠ દૃષ્ટિઓને યોગદૃષ્ટિ કહેવામા આવે છે યોગ દૃષ્ટિ પ્રાપ્ત થવા પહેલા જીવ ઓઘ દૃષ્ટિમા હોય છે આ દૃષ્ટિઓની તારતમ્યતા માટે સપાદકના નિવેદનમા જુઓ વિકાસતણી નસરો–આત્મવિકાસની વિશિષ્ટ પદ્ધતિઓ

ચશ્મા પહેર્યા હોય તો માખણ અને શ્વેત ચીજ પણ કાળા દેખાય. ચશ્મા ઉતારે ત્યારે વાસ્તવિકતાની સાચી ખબર પડે આ સમજથી તે ચેતીને ચાલે પણ આવી માનવતાની ભૂમિકા પહેલા એટલે કે મનુષ્યદેહ પ્રાપ્ત થવા છતા માનવતા ન આવે ત્યા સુધી સૂક્ષ્મ શરીરમા બિલાડાના, આદના, વાઘના, નાગના વગેરે અનેક પશુસંસ્કારોના અવશેષો રહી ગયા હોય છે કોઈ વખત રાક્ષસસમાન ભાવના પણ હોય. જે આત્મનિરીક્ષણ કરતા શીખે છે તો આવી જાણ જરૂર થાય છે કે પોતે કોણ અને કોના જેવો છે?

## મિત્રાદૃષ્ટિ

લક્ષપૂર્વક જેણે શાસ્ત્રાધ્યયન કર્યું હોય તેના દિલમા જે વિચાર રૂપી દીવો પ્રગટે તો જ જીવનમા જાગૃતિ આવે એ વિચારદીપક માટે સત્શાસ્ત્રરૂપી તેલ, વૈરાગ્યરૂપી વાટ, ચિત્તરૂપી ભાજન (સુપાત્ર) અને ગુરુના બોધરૂપ અગ્નિનો યોગ જરૂરી છે ત્યાર જ વિવેકરૂપી દીવો પ્રગટે છે દીવો પ્રગટયા પછી પણ એને માયાનો વાયુ ન અડે એવુ પવનવગરનું સ્થાન જોઈએ નહિ તો માયા, મોહ, છળકપટરૂપી વાયુથી તે હોલવાઈ જાય. જીવન ક્રોધ, માન, માયા, વિરસ, વિકાર તૃષ્ણા, ઇર્ષ્યા, અહંકાર, મમતા જેવા અનેક દોષાથી ભરેલુ છે મિત્રાદૃષ્ટિવાળો સાધક શાસ્ત્રશ્રવણ કરતા કરતા પોતાના અન્તરને જોતા શીખે છે પોતાની જાતને આ રીતે જુએ છે કે હું કયા? મારું સ્થાન કયા? કેટલા બધનોથી હુ બધાયો છુ? મારી શક્તિ કેટલી? મારે શુ કરવુ જોઈએ? અને શુ કરી રહ્યો છુ? વગેરે

## આત્મ-નિરીક્ષણની આવશ્યકતા

રોજ જીવનને તપાસતા શીખો, જીવનનિરીક્ષણ કરતા શીખો, અને જુઓ।

> प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चारित्यमात्मन ।
> किन्नु मे पशुभिस्तुल्यं किन्नु सत्पुरुषैरिति ॥

હું કોના જેવો છુ ? મારુ જીવન કોના જેવુ છે ? સિંહ જેવુ ? દીપડા જેવુ ? બાઘ જેવુ ? બિલાડા જેવુ ? નાગ જેવુ કે રાક્ષસ જેવુ ? કે સત્ પુરુષના જેવુ છે કે સામાન્ય માણસનો જેવુ છે ? એમ મનુષ્યે હમેશા પોતાના જીવનનુ અવલોકન કરતા રહેવુ જોઈએ.

વેપારીનો દીકરો બાપના શિક્ષણથી દુકાનમા દગો કરતા શીખે, ઓછુ આપતા શીખે, તો પણ તેનો બાપ કહેશે, હોશિયાર તો બહુ થયો, એ મારા જેવી બધી રમત શીખી ગયો તેથી છેતરશે ખરો પણ છેતરાશે તો નહીં જ બાપ હરખાય છે પણ વિચાર નથી કરતો કે, સાથે તો પાપ આવશે પૈસા વગેરે મેળવેલ તો પડ્યુ રહેશે. તો આવો ધધો છોકરાને શા માટે શીખવુ છુ ? આપણા સ્થૂળ શરીરમા આપણુ સૂક્ષ્મ શરીર રહ્યું છે જેની જેવી ટેવ, આદત, રુચિ, ભાવના, તેવુ સૂક્ષ્મ શરીરનું ઘડતર થાય અને તે ઘડતરને અનુરૂપ સ્થળે તે મરીને ઉત્પન્ન થાય

સદ્‌વિચારથી, સદ્‌વાચનથી, સત્સંગથી સસ્કારિતા પ્રાપ્ત કરી હોય તો મરણાંતે સદ્‌ગતિ પ્રાપ્ત કરે અને કુસગ, સ્વાર્થવૃત્તિ, દુષ્ટ ભાવોથી જીવન નષ્ટ કરે છે તે દડનાયક દુર્યોધન જેવો થાય છે

જૈન સૂત્રોમા દુર્યોધન નામક દડનાયકનો અધિકાર વિપાકસૂત્રના છઠ્ઠા અધ્યયનમા આવે છે ત્યા શ્રમણ ગૌતમના પ્રશ્નોના ભગવાન મહાવીરે જવાબો આપ્યા છે દુર્યોધન, સિહપુર નગરનો એક મહાદુષ્ટ અને અન્યાયી ફોજદાર હતો સૌજન્યની સેવા અને દુષ્ટતાનો દડ એવી એની ફરજ છતા દુષ્ટ સંસ્કારોને લીધે તે સમજતો નહિ પૈસા મેળવવા, પોતાનુ માની લીધેલુ સ્થાન જમાવવા માટે બસ મારવુ, કૂટવુ અને ત્રાસ આપવો એમા એને આનંદ આવતો અહા ! જીવનની દશા તો જુઓ બળહીન થઈને મરવા પડેલા ગધેડાનો વાસો ફોલતા કાગડાને ખબર નથી હોતી કે ગધેડાના જીવને કેટલું દુખ થતુ હશે ! કોઈ લાયક અને ખાનદાન કુટુબનો દીકરો કરજમા ડૂબ્યો હોય તો શાહુકાર એમ નથી સમજતો કે મારી પાસે પુષ્કળ દોલત છે, તે નહિ આપે તો શુ થયુ ? તેવી વૃત્તિવાળાને એમ ન થાય કે

હું પાપી છું મારામાં કામવૃત્તિ છે એ તો એક જ વાત સમજે કે મારું લેણું છે ને? ગમે તેમ કરીને 'યેન કેન પ્રકારેણ' તે વસૂલ કરવાનો મારો જન્મસિદ્ધ હક્ક છે કરજદારની સ્ત્રીના અને બચ્ચાના દાગીના વેચાઈ જતા હોય છતાં મદદનો હાથ આપવાની વાત તો કોરે રહી, પણ થોડી ધીરજ પણ આમાં શકે નહિ કોણ કહેશે કે આમાં માણસાઈ છે?

આ દુર્યોધને લોકોને લૂટવા, તેમની નાજ લેવી, ખોટા કેસો ઊભા કરી લાય-રુશ્વત લઈ છોડી દેવા, એવું કૂર જીવન ગાળતા ઘણો કાળ કાઢ્યો જેમ જેમ અધર્મ આચરતો ગયો તેમ તેમ લક્ષ્મી અને બળ વધતું ગયું પણ એ ભૂલી ગયો હતો કે દુ:ખ દેવાનું આખરી પરિણામ દુ:ખ જ હોય છે, સુખ કદી નથી હોતું એ તો વર્તમાનના ધમધમાટમાં ભવિષ્ય દેખતો નહિ પોતાના સુખ સગવડ આડે બીજાની મુસીબતો તરફ દુર્લક્ષ કરતો જેમ બગીમાંથી બાજરો કે ઘઉં નથી ઊગતા, તેમ દુ:ખ ને તિરસ્કારના વાવેતરથી તિરસ્કાર સિવાય શું ઊગે? અનંત વડોના કારણભૂત વડનું બીજ એક જ હોય છે, તેમ અનંત દુ:ખના કારણરૂપ પણ અન્ય પ્રાણીઓ સાથે દુ:ખદ વ્યવહાર જ હોય છે માણસના પાપમાં અનેક પાપ સમાયેલાં છે અનેક ભવની પરંપરા સુધી તેના ફળ ભોગવવાના હોય છે પણ જીવ એવું વિચારે તો ને?

ઈશ્વર છે જ ક્યાં?

દુર્યોધન તો એમ જ સમજતો હતો કે મારું નામ લેનાર આ જગતમાં છે જ કોણ? કોણ રખેવાળ બેઠો છે? ભગવાન જેવી વસ્તુ જ શું છે? અને તે કરતો પણ ધાર્યું જ ધારે તેની આબરૂ લૂટે હાથ, કાન, નાક કાપી નાખે આખા સિંહપુર નગરમાં દુર્યોધનના નામમાત્રથી જ લોકો કંપી ઊઠે રાક્ષસ જેવી એની પ્રકૃતિ હતી ત્રાસ પમાડે એવા ચિહ્નો એના ચહેરા પર ચોખ્ખા દેખાઈ આવતા હતા દુષ્ટ પ્રકૃતિની કજિયાળી સાસુને જોઈ વહુ ત્રાસે, કાળા નાગને જોઈ માણસ ત્રાસે કારણ? તમે જાણો છો,

એનામા કંઈ ભર્યું છે એમા ઝેર ભર્યું છે તે જ્યા આવો કાળો નાગ તો બે, ચાર, પાચ માણસોની જ જિંદગી ખુવાર કરે પણ માણસની હૃદયગુફામા તો એવા અનેક વિકરાળ સિંહો, દીપડાએ અને કાળા નાગો ભર્યાં છે જે હજારોના જીવ લે એક સમજપૂર્વકની સાચી ધર્મકરણી જ એ રાક્ષસી ભાવોને હઠાવે છે, પાપવૃત્તિઓ દૂર કરે છે જેમ લાભ–ખોટનો હિસાબ વેપારી મેળવે તેમ આપણે પણ અહીં તાળો મેળવી શકીએ કે કેટલી પાપવૃત્તિઓ હજી પણ જીએ છે જ કોણ? વિચારે છે જ કોણ '

કસાઇના દીકરાને વિચાર ન આવે કે બકરો આટલો કેમ તરફડે છે ' એ તો હમેશની ટેવથી ટેવાઇ જ ગયેલો હોય છે દુકાનમા બેઠેલો વેપારી અનાજ જીવડાવાળુ અને ઓછુ આપે માલમા દગો કરે, પણ પોતાની આ ખામીઓ તે કે બીજાઓ કદાચ કળી ન શકે પણ લેનાર તો જરૂર કળી જાય કોથળામા પાચશેરી ભરીને કુતરાને મારી હોય તો બીજા બધે તરત ન કળી શકે, પણ કુતરોને ખબર પડે જ કે કોથળાની અંદર સખત કંઇક છે બીજો ન સમજી શકે એટલે અચબો પામે કે ખાલી કોથળાના મારથી કૂતરો રાડો કેમ પાડતો હશે? જેવી રીતે ભંગીને જરા દુર્ગંધ હોય તો તે જણાતી નથી, પણ હમેશ કરતા વધુ હોય તો જ જણાય છે, તેવી જ રીતે જે પ્રકારના પાપોથી મન ટેવાઈ ગયુ હોય છે તે પાપ તેને તરત નજરે નથી ચડતુ

દુર્યોધન પણ તેની પ્રવૃત્તિમા ટેવાઈ ગયેલો હતો પણ જેમ જેમ મોટર મજલ કાપે તેમ તેમ તેના મીટરનો આકડો ચડતો જાય છે તે જ પ્રમાણે માણસ જેમ અધર્મ આચરે છે, તેમ તેમ તેના કર્મનો મીટર પણ ચઢે છે વળી જેમ પેટ્રોલ પૂરુ થતા ગાડી અટકે છે તેવી જ રીતે પુણ્ય હોય ત્યા સુધી માણસ તાગડ ધિન્ના કરવાનો સિંહપુર નગરનો ફોજદાર ગમે તે કરે તે ચાલતુ હતું, કારણ કે તેનું પુણ્ય પહોચતુ હતું પુણ્યના અને પાપના પ્રકાર સમજવા જેવા છે

દુર્યોધનનું પુણ્ય એટલે કે સાધનસંપત્તિ ખરી પણ દૃષ્ટિ નિર્મળ નહિ એટલે તે પુણ્યો ઘણા પાપને કરાવે, તેવા પાપાનુબંધી પુણ્ય હતા ક્ષણ સુખ મળતું હોય, પણ તેમાં ઘણા કાળના દુઃખો મિથયેલા હોય છે, એની એને ખબર નહોતી એટલે આવા પાપ કર્મો કરતા કરતા એક દિવસ પાપનું પરિણામ ઉદયમાં આવશે અને આખો ક્રમ ઉલટાઈ જશે પડી "જેમ નાખે તેમ પાસરા" ને બદલે મારું આમ ઊંધુ જ વાલશે એમ એને ખબર હોત તો? તો તો કેટલાના જીવન ખાટા કરી નાખ્યા, કેટલાયના સીધા વાળી જીવન ભસ્મીભૂત કર્યા તે કદાચ તે ન કરત

ખરેખર પાપનો ઉદય જ્યારે થાય છે ત્યારે પાપી માણસ પણ પામર બની જાય છે જેની દૃષ્ટિ નિર્મળ થઈ જાય છે, જેને સાચો રાહ સમજાય છે કે આ પરિપાક મારા જ વાવેલનો છે, તે શૌર્ય વડે પોતાના પૂર્વકર્મજન્ય દુઃખને સમભાવે સહન કરે છે અને ચેતીને ચાલે છે નવાં કર્મ નથી બાંધતો અહો! પાપનો ઉદય થાય ને વ્યાધિ ઊપડી આવે ત્યાર પછી વૈદ્ય, ડૉક્ટરો, હકીમો કેવા નકામા થઈ જાય છે? એવો માણસ રાડો પાડયા કરે એને એક મિનિટ પણ ચેન ન પડે તો દિવસ સુખેથી ક્યાંથી જાય?

કદાચ પાપીને આ ભવે કશું ન થાય, તો લોકો કહેશે કે ભગવાન ઊંઘે છે, કુદરતમાં ન્યાય નથી, નહિ તો આટલો અધર્મી મોજ કેમ કરે? પણ એમ નથી મોડું વાગે તો ઠેઠ સુધીમાં પાપો તેનો થોડો પરચો બતાવે છે કદાચ આ ભવે ઉદયમાં ન આવે છતાં પાપના ફળ તો મોડા વર્ષે પછી પણ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ગમે ત્યાં અને ગમે ત્યારે ભોગવવા જ પડે છે

આ સત્ય દરેક માણસ સાંભળે, સમજે, અને સમજી સમજીને બીજાને દુઃખ ન આપે અને પોતે અધર્મી ન બને

## દુર્યોધનનો છેવટનો અંજામ

પાપ કરવામાં પાગલ થયેલ, પોતાના તોરમાં બેફામ બનેલ દુર્યોધન મરતા પહેલા અસહ્ય વ્યાધિથી ઘેરાઈ ગયો વૈદ્ય અને

હકીમોના સર્વ ઉપાયો નિષ્ફળ ગયા ન દેખી શકાય, ન વર્ણવી શકાય એવી વેદના દીર્ઘકાળ ભોગવી ધીમે ધીમે આયુષ્ય પુરૂં થયુ અને દુર્યોધન મરણ પામ્યો શાસ્ત્રકારો કહે છે, એનો આત્મા બાવીસ સાગર જેટલા લાંબા કાળ સુધી નરકની તીવ્ર વેદના ભોગવવા ગયો. ત્યા અપાર વેદના નિયત કાળ સુધી ભોગવીને ત્યાથી નીકળી મથુરા નગરીમા શ્રીદામ રાજાને ત્યા એણે જન્મ લીધો.

પણ મૂળ સસ્કારો ગયા નહિ નદીવર્ધન એનું નામ તેનામા એવી ભાવના રહી ગઈ કે, રાજ્યની લગામ મારા હાથમા આવે તો હું મારી સત્તાનો દોર ચલાવુ બાપ હશે ત્યા લગી મજા નહિ આવે અને બાપ કોણ જાણે ક્યા સુધી જીવશે ? પૂર્વ કાળની રાક્ષસી ભાવના એવી પ્રબળ હતી કે, એ એ[ઘ]દૃષ્ટિના છેલ્લા પગથિયા પર હતો એના મનમા એવો વિચાર ઘૂટાયા કરતો હતો કે, મારા પિતાને મારી નાખવા સારુ હું શુ કરુ ? ઝેર આપુ ? છરો ચલાવુ ? દગો કરુ ? કે બીજા કોઈની પાસે મારી નખાવુ ? વિચાર કરી કરીને તેણે આ દુષ્ટ કામ એક ચિત્ત નામના હજામને હાથે કરાવી લેવાનો નિર્ણય કર્યો હજામને ધનની, વજીરપદની લાલચ આપીને લલચાવ્યો હજામે લાલચથી લલચાઈ હા કહી પણ એ કામ કરવુ કેવી રીતે ? હજામત કરતી વખતે રાજાનો પ્રાણ લેવાનો વિચાર તો તેણે ગોઠવ્યો એ પણ બચ્ચાંનો ખેલ ન હતો તેનામા એટલી હિમ્મત પણ ન હતી અને કઇક પ્રભુનો ડર પણ હતો એટલે માડમાડ અસ્ત્રો તો તૈયાર કર્યો અને હજામત કરતા કરતા જેવો ઊંડો ઘા કરવાનો વિકલ્પ કરે છે, ત્યા હાથ ઠેમનાઈ ગયો ' રાજા પણ ભેદ પામી ગયો. હજામના ભાવોની તેને ખબર પડી ગઈ રાજાએ કહ્યું, ' તું સાચુ બોલી નાખીશ તો તારો ગુનો માફ કરીશ ' હજામે ગુનાનો એકરાર કીધો કોઈ દિવસ એવુ કામ કરેલું નહિ એટલે હજામ ઢીલો પડી ગયો અને રડી પડ્યો તેણે તમામ ખરી વાત કહી દીધી. કારણ ? રાજાનું પુણ્ય અને આયુષ્ય બળવાન હતા

**રાક્ષસી ભાવનાનો બૂરો અંજામ**

રાજાના મનમાં એમ થયું કે, નંદિવર્ધન મારો પુત્ર છે, યુવરાજ છે, છતાં તેણે તરત જ તેને કેદ કરાવ્યો, અને દાંડી પિટાવી નગરમાં જાહેર કરાવ્યું કે, યુવરાજનો રાજ્યાભિષેક કરવો છે માટે નગરના મુખ્ય ચોકમાં તૈયારી કરો. ને બીજી બાજુ તાંબા કલાઈના કકડતા રસો તૈયાર કરાવ્યા. લોકોની મેદની ચોકમાં જામી છે પણ તેઓએ રાજ્યાભિષેકને બદલે બીજું જ કાંઈક જોયું! રાજાએ જાહેર ચોકમાં ધગધગતા સિંહાસન પર ઊના કકડતા રસોથી અભિષેક કર્યો, અને દંતરાને મોતે મારી નાખ્યો. રાક્ષસી ભાવનાનો અંજામ આવી ગયો

"જેવી કરે જે કરણી તેવી તુરત ફળે છે,
બદલો બતાવનારાનો અહીંનો અહીં મળે છે."

આ ઉપરથી હું એ કહેવા માગું છું કે, આપણે આપણા આવા સેતાનપણા કે હેવાનપણાને પ્રથમથી જ દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ અને માનવતા પ્રગટાવવી જોઈએ. જ્યારે મિત્રાદૃષ્ટિ પ્રાપ્ત થાય ત્યારે માણસ પોતાના જીવન તરફ, નિત્યના કાર્યમાં થતી બેદરકારી તરફ ધ્યાન આપતો સહેજે થાય છે, અને જગતના બિનજરૂરી કાર્યો તરફ ઓછું ધ્યાન આપે છે. ગતાનુગતિક કરનારાઓ કરતા એની પ્રવૃત્તિ જુદી જ હોય છે.

મિત્રાદૃષ્ટિ પ્રગટે ત્યારે તે સદ્‌વિચારની ભૂમિ પર આવે છે. જીવનનું રહસ્ય જાણવા મથે છે અને 'માણસ પોતાના હાથે પોતાનું જ બૂરું શા માટે કરતો હશે? હવેથી મારે મારા શ્રેયનો માર્ગ શોધવો જોઈએ.' આવું આવું ચિંતન સહેજે કરે છે. યોગ્ય અયોગ્ય સમજી શકે છે. બોધ સાંભળવા આવે ત્યારે પણ ખૂબ લક્ષપૂર્વક સાંભળે છે. સાંભળી વિચાર કરે, અને પોતાને જરૂરી બીના સમજી પછી મારે શું કરવું અને શું ન કરવું એનો વિવેક કરે.

**કર્તવ્યપરાયણ થાય ક્યારે?**

હલકી ભૂમિકાના માણસોમાં તમોગુણ વધારે હોય છે. તમોગુણ કરતા રજોગુણ વધે ત્યારે કંઈક-અંશે તેને ફરજનું ભાન થાય. તે

પ્રમાણિક બને સાથે ખૂબ પ્રવૃત્તિશીલ બને તેને પોતાનો દેહ, ઘર, કુટુમ્બકબીલા પાછળ સમાજનો વિચાર થાય મારાથી એકલપેટુ કેમ થવાય ? દયા ને વીશાના, વાણિઆ, બ્રાહ્મણ ને ક્ષત્રિયના એવા જ્ઞાતિ ભેદ ભૂલી જઈ કોઇને દુ ખી જોતા પોતાના સુખ પ્રત્યેથી મોહ ઉતરી જાય એવી ભાવના પ્રગટ અને જેમ જેમ માણુસાઇ વધતી જાય, રજોગુણ સાથે સત્ત્વગુણ ભળે, તેમ તેમ સ્વાર્થનો ત્યાગ કરતો જાય પોતાના અંતર તરફ ચિત્ત વળે ક્રમેક્રમે તારાદષ્ટિ પ્રગટે ત્યારબાદ બલાદષ્ટિ અને ત્યારબાદ દીપ્રાદષ્ટિ પ્રગટે આ ચાર દષ્ટિ સુધી આત્મભાન—સમ્યક્‌દષ્ટિ—નથી હોતી ગુણસ્થાન પ્રથમ હોય છે પણ જ્યારે પાચમી સ્થિરાદષ્ટિ પ્રગટે છે ત્યારે આત્મભાન થાય છે પ્રથમની ચાર દષ્ટિ જૈન શાસ્ત્રકારો માર્ગાનુસારીમા ગણે છે એ દષ્ટિઓમા ક્રમેક્રમે ક્ષેત્રવિશુદ્ધિ થાય છે અને પછી અનીતિ, અન્યાય, અપ્રામાણિકતા, દભ, દગો, વિશ્વાસઘાત જેવા કાર્યો તરફ સહજ અણગમો પ્રગટે છે એવા અટપટા પ્રસંગે પણ પછી એવી અધમતા નથી આચરતો એ આ દષ્ટિનો પ્રભાવ છે એ માને છે કે, જ્યા સુધી ઇન્દ્રિયો ઉપર, વિષયો ઉપર વિજય ન મેળવાય ત્યા સુધી તે જૈન નહિ પણ જે માણસ ખરા જૈન જેવા જ આચરણો પાળતો હોય તે જ જૈન પછી તે ગમે તે મઝ ।નો કા ન હોય ? એનામા જાહેર હિમ્મત આવે, ન્યાયમાર્ગે જીવન ચલાવે, દુ ખો સહીને પણ પરનું રક્ષણ કરે, એને આત્મનિરીક્ષણની લગની લાગે, સત્ય અને અહિંસાનો આરાક બને, સમયનો, શક્તિનો દુર્વ્યય કરે નહિ, એ ન બોલવા જેવુ બોલે નહિ, ન આચરવા જેવુ કદી આચરે નહિ, પછી પોતાનું ગમે તે થાય તે સાચો માર્ગાનુસારી બને તેને ખરી વસ્તુ રુચે ને ખરી વસ્તુનો તે અધિકારી બને ટૂકમા તે પવિત્ર અને શુદ્ધ બને. આટલી ભૂમિકા આવ્યા પછી જ એ આધ્યાત્મિકતાનો અધિકારી બની શકે ॥ ॐ શાંતિ ॥

# સંસ્કારોની અસર

## [ પૂર્વાર્ધ ]

વહાલા શ્રોતાજનો,

મનુષ્યત્વ પહેલાની અને પછીની સામાન્ય રૂપરેખા કહેવાઈ ગયા પછી એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે કે, 'જીવ ગેડીદડાની જેમ અથડાય છે શાથી ? જો કે કર્મને લીધે એમ બને છે એ કહેવાઈ ગયુ છે વળી કર્મ પોતે તો જડ છે, એટલે જો જીવ ન ભળે તો તે કશુ કરી શકે તેમ નથી, એ પણ કહેવાઈ ગયુ છે પણ અહીં તમે કહેશો કે જીવનો સ્વાભાવિક વેગ તો ઊંચે જવાનો જ છે, તો પછી શા માટે નીચે જાય છે ? અથવા એને કોણ નીચે લઈ જાય છે ? આ પ્રશ્નના સમાધાનને લગતો વિષય આજે ચર્ચીશુ

કર્મ અને જીવ એ બેનો સંબંધ અનાદિ છે એ સંબંધથી પેદા થતા અજ્ઞાનને લીધે જીવ ભૂલે છે આ ભૂલવણીને કર્મસંગી જીવ પર પડતા બૂરા સંસ્કાર તરીકે અને એ ભૂલવણીના ચક્રમાથી જીવને પાછા ફરવા પ્રેરતા તત્ત્વને આપણે સારા સંસ્કાર તરીકે ઓળખીશુ આ રૂપકથી કર્મનુ તત્ત્વજ્ઞાન સમજવામા સરળતા થશે એ સંસ્કારોની તારતમ્યતાથી માનવ માનવ વચ્ચે ની ભિન્નતા પ્રગટ તમે જોઈ શકો છો એને વધુ સ્પષ્ટતાથી સમજાવવા પ્રયત્ન કરીશુ

પ્રથમ તો તમોને એટલુ કહું કે, મનુષ્યો સામે જ તમે દૃષ્ટિ ફેંકી જુઓ મનુષ્ય મનુષ્ય વચ્ચે કઈ ભિન્નતા દેખાય છે ? સરખા

ચૂરાઈ, માંસાહાર કરવાની, કોઈનું હરામનું ખાઈ જવાની, પારકાની બધી કમાણી પચાવી પાડવાની અને પારકાની મહેનત પર તાગડધિન્ના કરવાની, કપટથી ફસાવવાની, મામા ધુરકવાની, ફુફાડા મારવાની એવી હલકા પ્રકારની સ્વાર્થી અને વિકારી વૃત્તિ કોઇમાં પ્રબળ તો કોઈમાં ઓછા પ્રમાણમાં રહી હોય, તે તેના જીવનવ્યવહાર પરથી સાફ દેખાઇ આવે છે પોતાના અધમ સ્વાર્થ માટે બીજાને મારવા કે રંજાડવા અને બીજાને ભોગે પોતે જીવવું, એવી મૂઢ સ્વાર્થવૃત્તિ એ પાશવીય કોટીના સંસ્કારોનું જ પરિણામ છે અને તે સંસ્કારોનું મનુષ્યદેહ મળવા છતાં એક યા બીજી રીતે પોષણ થાય છે તેથી જ તે સંસ્કારો ધીમેધીમે એવા જડ ઘાલી બેસે છે કે, પછી મનુષ્ય એમ જ માનતો થઇ જાય છે કે આ તો અનાદિ કાળનો સ્વભાવ છે, તેનો ઉપાય નથી

## વિકાસની વાટે

પરંતુ એ સાચી વાત નથી નબળા સંસ્કારોને અવશ્ય પલટાવી શકાય છે, પણ તેના પર સૌથી પહેલાં લક્ષ્ય આપતાં શીખવું જોઇએ પાશવવૃત્તિને સંકલ્પશક્તિ વડે ધીમેધીમે દૂર કરવી અને માનુષીવૃત્તિને લાવવી જોઇએ માણસાઈ પ્રગટાવવી કે લાયક બનવું એ જ માનવજીવનનો પ્રાથમિક પુરુષાર્થ છે સદ્‌વિચાર, સત્સંગ, સદ્‌વાચન ને ચિંતન એ બધા ઉચ્ચ સંસ્કારો ઘડવાના સુંદર સાધનો છે મનુષ્યદેહ મળવા છતાં જે માનવી આવા ઉચ્ચ સંસ્કાર જાગૃત કરવા ન પ્રેરાય તો તે મનુષ્ય પશુ જેવો જ રહે છે અને પશુ જેવું જીવન જ જીવે છે જ્યાં સુધી પાશવીય સંસ્કારો નાશ ન પામે ત્યાં સુધી એ સત્યશ્રવણનો અધિકારી બનતો નથી, એમ ભગવાન મહાવીરે પુનઃ પુનઃ પોકારીને કહ્યું છે

જ્યાં સુધી મનુષ્યમાં સાચી વિચાર–શક્તિ જાગૃત ન થઇ હોય, વિવેક–બુદ્ધિ ન પ્રગટી હોય, અંતરની ઊંડી ભૂખ ન જન્મી હોય, ત્યાં સુધી એ ધર્મશ્રવણ કરે તોય શું ? તે ધર્મકરણી કરે પણ ધર્મ

એના જીવનમાં ઊતરે નહીં પ્રથમ એ કુસંસ્કારોને દૂર કરવા જોઇએ આજે બોલનાર લાખો દેખાય છે પણ વર્તનાર વિરલ જ હોય છે એવી સ્થિતિનું મૂળ કારણ આ છે જ્યાં અધર્મ, સ્વાર્થ, અને ક્ષુદ્રવૃત્તિના સંસ્કારો ભરાઈ બેઠા હોય, જીવનને કલુષિત કરી રહ્યા હોય, જ્યાં કુટેવો, કુવ્યસનોના ઝેર કાયમ રેડાઇ રહ્યા હોય, ત્યાં તેવા અયોગ્ય પાત્રમાં આધ્યાત્મિક વિષયના બી વાવવાથી નુકસાન જ થાય અકાળે અને અપાત્રે આધ્યાત્મિક વિષયો ઠોળવાથી જ ઘણે ભાગે સમાજને અજીર્ણ વધી પડ્યું છે માટે સૌથી પહેલાં પૂર્વકાળના ઘર કરી બેઠેલા પાશવીય સંસ્કારોને તોડીફોડી મનુષ્યે સાચા માનવી બનવું જોઈએ ધર્મગુરુઓએ પણ એવી જ પ્રેરણા પાવી જોઇએ

મનુષ્યત્વ પછી જ વિચાર, વિવેક, જિજ્ઞાસા, કર્તવ્યાકર્તવ્યનું ભાન, માર્ગકુમાર્ગની સમજ, હિતાહિતનું જ્ઞાન એમ ક્રમેક્રમે આધ્યાત્મિકતા પચાવવાની યોગ્યતા આવે છે ધારો કે દાક્તરો બધાને ચિકિત્સા કર્યા વિના એક જ પ્રકારની દવા પાવા લાગે તો પરિણામ શું આવે? જેની હોજરી જ સાફ નથી થઇ તેને પૌષ્ટિક કે ભારે ખોરાક કેવી રીતે પચે?

પરંતુ મહાખેદની વાત એ છે કે શરીરશાસ્ત્રના નિષ્ણાતો દીર્ઘકાળ સુધી અભ્યાસ કરીને શારીરિક જ્ઞાન જેમ સંપાદન કરી શકે છે તેમ આજના અધ્યાત્મનિષ્ણાતોએ માનસશાસ્ત્રનું જ્ઞાન અનુભવપૂર્વક સંપાદન કર્યું હશે કે કેમ તે પ્રશ્ન વિચારવા યોગ્ય જ છે નહિ તો, સીધી અને સાદી વાત છે કે જેવો દર્દી હોય તેવી જ દવા અપાય. બધાને એક સરખી ન અપાય. અને દવાની અસર પણ ત્યારે જ થાય કે જ્યારે હોજરી સાફ હોય આ જ રીતે, આધ્યાત્મિક યોગ્યતા માટે પ્રથમ હૃદયશુદ્ધિની જરૂર છે પછી જ બી વવાય હૃદયશુદ્ધિ વિના આધ્યાત્મિકતાના બી ન વાવવા જોઇએ અને વવાય તો પરિણામ શૂન્ય જ આવે મહેનત નકામી જાય બીજ ન ઊગે અને ઊલટા અંદર સડી જાય સડી ગયેલા બી કામમાં પણ ન આવે

આ જ રીતે ધર્મશ્રવણની ચોખ્ખી વાત કેમ ભૂલી જવાય ? કહ્યું છે કે,

અમૃત મળ્યુ ને અમર થયો નહિ, પીવાની જુગતિ ન જાણી રે જી,
કા તો ઘટમા ગયુ નહિ, કા પીવામા આવ્યુ પાણી
મારા મતો જુનો ધરમ હ્યો જાણી રે જી

તમે હમેશા ગીતા, ભાગવત, ભગવતી જેવા અમૂલ્ય ગ્રથોનાં વચનામૃતો સાભળો છો, વાચો છો, છતા જીવન રસમય અને સત્યમય, સુંદર કેમ બનતુ નથી ? એનો વિચાર કોઇ વખત કર્યો છે ? કા તો દેનારમા અને કા તો લેનારમા કોઇ ને કોઈની ઊંડી ખામી હોવી જ જોઇએ જ્ઞાની જનો વારવાર કહે છે કે વધુમા વધુ કોઈની પણ કિંમત હોય તો તે સત્ પુરુષોની વાણીની જ છે પણ હીરાની પારખ તો ઝવેરીને હોય જરા વિચાર કરો આજે હીરા, માણેક, મોતી, સોનું, ચાદી એની વાત જવા દો, પણ હિંગ હળદર કે મીઠ મરચા જેવી વસ્તુઓ લેવા જતા પણ તમારે મૂલ્ય આપવાનુ હોય છે વસ્તુના પ્રમાણમા કિંમત આપવી પડે છે વિશેષ શુ કહીએ ? માટીના પણ પૈસા આપવા પડે છે જ્યારે આવા સ્થૂળ પદાર્થો માટે પણ ઓછીવધતી સ્થૂળ કિમત આપવી જ પડે છે ત્યારે કશાય મૂલ્ય વિના આજે સોઘામા સોઘી કોઈ વસ્તુ હોય તો તે ધર્મનુ વ્યાખ્યાન જ કેવી બૂરી દશા ધર્મવ્યાખ્યાનની !

શારીરિક રોગ જોવા માટે ડાક્તરને શરીરશાસ્ત્ર ભણવુ પડે છે શરીરના અગપ્રત્યગોનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવુ પડે છે રોગના નિદાન માટે ચિકિત્સાના અનેક પ્રયોગ કરવા પડે છે વર્ષો સુધી અખતરા કરવા પડે છે એટલું જ નહિ પણ શરીરમા કેટલા અને ક્યા હાડકાં છે, ક્યા હૃદય છે, પાસળા, નસો, જ્ઞાનતતુ અને નાડીઓ ક્યા ક્યાં અને કેટલી છે, લોહીનું પરિભ્રમણ કેમ અને કેવી રીતે થાય છે, આદિ શરીરશાસ્ત્રનો પૂર્ણ અભ્યાસ કર્યા બાદ શરીરના રોગની ચિકિત્સા કરી શકાય છે

આ તો શરીરના દર્દોના અભ્યાસની વાત થઈ ત્યારે આત્માના અને મનના રોગો મટાડવા માટે તો કેટલો બારે ઊંડો અભ્યાસ ને અનુભવ જોઈએ ? પ્રાણ, મન, શરીર અને આત્માનો સંબધ કેવો હોય ? મનની ક્રિયા કેવી હોય ? કેમ વશ થાય ? ક્રોધ, માન, માયા, લોભ આદિ વિકૃતિઓ થઈ જાય તો તેને કેમ મટાડી શકાય ? એ કેમ પ્રગટે છે ? તેના નિવાસસ્થાન ક્યા છે ? સૂક્ષ્મ શરીર શુ કાર્ય કરે છે ? વળી અંતઃકરણનું સ્વરૂપ, આસુરી ને દૈવી પ્રકૃતિઓ અને તેનો સ્વામી કોણ છે ? આ સાથે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને સ્વભાવનો બરાબર અભ્યાસી, આત્મરોગ-ચિકિત્સક ધર્મોપદેશક હોય તો જ આધ્યાત્મિક દર્દને પિછાને ને ક્ષેત્ર તથા કાળ જોઈને બોધ કરે તે સમજે કે—ભગવાન મહાવીરના કાળની સ્થિતિ જુદી હતી—૨૫૦૦ વરસ પહેલાની અને આજની સ્થિતિમા મોટો તફાવત છે આ વિષમ કાળમા પ્રાથમિક શાની જરૂર છે ? જેમ પહેલી ચોપડીવાળાને પાંચમી ચોપડી વચાવીએ તે સમય અને શક્તિનો દુરુપયોગ છે, તેમ પહેલી ભૂમિકાવાળાને પાંચમી ભૂમિકાના ઉપદેશમા સમય અને શક્તિનો દુર્વ્યય જ છે

અરે ! ધર્મોપદેશ હમેશા સાભળવા છતા, ધર્મસ્થળમા કેમ દાખલ થવુ ? કેમ બેસવુ ? કેમ સાભળવુ ? એટના પ્રાથમિક અભ્યાસનું પણ જ્ઞાન થતુ નથી બીજા દેશોમા આવો ધર્મબોધ સાભળવાનું આવશ્યુ સદ્ભાગ્યથી નથી મળતુ છતા બેસવાની, ઊઠવાની, વાત કરવાની, સાભળવાની કેટલી બધી સભ્યતા હોય છે ! કોઈને અગવડ અપાય નહિ, સામા માણસની ભૂલ હોય છતા તેના પર ગુસ્સો કરાય નહિ, એવી સભ્યતા ત્યા જોવામા આવે છે જ્યારે સનાતન તાનો દાવો ધરાવતા દેશની પ્રજાને સભ્યતાનો પાઠ પણ શીખવવો પડે એ કેટલી શરમની વસ્તુ છે ! વ્યાખ્યાન ચાલતું હોય ત્યારે વાતો ન કરાય, બાળકો કેમ ન રડે, ઘોઘાટ ન કરે, વ્યાખ્યાનમા પૂર્ણ શાંતિ જળવાય, વિક્ષેપ ન પડે, એટલું પણ ફરી ફરીને કહેવું પડે !

શું ખ્રિસ્તી લોકોને ભાગો નહિ હોય? પણ તેઓ ધર્મસ્થાને જતા પહેલા પાકો પ્રબંધ કરી રાખે છે ધર્મસ્થાનમા શાતિ અને સભ્યતા જાળવવા જ જોઇએ એવુ તેમને પુરેપૂરુ ભાન હોય છે પણ આમા મુખ્ય ખામી અમારી (ઉપદેશકો—વક્તાઓની) જ છે

ઉપદેશકોનુ કર્તવ્ય

ઉપદેશ દેનાર સાધુને દેશનું, લોકોના સ્વભાવનું, ક્ષેત્રનું અને કાળનું જ્ઞાન હોવુ જોઇએ તો જ તે સાભળવા આવનાર માણસ કોણ છે? કેવો છે? તેમના સ્વભાવ અને માનસ કેવા છે? તેમને શુ દર્દ છે, અને શુ દવા આપવી જોઇએ? તેનો પૂર્વવિચાર કરીને ધર્મોપદેશ આપે તો જ ફળદાયી થાય. સારુ પરિણામ તો જ આવે કે જો દેશ, કાળ, સંયોગો અને ભૂમિકા જોઈને ઉપદેશ અપાય જેમ ત્વા આપવામા સાધારણ જુલાબ જોઇતો હોય ત્યા વસંત માલતી કે અભ્રભસ્મ જેવી દવા ઊંચી કોટીની હોવા છતા નકામી છે તેવી જ રીતે ભગવાનના ભાખેલા સૂત્રો ઘણા ઊંચા પણ સમય ધર્માનુસાર સમજાવવામા ન આવે તો તે ધર્મસૂત્રો તો ન સમજી શકે પણ શ્રદ્ધાને ઊલટી ગુમાવી બેસે શારીરિક વૈ૦ કરતા માનસિક વૈદ્યરૂપી ઉપદેશકોની ઓછી જવાબદારી નથી જે સમાજમા કન્યાના પૈસા લેવાતા હોય, કન્યાવિક્રય થતો હોય તેમને વરવિક્રયના દુર્ગુણ નહિ પણ કન્યાવિક્રયના દુર્ગુણ સબધી મુખ્યત્વે કહેવુ જોઇએ તેવી જ રીતે વરવિક્રય જ્યા વ્યાપી ગયો હોય ત્યા કન્યાવિક્રયની વાતો નકામી ગણાય એમ જે સ્થળે જે જાતના ઉપદેશની જરૂર લાગે તે સ્થળે તે જ ઉપદેશ પૂર્ણ અભ્યાસ અને અનુભવપૂર્વક કહેવો જ જોઇએ જેવી ભૂમિકાનો માણસ તેવો તેને ઉપદેશ અપાય.

પણ આજે પાયામા ચણતર જ ખોટુ છે તેથી ત્યાગી થયા પછી પણ પદવીનો મોહ અને ધર્મને નામે ઝઘડા ઊભા થાય છે ‘ જેનો નેતા આધળો એનું કટક કૂવામા પડે ’ એમા શી નવાઇ? ભગવતી સૂત્ર એમ ભાખે છે કે—મોક્ષની સિદ્ધિનું પ્રથમ સોપાન

મતસમાગમ તેનાથી માનવતા પ્રગટે અને માનવ થયા બાદ તે યોગ્યતા પ્રમાણે ધર્મશ્રવણ કરી શકે પછી જ્ઞાન, વિજ્ઞાન પછી ત્યાગ અને સંયમ, આ સ્વાભાવિક ક્રમ છે પણ જ્યા શિષ્યમોહ હોય ત્યા યોગ્યતા તપાસવાની સ્થિરતા ક્યાથી આવે ? જેનામા પૂરી માનવતા ન પ્રગટી હોય, દીક્ષાની જવાબદારીનો ખ્યાલ ન હોય, સમજ પૂર્વકનો વૈરાગ્ય ન હોય, મમત્વપૂરકનો ત્યાગ ન હોય, એકદષ્ટિ-ભર્યો બધો વ્યવહાર હોય, એવો લક્ષ્ય વિનાનો માણસ જેને કાંઈ ખબર હોય નહિ તેને દીક્ષા આપે અને પછી કપડા આપે કે સાધુઓ ક્રિયા કરે છે સાધુથી આવા કપડાં-આવા મમત્વો ન કરાય. પણ સાધુ હતા જ ક્યારે ? વેશ બદલવાથી સાધુતા આવતી નથી ત્યાગ કરવાની શક્તિ ન હોય અને સાધુપણુ મળી, લોકો તેને પૂજવા લાગ્યા, પછી એના પરિણામ શા હોય ? જે ત્યાગવુ જોઈએ તેને ત્યાગે તે જ ખરો ત્યાગી એને સન્માનમોહ ન હોય, આત્માની ઓળખાણ હોય, વૈરાગ્ય ભરપૂર હોય, સમદષ્ટિ ને સમતા હોય, તેને સત્યની જ લગની હોય જગત શુ બોલે છે તે સાભળવા તે ઊભો ન રહે છતા સહુ એને ચરણે શિર ઝુકાવે અને પ્રેમમા ભીંજાઇ જાય.

ગાધીજીનો દાખલો લઈએ એને હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી સહુ કોઈ માથુ નમાવે છે ગાધીજી ક્યારે આવવાના છે એમ જાહેર થતા દર્શન માટે લોકોના ટોળા ભળ ભળ થવા લાગે, ક્યારે આવશે અને ક્યા ઊતરશે ? સહુ કોઈ તેમના દર્શન માટે ઉત્સુક હોય છે જ્યારે અમારા જેવા ઉપદેશકો ફરિયાદ કરે છે કે, સુવરના લોકો સાભળવા કેમ આવતા નથી ? અભક્તિ વધી ગઈ છે ખરી વાત એ છે કે એમા દોષ અમારો છે મૂળ ખામી અમારી, પણ અમે જોઈ શકતા નથી જેને જે આપવુ જોઈએ તેને તે મળતું નથી, અને ઘરેડ મુજબ ટેવાયેલાને એનું એ અપાય છે

એવા શ્રોતાઓ ઘણું સાભળવા છતા 'બેનીડા' થાકતા જ

નથી અને પિપાસુ–જિજ્ઞાસુ–મુમુક્ષુ જોઇએ તેવા ગુરુ પણ મળતા નથી લોકોને કાઇક નવુ જોઇએ છે સમાધાનપૂર્વક વ્યવહારુ માર્ગ બતાવનાર, હૃદયની ધૂચ કાઢનાર, અંતરના અજ્ઞાનને બુઝાવનાર એવા સત્પુરુષો—અનુભવી ઓના તોટા છે તેમ સાચા જિજ્ઞાસુઓ કે મુમુક્ષુ શ્રોતાઓના પણ તોટા છે જૂની ઘરે- પ્રમાણે ચાલનાર, સમજ્યા વિના આવશ્રી ક્રિયા કરનાર, પોતાનું રસસિયુ ગાડુ ચલાવ્યે રાખે છે નથી એને હૃદયપલટાની મીવર કે નથી સંસ્કારી બનવાને હૃદયશુદ્ધિની ધગશ એમને તો મારે કશુ કહેવાનુ નથી પણ જિજ્ઞાસુ વર્ગને હુ ફરી ફરી કહુ છુ કે જરા નયન ખોલો, જાગો અને જીવનનું કાર્ય આદરો અંતઃકરણમા નકામી ભરી રાખેલ ચીજો, કુસંસ્કારો અને કાજતોને બળપૂર્વક દૂર ફેકી દો એને સંભળાવી આપો કે તમારી હવે મારે જરૂર નથી, માટે ખસી જાઓ, દૂર હટો એવા દૃઢ સંકલ્પ કરો અને તે ખાલી જગ્યામા ઉપાદેય—સંઘરવા યોગ્ય વસ્તુ— ભરો હૃદય સુગંધકારી બનાવો જીવન ઉપર લક્ષ આપો કે આજે શુ મેળવ્યુ ? તજવા યોગ્ય શુ તજ્યુ ? જાણવા યોગ્ય શુ જાણ્યુ ? હુ કઇ ભૂમિ પર છુ ? મારે શુ કરવુ જોઇએ ?

રાત્રે રોજ વિચારો, આજ કમાયા શુ અહીં રે !
શાંત પળે અવલોકો, નિજ ઘરમા ઊંડે જઈ રે
કરવાના શા કાર્યો કીધા, અણકરવાના શા તજી દીધા !
લાભ–ખોટમા વધેલ બાજુ છે કયી રે ! રાત્રે૦

॥ ૐ શાંતિ ॥

# સંસ્કારોની અસર

## [ ઉત્તરાર્ધ ]

સંસ્કારવાચ્છુઓ !

અહીં સુધી તો આપણે સંસ્કારોને લીધે દેખાતી વિવિધતા, સંસ્કારના દાતા કે પોષક કોણ બની શકે અને એમણે કોને કેવો પાઠ શીખવવો જોઈએ એ બધું સંબંધ ધરાવતી બાબતો ચર્ચી ગયા હવે "સંસ્કારોની અસર" એ મૂળ વિષય પર પાછા આવીએ

પૂર્વકાળના સંસ્કારોમાંય બૂરા સંસ્કારોની છાપ એટલી તો ગાઢ અને ઊંડી હોય છે કે એમને દૂર કરી એ સ્થાને સારા સંસ્કારોની ભરતી કરવી એ ભગીરથ કાર્ય છે માનવી નીચેની કોટીઓમાંથી વિકસતા વિકસતા અનેક પગથિયા ચડીને આગળ આવ્યો છે એથી જેમ એની કિંમત વધી છે તેમ એને બૂરા સંસ્કારોનો વારસો પણ ખૂબ મળ્યો છે, અને જવાબદારી પણ વધી છે જો કે એમ છતા એને કુદરતી રીતે જ સાધનો પણ ઊંચા મળ્યા છે જો એ બધાનો વિવેક અને વિચારપૂર્વક સદુપયોગ કરે તો એ ભગીરથ કાર્ય એને માટે સાવ સરળ થઈ પડે છે

જીવન પર નણુથરા સંસ્કારોની અસર થાય છે (૧) પૂર્વકાળના પોતાના સારા કે નરસા સંસ્કારોના પોષણ અપોષણની, (૨) 'માતા

પિતા' ના સારામાઠા સંસ્કારોની, (૩) સામુદાયિક વાતાવરણમાં રહેલા સારામાઠા સંસ્કારોની

આ પ્રમાણે હોઈને ઉપર કહેલા ભગીરથ કાર્યમાં જેમ પોતાનો પુરુષાર્થ ઉપયોગી થાય છે, તેમ માબાપની ચીવટ, શિક્ષકોની ઉચ્ચ કેળવણી અને સામુદાયિક સારાનરસા આવી મળતા સંસ્કારો પ્રત્યે જાગૃતિ એ ત્રણે પ્રકારે જીવનનું ઘડતર થાય છે સંસ્કારો સારામાંથી માઠા અને માઠામાંથી સારા એમ નક્કમણ થઈ શકે છે એનો આધાર એ માટેની ચીવટ કે બેદરકારી પર રહેલ છે

'અભિમન્યુ' મહાભારતપ્રસિદ્ધ વ્યક્તિ છે તમે એની કથા કદાચ વાંચી નહિ હોય, પણ સાંભળી તો હશે જ એ નરવીર કેમ બન્યો ? એ ગ્રંથમાં કહેવાય છે કે, એની માતાએ તે ગર્ભમાં હતો ત્યારે વીરતાના સંસ્કારો સિંચ્યા હતા વ્યાસમુનિજી એમનું જીવનચરિત્ર આ રીતે દોરે છે

અભિમન્યુના માતુશ્રી "સુભદ્રાજી" એક વાર શ્રીકૃષ્ણ પાસે ધર્મકથા સાંભળતા હતા કથાનો વિષય યુદ્ધના કોઠાનો અધિકાર હતો સુભદ્રા સાંભળી રહ્યા હતા જેથી ગર્ભસ્થ અભિમન્યુ પણ સાત કોઠાનું સ્વરૂપ, એની વ્યૂહરચના, એમાં વિજય કેમ પ્રાપ્ત થાય વગેરે સાંભળતો હતો તમે કહેશો કે ગર્ભસ્થ બાળક કથાના વિષયને શું સમજે ? બાળક ગર્ભમાં હોય છે ત્યારે માતા પાસેથી જે સંસ્કારો મેળવે છે તે સંસ્કારો આખી જિંદગીમાં મળતા નથી માતાની અસર ગર્ભસ્થ બાળક ઉપર પડે છે માતા અને ગર્ભની નાડીનો સંબંધ હોય છે એટલે માતાના જેવા આચારવિચાર હોય છે તેની તેવી અસર બાળક ઉપર પડે છે માતા જીજાબાઈના પુત્ર શિવાજીનું દૃષ્ટાંત તો ઇતિહાસની ગઈ કાલની જ ઘટના છે આ ઉપરથી સગર્ભા સ્ત્રીઓએ આચાર-વિચારમાં, બોલવા—ચાલવામાં, ખાવા—પીવામાં કેટલો વિવેક અને સંયમ રાખવો જોઈએ એ સમજવાનું છે ઊગતી પ્રજા એ ભવિ-

બની ભાગ્યવિધાત્રી છે માટે ઊગતી પ્રજાને બળવાન, ધૈર્યવાન, શક્તિમાન બનાવવા માટે માતાએ એ સંસ્કારોને ગર્ભાવસ્થાથી જ કેળવવાની જરૂર છે ગર્ભસ્થ બાળકો જો ભક્તિની વાત સાંભળે તો બાળક ભક્ત બને, વીરતાની વાત સાંભળે તો વીર બને, ઉદારતાની વાત સાંભળે તો ઉદાર બને અને માતા ભયનું સેવન કરે તો ભયાન્વિત બને માતા રડ્યા કરે તો રોતલ થાય. એ વાત વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુએ પણ સત્ય ઠરી છે એક યુરોપિયન કુટુંબના શયનખંડમાં હબસી ( આફ્રિકાની કાળી પ્રજા )નો ફોટો રહેતો. યુરોપિયન બાઈ હંમેશાં એ ફોટો જોઇને કલ્પના કરતી કે કેવો સુંદર બાળક છે ! આ કલ્પનામાં તે પ્રતિદિન વધુ ને વધુ ઊંડી ઊતરતી ગઈ તેણે ગર્ભ ધારણ કર્યો ને પૂરા માસે બાળક અવતર્યું બાળક રંગે અને શરીરે હબસી જેવું જ હતું તે બાઇનો પ્રાણપ્રિય પતિ વહેમાયો બન્નેની પ્રણયસાંકળ ખંડિત થઈ કોર્ટે ચઢ્યા કેસ ચાલ્યો બાઈએ કોર્ટમાં જુબાની આપી ' મેં મારા પતિ સિવાય ક્યાંય મારા શરીરને અભડાવા દીધું જ નથી ' બાઈના સરળ અને સચોટ કથનથી ન્યાયાધીશ વિચારમાં પડ્યા છેવટે એક કુશળ માનસશાસ્ત્રીએ આનો ભેદ પકડી પાડવાનું બીડું ઝડપ્યું બારીક તપાસને અંતે જણાયું કે આ હબસીના ફોટાનું નિરીક્ષણ અને ચિંતન જ એમાં કારણરૂપ છે કેસ પૂરો થયો પતિપત્ની બન્નેનો પ્રણય સાંધવામાં મનોવિજ્ઞાન સફળ થયું બાઇને ખબર પણ ન હતી કે આ ચિંતનનું આવું પરિણામ આવશે, છતાંય આવું કર્મબંધન કે સંસ્કાર બંધન જાણ્યે અજાણ્યે આ રીતે જ થાય છે

અહીં સુભદ્રાદેવીને પણ ખબર ન હતી કે ગર્ભસ્થ અભિમન્યુ આ યુદ્ધના કોઠાની વાત સાંભળી રહ્યો છે છ કોઠાની વાત થઈ ત્યાં સુભદ્રાદેવીને નિદ્રાનું ઝોકું આવી ગયું, એટલે ચાલતી વાત બંધ પડી. અભિમન્યુ સાતમા કોઠાની વાત સાંભળી ન શક્યો. મહાભારતનું જે દારુણ યુદ્ધ ચાલતું હતું તેમાં અભિમન્યુને છ કોઠાનું જ્ઞાન હોવાથી

મહાચુસ્ત સનાતની ચાંડાળનો પડછાયો પડે તો પણ અભડાઈ જવાય એવું એવું તે સનાતન ધર્મમાંથી શીખ્યા હતા, અને પાછા ચુસ્ત એટલે પછી પૂછવું જ શું?

તેઓ ચાંડાળનો પડછાયો શી રીતે સહન કરી શકે? ચાલતા ચાલતા એક બાજુ ઊભેલી ઝકલીનો પડછાયો પોતા પર પડ્યો કે ચિમનરાયના મગજનો કાબૂ ગયો. ક્રોધથી તેમના નેત્રો લાલચોળ થઈ ગયા. મોટેથી ઘાંટો પાડીને બરાડવા માંડ્યું કે અમે નાહીધોઈ પવિત્ર થઈ પૂજાપાઠ કરીને આવતા હોઈએ ત્યાં આ અભાગિણી ક્યાં આવી પડી? નીચ, દુષ્ટ, અધમ, પાપી અહીં ક્યાંથી આવી ભરાણી? અને એથીયે અસભ્ય શબ્દોમાં તેમણે તો ગાળો દીધે જ રાખી. તેમને જરાયે ભાન ન રહ્યું. તેમની હડપચી અને આખું શરીર કંપવા માંડ્યું. તેમનું ડહાપણ, અભ્યાસ અને પદની જવાબદારી એ બધુંય ચાલ્યું ગયું.

ઝકલી ભંગિયણે અતિ દીન ભાવે કહ્યું કે, બાપુ! ગલી સાંકડી છે તેમાં હું શું કરું! એટલા માટે હું પ્રથમથી જ એક બાજુ ઊભી રહી ગઈ, મારા પર કોપો છો શા માટે? અમે શું કરીએ? સાફ ન કરવા આવીએ તો તમે જ ગુસ્સે થશો. આ ઉત્તર સાંભળીને તો ચિમનરાયના ગુસ્સાનો પાર જ ન રહ્યો. અભડાવીને વળી સામે જવાબ આપે છે? એમ કહીને તેમણે દાંત કચકચાવ્યા. ઝકલીથી ન રહેવાયું. તેણે કહ્યું કે આમાં મેં અપરાધ કઈ જાતનો કર્યો છે તે આટલી બધી ગાળો આપો છો?

ભંગિયણનો આ ઉત્તર સાંભળીને તો ચિમનરાયના રોમેરોમમાં આગ લાગી ગઈ અને ક્રોધે ધમધમતા તે બહુ અણછાજતા વચનોના ગોળા છોડવા મંડી ગયા. ત્યારે ઝકલી પણ જરા આગળ વધીને બોલી કે, આમ ગાળો શાની આપો છો? ખાઈ પીને વિષ્ટાથી સંડાસ બગાડો તે પવિત્ર અને એ બધા ગંદવાડને સાફ કરનારા અસ્પૃશ્ય, એ તો ક્યાંનો ન્યાય? ચિમનરાય જેવા રાજાના જમણા હાથને

ઝકલી જેવી ભગિયણ આટલું સભળાવે અને પાઠો ક્રોધનો અગ્નિ સળગનો હોય તેમા પછી બાકી શુ રહે? વિવાદ વધ્યો અને ચિમન રાય તો ક્રોધને અગે જેમ આવે તેમ ગાળો ભાડવા મડ્યા આ બખેડો જોઈ ગામના માણસો એકદમ ભેગા થઈ ગયા આ તકનો લાભ લઈ ચબરાક ઝકલીએ બાજી ફેરવી તુરત જ ઘુઘો નીચે મૂકી ચિમનરાયનો છેડો તાણી કહેવા લાગી કે હાવો હવે ઘણુ થયુ, ઘરે હાનો, અહીં ન છાજે જેવો ચિમનરાયનો છેડો પક્ડ્યો કે ચિમનરાય તો ઠડાગાર જેવા બની ગયા આ દસ્ય જોઈ વહેમી માનસને વેગ મળ્યો એવા લોકો કહેવા લાગ્યા, "ઝકલી! આ શુ કરે છે? ચિમનરાયનો છેડો કેમ પક્ડ્યો?" ઝકલીએ કહ્યું, "એમા તમે ન સમજો, તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ" આ ઉત્તરથી લોકો વધુ વહેમાયા અદર અદર અનેક પ્રકારે ફાવે તેમ બોલવા લાગ્યા ચિમનરાય તો કાળા મેશ જેવા થઈ ગયા ક્રોધ ઊતરી ગયો તદ્દન ઢીલા થઈ ગયા ચતુર ઝકલી ચિમનરાયની સ્થિતિ જોતા છેડો મૂકી દઈ ચાલી ગઈ ચિમનરાય મનમા બબડવા લાગ્યા, "ઝકલીએ તો મારુ જીવતર ખારુ કરી નાખ્યુ હવે હું બહાર શુ મોઢુ બતાવુ?" તેમનું માથુ ફરવા લાગ્યુ જેમ તેમ ઘેર તો પહોંચ્યા પણ પછી ઘર બહાર પગ ન મૂક્યો

બીજે દિવસે ઠાકોરે ચિમનરાયને કચેરીમા ન જોયા એટલે ઘેર તેડુ મોકલ્યુ છતા યે "મારી તબિયત બરાબર નથી" એવુ બહાનું કાઢી તે ગયા નહિ ઠાકોરને આસપાસના માણસોએ તક જોઈ વાત કરી કે, "બાપુ! ચિમનરાય હવે શુ મોઢુ બતાવે? કાલે સાકડી શેરીમા ઝકલીએ રોઝડી કરી નાખી છે" આ વાત સાભળી ઠાકોરે ચિમનરાયને ખાસ ખાનગી તેડુ મોકલ્યુ ત્યારે નીકળ્યા રસ્તામા અનેક જણની આગળી તેમના ઉપર ચીંધાણી કે, આ બાપુશ્રી! બીજાએ કહ્યુ, "એય, જુઓ ઝકલી!" ઠાકોરે તેમને એક બાજુ બેસાડીને પૂછ્યુ કે, "ઝકલીવાળુ પ્રકરણ શુ છે?" હવે

રહેવાયુ તે રડી પડ્યા નિશ્વાસ મૂકતા એમણે કહ્યું, "અન્નદાતા' હુ કશુ ય જાણતો નથી. ઝકલીએ તો મારુ જીવન બગાડ્યુ છે" એમ કહેતા વળી રડી પડ્યા "મારે શુ કરવુ તે સૂઝતુ નથી" તરત જ ઠાકોરે ઝકલીને બોલાવીને પૂછ્યુ, "ઝકલી, બોલ ખરી વાત શી છે? ચિમનરાયને તે શા માટે પકડ્યા હતા?" "અન્નદાતા' ચિમનરાય તો મહાપવિત્ર, મહાગુણવાન અને શકર ભગવાનના ભગત, તેમને હુ શા માટે પકડુ ?" ઠાકોર બોલ્યા, "ત્યારે કાલે તે તેમનો છેડો પકડેલ તે વાત સાચી કે ખોટી?" 'બાપુ' મે છેડો તાણ્યો હતો પણ તે ચિમનરાયનો નહિ' ઠાકોરે કહ્યુ, "ચિમનરાયનો નહિ ત્યારે કોનો?" ઝકલીએ કહ્યુ, 'ચડાનનો" ઠાકોર બોલ્યા, "ચડાન કોણ?" ઝકલી બોલી, "ક્રોધ એ જ ચડાલ તે ચિમનરાયના કોઠામા હતો એટલે મને લાગ્યું કે ચિમનરાય જેવા સજ્જનના કોઠામા આ ચડાન ન શોભે એ ખાતર જ મે એમનો છેડો પકડ્યો હતો" આમ બની ગયેલી બધી હકીકત ઝકલીએ કહી બતાવી ઠાકોર તો દિગ થઈ ગયા અને ઝકલીએ તો આગળ ચલાવ્યુ. 'અન્નદાતા' અમે ગામના મજાસ સાફ કરીએ ને અમારો અપરાધ? અને ચિમનભાઈ જેવા ગાળોની ઝડી વરસાવે? અને તે પણ વગર વાકે? ઘણી નમ્રતાથી તેમને વિનવ્યા પણ કોઠામા ચડાલ પેઠેલ તે માને જ શાના? એટલે અન્નદાતા' આ કારણે જ મે એમનો છેડો ઝાલ્યો" આ સાભળી સૌ ઝકલીની કરામત પર ખુશ ખુશ ખુશ થઇ ગયા અને બધાના મનમાથી વહેમ નીકળી ગયો ચિમનરાય તો હવે પોતાની ખો ભૂલી ગયા ફરી ક્રોધનો પ્રસગ આવે ને ઝકલી સામે દેખાય એટલે હડાગાર અહીં તે ઝકલી તેમની ગુરુ અને ઉસ્તાદ બની ગઈ ને ચિમનરાયને ક્રોધે ભરાતા અટકાવી દીધા

ક્રોધની અસર જીવન પર કારમી થઈ જાય છે ક્રોધ કરવો એટલે પોતાના શરીરમા જ્વાળા ઉત્પન્ન કરવી આખુ શરીર તપાવી આતસ્યોગ કરવુ ક્રોધના પરમાણુઓ મહાઝેરી હોય છે તેથી જ આખો

ભાન થાય છે તીખા બાણ જેવા કારમા શબ્દો નીકળે આખુ શરીર ડોલમડોલ થઇ જાય અને તોફાન મચે અંતરમા વાવાઝોડુ થાય ત્યા ભાન ન રહે પછી જે હાથ આવ્યુ તે માને મારે, છોકરાને મારે, બાથડીને મારે સારાનરસાની કે કાર્યઅકાર્યની શુદ્ધ બુદ્ધિ તે વખતે ન રહે પોતે જ પોતાની મેળે ઝેરનો પ્યાલો પીએ છે તેનો ક્રોધીને ખ્યાલ સુદ્ધા ન હોય આવે વખતે આખા શરીરના રોમેરોમમા વિચિત્ર ઝેરની અસર હોય છે ક્રોધમા ને ક્રોધમા ધમધમતા માતા બાળકને ધવરાવે તો પરિણામ વિષમ આવે છે એવા દૃષ્ટાંતો ઘણાયે સાભળ્યા હશે

ક્રોધ આટલુ પ્રત્યક્ષ નુકસાન કરે છે એટલુ જ નહિ પરંતુ શાસ્ત્રકારો કહે છે કે અનેક કાળથી સંગ્રહિત કરેલા સંયમ ત્યાગ અને તપશ્ચર્યાના ફળનો પણ તે નાશ કરે છે અને ઉત્તમ સંસ્કારો કે જેના પર જ ભાવિ જીવનનું અવલબન છે તેમને હમેશની આ જ્વાળા વિકૃત કરી મૂકે છે

## સસ્કારો અને પૂર્વજીવન

સસ્કારો પર જ જીવનનો સમગ્ર આધાર હોઇને જેવા સંસ્કારો ભેળા થાય તેવી જ યોનિમા અને તેવા જ વાતાવરણમા તે જીવ જાય છે અને તેવા જ કુટુમ્બમા તે જીવ ઉત્પન્ન થાય છે તેવી જ સસ્કૃતિને અનુકૂળ માતાના ગર્ભમા તેવા જીવનો જન્મ થાય તેવો જ પિતા તેનો જન્મવિધાતા નીવડે

પુનર્જન્મની સિદ્ધિ સંસ્કારો પરથી જ થાય છે બૌદ્ધ દર્શન સંસ્કારોનો સંપૂર્ણ ક્ષય એટલે નિર્વાણ દશા માને છે અને તે રહે ત્યા સુધી સંસારના પરિવર્તનશીલ ચક્રમા ભમવુ પડે છે એટલે સસ્કૃતિસુધાર એ જ એક આપણા જીવનનું પ્રધાનભૂત કાર્ય હોવું જોઇએ આ ધ્યેય પર જ આપણી પ્રગતિ, વિકાસનો માર્ગ અવલબી રહ્યો છે

સસ્કારોની જીવન પર પડતી સારીમાઠી અસર એ જ પુર્વ,

અધર્મ, પુણ્ય અને પાપ છે પાપનો પ્રવાહ કઇ બહારથી આવી આવીને ચોંટી જાય છે તેવુ કશુય નથી પાપ એટલે બૂરી આદતના બૂરા સંસ્કારોની સ્વચ્છ બુદ્ધિ અને નિરાકુલ માનસ પર પડતી ખોટી છાપ આ છાપ પર જેમ જેમ બીજા લેપો લાગતા જાય તેમ તેમ તે દૃઢ થતી જાય અને આ જીવાત્માના અંતરપટ ઉપર તે આવરણભૂત થતી જાય પછી તો તે જીવનમા શાન્તિ અને આનન્દને બદલે ચિન્તા, પરિતાપ અને ખેદ રહ્યા કરે

## આદત અને આદતથી પડતા સંસ્કાર

હવે હુ તમોને આદત અને સંસ્કારોના સંબંધમા કહું આદતથી સંસ્કારો બંધાય છે અને તે પ્રમાણે આચરણ થાય છે એક ચોર કે ઘાતકી મનુષ્ય પણ સ્વભાવથી અથવા મૂળથી કઈ ઘાતકી બન્યો હોતો નથી પ્રથમ અધર્મ આચરતા તેનો આત્મા તેને ડંખ્યો હોય છે તેને ન ગણકારતા તે ફરી કરે એમ ધીમે ધીમે ટેવાતો જાય ગમે તેવુ ખરાબ કામ હોય તો પણ પ્રથમ તેને ડંખતું હોય, તેવુ ક્ષણે ક્ષણે ડંખતું નથી ટેવને લીધે તે જાતના દુષ્ટ સંસ્કારો ધીમે ધીમે જામતા જાય અને એવા સંસ્કારને અંગે હું આ અયોગ્ય કરુ છુ એવુ એને લાગતું નથી પછી તો ફુલાઇને મે આમ કર્યું તે ઠીક કર્યું એમ તે માનવા લાગે છે આ રીતે જ મનુષ્ય અધર્મની અને પાપની પરંપરા જન્માવતો જાય છે તે અનિષ્ટ કાર્યની અનિષ્ટતા કદી વિચારવા બેસતો નથી તેથી એને લાગતા કાર્યો કરી સંસ્કારને પોષે છે અને જેમ જેમ સંસ્કારના મૂળ ઊંડા જતા જાય છે તેમ તેમ તે પતનના ખાડામા નીચે ને નીચે ચાલ્યો જાય છે સંસ્કારો દૃઢ થયા પછી સામાન્ય રીતે ગમે તેટલા પ્રયત્નો કરે પણ પછી અસર શુ થાય? તેના માનસમા પ્રવેશેલી દુષ્ટ વાસના અને કુટેવોને તે પોષ્યે જ જાય છે, અને તે ટેવો સુધારવાનું કોઇ કહે તો ઊલટી તેની વિપરીત બુદ્ધિ તેને તર્કની જાળમા પાડીને ખોટો બચાવ કરવા લાગે છે પોતાના દોષો બહાર ન પડે તે ખાતર તે અનેક જાતના દંભ અને પાખંડ ખેલે

છ આ પ્રકારના હમેશના વ્યવહારથી દોષો ઘટવાને બદલે ઊલટા તેના મૂળ ઊંડા જતા જાય છે

સંસ્કારોનો સુધાર શાથી થાય ?

સરકારોના સુધારમા સત્પુરુષોના શબ્દોની તાકાત પણ ઓછી અસર નથી કરતી એમે તેવા દુષ્ટને પણ એક જ અમોઘ વચન ક્ષણ વારમા સુધારી મૂકે છે જુઓ, તમોને તે એક નાનું દષ્ટાત આપીને સમજાવુ

એકદા એક માનસશાસ્ત્રના અનુભવી મહાપુરુષ ક્રોધના પરિણામ અને જીવન-સરકારોની દૃષ્ટાંતપૂર્વક અનુભવયુક્ત વાત કરતા હતા આવુ મર્મોટ વર્ણન એ ચારિત્રશીલ પુરુષના મુખે સાભળીને શ્રોતાઓ પૈકી રમણલાલ નામના એક યુવાનને એમ થયુ કે, આ મહાપુરુષ કહે છે તેમ જ થયા કરે છે ક્રોધ મારા જીવનમા એ સત કહે છે તેટલુ જ ઝેર રેડી રહ્યો છે ક્રોધ ભૂરી ચીજ છે આ વર્ણન મને બરાબર બધ બેસતુ છે મારામા પણ આવો જ ક્રોધ છે જ્યારે ક્રોધ ચડે છે ત્યારે માતા, પત્ની, છોકરા અને મિત્રો ઉપર ક્રોધ ઉતારુ છુ અને જ્યારે એ નશો ઊતરે છે ત્યારે ખૂબખૂબ પસ્તાઉ છુ, અને કયારેક રડવુ પણ આવે છે પણ આજ સુધી મે તેનો ઉપાર શોધવા પ્રયત્ન કર્યો નથી, તેથી જ મારુ તે દર્દ વધતુ જાય છે નિમિત્ત ન મળે ત્યા સુધી હુ શાણો અને શાન્તિપ્રિય દેખાઉ છુ પણ નિમિત્ત મળે કે મારુ ડહાપણ, સમજણ અલોપ થઇ જાય છે, ને બમણા જોરથી ક્રોધ ઊછળે છે આ માણસ મનમા ઘણો જ પસ્તાવા લાગ્યો. આટલા તીવ્ર પશ્ચાત્તાપ પછી જ ઉપદેશની અસર થાય. એક જ ઉપદેશથી તેને ખૂબ અસર થઇ, કારણ કે તે આ દર્દથી ભારે કટાળી ગયો હતો એટલે તુરત જ સુધરવાની પિપાસા પ્રગટી અને તે મહાપુરુષ પાસે આવી પગમા પડયો, અને કહ્યું, પ્રભુ ! આજે આપે જે દોષનું વર્ણન કર્યું અને તેનું પરિણામ સમજ્યો છુ તે આબેહૂબ મારામા છે આપે આજે મારા સ્વભાવનું જ વ્યાખ્યાન કર્યું છે હું એનાથી ભારે કટાળ્યો છુ, તો કૃપા કરી એ

ક્રોધના આવેશમા મે તેમ મા પર અને મારી પત્ની પર ઘણો જ અન્યાય કર્યો છે તે ખુબખુબ પશ્ચાત્તાપ કરવા લાગ્યો આજ સુધી ક્રોધને અગે એના કાન જ બધ થઈ ગયા હતા માતાની વાણીની મીઠાશ તે આજ સુધી સાભળી શક્યો નહોતો આજે તેના ઘટડાના દ્વાર ખુલ્લા થઈ ગયા. સ્નેહના અમૃતે તેને પશુને બદ્લે દેવ બનાવ્યો તે માતાના પગમા પડ્યો અને ગદ્દગદ્દ કઠે માફી માગી, "મા ! મા ! મને ક્ષમા કર. મે આજ સુધી તારા પ્રત્યે ભારે અન્યાય કર્યો છે" બન્ને ખૂબ રડ્યા સ્નેહ અને વાત્સલ્યના બે પ્રવાહો આજે ભેળા થઈ વહેવા લાગ્યા માતા પુત્રને પ્રેમથી ભેટી પડી અને આશીર્વાદ વરસાવવા લાગી અરે ! હુ મૂર્ખ, અધ, પિશાચ, એવા આત્મનિદાના વચનો, માતાનો, વાત્સલ્યભાવ દેખીને, તે પોતાના જીવને કહેવા લાગ્યો. પશ્ચાત્તાપે તેની શુદ્ધિ કરી. તેને લાગ્યુ કે આ જીવન તો આનદનો ભડાર છે, પણ હાથે કરીને જ પાશવીય પ્રકૃતિને અધીન થઈ, મનુષ્ય તેનો લાભ લઈ શકતો નથી. આજે મને મહારાજે સાચો મનુષ્ય બનાવ્યો મારા દુષ્ટ આવરણો દૂર થયા, દુર્ગુણો નીકળી ગયા, દૃષ્ટિ પલટી એમ ઓઘદૃષ્ટિમાથી ક્રમશ મિત્રાદૃષ્ટિમા, તારાદૃષ્ટિમા, બલાદૃષ્ટિમા જેમ જેમ ભૂમિકાઓમા આગળ આગળ વધતો ગયો તેમ તેમ તેને સંસારરહસ્ય સમજાતુ ગયુ એણે પછી ગુરુ પાસે જઈને કહ્યું, " ઓ વૈદરાજ ! આપની દવાથી મને ઘણો ફાયદો છે હવે મને વિશેષ સમજાવો " ગુરુએ તેને બીજો પ્યાલો પાયો. જીગરનું માર્જન કરી બધા ક્રોધાદિ અણુ અને પરમાણુ કાઢવાનો માર્ગ બતાવ્યો અને દેવ બનાવી મૂક્યો. કેટલુ સુદર પરિણામ ? પણ એ બધુ ક્યારે, કે જ્યારે એ પોતાના દોષોથી થાક્યો હોય, એ દોષો એને ખૂચતા હોય, કાઢવા મથતો હોય અને જ્યારે તેનામા સાભળ્યા પછી વિચારવાની ઇચ્છા પ્રગટી ત્યારે, તેનામા પિપાસા ઊભરાઈ નીકળી ત્યારે કારણ ઊડી ઊડી ત્યા જિજ્ઞાસા હતી પોતાનામા બગાડો છે એમ તેણે જોવાની ફુરસદ લીધી હતી, ત્યારે જ તે સુધરી શક્યો તેમાથી અશુભ નીકળ્યુ અને

માણસ બન્યો અને એ માણસ બન્યા પછી મુમુક્ષુ બન્યો આ ભૂમિકા સહેલી નથી એ વિષે ક્રમપૂર્વક આગળ પ્રસંગે પ્રસંગે હજુ કહેવાશે આ દષ્ટાંત પરથી હમણા તો માત્ર પશુપ્રકૃતિ અને માનવ પ્રકૃતિમા કેટલોક ફેર છે તે જ વિચારવાનુ મળે તે બસ છે કુદરત તો મનુષ્ય સંસ્કાર–સુધાર માટે પળે પળે આવા અનેક દશ્યો બતાવે છે, પણ વિચારસષ્ટિ જરા વિકસવી જોઇએ પણ નજર કરતા આજે તો ચોમેર દેખાય છે વિચારશક્તિનુ દેવાળુ જીવનવિકાસ રધાયો છે, અને સસ્કારોની શુદ્ધિ મરી પરવારી છે

## શુદ્ધિ કોને કહેવાય ?

આજે સંસ્કારોની શુદ્ધિ પાછળ જેટલુ મહત્ત્વ નથી અપાતુ તેટલુ બાહ્યશુદ્ધિ પર અપાય છે, અને આ જ ભાવનાએ માનવને માનવ મટાડી પશુ કરી દીધો છે તે શુદ્રોને અડકવામા પાપ માને છે, પોતાના જ માનવબિરાદરથી અભડાઇ જાય છે, અને વળી શાસ્ત્રોનુ ઓઠુ લઇને તેની સાખ આપે છે કેવી વિચિત્રતા ! શાસ્ત્રકારો તો સ્પષ્ટ ભાખે છે કે મનુષ્ય અછૂત નથી પણ માનવમા ઘર કરી રહેલ વિષયાધપણુ, અધસ્વાર્થ, ક્રોધ, મિત્રદ્રોહ, વિશ્વાસઘાત આ બધા ખરા અસ્પૃશ્યો છે, ચાડાનો છે આ કહેવાના ઢેઢભગી વગેરે તો બિચારા તમારી સાચી સેવા કરનાર છે માટે જીવનને અભડાવનાર, ભ્રષ્ટ કરનાર, અને પતન કરનાર દુર્ગુણરૂપી ચાડાનથી દૂર રહો, એને કાઢવા પ્રયત્ન સેવો વારુ, આ બધા અછૂત સેવકો તમારા હિંદુ ધર્મમાથી વટલાઈને ઇતરધર્મી બની જાય તો તમે એને અટકી શકો છો, ખરુ ? કેટલુ અવિચારીપણું ? કેટલી શરમજનક બીના ? ખરી રીતે વટાળવૃત્તિ એ કોઇ પણ ધર્મનું અગ જ નથી, એ વાત એ અજ્ઞાન ગણાતા લોકો પણ સમજ્યા છે અને અસ્પૃશ્યતાને ખાતર તેમણે ધર્મ તજ્યો નથી, એ ખરે જ એમની વિશેષતા છે આ કહેવાના અછૂતો મદિરમા આવે તો ભગવાન અભડાઇ જાય છે, તે પણ તમારી ભ્રમણા છે સેવાભાવી મનુષ્યોથી ભગવાન અભડાઈ જતા હોય તો

તે ભગવાન જ ન કહેવાય. અછૂતો પતિત છે જ નહિ, છતા તમો ભ્રમથી માનો તો પણ ભગવાન તો પતિતોને પાવન કરનાર છે પાવન કરે તે જ ભગવાન, અધમનો ઉદ્ધાર કરે તે જ ભગવાન ભગવાન તમારા જ નથી, ભગવાન તો આખા વિશ્વના છે, અને વિશ્વમા તો સૌનો સમાવેશ થાય છે જ પણ આટલી સીધી અને સ્પષ્ટ વાત નથી સ્વીકારાતી તેનુ કારણ સાપ્રદાયિક વાતાવરણમાથી મળેલું દૂષણ છે સમાજની આ ભયકર ભૂલ ક્યારથી શરૂ થઈ તેનો ચોક્કસ ઇતિહાસ નથી, પણ એ ભૂલ કરીને સમાજે એક મહા પાતક વહોર્યું છે

ક્રોધ, માન, મગરૂરી અને ઈર્ષ્યા તેમજ દ્વેષના માઠા સંસ્કારોએ અગત અને સામાજિક જીવન ઉપર ગભીર અસર કરી મૂકી છે તેથી આખ ઉઘાડી હોવા છતા ખરુ શુ છે તે ચિમનરાયની જેમ દેખી શકાતું નથી પણ આખરે ચિમનરાયના આતરચક્ષુ ઊઘડયા અને ખરુ ભાન થયુ, તેમ મનુષ્યત્વ આવ્યા પછી જ્યારે ભાન થશે ત્યારે આજના સેકડો માણસો આચરણો પ્રત્યે, મૂર્ખતા પ્રત્યે વારવાર રડવુ આવશે તોય એ પાપના પરિણામને ભોગવ્યા વિના છુટકો નહિ થાય આવા ભાન માટે સામાજિક પાપો, વારસાથી મળેલા પાપો અને વ્યક્તિગત પાપો એ ત્રણે પાપોને પખાળવાના છે એ પાપો માત્ર પાણીથી કે વાણીથી નહિ ધોવાય, એને માટે તો પસીનો વાળવો પડશે, અને પસીનાથી પણ નહિ ધોવાય તો અંતર નિચોવીને પણ ધોયે જ છૂટકો

॥ ૐ શાતિ ॥

---

# મરુભૂતિ અને કમઠ

પ્રિય આત્મબંધુઓ અને માતાઓ!

'સંસ્કારોની અસર' પર લબાણપૂર્વક કહેવાઈ ગયા છતા, એની વધુ ચોખવટ કરે એવુ કોઈ ઉદાહરણ અપાય તો વિશેષ સારું એવી તમોને અપેક્ષા તો રહે જ એમ લાગતા ભગવાન પાર્શ્વનાથનુ ચરિત્ર કહેવુ અહીં પ્રાસગિક હોવાથી કહીશ. એમના અને એમના ભાઈ વચ્ચેના છેલ્લા દશ ભવના સબધમાથી કર્મ અને સસ્કારોની ખરી ચમત્કારિકતાનો અને જીવના વલણનો ખરો ખ્યાલ આવશે

તિજોરીમા ધન પડ્યુ હોય, પણ ચાવી ન મળે ત્યા લગી એ ધન શા કામનું? તેમ જીવનમા અનંત જ્ઞાન અને અનત શક્તિનું ધન છે પણ અતરના તાળાની ચાવી ન મળે ત્યા લગી એ ધન શી રીતે મળે? અને આનદ કેમ મળે? ચાવી ન મળી હોય ત્યા લગી જીવ કેવી દશામા ભમે છે કેવી નીચીનીચી ભૂમિકાઓમા જાય છે, એની સામાન્ય રૂપરેખા અપાઈ ગઈ છે આ ઉદાહરણથી તે વિશેષ સ્પષ્ટ થશે

## મરુભૂતિ અને કમઠ

ઘણા વરસની વાત છે પોતનપુર નામના નગરમા અરવિંદ રાજા રાજ્ય કરતો હતો તેને વિશ્વભૂતિ નામના મહાન સરકારી દીવાન હતા. રાજહિત સચવાય અને પ્રજાને અન્યાય ન થાય એ

રીતે એ બન્ને છાબડાંને બરાબર રાખવા ત્યના સત્યનું સુકાન બરાબર હોય તો ન્યાય અને પ્રેમનો તાજો મળી જ રહે છે, એ એમનો મૂળ સિદ્ધાંત હતો. રુગ્ન કઈ કહે, સભાવે તો ગીણી વાત પણ લક્ષ્યપૂર્વક સાંભળે પડપટારો ન કરે, પણ ધ્યાનમાં રાખી યોગ્ય પ્રસંગ ઊભો થાય ત્યારે એવું માકસર બોલે કે, અબજો રૂપિયાના ખર્ચથી પણ એવું વચન ન મળે. અને જે બોલે તે પ્રાણ સાટે પાળે અને પળાવવાનો સત્યાગ્રહ રાખે. આવા સચિવ જે રાજ્યમાં હોય તે રાજા પ્રજાવત્સલ કે મરકારી કેમ ! બને ?

*

એવા જ એક દીવાનની વાત છે. એક બાદશાહ પ્રથમ તો બહુ જુલમી હતો પણ એના સદ્‌ભાગ્યે વિશ્વભૂતિ જેવો જાણી વજીર તેને ત્યાં રહ્યા પછી બાદશાહની ખાસિયતો જોઈ એને બહુ ખેદ થવા લાગ્યો. પણ સમય ન આવે ત્યાં સુધી બોલવાની કશી કિંમત નહિ એમ મનમાં વિચારી રાખ્યું. એક દિવસ બાદશાહ અને વજીર બન્ને ઘોડેસવાર થઈ શિકાર કરવા ગયેલા. જંગલમાં થોડા થોભાણી સામાન પાથરી બન્ને એક વૃક્ષ નીચે વિસામો કરવા બેઠા હતા. તેવામાં બાદશાહની નજર હોલાહોલીની એક જોડી ઘૂ ઘૂ ઘૂ કરે છે તેના પર પડી. તે સાંભળી વજીર જાણે એના ઘુઘવાટનો મર્મ સમજતો હોય તેમ મસ્તક અને ચક્ષુની એવી ચેષ્ટા કરી કે બાદશાહનું વજીરની ચેષ્ટા તરફ ધ્યાન દોરાયું એટલે બાદશાહે વજીરને પૂછ્યું ત્યારે વજીરે તેનો મર્મ સમજાવ્યો. "ગરીબ પરવર ! આ હોલો વેવાઈ અને હોલી વેવાણ થવાની વાત કર છે. હોલો કહે છે, 'મારી દીકરી આપું પણ દાયજો કેટલો આપશો ? દશ ગામ આપશો ?' હોલી હોલાને કહે છે, 'આ શાહ સલામત હશે તો ઘણા ગામ ઉજ્જડ કરી મૂકશે, માટે દશ શું પંદર આપીશ, શું કામ ગભરાઓ છો ?' "

બાદશાહ ટાઢો જ થઇ ગયો. "હે શું બોલો છો ! તમે શી રીતે જાણ્યું ?" "જહાંપનાહ ! મેં પક્ષીની ભાષાનો અભ્યાસ કર્યો છે" બાદશાહ

વિચારમા પડી ગયે. "મારો વ્યવહાર આટલો ખરાબ! અને પશુપક્ષી એને પણ મારા વ્યવહારનો ખ્યાલ આવી ગયો?" ઉજ્જડ ગામોમા રહેવાનું હોય તો હોના ઘણા ખુશી, અને તેથી આ હોના એમ માનતા હતા કે બાદશાહ જુલ્મી હોવાથી ઘણા ગામ ઉજ્જડ બનાવશે. બાદશાહ ઉપર ઘણી ઊંડી અસર થઈ "આ મારી ક્રૂરતા ને અધમતા ઘણી ગણાય" વજીરનો અભિપ્રાય પૂછ્યો "શું કરવું!" વજીરે કહ્યું "આપ નામદાર ધારો તો વસાવી શકો જેટના ગામ ઉજ્જડ થયા હોય એટલા પાછા વસાવવા" વજીરના એમ જ વચનથી હજારોને સુખ થઈ ગયું માટે કહેવત છે

"વચન થકી મરતો બચે, વચને શિર કપાય,
વાદળીયુ વાએ મળે, વાએથી જ વીંખાય"

વિશ્વભૂતિ દીવાન પણ બહુ લાયક હતો. બહુ સારા સંસ્કાર હતા એનાથી પ્રજા સુખી અને પ્રસન્ન રહેતી તેની સ્ત્રીનું નામ અનુધરા હતું અને બે દીકરા હતા એમનું નામ મરુભૂતિ, બીજાનું નામ કમઠ મરુભૂતિ નાનો અને કમઠ મોટો કહ્યું છે કે —

एकोदरसमुत्पन्ना एकनक्षत्रजातका ।
न भवन्ति समाशीला यथा बदरीकण्टका ॥

બોરડીના કાંટા જેમ એક સીધો અને એક વાંકો તેમ બન્ને ભાઈ સરખા નથી હોતા એક બુદ્ધિશાળી, પુરુષાર્થી, પાપભીરુ અને સેવામૂર્તિ હોય, તો બીજો તેનાથી ઊલટા જ ગુણવાળો પણ નીકળી આવે આ જ અપેક્ષાએ મરુભૂતિને બાપના સંસ્કારનો વારસો મળ્યો હતો તે ધર્મગુણપ્રધાન અને લાયક હતો જ્યારે કમઠ દુષ્ટ, મૂર્ખ, લંપટ અને મહાપાપી હતો.

વિશ્વભૂતિને હવે સાઠ વરસ થવા આવ્યા હતા. આત્મા હમેશા જન્મ, જરા અને મૃત્યુ કર્યો જ કરે જન્મરૂપી સાગરના મોજા ઉપર નીચે થતા જ કરે દિવસમા ભરતી એવી થાય કે કોણ જાણે શું

કરી નાખશે ? એવી ધમાધમ કરે પણ પાઠો ઓટ થાય એટલે શાંત આ રીતે વિશ્વભૂતિ સાગરને તીરે બેસે અને તેને હમેશા આવા આવા ઊંડા વિચારો આવ્યા કરે વિશ્વમા ઠેર ઠેર આવા બોધ–સૂત્રો ભર્યા છે જેને અંતરચક્ષુ નથી તે નથી જોઈ શકતો

માણસને ઉંમર થઈ હોય, મૃત્યુ હવે ઢૂકડુ છે એમ જાણે છતા ધમાધમ કર્યા કરે "આટલુ રહી ગયુ ત્રણ પરણાવ્યા. હવે મકાનો બધાવી ત્રણે ગગાને ભાગે પડતા આપી જાઉં' આટલું અધૂરુ રહી ગયુ તે પૂરુ કરી પછી ત્યાગના ચિંતનમા રહુ" પણ વિશ્વભૂતિનો જીવ અધિકારી હતો. વિચાર વિવેકને અંતે એક દિવસ શ્વેત વાળ દેખાયા અને એને વૈરાગ્ય થયો. પોતે સ્ત્રી તથા છોકરાઓ સમક્ષ આ વાત કરી. પોતે રાજા પાસે ગયો અને કહ્યું, "મારુ સ્થાન મારા નાના પુત્રને સોંપો. હુ જે કામ કરુ છુ તે હવે એ કરશે" મહારાજાએ એમની તીવ્ર વૈરાગ્યધારા જોઈ છૂટા કર્યા અને મરુભૂતિની યોગ્યતા જોઈને ખૂબ દબદબાભરી રીતે પ્રધાનપદથી ભૂષિત કર્યો

*

માતાપિતા બન્નેએ દીક્ષા લીધી અને મરુભૂતિ પિતાના સ્થાન પર દીવાન તરીકે આવ્યો આ જોઈને કમઠની આખમા ઝેર વ્યાપ્યુ મરુભૂતિ મિતાદષ્ટિમા હતો ત્યારે કમઠ ઓઘદષ્ટિમા હતો મરુભૂતિ મહાપુરુષ અને આખરે તીર્થંકર પ ને યોગ્ય થવાનો હતો, એટલે એનુ જીવન સરળ હતું પોતાની પ્રવૃત્તિમા લેશ પણ ભૂલ થતી હોય તો એ ચોકી ભરે અને સુધારવાનો પ્રયત્ન કર્યા વગર જપે નહિ કમઠનો માર્ગ તેથી છેક જ ઊલટો હતો માબાપ ત્યાગી થયા પછી કમઠને એમ થઈ ગયુ કે મને રોકટોક કરનાર જે હતા તે હવે નથી, હવે શી ફિકર છે ? એમ માની સ્વચ્છદી બન્યે જતો હતો. એની અધમતાથી લોકો ત્રાસતા અને મરુભૂતિની ઉત્તમતાની સહુ સ્તુતિ કરતા. બન્ને એક જ માબાપના પુત્રો છતા કેટલો ફેર ?

## મોહમદિરાનો નશો

જેણે મોહમદિરા પીધી છે તેને કતવ્યાકર્તવ્યનું લેશ પણ ભાન રહેતું નથી નીચતા વાપરવામા તે પાછો હઠતો નથી મોહ મદિરા જેની ઊતરી ગઇ હોય તે જ જોઇ શકે વિશ્વમા લોકોને મૂગા મૂગા પણ વૃક્ષો, સૂર્ય, ચદ્ર કે ગ્રહાદિ સમજાવી રહ્યા છે કે "ઓ માનવ ! તારુ અહીંનું અસ્તિત્વ આ ચાર દિવસના મુસાફર તરીકેનું છે જાગૃત થા ! મળેલા સમયમા જીવનને સફળ કરી લે" પણ આ મૂઢ પ્રાણીને બોધ થતો નથી કારણ, આખુ જગત ઘેનમા છે મોહરૂપી મદિરાનો નશો ન ઘટે ત્યા સુધી માણસ કઈ કરી શકતો નથી મરુભૂતિ દીવાન થયા પછી થોડા વખતમા અરવિંદ મહારાજાને વજ્રવીર્ય નામના રાજાની સાથે યુદ્ધમા ઊતરવુ પડયુ અને પોતે રાજ્યની લગામ મરુભૂતિને સોંપી યુદ્ધમા સિધાવ્યા

## કમઠની કુટિલતા

હવે તો પિતા અને મહારાજા બેય નથી અને રાજ્યની લગામ મરુભૂતિને સોંપાયાથી કમઠના કુસસ્કારો ઊછળ્યા જો કે મરુભૂતિ એથી દબાયો તો નહિ, પણ સ્વભાવે નરમ હોવાથી એમ થયુ કે હશે, મોટા ભાઇને ન દુભવવા બસ, એ નરમ ભાવનાનો લાભ લઇ મહાક્રૂર અને મહાભયકર એવા કમઠને જે સાધનો મળ્યા તેમનો ઉપયોગ જુલ્મો, અનીતિ અને અત્યાચારમા કરવા લાગ્યો મરુભૂતિ અતિ સરળ અને અતિ ભનો હતો પણ પ્રજાના ન્યાયાધીશને તો પોતાનો ધર્મ પડેલો પછી ભાઇની નાગરાઈ રાજ્યની ફરજ બજાવવાની હોય ત્યા "ભાઇને કેમ દુભાવુ" એ નબળાઇ કહેવાય, તેમ છતા કમઠે ગમે તેવી ચેષ્ટા કરી હોય, ગુનો કર્યો હોય, રાજ્યમા વાતો ચાલે ત્યાર મરુભૂતિએ અનેકવાર વારેલ, ખાટામીઠા વચનથી સમજાવેલ, પણ મરુભૂતિના વચનોની અસર કમઠ પર ન પડી થોડા દિન શાત રહે, વળી પાછો એના સ્વભાવ પ્રમાણે

કરે મરભૂતિને એના માઠા વર્તનથી ઘણુ દુ ખ થાય, પણ પ્રકૃતિનો નરમ હતો એટલે કશુ કહી શકતો નહિ એ પણ એની ભૂલ તો હતી જ મરુભૂતિ ન્યારે કોમળમા કોમળ હતો, ત્યારે કમઠ કઠોરમા કઠોર હતો લાગણીમા વિવેક ન હોય તો નખ્ખોદ વાળી નાખે એવી સ્થિતિ ઊભી થાય. મરુભૂતિના પક્ષે તેવુ જ બન્યુ ન્યાય આપનાર કેટલો કડક હોય તેનુ એક દૃષ્ટાત કહુ અમદાવાદના સૂબા અહમદશાહનો જમાઇ એવો ખળ અને નફટ બની ગયો કે સામાન્ય પ્રસગમા પણ નિર્દોષ માણસોને ભારે હેરાન કરતો, ભારે ત્રાસ આપતો અને પ્રાણ પણ લેતો. સૂબા પાસે તેની ફરિયાદો આવી ત્યારે સૂબાએ પોતાનો જમાઇ હોવા છતા તેને પકડાવી કાજી પાસે ન્યાય કરાવ્યો. ન્યાયમા ફાસીની સજા થઈ, જેનો અમલ સૂબાએ માણેક-ચોકમા ફાસી દેવાનો પ્રબધ કરાવીને કડક રીતે કીધો અને ત્રણ દિવસ સુધી તેનુ મુડદુ લટકતુ રહેવા દીધુ અન્યાય કરનારને ન્યાય આપવામા તેની દીકરી રાડી તેની પણ બાદશાહે દરકાર કરી નહિ, આ દૃષ્ટાત સૂબાની ન્યાય પ્રત્યેની વફાદારીનો અશ દેખાડવા પૂરતુ અહીં કહ્યુ છુ

મરુભૂતિ આવી મક્કમતા દાખવી શકયો નહિ પોતાની ફરજ બજાવવામા ઢીલો પડયો કમઠનુ ઝેર વધ્યુ અને ફેલાવા લાગ્યુ દુરાત્માનો સ્વભાવ જ એવો હોય છે કે તેને સામાન્ય રીતે ભોધ ન જ લાગે હુ કઇ ભૂમિકામા છુ તેનો ખ્યાન એ નથી કરતો' કમઠે તો હવે હદ વાળી નાખી તે વગર કારણે કજિયા કરે, કે પારકુ ધન અને સ્ત્રી પડાવી લે સ્વજનો અને સ્વધર્મીઓ સાથે સહિષ્ણુતા ન બતાવે કોઇને ગણકારે જ નહિ અને નિરકુશપણે વર્તે આના કારણમા જૈન આગમકારો વર્ણવે છે કે દર્શન–મોહનીય અને ચારિત્ર–મોહનીયનો એ પ્રભાવ હતો દર્શન–મોહનીયનો કેફ નીકળી જાય ત્યારે જ આખો ખૂલે, સાચી વાત ને સાચા માર્ગને જાણે પોતાની ભૂલનુ ભાન થાય ત્યારે જ ઉન્માર્ગને છોડી સન્માર્ગે ચાલે

મરભૂતિની સ્ત્રી વસુધરા અને કમઠની સ્ત્રી વરુણા હતી કમઠને વરુણામા મતોષ હતો નહિ કોઈ કાંઈ વધુ કહે તો તેને મારે એક વખત વસુધરા બગીચામા એકલી ફરે છે એ વખતે વિષયનપટ કમઠ નફટ બનીને ત્યા ગયો. તેની સાથે પોતાનો કલહસ મિત્ર હતો તેણે તેને ઘણું સમજાવ્યો "કમઠ! નાના ભાઈની સ્ત્રી એ તો તારી પુત્રી કહેવાય એના તરફ ખરાબ દૃષ્ટિએ જોવુ એ તો મહાન પાતક કહેવાય તું તારી દૃષ્ટિને સુધાર અને ખરાબ દૃષ્ટિ ન કર" પણ લપટને ચક્ષુ ન હોય, અને કાન પણ ન હોય. એ છતી આખે આધળો હોય અને છતે કાને બધિર હોય. કામને વશ થઇ ગયો હોય તેને દિવસ રાત્રિનુ પણ ભાન નથી રહેતુ કમઠને બસ એક જ વાત મનમા હતી કે "વસુધરાને પત્ની બનાવુ, નહિ તો મૃત્યુને ભેટુ' એ દુષ્ટે વસુંધરાની અસહાય દશાનો લાભ લઈ અત્યાચાર ગુજાર્યો વાત ફેનાઈ મરભૂતિને આ બનાવ તો કારી ઘા જેવો થઇ પડ્યો પણ લોકાપવાદના ભયથી કમઠને જે શિક્ષા આપવી જોઇએ તે ન આપતા સમસમીને બેસી રહ્યો કાંઈ કરી શક્યો નહિ

એવામા જ યુદ્ધમા ફત્તેહ મેળવી અરવિંદ મહારાજાનું પાછુ પધારવુ થયુ આવતા વાર જ પ્રજામા એદિલી ફેલાયેલી જોઈ કમઠના જુલ્મની અક્ષમ્ય વાતો તેમણે સાભળી રાજાએ તક જોઈ કચેરીના એકાત ખડમા મરભૂતિને બોલાવ્યો રાજા અને પ્રધાન બન્ને વચ્ચે જે વાતચીત ચાલી તે દરમ્યાન મરુભૂતિનું દિલ વલોવાઈ ગયુ, આખમા ઝડી ઊઠી અને મહારાજાને સર્વ હકીકત પ્રધાને જણાવી 'સાહેબ' એની નફટાઈ, દુરાચાર, ઉદ્ધતાઈનો મને ખ્યાલ છે છતા જેટ બધુ તરીકે હુ કશુ કરી શક્યો નથી ' છેવટે રાજાએ મરભૂતિને સાફ સાફ કહ્યુ "કમઠ જો નાલાયક અને નફટ છે, તો હુ મારા રાજ્યમા એની હસ્તી નહિ સહન કરી શકુ એને તમે કશુ નથી કરી શક્યા એ તમારી નબળાઈ છે, અને હું જો સહન કરું તો રાજ્યધર્મને બેવફા નીવડુ"

મહારાજા અરવિંદ એકવચની તથા કર્તવ્યપરાયણ હોવા છતા દિલના આર્દ્ર અને દયાળુ હતા રાત્રે સૂતા સૂતા વિચાર કીધો, કયા પ્રકાર વડે કમઠને સજા કરી દૂર કરવો? ઘણા વિચારને અંતે સવારે તેને પકડાવી, મોઢે મેસ ચોપડાવી, મુંડો કરાવી, માથે ચૂનો ચોપડાવી, ગળામા ખાસડાની માળા પહેરાવી, અવળે મોઢે ગધેડા પર બેસાડી હાથમા પૂછડુ આપ્યુ એ રીતે ચકલે ચૌટે, ઢૂંઢેલ ઢોલ વગડાવી આખા નગરમા ફેરવ્યો કાળો મણિધર નાગ છૂટી શકાય એમ ન હોય ત્યારે જેમ ફૂફાડા મારે અને ધૂંધવાય તેમ કમઠ ક્રોધથી ધૂંધવાતો હતો પણ શુ કરે? તદ્દન લાચાર હતો આ સજા કરી રાજાએ છેવટે તેને દેશપાર કર્યો એક તો માઈજી દીવાનનો દીકરો અને મરુભૂતિનો મોટો ભાઈ, એ શરમ, અને બીજી આર્દ્ર દિલની દયા, એ બન્નેને પરિણામે ન્યાય જળવાય અને દયા પણ જળવાય એવી શિક્ષા કરી, વધ ન કરાવ્યો માણસ માટે આ શિક્ષા દેહવધ કરતા તો આકરી જ છે, પણ માણસ હોય તો ને?

કમઠ પારાવાર વેદના સહતો નાસી છૂટયો મરુભૂતિને આથી દુ:ખ તો થયુ પણ એ સિવાય અન્ય માર્ગ ન હતો પોતાની નિર્બળતાથી અન્યાયને ટેકો મળતો હતો આ તરફ કમઠનો આશરો છૂટયો, વતન છૂટયુ પછી તો ખાવાનાય સાસા પડવા લાગ્યા પણ ગર્વ અને ક્રોધ તો વધતા જતા હતા, કારણ કે દષ્ટિ વિષમ હતી, એટલે બબડચો કે "પોતે તો પામર કશુ ન કરી શક્યો, પણ રાજા પાસે મને હડધૂત કરાવ્યો" આ જાતના ભાવ પરના વહેમથી એ દિને દિને હૃદયમા ઝેરને ભર્યે જતો હતો

અહો! અવળચાડાલિની વૃત્તિ આત્માને કેવી ભુલાવે છે!

આખરે કમઠ ભમતા ભૂતની પેઠે ભૂતાચલ પર્વત પર પહોચ્યો અને ત્યા તાપસોના મઠમા જઈ તાપસ થઈને રહ્યો બહારની કઠોરમા કઠોર તપશ્ચર્યાની સ્પર્ધામા કમઠ અગ્રણી નીકળ્યો, અને તાપસોમા માનીતો થઈ પડયો જેમ બહાર ધૂણી ધખી ને ધખી રહેતી તેમ

કમઠના અંતરમાં પણ પોતનપુર નગરમાં થયેલા પોતાના અપમાનના દુઃખની ધૂણી ધખધખ્યા કરતી, અને સાથે મરુભૂતિનું સ્મરણ થતાં જ તેના દાંત કચકચતા. સ્થૂળ દૃષ્ટિ તો બહારનું જુએ, ભીતરનું ક્યાંથી ભાળે ? આજુબાજુના પ્રદેશમાં કમઠે પોતાની પ્રશંસાની જાળ ફેલાવી દીધી હતી. મરુભૂતિને કાને વાત આવી કે કમઠ નામના એક ચમત્કારિક અને મહાતપસ્વી સાધુ પર્વત પર કઠોર તપશ્ચર્યા કરી રહ્યા છે !

## ભાઈને મળવા આતુર મરુભૂતિ

મહારાજાની આજ્ઞા લઈ, મરુભૂતિને ભાઈ પાસે જવાનું અને દર્શન કરવાનું મન થઈ ગયું. જરૂર હવે તો તે સુધર્યો હશે, હૃદયપલટો થયો હશે, હું દર્શન કરું, ક્ષમા માગું, એમ સમજી મહારાજાની આજ્ઞા માગી.

" તમારા મનનો વેગ એવો છે કે રોકાયો રોકાશે નહિ " મહારાજાએ કહ્યું. "કારણ કે બન્ધુભાવનો સૂક્ષ્મ મોહ તમને દોરી રહ્યો છે, પણ કમઠની ભૂમિકા જોતાં મને એમનામાં તત્કાળ એવો સાધુ હૃદયપલટો અસંભવિત લાગે છે. માટે ન જવાય તો સારું છે. તમારા જવામાં હું તો જરાએ હિત જોતો નથી. પછી તમારી ઇચ્છા." ખરે, પોતાનો મનોવેગ ન રોકી શકાયો. મોટાભાઈના થયેલા અપમાનની ચોખવટ કરું અને ક્ષમા માગું, જલ્દી જાઉં, આવા આવા વિચારોથી પ્રેરાઈને એ ગયો. ભૂતાચલ પર્વત પર જઈ તપાસ કરીને પત્તો મેળવ્યો, અને જતાંવેંત જ કમઠના પગમાં ઢળી પડ્યો.

"ક્ષમા કરો ! આપનો હું અપરાધી છું, જો કે પ્રત્યક્ષ તો નહિ. મહારાજાથી બધી વાતો છુપાવી. પ્રધાનધર્મ તો ચૂક્યો છતાં એ વાત છાની ન રહી, અને આપને અપમાનભરી શિક્ષા થઈ. મારા દિલમાં તે ખૂબ ખૂંચતું હતું, પણ નિરુપાય હતો. આટલી ચોખવટની ત્યારે જ જરૂર હતી પણ મારી હિમ્મત તે વેળાએ ન ચાલી. મારો

અંતરભાર હળવો કરવા ખુલ્લી રીતે એકરાર કરવો જોઇએ કે દેશપાર થયા, અપમાનિત થયા, તેમા મારુ અને વસુંધરાનું નિમિત્ત થોડુ ઘણુ પણ પરોક્ષ રીતે બન્યુ છે એથી આજે હું ફરી ફરી હૃદયપૂર્વક માફી માગુ છુ, અને આપની સાધુવૃત્તિ વધુ કૂપો ફાવો એવી પ્રભુ પ્રાર્થના કરુ છુ"

એકેએક વચનમા ભારોભાર ભાવના ભરી હતી, પણ દૂધ બિચારુ આખરે સાપની દાઢમા વિષરૂપે જ પરિણમે છે કમઠના સંબંધમા પણ તેવુ જ બન્યુ અંદર ભરેલો હુતાશન ભયકર રીતે એકાએક પ્રજળી ઊઠયો

બે હાથ ઊચા કરી જે બે મહાપાષાણ ઊંચકીને કમઠ તપ કરી રહ્યો હતો તે જ પથ્થર મરુભૂતિના પગમા ઢળેલા મસ્તક પર તાકીને જોરથી ઝીંકી દીધો, અને મરુભૂતિના મોમાથી 'અરે ભાઈ!' આટલો ધ્વનિ પૂરો ન થાય તે પહેલા રામ રમી ગયા કમઠનું આ કરપીણ દુષ્કૃત્ય જોઇને તો આખો તાપસ-મઠ કકળી ઊઠયો હવે કમઠને તાપસઆશ્રમ પણ સંઘરે તેમ ન રહ્યું સૌ તાપસોએ ભેળા થઇ ભારે ઠપકો આપી નાલાયક ગણી કાઢી મૂકયો

"નાસ્તિ નષ્ટે વિચાર" એમ આખરે કમઠના ચોરપલ્લીમા પગના થયા એક પર્વત માડેની ખીણની બાજુના ભોયરામા બીનો ઝૂપડા બાંધીને રહેતા હતા ચોરી અને લૂટફાટ એ જ એમનો ધધો હતો ચોરીજારી, માસમદિરા એ બધી નાતે પૂરા 'બુદ્ધિનો દુરુપયોગ કયુ બૂરુ કૃત્ય ન કરે?' 'વિવેકભ્રષ્ટાના ભવતિ વિનિપાત શતમુખ' તે આનું નામ કમઠની સરદારી પછી તો લૂટારાની ટોળીએ મહારૌદ્ર લીલા મચાવી મૂકી

આ તરફ, મરુભૂતિના મરણ સમાચાર સાભળી મહારાજા અરવિંદને અત્યત ખેદ થયો. પોતાને જે અનિષ્ટની આગાહી થઇ હતી તે ખરી ઠરી. મરુભૂતિ જતા રાજ્યને માત્ર અજોડ પ્રજાસેવક

પ્રધાનની ખોટ પડી એટલુ જ નહિ પણ મહારાજાને તો એક મહાન અમાત્ય અને હૃદયસખાની ખોટ પડી

એકદા વર્ષાઋતુની સધ્યાએ આભ સામે એ નૃપતિ મીટ માડી રહ્યા હતા રગબેરગી ચિત્રોનુ સૌંદર્ય અને જળના તરગોમા પડતી એની અદ્ભુત પ્રતિમા એમની દૃષ્ટિને આંજી રહ્યા હતા પણ અહો ! કેવી એ અલ્પ ક્ષણુ ! ક્ષણુ બાદ જ અધારે વિશ્વને વીંટી લીધુ અને અરવિંદની આત્મવ્યથાનો પાર ન રહ્યો અહો ! શુ આખરે પદાર્થમાત્રની આ જ સ્થિતિ છે !

વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતગ, આયુષ્ય તે તો જળના તરગ,
પુરદરી ચાપ, અનગ રગ, શું રાચીએ જ્યા ક્ષણુનો પ્રસગ !

એ ઊંડા મથનમાથી વૈરાગ્ય જાગ્યો.

ભાતભાતના ઓનબા રાણીજીએ આપ્યા, પણ જ્ઞાનમય વૈરાગીનો આત્મવેગ કોણુ રોકી શકે ? પ્રજાના રડતા હૈયાંને આશ્વાસન આપી, પુત્રને ગાદી સોંપી, સાપ કાચળી ત્યજે તેમ સામારિક વૈભવને ત્યજી અરવિંદે યોગમાર્ગે પગના માડચા

સશક્તનો આત્મા ભોગમા ખરડાવા છતા અતૃપ્તિ વધારીને આખરે અતરને જગાડ્યા વિના રહેતો નથી અતરમા ઊંડેના યોગ સંસ્કાર, મુક્તિ સાધીને જ જપે છે એ સૂત્રાર્થ છે

## અરવિંદ અને મરુભૂતિના આત્મમિલન

અરવિંદનું ક્ષાત્રતેજ અને વીરતા યોગમાર્ગમા ઝળકી ઊઠ્યા નિસ્પૃહ મુનિની જ્ઞાનમય તપશ્ચર્યા એને સહજ વરી ચૂકી આત્મ-રમણુતાને માર્ગે જતા એમને અવધિજ્ઞાન થયુ *

---

* અવધિજ્ઞાન થયુ એટલે જગત માહેલા સઘળા રૂપી પદાર્થોના જ્ઞાનની ચાવી હાથ લાગી આ જ્ઞાન તો પ્રથમ આત્મસાક્ષાત્કારનું પ્રતીક છે જ્યારે રૂપી અને અરૂપી પદાર્થમાત્રનું સપર્યાય જ્ઞાન એટલે કેવળ જ્ઞાન થાય ત્યારે જ મુક્તિ સિદ્ધ થઇ ચૂકી સમજવી

વધારે છે સપે હાથીને એવા તો જોરથી પગે ભીડો લઇને ડખ માર્યો કે તેનું ઉગ્ર વિષ ચઢી જવાથી હાથી બે ઘડી પૂરી ન થાય તે પહેલા દેવગત પામી ગયો યં य वाऽपि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरं ।

આ પ્રસગે મરતી વેળાએ મુખે ' અરે ભાઇ ' નહોતુ પણ 'ૐ ગુરુ અને ૐ પ્રભુ હતુ જીવતરની લાલસા નહોતી સ્પર્શી, ક્ષમાભાવે, દિવ્ય ભાવે, શાન્ત મરણે મરીને તે આઠમા દેવલોકમા સત્તર સાગરોપમ જેવા લાબા આયુષ્યવાળો દેવ થયો, અને આખરે કુર્કટ મરીને પાચમા નરકમા તેટલા જ દીર્ઘકાળના આયુષ્યવાળો નારક થયો

દેવને ઐશ્વર્ય વૈભવાદિ ભૌતિક સુખની કોઈ સીમા નહોતી, પણ મરુભૂતિનું ભાન એને જાગ્રત રાખતું કમઠનો ક્રોધ એને અસહ્ય વેદનામા કાળી ચીસો નખાવતો. એકનુ ઊર્ધ્વગમન, બીજાનું અધ પતન એક જ માતાના જાયા બન્ને, પણ સુસસ્કારો અને કુસંસ્કારોએ કેટલું મહાન અતર પાડી નાખ્યુ !

' शुचीनाम् श्रीमता गेहे योगभ्रष्टोऽभिजायते ' (ગીતા)

દેવની આયુષ્યાવધિ પૂરી કરીને મરુભૂતિ ચોથા ભવે વૈતાઢ્ય પર્વત ઉપર સુકચ્છ નામના વિજય વિભાગમા મહાવિદેહ (જ્યા દેહ હોવા છતા વિદેહી દશા વર્તે છે એવા સૌભાગી આત્માઓના નિવાસ-સ્થાન)માના તિલકપુર નામના નગરમા વિદ્યુતગતિ રાજાને ત્યા તિલકાવતી મહારાણીની કૂખે ઉત્પન્ન થયો.

" પુત્રના લક્ષણ પ્રથમ ગર્ભમા અને પછી પારણામા " એમ એના આવતા વેત જ વાતાવરણ સુવાસથી મઘમઘી ઊઠ્યુ. માતા-પિતાએ એનું નામ કિરણવેગ પાડ્યુ મૂળ જ સસ્કારી આત્મા અને વળી માતાના સસ્કાર પણ એવા જ ઊંચી કોટીના, સાથે સુશિક્ષણનો સુયોગ થયો. જેમ જેમ કિરણવેગનું વય વધતું ગયુ તેમ તેમ સદ્ગુણો સોળે કળાએ ખીલતા ગયા ' સમર્પણ અને સમભાવ ' એ બે તો એના જીવનમા વાણાતાણાની જેમ વણાઇ ગયા હતા.

## પૂર્વનું અને આજનુ આર્યાવર્ત

આ આર્યાવર્ત એક કાળે સદ્‌ગુણો જ કેળવવાનું મુખ્ય અંગ ગણાતું, પણ આજે તો ધોરણ જ બ દલાઈ ગયુ છે હિસાબ ગણતા, લખતા કે વાચતા આવડે એટલે થયુ પછી જીવનમા ભલેને ચારિત્રનો એકડોય ન હોય, સાવ મવાલી થાય તેની હરકત નહિ આજે મા બાપ એટલું જ જુએ છે કે છોકરાને સંસાર ચલાવતા અને કામ કરતા આવડે છે ને, બસ પત્યુ પછી પ્રકૃતિ કેવી ને વર્તન કેવુ ? ચારિત્ય કેવુ ? પરિણામે શુ ? તે કોઈ જોતું નથી જિંદગીનો મુખ્ય આધાર લખતા વાચતા કે હિસાબ ગણતા આવડે એ ઉપર જ જિંદગી ટકતી નથી પણ સંસ્કારી ચારિત્ય ઉપર જિંદગીનો આધાર રહે છે, કેમ કે જિંદગી, પશુ બનવા કે નરકગતિમા જવા માટે નથી પશુતાને માનવતામા પલટાવવા અને માણસને દેવત્વ કે સિદ્ધત્વ પમાડવા માટે છે

કિરણવેગના સમર્પણે અને સમભાવે એને સહેજે શીખવ્યુ હતું કે "રાજા એ માલિક નહિ પણ પ્રજાનો મોટા સેવક છે, સેવા ભાવ તેનામા પ્રધાનપણે હોય મદોન્મત્ત થઈને દમન ચલાવે કે સ્વેચ્છાચારે વર્તે એ તો રાક્ષસ કહેવાય રાજા ન કહેવાય કિરણ વેગના પિતા દેવસમા હતા એમણે પણ મૃત્યુને ભેટતા પહેલા રાજ્યાભિષેક વખતે સંકલ્પ કરાવ્યો હતો, "પ્રજાને પીડવી નહિ અને કુદરતી કોપે પિડાય તો એની પીડાએ તારે પિડાવુ !" કિરણ-વેગના સહજ સસ્કારોમા આથી પ્રેરણા મળી

રાજગાદી મળ્યા પછી રઘુકુલનાયક શ્રી રામની પેઠે રાત્રે અને દિવસે વેશ-પલટો કરીને અધાર-પછેડો ઓઢીને ફરવા નીકળવાનુ એણે શરૂ કર્યુ પ્રજાના સીધા પરિચય વિના પ્રજાના હ યનો ખરો ખ્યાલ ન આવે એકદા મોટા મહાનના એક સૂબા સાથે આ રીતે પોતાની હકૂમત નીચેના પરગણા જોવા નીકળ્યો સૂબાને તો બધા વધુ પરિચયથી ચહેરો જોઇ ઓળખી કાઢે, એટલે એનો ચહેરો પણ

ફેરવી નખાવ્યો હતો, અને બન્ને સામાન્ય વેશમા ગયા હતા એક ગામની ધર્મશાળામા બન્ને બહારગામના મુસાફરો હોય તેવી રીતે ઊતર્યા ઘણા મનુષ્યો ત્યા આવજા કરી રહ્યા હતા રાજાએ ત્યા બેસી તક જોઈ હળવેથી વાત શરૂ કરી "આ ગામમા અમારુ લેણુ છે તે અમને હાનનો સૂમો અપાવશો કે?" પેલા માણસો કહે, "માબાપ ! એ શુ બોલ્યા? તમારો કરજદાર આપે એટલા લઈ લો સૂમા પાસે ગયા તો પત્તો જ ખ્યારો નહિ રૂપિયાની કોથળી વગર કોઈને દાદ જ ન દીએ એવા છે તમારુ લેણુ તો પતતુ પતશે પણ એથી બમણા એના ખિસ્સામા ભરશો ત્યારે તો તમારી વાત સાભળશે માટે ભલા થઈને ભૂલ્યેચૂક્યે પણ એને પડછાયે ન જતા, જો લાજ, આબરૂ અને નાણાની ખેવના હોય તો' સૂમો તો મનમા સમસમી રહ્યો "એણે તો નખોદ વાળી નાખ્યુ" બીજી વાત છેડવા પ્રયત્ન કર્યો પણ રાજા તો સમજી ગયા. એને ખેદ થયો કે હજી મારે ત્યા આવા જ સૂમા છે પછી રાજાએ બીજા પણ કેટલાક સવાલો પૂછ્યા જવાબનો સાર એ હતો કે, "રાજા તો ઘણા ભલા છે પણ જ્યા આખુ તત્ર આવુ હોય ત્યા એ બિચારા શુ કરે? અમલદારોએ તો હવે હદ વાળી દીધી છે પ્રજાને ખાવા પૂરુ ધાન રહેવા દીધુ નથી છતા નવા ને નવા કર નાખ્યા જ કરે છે અમે ભલા રાજા પાસે દાદ લેવા જઈએ, પણ વચ્ચેના અમલદારો અમારો ગજ વાગવા દે જ શાના? છતે ધણીએ અમારા આ હાલ છે ભાઈ' વધુ શુ કહીએ ?"

સૂમો તો હવે ધમધમી ઊઠ્યો પગથી માડીને શિખા સુધી એને ઝાળ થઈ, પણ રાજા સાહેબની હાજરીમા શુ કરી શકાય? આમ બીજા એકાદ બે ગામ ફરી તેઓ પાછા વળ્યા સૂમો પણ સાથે હતો. ઘેર આવ્યા પછી એને ચેન ન પડ્યુ તે તુરત જ ફરીને જે ગામમા આ પ્રસગ બન્યો હતો, તે જ ગામમા ગયો અને બધા માણસોને ચોરે બોલાવ્યા અને ધમકાવવા માડ્યા જે ભાઈએ

પોતાની વાતો કરી હતી, એને તો ઊંચકી જ લીધો. આ પ્રસંગે રાજમાઇબ પણ વેશપરિવર્તન કરી આ બધા માણસો વચ્ચે આવી ગયા હતા, કારણ કે સૂબાને થયેલી અસર એમણે જોઇ હતી, અને આથી હવે સૂબો શા પગલા લેશે, તે પણ એ કળી શક્યા હતા એટલે વેજાસર અહીં આવી પહોંચ્યા હતા

સૂબાએ તો વાત કરનાર અને તે વખતે હાજર રહેનાર બધાને હાથપગ બાંધી અંદર સરકાવવાનો હુકમ કીધો અને હાથમા ચાબુક લઇ તૈયાર થયો.

"તમે આ રીતે અમલદારોનું આવુ વાંકુ બોલો છો!" એમ કહીને તેઓને ફટકા મારવા શરૂ કર્યાં. રાજા આ બધુ જોઈ રહ્યા હતા, અને જ્યારે ફટકા શરૂ થયા ત્યારે રાજા, છૂપો વેશ કાઢી પોતાના ખરા સ્વરૂપે પ્રગટ થયા અને સૂબાને પૂછ્યુ, "આ તમારી સૂબાગીરી!" સૂબો શુ બોલે? બો બોતરવા લાગ્યો. બસથી એના ગાત્રે ગાત્ર ઢીલા થઈ ગયા. રાજાએ તે જ પળે સૂબાના ઘરબાર જપ્ત કર્યા અને તેને નોકરીમાથી બરતરફ કરી દાખલો બેસાડ્યો અમલદાર માત્ર સમજી ગયા કે "બરાબર નહિ ચાલીએ તો હવે માર જ વાગી જવાના "

કિરણવેગની જેમ રાજામહારાજાનો એ પ્રથમ ધર્મ છે કે પ્રજા દુ ખી તો નથી ને? એવી ખાનગીમા ખાનગી રીતે ચોકસાઇપૂર્વક તપાસ કરી લઈ પ્રજાની બને તેટલી સેવા કરવી "મારી પ્રજાને દુ ખ થવુ ન જોઇએ" એવી જે રાજાને અંતરની દાઝ હોય તે રાજા જ પોતાનો ખરો ધર્મ સમજ્યો છે એમ કહી શકાય. ગીતાજી કહે છે કે "स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावहः' તે આ દૃષ્ટિએ

**સ્વધર્મનું માપ શુ ?**

મનુષ્ય પોતે જે આશ્રમમા, જે સ્થાનમા કે ભૂમિકામા રહ્યો હોય તે આશ્રમનું જે કર્તવ્ય હોય તે અનુસાર વર્તે એ સ્વધર્મનું મુખ્ય માપ છે પરતુ આનો કે એકીસાથે બે કર્તવ્યો આવી પડે તો?

તેમાથી પ્રથમ આચરવા યોગ્ય પ્રથમ આચરવુ જોઇએ દા ત એક ગૃહસ્થને એક બાજુ પોતાના માતા, પિતા, સ્ત્રી, પુત્ર કે ભાઇ બીમાર હોય, બીજી તરફ શ્રવણ, પૂજા પાઠ વગેરે નિયમનો સમય થયો હોય, ત્યારે માબાપની સેવાનો ધર્મ એ એનુ પ્રથમ આચારમા મૂકવાનું કર્તવ્ય છે પણ એમા ધૃણા કે બેદરકારી સેવીને તે દેવળમા ધર્મકરણી કરવા જાય કે જાપ જપવા જાય તો એવો મનુષ્ય, સ્થૂળ રીતે ધર્મ પાળતો દેખાય પણ ખરી વાત તો એ છે કે એણે સ્વધર્મને હણ્યો ગણાય ' કારણ એની ભૂમિકા જોતા પ્રથમ કર્તવ્ય જનસેવાનુ હતુ તે કર્તવ્ય બજાવવુ એની વૃત્તિને ઊંડે ઊંડે પણ આનંદ થઈ પડ્યુ હોવુ જોઇએ એટલે એણે ઊંચા ધર્મને ઓઠે પોતાની શિથિલતા છુપાવવા આ પ્રયત્ન કર્યો લેખાય. એવો માણસ તો ખેલ બગાડે છે તે આધ્યાત્મિક ધર્મ અધિકાર વગર પચાવી શકે નહિ, અને કર્તવ્યધર્મ ચૂકીને સ્વધર્મ ગુમાવી બેસે પ્રથમ પુસ્તકનો અધિકારી પહેલી પાકી કર્યા વગર પાચમી કરવા જાય તો ખેલ કાચી રહે

કિરણવેગને મનકૃપાથી આ વસ્તુ યથાર્થ સમજાઈ ગઇ હતી એનામા વડાઇ સહજ હતી, પણ વડાનો વિકાર ન હોય, તેવો એ નમ્ર હતો. મહત્તા તે આનુ નામ આવી મોટાઇ મેળવવી હોય ત્યારે માણસ દેવની માફક મનાય કે પૂજાય છે વિદ્વત્તા કે સંપદાથી મોટાઇ નથી આવતી મોટાઇ તો ' મોટા કામ કરવાથી, જાતનું બલિદાન દઈ દેવાથી ' આવે છે

**શીખવવાના મુખ્ય પાઠો કયા ?**

કિરણવેગને માટે ધર્મના આ પાઠ સ્વયંસિદ્ધ હતા, ખૂબ પાકા હતા જેના હજુ ગૃહસ્થાશ્રમમા શીખવા લાયક પાઠ પણ કાચા રહી ગયા હોય, તે ત્યાગાશ્રમના પાઠો તો કેમ જ તૈયાર કરી શકે ? કોઇ આવે તેને સર્વ સાધનોથી કિરણવેગની વૃત્તિ મદદ કરવા

તત્પર રહે અને તે પણ નિસ્પૃહ ભાવે જ આપણે ગત-વ્યાખ્યાનમા કહી ગયા તેમ પૂર્વભવથી જ આ પાઠો એણે પાકા કર્યા હતા.

સર્વોપરિ અધિકાર, સ્નેહી જનો, કુટુબકબીના તથા નોકરો વચ્ચે રહેવુ છતા સત્ય, ક્ષમા અને ન્યાય સાચવવા સહેલા નથી સુન્દર સ્ત્રીઓના સબધમા વારવાર આવવાના સયોગો ઊભા થતા હોય છતા મનો ચચળ ન થવા દેવુ એ મુશ્કેલ છે સારાશ કે આવી દશા અનેક ભવના સસ્કારોથી પ્રબળ પુરુષાર્થે જ સાપડે છે

સસાર એટલે શુ? હૃદયની અનેક વાસના, જેને કારણે વાર-વાર જન્મ ધારણ કરવા પડે તે જ્યા સસારમોહ છે ત્યા જ આવો સસાર હોય છે કુટુમ્બીઓ અને સાધનો દુઃખરૂપ મોહથી જ—આસક્તિથી જ છે પૈસા પ્રત્યેનો મોહ, સ્ત્રી પ્રત્યેની વાસનાજન્ય વિપરીતબુદ્ધિ, એ બધી આસક્તિઓ છે એમા વસ્તુ કે વ્યક્તિનો શો દોષ? કૃષ્ણ, વાસુદેવ, રામ કે મહાવીર આદિ તીર્થંકરોને જન્મ આપનાર માતાઓ જ હતી માતાઓમાથી જેઓ ઉત્પન્ન થયા એ માતાની જાતને ' કાળી નાગણ, ઝેરનો પ્યાલો, નરકનું દ્વાર ' કહેવુ કેટલુ અયોગ્ય છે? કાળી નાગણ તો કામવૃત્તિ છે, ઝેરનો પ્યાલો તો વિષય છે, ને નરકનુ દ્વાર તો વિકાર છે વાસનાને બન્ને વસ્તુને ખરાબ કહેવામા આવે છે એ તો માત્ર વસ્તુનો પરિચય, મગ છોડાવવાને માટે જ કહેલ છે આ રીતે જોતા બ્રહ્મચર્યાશ્રમના પાયા પર ઊભો થયેલો ગૃહસ્થાશ્રમ પણ એક પાઠશાળા છે જેને જિદગીપર્યંત નૈષ્ઠિક બ્રહ્મચર્યથી વાસિત સન્યાસ સુલભ ન હોય એને માટે ગૃહસ્થાશ્રમ પણ એક પગથિયુ છે, અને ત્યા રહીને પણ પાઠો શીખનારને શીખવા મળે છે

કિરણવેગના જીવન પર ધર્મઘોષ નામના સદ્ગુરુની છાપ આરપાર પડી હતી તે રાજ્યકારભારના બોજા વચ્ચે અને પારાવાર મુશ્કેલીઓ વચ્ચે પણ મનને હળવુ અને પ્રસન્ન રાખવાની તાલીમ ધીરે ધીરે કેળવે જતો હતો

માર્ગનું પહેલું પગથિયું જે વીરતાથી ભરાશે તે વીરતા જ એ માર્ગની સિદ્ધિમાં મારું અવલંબન બનશે ''

આખરે એ શૂરવીર કિરણવેગ સત્યની સમશેર અને ક્ષમાની ઢાલ લઈને આંતર-સંગ્રામે ચડ્યો એ સુપુત્રને 'માતા' ન રોકી શકી એ સમર્થને 'રાજવૈભવો' ન રોકી શક્યા એ નવજુવાનને 'લલનાઓ' ન રોકી શકી એ સુરાજ્વીને 'પ્રજાસ્નેહ' ન રોકી શક્યો એ તો પરમાત્માના બાળક, પ્રકૃતિના સ્વામી, આત્મસૌંદર્યના ભોક્તા અને વિશ્વહૃદયના રાજવી બનવું હતું ખોનો, તમારે કેવા બનવું છે? કાળનો ઝપાટો ક્યારે પડશે એની ચોક્કસ તિથિ અને ઘડી બને તમે નહિ જાણતા હો, પણ આયુષ્ય પૂરું થયે તો જવું છે, અને તેય બધું મૂકીને, શરીર પણ મૂકીને' આટલું તો જાણો જ છો. તો પછી તૈયાર થવાની ચીવટ કેમ નથી બના' એ તો ખબર છે ને, પુણ્ય અને પાપ, ધર્મ અને અધર્મ બધાનું ફળ છે જ, જે વખતે જે કૃતિથી બંધન થાય છે તે ઉદય આવ્યે ભોગવવું પડશે જ તમે કહેશો કે 'ખબર તો છે' પણ ઉતાવળ શી? ઘડપણમાં ગોવિંદ ગાશું' થાઓ ગમો, આવી આશા હમારી છે શરીર સ્વસ્થ હોય ત્યાં લગી જ શ્રેય કરી શકાય દશબાર વરસ તો બાલ્યાવસ્થામાં જાય અને ઘડપણમાં તો શરીર જ ઘસાઈ જાય ત્યાં થવાનું જ શું? કરવાના દિવસો તો થોડામાં થોડા, જે કાંઈ કરવું હોય તે જુવાનીમાં જ કરી શકાય. પણ જીવ જંજાળમાં એવો તો ફસાઇ પડે છે કે સ્વસ્થ શરીર હોય ત્યાં સુધી તો પૈસા રળવામાં લોહીનું પાણી કરે અને માને કે પુરુષાર્થ કરું છું પૈસા કમાવા ખાતરનો પ્રયત્ન, એમાં પુરુષાર્થની ગંધ જ ક્યાં છે? પુરુષ એટલે આત્મા, એનો અર્થ એટલે એની સાધના, એ પુરુષાર્થ કહેવાય.

જે માર્ગમાં જવું વધારે મહત્ત્વનું કામ છે તેનો તો અવકાશ જ નથી રાખ્યો એટલો વિચાર જ નથી કે ધર્મ તો યુવાની-

મા જ થાય તમે કહેશો કે અમે તો વ્યવહારિયા રહ્યા ! વ્યવહાર અને ધર્મને શી રીતે બને ? હું કહું છુ કે તમો ભૂલો છો. વ્યવહારમા ધર્મ ન આચરી શકાય એ ભ્રમ છે જે વ્યવહાર આત્મલક્ષ વિનાનો, ધર્મયુક્ત ન હોય તે ખરો વ્યવહાર જ નથી, એ અસદ્વ્યવહાર છે

સમજણભર્યા જીવનની એક પણ ક્રિયા એવી નથી કે જેમાથી તમે ધર્મને જુદો તારવીને તમારુ જીવન ચલાવી શકો પણ જેને ખરુ જીવન જીવવુ છે તેને માટે આ બીના છે, જે મરવાની આળસે જીવે છે તેની આ વાત નથી એક માણસ ભલેને ગૃહસ્થાશ્રમનો વ્યવહાર ચલાવતો હોય, પણ જો આત્મલક્ષી, શ્રેયાર્થી, સત્યનિષ્ઠ અને બ્રહ્મચર્યપ્રેમી હોય, નિષ્કપટી હોય અને સેવાભાવી હોય તો તે મહાપુણ્યશાળી છે, અને ધર્મમાર્ગે ચાલી રહ્યો છે એમ જાણવું શરીર વૃદ્ધાવસ્થાથી ઘેરાયુ ન હોય, સ્વસ્થ હોય, આયુષ્યનુ તેજ ચાલતું હોય અને ઇન્દ્રિયોની શક્તિ હણાઈ ન હોય, ત્યા સુધી જ ધર્મ આચરવાની ઉત્તમ ઘડી છે પછી તો શરીર ડગમગે, પગ લથડે, કાને સંભળાય નહિ એવી વૃદ્ધાવસ્થામા, બાળપણ અને જુવાની કરતા પણ અધિક પોષેલી તૃષ્ણા, લાલસા, વાસના વધુ ફૂંફાડે એટલે ખરી વાત તો એ છે કે જુવાનીમા જ સમજણ અને શક્તિપૂર્વક કામનાની સામે યુદ્ધ ખેલવુ જોઈએ કામના ઘટાડવી એનુંજ નામ ધર્મ અંતરમા રહેલી ઇચ્છાઓનો નિરોધ કરવો એ જ તપશ્ચર્યા યૌવનમા જેણે સ્વાદ જીત્યો હોય એને વૃદ્ધાવસ્થામા ખૂબ ખાવાનું કે સ્વાદ કરવાનુ મન જ ન થાય, કે ભાગ્યે જ થાય. બોલો, કેવી મોજ ! સાચો ધર્મ શીખ્યો હોય તે જ ઇચ્છાને દાબી સંયમ રાખી શકે જેણે આટલું ન કર્યું તેણે ધર્મ કર્યો જ નથી અથવા તે ધર્મ સમજ્યો જ નથી પછી ક્રિયાઓ ગમે તેટલી ને ગમે તેવી કરે તેથી શુ વળ્યુ ?

આગ લાગે ત્યારે કૂવો ખોદવો શા કામનો ? કોઈ મૂરખને આગ લાગે ત્યારે કૂવો ખોદવાનું સૂઝે તેમ જ્યારે માણસ મરવા પડે ત્યારે છેલ્લી ઘડીએ કહેશે કે બોલાવો મહારાજને ને સંભળાવો માંગલિક

અથવા સંભળાવો બ્રાહ્મણોને ને ભણાવો સ્તોત્ર આખી જિંદગી સુધી તૃષ્ણા ન ઘટાડતા ઊલટી વધારવાનું કામ કર્યું હોય, એને મૃત્યુ વખતે શાન્તિ કેવી ? આવે વખતે તુલસીના પાન કે રામના સ્મરણ એ તો લાય લાગે ત્યારે કૂવો ખોદવા જેવું જ થયું એમ તુરતાતુરત કૂવો ખોદે ને લાય બુઝાતી હશે ?

ફરી ચાલો કિરણવેગ ભણી કિરણવેગે જેવા વેગે દીક્ષા લીધી, તેવા જ વેગે દિપાવવા માંડી અહિંસા અને સંયમની જોડીને પરિણામે તપ સ્વય પ્રગટયું કામનાના ઊંડાણમાં ઊંડા મૂળને શોધવાના ચિંતન અને મંથનમાં તે અહોનિશ અનુરક્ત રહેતા

હેમગિરિની એક ગુફાના એકાંતમાં તે આસન વાળી ધ્યાન ધરી રહ્યા હતા એવામાં એકાએક વિકરાળ ફણીધરે આવીને ડંખ માર્યો ઝારમાં ઝેરની અસહ્ય વેદના થવા છતાં આત્મસ્થિરતાએ સમાધિ મરણ થયું, અને શુભ ભાવને પરિણામે કાળ કરીને બાવીસ સાગરો- પમના આયુવાળા બારમા દેવલોકે જબુદ્રમાવર્ત નામના વિમાને દેવ થયા

એ ફણિધર કોણ ? એ ફણિધર બીજો કોઈ નહિ, પણ પાંચમી નરકની અવધિ પૂરી કરી ફરીને મહાક્રોધના પરિણામે મહાફણિધર દેહમાં પેઠેલો એ કમઠનો જીવ હતો. નરકાવાસની યાતના ભોગવ્યા છતાં પણ આ જ દશા ! ભગવાન બુદ્ધ કહે છે કે —

**નહિ વેરં વેરેણ સમ્મતી ધ કદાચણ** વેરથી વેર કદી શાંત થતું જ નથી

મહાવીર કહે છે વેર વેરેણ વડ્ઢઈ વેરથી વેર વધે છે

પણ જીવને જ્યાં લગી દર્શન–મોહનીયનું જોર હોય ત્યાં લગી આવું સૂઝતું જ નથી. કર્મ તો કોઈને મૂકતું નથી, એટલે કર્મના વિપાક વખતે દુઃખ ભોગવે તેટલી વાર એમ લાગે કે 'હવે નહિ કરું,' પણ એ પીડાની પળો ટળી કે પાછી એની એ જ સ્થિતિ સ્માદવશ

થઈને મોંદા પડે અને ખાટલામાં હોય, ઉભા બગડી હોય, પત્નાર્થ દીઠા ન ગમે તેટલી વાર તો સ્વાદ ઉપર ખૂબ ચિડાય, પણ મા ગી મટી એટલે પાછી એની એ લોલુપતા જે રીતે સ્વાદનું તે જ રીતે વિકારનું અને તે જ રીતે પોતાના મમતનું, કદાગ્રહનું એક વચનના મમત ખાતર ક્રોધની મૂર્તિરૂપ મેઘાશા શેઠની સ્ત્રીએ કાઠિયાવાડ આખામાં કેવી રીતે કેર વર્તાવ્યો ! એ એક બનેલી ઘટનાની અહીં વાત કહું

## મેઘાશા શેઠના રોઠાણી

કાઠિયાવાડના એક 'નગર' જેવડા મહાગ્રામમાં મેઘાશા નામે એક ધનાઢ્ય શેઠ રહેતા હતા એમની સ્ત્રીનું નામ હતુ રૂપાળીમા શેઠ રૂપાળીમામાં એટલા તો લટ્ટુ હતા કે રૂપાળીમાની ઇચ્છા પ્રમાણે શેઠને ચાલવુ જ પડે એક વાર રૂપાળીમા અને તેમની કેટલીક પાડોશણો કુંભારને ત્યાં ઠામ લેવા જતી હતી તેની સાથે એ જ કુંભારને ઘેર ગામના શેઠાણી પણ ગયા બધાએ ઠામ તપાસીને પસંદ કીધા શેઠાણીએ પણ ચારપાંચ ઠામ બનાવડાવ્યા (ઠરાવ્યા), પણ તેઓ પડોશણો સાથે સહજ ફરવા આવેલ તેથી સાથે પૈસા લાવેલ નહીં, જેથી પાંચ સાત આના પણ પાસે ન હતા, એટલે શેઠની દુકાનેથી લઈ આવવા કુંભારને કહ્યું કુંભારે તો ચોખ્ખુ સંભળાવી દીધુ કે " હું શેઠને સારી પેઠે ઓળખુ છુ તેમની પાસે હું પૈસા લેવા નહિ જાઉં શેઠ પૈસાને બદલે એવી ખોરી જાર આપે છે કે તે જાર મારા ગધેડા પણ ખાય નહિ માટે જેને એ તો માણસને પૈસા લઈને મોકલજો હું તમારા વાસણ કોરે રાખુ છુ" પાડોશણોની સામે એક કુંભાર આટલુ અપમાન કરે તે પણ પાંચ સાત આના માટે શેઠાણી તો મનમાં ચૂંવવાઈ ઊઠી કુંભાર પર ખૂબ દાઝ ચડી. ગુસ્સામાં ને ગુસ્સામાં એ તો ઊઠી અને ઠામ વગર ઘેર આવી મોઢું ચડાવીને કોપગૃહમાં જઈને બેઠી, અને શેઠ સાથે કસમ લીધુ પોતાની જ અધમ પ્રકૃતિ જીવને કવી પીડે છે

એ જાણતી હતી કે હું કહીશ એમ શેઠ કરશે અગિયાર વાગે શેઠ

ઘેર આવ્યા, ને જુએ તો શેઠાણી કોપગૃહમા "કેમ, શું થયું છે? ઊઠો, જમવા ચાલો!" શેઠ બોલાવે તેમ શેઠાણી, ધમણ ચાલે ને ભઠ્ઠીમા કોલસા તતડે તેમ, ફૂંફાડા મારવા મડ્યા શેઠ કહે, "મને કહો તો ખરા કે તમને શું થયું છે?" છતા કાંઈ બોલ્યા નહિ "તબિયત ખરાબ છે? કોઈએ કાંઈ કહ્યું છે?" શેઠે કલાક સુધી સમજાવ્યા, મનાવ્યા, ત્યારે શેઠાણી કહે, "મને શું કરવા બોલાવો છો? તમારા નાખો રૂપિયાને નાખો આગમા" બનેલી વાત નભગાવીને કહે કે "ગામમા કોઈ ઉધાર આપે એટલોય તમારો વ્યવહાર નહિ? એ તમારી આબરૂ! પેલો ત્રણ દોકડાનો કુંભારડો કહે, 'રોકડા પૈસા આપીને દામ લઈ જાઓ. હું શેઠ પાસે નથી જવાનો. શેઠ જોર આપે તે તો મારા ગધેડાયે ન ખાય!' મારી બહેનપણીઓ આગળ મારા રોફાએ મારો તો કાંકરો કાઢી નાખ્યો." શેઠે સલાહ આપી કે "તેથી શું થયું? એવાનું આપણે સાંભળીએ જ નહિ, અને સાંભળ્યું હોય તો મનમા રાખીએ નહિ એવાને અક્કલ શી?" પણ શેઠાણીનો ક્રોધ તો ઊલટો વધવા માંડ્યો "તમે જ એવા છો. પૈસાને જ સાચવતા શીખ્યા છો. મારી પ્રતિષ્ઠા હણાણી તેનું કાંઈ નહિ?" એમ કહી એણે તો શેઠને જ ઊધડા લીધા એના મનમા તો એ જ ગુમાન હતું કે હું લાખપતિની ધણિયાણી અને એ ત્રણ દોકડાનો કુંભાર મારું અપમાન કરે?

શેઠે જુદીજુદી રીતે ઘણું સમજાવ્યું પણ શેઠાણીનો ક્રોધ શમે નહિ ક્રોધ, તૃષ્ણા, માયા એ બધા મહાભૂતોના વળગાડ છે એ વળગાડ હોય તે વેળાએ ભાન શાનું રહે? શેઠે કોઈ પણ રીતે શાંતિ થાય તેમ છે, એવા કાલાવાલા કર્યાં ત્યારે શેઠાણીએ પોતાનો છેવટનો નિરધાર કહી દીધો "એ કુંભારડો મારે ઘેર માગવા આવે ને હું તેને ખાસડું મારું ત્યારે જ મારું સમાધાન થાય, બીજો એકે રસ્તો નથી"

શેઠાણી જાણતા હતા કે શેઠ કેવી પ્રકૃતિનો માણસ છે શેઠ તો મૂંઝાયા શેઠાણી ખાય નહિ ત્યારે શેઠ પણ ખાય નહિ, પણ એ

સહાનુભૂતિ નહોતી, એ નર્યો મહામોહ હતો. એ મુંઝવણમાં સાંજ પડી ગઈ અને શેઠને અચાનક એક માર્ગ સૂઝ્યો અને રાત્રે બાર વાગે પોતાની પિછાણવાળા સુખદેવજી નામના યતિ પાસે જવા ઊપડ્યા ને ખડકી ઉઘડાવી શેઠે પોતાની હકીકત રજૂ કરી. ઊંડો વિચાર કરીને સુખદેવજી કહે, "દુષ્કાળ પડે, ખાવા ધાન ન રહે, હજારો માણસો અને ઢોરોની દુર્દશા થાય એવો વખત આવે તો કુંભાર મામવા આવે. પણ એ કલ્પના કેવી ભયંકર છે! એવી રૌદ્રીના નજરે શ્યે જોવાય?" શેઠ કહે, "ગમે તે થાય પણ શેઠાણીને રાજી તો કરવી જ અને એનો રાજીપો બીજી કોઈ રીતે થાય તેમ નથી." યતિજી કહે, "પણ આ અઘોર પાપ થાય, મારી વિદ્યાનો દુરુપયોગ ગણાય." "ગમે તે થાય, પણ ગુરુજી! આટલું કામ તો કરવું જ પડશે. નહિ તો અમે બન્ને મરીશું જુઓ, દુષ્કાળની ચિંતા આપ ન કરો. મારે ત્યાં રૂપિયાનો તોટો નથી. હું અનાજ તથા ઘાસને મધરીશ અને જે કોઈ મારે ત્યાં આવશે તેમને આપ્યા કરીશ. વળી આ પ્રસંગ પૂરતી જ વાત છે. કામ પતી જશે એટલે પાછી ફેરવી તોળશું. ગમે તેમ કરો પણ આટલું કામ તો કરો જ." શેઠે કહ્યું.

યતિજી ખરા યતિ નહોતા એટલે શિષ્ય–મોહથી છૂટ્યા ન હતા અને વળી શેઠનો આશરો પણ એને બધી રીતે અચૂક મળ્યા કરતો. એક તો એ બંધન અને બીજું, શેઠ ઘાસ દાણો સૌને આપવાની બાંહેધરી આપતા હતા એટલે લપસી પડ્યા.

એ પ્રયોગ અર્થે સુખદેવે એક કાળિયાર મૃગલાને મંગાવ્યો ને તેના શીંગડામાં ડગળી પડાવી એક મેઘબંધન જંત્ર કરીને એમાં નાખ્યો. દુષ્કાળનું નામ પડે ને કામ પતી જાય એટલે તુરત જ કાઢી નાખવાનું યતિજીએ શેઠને ખાસ સૂચન કર્યું. કાળિયાર એક વાડામાં સુરક્ષિત બંધાઈ ગયો.

**દુષ્કાળનો હાહાકાર**

પણ શેઠને તો કામથી કામ હતું. એ કામ થઈ ગયું. શેઠાણીને

આ વાત કરી એ તો ખુશ ખુશ થઈ ગયા પછી શેઠાણીએ ભોજન લીધું જ ત્રને લીધે વરસાદ ન થયો એટલો પૈસો હતો એટલું અનાજ ગેડે ભેળું કરીને તેનાથી ભોયરા, ખાણો અને ભડારો ભરી કાચ્યા ધામચારાની ગજીની ગજીઓ ભેગી કરી દુષ્કાળનું નામ પડે કે છૂટે હાથે સહુને અભે ભાવે આપવાનું હતું

શેઠ, 'ચમડી જાય પણ દમડી ન છૂટે' એવા સ્વભાવના હતા, પણ અત્યારે ઉદાર થઈ ગયા અહો! જીવ મમત ખાતર બધુય કરે છે, મોહ ખાતર જાન પણ આપે છે, પણ પોતાના સ્વરૂપ ખાતર કશું નહિ! છતી આખે કેવું અધારું છે!

અષાઢ માસ ખાલી ગયો લોકો ઉચે આભમા જોવા લાગ્યા ક્યાય પાણીનો છાંટોય ન દેખાય આખર દુષ્કાળ જાહેર થયો અને ઘાસ તથા અનાજના ભાવો બમણા ત્રણગણા થઈ ગયા જે જે માણસો માગવા જાય એને શેઠ મદદ આપવા માડ્યું, પણ કુભાર તો ન ગયો. ગામ છોડીને બીજે જાય એવુય ન રહ્યું કાઠિયારની ખબર ન રહી ને તે છટી ગયું શેઠાણીને મનાવ્યા પછી ગ' બીજી દરકાર જ નહોતી રાખી આખા કાઠિયાવાડમા દુષ્કાળનો હાહાકાર પ્રવર્તી રહ્યો બાર મહિનામા તો કુભારના ઘરબાર, ઢામ દીકરા અ ગધેડા પણ વેચાઈ ગયા આખુ વરસ ગયુ પણ તે માગવા ન આવ્યો શેઠાણીને તો જ્યા સુધી કુભાર માગવા ન આવે ત્યા સુધી પૂરો જપ વળે તેમ ન હતું જેના હૃદયમા ઝેર વ્યાપ્યુ હોય ત્યા અમીના ઝરા ક્યાથી વહે? કાઠિયાર તો દૂર ને દૂર નાસી ગયો. હાથ જ ન આવ્યો આખા કાઠિયાવાડમા ત્રાહિ! ત્રાહિ! વરતી રહ્યો એના ગેર તે કેટલે પડ્યો હશે? આજે પણ સાભળતા સાભળતા ત્રાસ છૂટે એવી કરપીણ ઘટના કહેવાતો એક વાણિયો કેમ જોઈ શક્યો હશે? એમ જરૂર લાગે, પણ દર્શન–મોહનીયવાળા જીવની દૃષ્ટિ જ એવી હોય છે એનુ અતર તો એવુ જડ અને બૂઠું થઈ જાય છે કે ત્યા અસર જ થતી નથી

રોમના નીરોના નામથી કોણ અજાણ્યુ છે ? તે એકદા પોતાની ટુકડી સાથે એક પર્વત પર હતો ત્યાં પર્વત પરથી પોતાનો એક પહાડી હાથી ગબડી પડયો અને ખીણમા પડતા પડતા પ્રાણ જતા પહેલા ભયાનક ચીસથી પર્વત ગાજી ઊઠયો નીરોના કાનને આ ધ્વનિ બહુ ગમી ગયો અને ફરીથી સાભળવાને ચળ થઈ સાથેના માણસોને પૂછી એણે જાણી લીધુ કે એ અવાજ હાથીના અકાળે થયેલા મરણની પૂર્વ પળનો હતો. પણ એથી શુ ? ' આપણી પાસે બીજા હાથીઓ છે કે ?' નીરોએ પૂછ્યુ 'જી હા ' 'ત્યારે ઉપર ચડાવીને ગબડાવો' એક પછી એક હાથી ઉપરથી ગબડતા જાય અને ભારે શરીરને લીધે અથડાય ને પડતા, મરતા રાડા પાડે, તે સાભળી નીરો રાજી થાય આમ એક ધ્વનિના શ્રવણ માટે સો હાથીનો કચ્ચરઘાણ વાળતા એને જરાય આચકો લાગ્યો નહિ કહેવાય છે કે રોમ બળવા લાગ્યુ ત્યારે નીરો પોતાના પ્રિય વાજિત્ર ફિડલને હાથમા લઈ વગાડી મોજ લૂટતો હતો. ત્યારથી અગ્રેજીમા એ કહેવત થઈ ગઈ છે કે ' રોમ બળે ત્યારે નીરો ફિડલ વગાડે ' છે કાઈ નિર્દયતાની અવધિ ' મનુષ્ય-દેહે રાક્ષસ તે આનુ જ નામ દિલ્હીના પાયતખ્ત પર આવેલા નાદિરશાહે એક લાખ એશી હજાર માણસોની વિનાકારણે કતલ ચલાવ્યાનો ઉલ્લેખ મળે છે આખુ દિલ્હી બળતુ હતુ પણ એને ક્ષોભ નહોતો થયો તેમ અહીં શેઠને પણ ક્ષોભ ન થયો

બીજે વરસે પણ દુકાળ પડયો ને હવે કુભારના હાથમા વાત રહી નહિ અન્ન વિના ' અન્ન હું ન નિકસે પ્રાણ કઠોર ' એટલી તૈયારી તો કુભારની નહોતી અને રોહમા સહાનુભૂતિ જેવી લાગણી રહી ન હતી આમ આપવાથી એક ! કુભાર માગવા આવશે એવી ધારણાથી આપતા હતા શેઠાણી તો એ જ જોઈ રહ્યા હતા કે ' કુભારડો ક્યારે આવે અને સારુ વાળુ ' નીચુ મો કરી કુભાર પણ માગવા આવ્યો ને કહેવા લાગ્યો, ' રૂપાળીમા ! આપોને ! અમે ગરીબ માણસ છીએ ' પણ રૂપાળીમાને કુભારને આપવુ જ કયા

મળે, અને તે પ્રમાણે જ આગળ વધાય આ વિદ્યાર્થીમા ક્રોધ, મિથ્યા ભિમાન, માયા, લોભ અને આસક્તિ ન રહેવા જોઈએ આદર્શમય જીવન ગાળવાનુ હોય

**એકનાથનો સયમ**

તમે એકનાથ મહાત્માનુ નામ તો સાભળ્યુ જ હશે એકવાર એમની ખરી પરીક્ષા લેવાઈ હતી, અને તે ક્ષમાની પરીક્ષામાથી એકનાથ ઉત્તીર્ણ થયા હતા પ્રસગ એ હતો કે એકનાથ મહાત્મા સ્નાન કરીને પાછા વળે છે ત્યા એક મ્લેચ્છ મળ્યો એ મ્લેચ્છે પોતાના સાથીઓ વચ્ચે એ મહાત્માને ક્રોધ ઉત્પન્ન કરાવવાની હોડ કરી હતી તેથી એનો વિચાર એ હતો કે ગમે તેમ કરી આમને ક્રોધ કરાવવો એમ ધારીને એ તો મહાત્માના અગ ઉપર થૂક્યો મહાત્માએ એની સામે જોયુ કશાય વાક કે ગુના વગર, ઈરાદાપૂર્વક એ થૂક્યો હતો પણ મહાત્માના રુવાડામા પણ ક્રોધ ઉત્પન્ન ન થયો પોતાની પરીક્ષાનો આ જ અમૂલ્ય સમય છે એમ જાણી શાતિપૂર્વક ચૂપચાપ પાછા ફરીને નાહી ચાનતા થયા પણ પેલો માણસ તો તૈયાર જ હતો એ તો ફરીને થૂક્યો આમ એક, બે, ત્રણ, ચાર એમ સો વાર થૂક્યો પણ એકનાથની ધીરજ ન ખૂટી સમય ઘણો વીતી ગયો હતો. પણ એમણે માન્યુ કે ખરી 'પૂજા' જ આ છે રોજ જે ક્ષમાના શ્લોકો બોલુ છુ એને આચરવાનો આ અવસર છે આખરે મ્લેચ્છ થાક્યો એના હૃદયમા ભારે અસર થઈ એ મહાત્માના ચરણમા ઢળી પડ્યો, અને ક્ષમા યાચવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, "હું ઘણો અધમ, અત્યત દુષ્ટ, આપને મે ઘણ કષ્ટ આપ્યુ "

"ભાઈ' તારા નિમિત્તે તો હું ક્યા છુ એની મને ખબર પડી, એટલે તુ એ દષ્ટિએ મારો ઉપકારી છો, છતા ક્ષમા માગે છે તો હુ રાજી થઈને આપુ છુ" માહાત્માના આ ચારિત્ર્યના પારસથી મ્લેચ્છનું હૃદય સુવર્ણનું બની ગયુ આખરે એ મ્લેચ્છ ટળીને મારો મસ્મારી સજ્જન બન્યો

**ધનાનુ બ્રહ્મચર્ય**

જૈન આગમમા આવી જ એક ઘટના છે ત્યા ધનાના વિષયની પરીક્ષાની વાત છે ધનો પોતાના ભાઈઓની ઈર્ષ્યાને લીધે માબાપ, બધુઓ અને પત્નીને છોડી બહાર નીકળી પડ્યો હતો ગગાતટે ચાલ્યો ગયો. ત્યા કાઠા પર દેવાગનાએ આવી ધનાને ઘણો લલચાવ્યો, પ્રલોભનો આપ્યા, પણ ધનો ડગ્યો નહિ. સુદર્શન શેઠ જેવુ ધનાનુ બ્રહ્મચર્ય છેવટે દેવાગનાએ સ્પર્શથી પણ પરીક્ષા કરી છતા રોમાચભાવ વિકાર ન સ્પર્શ્યો અને બાળક સમી નિર્દોષતા અખડ રહી ત્યારે દેવી પ્રસન્ન થઈ બોલી, " મે તારી પરીક્ષા કરી, અને તેમાથી તુ પાર ઊતર્યો છે માટે બોલ તારે શુ જોઈએ છે? તુ માગે તે આપુ !" ધનો કહે, "મા' મા' મારે કશુ ન જોઈએ 'મા' જાતિનું વાત્સલ્ય મારા દેહ પર કાયમ ઢોળાય એટલે બસ !" નવયુવાન પુરુષ આવી કસોટીમા પાર ઊતરી શકે નહિ, પણ ધનો તો હિમાલયની માફક અચળ રહ્યો કારણ કે એની ભૂમિકા એટલી ઊંચી હતી

આપણા મુખ્ય કથાનાયક વજ્રનાભે (પૂર્વના મરુભૂતિએ) આ ભવે પણ કૌટુંબિક અને રાજકીય ફરજો બરાબર બજાવી, દીક્ષિત થઈ ક્ષેમકર મહાત્માના સહવાસથી યોગ આદર્યો.

સરોવરથી વીંટળાયેલા સુંદર પહાડી પ્રદેશની એકાન્તવાળી ગુફામા વજ્રનાભ એકદા ધ્યાનમા હતા. તેટલામા પેલો કુરગક ભીલ શિકાર એનનો ભિનનો દેહ ગુફા પાસે આવી પહોંચ્યો અને અડોલ બેઠેલા આ પુણ્યાત્માને જોઈ તરત જ પૂર્વભવનું વેર ઊછળી આવ્યુ અને મુનિરાજ પર નિશાન તાક્યુ લેશ પણ વિચાર કર્યો વિના કામઠામાથી બાણ છોડી દીધુ જોરથી માથા પર લાગતા જ વજ્રનાભનો દેહ પડી ગયો તેના મોઢામાથી 'ૐ અર્હન્' સિવાય કશા ઉદ્ગાર ન નીકળ્યા.

- તે શરીરથી છૂટીને મધ્ય ગ્રૈવેયકના ઉચ્ચ કોટીના દેવલોકમા

લલિતાંગકુમાર નામે સત્તાવીસ સાગરના દીર્ઘાયુવાળો દેવેશ થયો. પેલો ભીલ તો ખૂબ કુલાયો "જેવુ ભાવડાનુ જોર' માગ એક જ ખાણે પાર' હુ કેવો નિશાનબાજ બાણાવળી !" એ પાપાત્મા આ ભવમા મરીને આખરે જેલ્લી કોટીના તમસ્તમ નામની સાતમી નરકની અકથ્ય યાતના ભોગવવા ચાલી ગયો

આ ભીલ તે કમઠ, અને વજ્રનાભ તે મરુભૂતિ અહીં આપણે સહુએ આપણી જાતને પૂછવુ જોઈએ કે, "હુ કમઠ જેવો છુ કે મરુભૂતિ જેવો? કોઈ મને કમઠ જેવુ કષ્ટ આપે તો હુ શુ કરુ ?"

**આઠમે ભવે**

લલિતાંગકુમાર દેવેશ આયુષ્ય પૂર્ણ થયા પછી સૂર્યપુર નગરમા કુલીશબાહુ નગરપતિને ત્યા સુદર્શનાદેવી કે જે 'યથાનામા તથા ગુણા' હતી એમની કુક્ષિમા ઉત્પન્ન થયો આ પવિત્ર ગર્ભાધાન વેળાએ સુદર્શનાને ઉચ્ચ કોટીના શુભ–ભાવિ–સૂચક ચૌદ સ્વપ્ન આવ્યા હતા શાસ્ત્રોમા એવા ઉલ્લેખો છે કે સવા નવ મહિના દરમ્યાન માતાના જેવા વિચાર, જેવુ શ્રવણ અને જેવુ ચિંતન હોય તેવુ નવા સસ્કારો પ્રમાણે જન્મ લેનાર બાળકનુ ભેજુ ઘડાય છે, કારણ કે માતાના આર્તવથી જ બાળકના ભેજાનુ બંધારણ થાય છે મનોવિજ્ઞાન પણ એનું પ્રત્યક્ષ પ્રમાણ છે માટે આ દિશામા સ્ત્રીની ઘણી મોટી જવાબદારી છે જો સ્ત્રીનું ચારિત્ર એ મુદત દરમ્યાન આદર્શ ન હોય તો બાળક અણઘડ અને આખી જિંદગી દુ ખ ભોગવે સુદર્શનાએ, ગર્ભસ્થ પુત્રને સંસ્કાર સિંચવામા, ખાવામા, પીવામા અને રહન સહનમા સર્વ પ્રકારે ખરાબર જતન રાખી, સવાનવ માસ પર્યંત ધાર્મિક–આધ્યાત્મિક ભાવોથી સિંચન પામેલા દિવ્ય તેજસ્વી પુત્રને જન્મ આપ્યો એનું નામ પાડ્યુ સુવર્ણબાહુ વખતના વહેવા સાથે સુવર્ણબાહુ મહાપ્રતાપી, સર્વ ખંડોનો અધિપતિ અને અભ્યાસી રાજા થયો તે રત્નપુરના ખેચરેશ્વરની પદ્માવતીને પ્રથમ પરણેલો હતો, અને અનેક સુરૂપા સ્ત્રીઓને વરેલ હતો

તે સાથે શક્તિ, બુદ્ધિ અને ધર્મનો પણ યથાર્થ મેળ હતો, એટલે એના હાથે સેવાના, પરોપકારના, દયાના અનેક કાર્યો થયા એણે ચતુર્વિધ સંઘની, સમાજની, પશુ જગતની અને દેશની અનુપમ સેવા કરી. સેવા એ જ એનો આદર્શ હતો અનાસક્તિને પ્રથમથી વર્યો હતો. એ પુણ્યાનુબંધી પુણ્ય ગનો ભોક્તા હતો કોઈને ગર્વ પણ અર્પતા એને આનંદ આવતો હતો ત્યાગભાવ રોમેરોમમા વ્યાપક હતો. એકદા એને એક મહાત્માનો સુયોગ થયો અને પૂર્વનો ભવ સાંભરી આવ્યો હજુ કામ પૂરુ નહોતું થયુ એટલે ફરી પૂર્વના રાજમાર્ગે પ્રયાણ આદર્યું, અને જગન્નાથ તીર્થંકરની પાસે દીક્ષિત થયો જગતની કોઈ બાહ્ય સિદ્ધિ, સમૃદ્ધિ એને લલચાવે તેમ ન હતું પૂર્વના ચાલુ સંસ્કારના પ્રભાવે એને વિશ્વવત્સલતાના પાઠો ઠીક ઠીક તૈયાર થઈ ગયા હતા. શક્ય એટલા બધા સેવાના ક્ષેત્રો સ્પર્શ્યા અને જીવનને અભૂતપૂર્વ બનાવ્યુ જેની આટની તૈયારી હોય તે જ તીર્થંકર ગોત્રનો અધિકારી ગણાય એમ જૈન શાસ્ત્રો બોલે છે આજ ભવમા સેવાકારા તીર્થંકર નામકર્મ એણે બાંધ્યુ તીર્થંકર એટલે આત્મમુક્તિ સાથે વિશ્વમુક્તિ સાધનારા વિશ્વતારણહાર પરમ પુરુષ આ પદ સર્વોપરિ છે સિદ્ધ પરમાત્માના પહેલા એ પદને નમસ્કાર કરાય છે જે પહેલેથી જ સમર્પણનો એકડો ઘૂંટ્યો હોય, તે જ ક્રમે ક્રમે એ ભૂમિકા ઉપર ચઢે છે, તે આપણે મરુભૂતિના ક્રમપૂર્વકના જીવનવિકાસથી જોઈ રહ્યા છીએ

## આજની દુર્દશા

આજે આપણે જે દેશમા જીવીએ છીએ, એની દુર્દશા તો જુઓ ! સમર્પણનો પાઠ જાણે ભુલાઈ ગયો અને પેટ ભરવું એ જ ધંધો થઈ પડ્યો છે હજી એટલા આ ભારતવર્ષના સદ્‌ભાગ્ય છે કે ગાંધીજી જેવા સેવામૂર્તિ આ દેશમા પાક્યા અને ભુલાયેલા પાઠો તાજા કરાવ્યા. ખાખ થયેલા અરણ્યમાં નંદનવનના મધુર બીજ વાવ્યા એક વખતે સયમ માર્ગમા આરૂઢ થએલા સુવર્ણબાહુ મુનિ નામના

શિખર પર એકાત સ્થળમા બેસીને આત્મચિતનમા તલ્લીન થયા હતા, ત્યા અચાનક એક સિહ ધસી આવ્યો અને અવ્યક્ત ભાવે પૂર્વનુ વૈર જાગ્રત થતા, તરાપ મારી મુનિને ઘાત કર્યો પણ—

"અડોલ આસન ને મનમા નહિ ક્ષોભતા
પરમ મિત્રને જાણે પામ્યા યોગ જો"

એ ભાવે અહીંથી કાળ કરી દશમા પ્રાણત–દેવલોકમા સર્વોપરિ મહેન્દ્રદેવ થયા. આ સિહ તે કમઠનો જીવ હતો તે પણ થોડા જ કાળ પછી મૃત્યુ પામીને કરીને ચોથી નરકની સફરે પહોચી ગયો મહેન્દ્રદેવ (મરુભૂતિનો જીવ) આયુષ્ય પૂર્ણ થયે દેવલોકમાથી ચ્યવી વાણારસી નગરીમા અશ્વસેન નૃપતિની વામાદેવી રાણીની કૂખમા ચૈત્ર વદી ચતુર્થીએ અર્ધ રાત્રે ભગવાન પાર્શ્વનાથ તરીકે ઉત્પન્ન થયા તે સમયે વામાદેવીને તીર્થંકરના જન્મના સૂચક ચૌદ મહાસ્વપ્ન આવ્યા આ બાજુ સિહ (કમઠનો જીવ) ચોથી નરકનુ આયુષ્ય પૂર્ણ કરી કેટલાક કાળ સુધી તો બીજી ક્ષુદ્ર યોનિઓમા ભમ્યો અને એમ અનેક ભવો કરીને પાર્શ્વનાથના સમકાળે એક બ્રાહ્મણને ત્યા જન્મ્યો. બચપણમા હતો ત્યારે જ તેની મા મરી ગઇ, બાપ મરી ગયો અને ભાઈ પણ મરી ગયો અને છેવટે બહેનો હતી તે પણ બધી મરી ગઇ તેથી એને બીજાની દયા પર જીવવાનું રહ્યું વખત જતા રખડતા ખાખીબાવાનું એક ટોળુ મળ્યુ એની પાસે દીક્ષા લઈ એ તાપસી બાવો થયો અને તપશ્ચર્યા કરતા ક્રમેક્રમે બધાનો ઉપરી પણ થયો, છેવટે ગુરુ પણ થયો પચાગ્નિ તપ કરતા કરતા પોતાનુ ટોળુ લઈને વાણારસી નગરીમા આવ્યો નગરીના માણસો તેના દર્શનાર્થે કે કોઈ કુતૂહલથી જોવા ગયા તેના સાગરીતો એ તપસ્વીનુ માહાત્મ્ય વધારવા અનેક ચમત્કારની વાતો વહેતી મૂક્તા હતા કોઈ કહે, સાધુ તો જમીનથી અધ્ધર રહે છે, એ તો ખાતા જ નથી. બીજો કઈ કહે, ત્રીજો કઈ કહે એમ નગરમા કઈક ચમત્કારની વાતો ફેલાઈ ગઈ. પછી તો જગતના લોકોનુ પૂછવુ જ શુ? 'ગતાનુગતિક' એક ચાલે

તેમ પાછળ બીજે ચાતે નગરમા બાવાજીની માનતા ચાલવા લાગી બધા આવી આવીને પગે લાગી નૈવેદ ચઢાવે, પૈસા મૂકે, ત્યારે માંડ માંડ કોઈ વાર જ સામે દૃષ્ટિ કરે જેની સામે દૃષ્ટિ પડે તે પોતાની જાતને મહાભાગ્યશાળી માને એમ મહાપ્રપંચની જાળથી લોકો તેને મહાધ્યાની, મહાજ્ઞાની છે, એમ માનવા લાગ્યા. આ લોકોની વાતો દેઠ શ્રી પાર્શ્વનાથને કાને આવી પાર્શ્વનાથ આ વખતે પુખ્ત ઉમરના થઈ કુશસ્થળના રાજવી પ્રસેનજિતની કન્યા પ્રભાવતી સાથે પરણી ગયા છે, અને એમનો રાજ્યાભિષેક થઈ ચૂક્યો છે

આ ચમત્કારિક વાત સાભળી પાર્શ્વનાથને થયુ કે મારે એકવાર જઈને જોવુ તો ખરૂ કે શુ છે? તે ઘોડા પર બેસીને જાતે ગયા મહાત્મા, મહાધ્યાનીનો ઢોગ કરી ધ્યાનમા બેઠા હતા અને પાસેના સેવકો કહેતા હતા કે મહાત્માને હાથેપગે દીવા બળે છે ને રાત્રિદિન ધ્યાનમા જ રહે છે અરે! મહાત્મા તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન બધુય જાણે છે અરે! આકાશમા પણ ઊડે છે ને પાણીથી વેંત ઊંચા રહે છે ઘડીકમા નાના બની જાય તો ઘડીકમા મોટા' આ વાતો કરનારાઓમાના કોઈએ પરીક્ષા લીધી ન હતી પણ આમ ગોળા ગેડવે જતા હતા

પાર્શ્વનાથે આ વાત સાભળીને કહ્યું કે 'ત્યારે તો આ ધૂણીમા જે લાકડા બળે છે, તેમા શુ છે એ મહાત્મા જરૂર કહી આપશે.' આટલું સાભળતા જ મહાધ્યાનીનું ધ્યાન, ધ્યાનને ઠેકાણે પડી રહ્યું અને ડોળા ઘુરકાવતા બોલ્યા — ક્યા હૈ ઈસમે, લકડી કે સિવા ઓર કુછ નહીં હૈ' પાર્શ્વનાથે પોતાના માણસને તરત જ ઈશારો કર્યો. લાકડુ કાઢ્યુ લાકડુ પોલાણુ હતુ તે ફાડ્યુ ત્યા તો એ પોલ માથી નાગ–નાગણી ધૂણીમાં મૅકાયાના અધમૂવા જેવા બની ગયેલા નીકળી પડ્યા. 'દેખા! ક્યા હૈ ઈસમે?' વાતો કરનાર ચોકી ઊઠ્યા, પેલો મહાત્મા તો ભોંઠો પડી ગયો પોકળના કળાઈ ગઈ શિષ્યો વેરાઇ ગયા અને પોતે જંગલમા ચાલી ગયો. આ

મહાત્મા બીજો કોઈ નહિ પણ એ જ પેલો કમઠ હતો બળેના અધમૂવા નાગ–નાગણીને પાર્શ્વનાથે તત્કાળ શાન્તિમંત્ર સમર્પ્યો સમરસ રેડ્યો સમભાવની અદ્ભુત શક્તિ વડે બન્નેને શાંતિ વળી ગઈ ને તેમને પાર્શ્વનાથને હાથે ઉદ્ધાર થયો આ નાગ–નાગણી ખૂબ સંસ્કારી જીવ હતા એટલે બન્ને શુભ ભાવે કાળધર્મ પામી નાગકુમાર જાતના ભવનપતિ દેવેન્દ્ર ધરણેન્દ્ર–પદ્માવતીની જોડલી થયા આ વખતે કમઠ તો કાળ કરીને પોતાના અજ્ઞાન–તપના પરિણામે મેઘકોટીનો દેવ થયો

## પાર્શ્વપ્રભુનો યોગમાર્ગ

આ બનાવ જોયા પછી પાર્શ્વપ્રભુજીએ કેટલાક સમય પછી ગૃહત્યાગ કર્યો પાર્શ્વનાથના જીવનચરિત્રનો ઘણો વિસ્તાર છે તે સર્વ છોડી હું માત્ર મુદ્દાની વાત જણાવું છું રાજ્યઆદિ વિશાળ વૈભવના સાધનો, માતાપિતા, બધાંયે સર્વને તજી યોગ ધારણ કર્યો. ' જગત વસાવ્યું રે જોગીએ, તજી તનડાની આશજી ' એ યોગી અવધૂતના સમભાવમાં ઝીલતા એકદા એકાંતમાં ધ્યાન ધરી રહ્યા છે ત્યાં પેલા મેઘમાળીને વેર વાળવાની વૃત્તિ ફરી જાગ્રત થઈ જરા વિચારો ! ફરી વિચારો ! !

નવ ભવ સુધી વૈર વાળતો આવ્યો છતાં તૃપ્તિ ન થઈ, એટલે વળી એનું એ ચક્ર ચાલુ થયું આટલું સાંભળતાં સાંભળતાંય કંટાળો આવે ત્યારે સહનારની શી દશા? અરેખર, એ માર્ગ શૂરવીરનો છે એટલે જ કહ્યું છે —

" સતનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને "

એ પદ માત્ર બોલવા માટે નથી રચાયું

કહેવાય છે કે પાર્શ્વપ્રભુને કષ્ટ આપવા એક કમઠાસુરે રાત્રીએ જઈને અનેક પ્રકારના પરિસહો- આપવા રૂપો વિકુર્વ્યા પણ પ્રભુ ન ડગતા ત્યારે છુલ્લા એકાંત ચોગાનમાં એક દિવસ પાર્શ્વનાથ શુક્લ ધ્યાનમાં હતા અને ઋતુ વિના એકાએક વરસાદનું તોફાન જગાવ્યું મેઘગર્જના તથા વીજળીના ચમકારા સાથે

મૂશળધાર વરસાદ તૂટી પડયો મર્ત્ય સ્થળે પાણીપાણી જ થઇ રહ્યું ધરતી તો ક્યાંય દેખાય નહિ આ વખતે ઉઘાડે માથે એ યોગી, કલ્પનામાં ન આવે એવી શક્તિવાળા એ પરમ પુરુષ, ધ્યાનસ્થ ઊભા હતા પાણી વધતા વધતા સમુદ્ર બન્યો અને પૂર વધતાં વધતા શ્રી પાર્શ્વનાથના નાક સુધી પૂગ્યું ભગવાન શ્વાસ રુંધીને સમાધિસ્થ થયા આ વેળાએ ધરણેન્દ્રદેવનુ આસન કપ્યુ એણે પોતાના જ્ઞાનથી પ્રભુની આ દશા જોઈ એટલે એનાથી ન રહેવાયુ સાથે પદ્માવતીજી પણ તૈયાર થયા ત્વરિત ગતિએ એ ઇદ્ર ઇદ્રાણી મૃત્યુલોકમા આવ્યા જ્યારે ભગવાન અને જળવૃષ્ટિનુ દૃશ્ય જોયુ ત્યારે ધરણેન્દ્રે ભગવાનના રક્ષણ માટે મહાકાય-મહાનાગનું સ્વરૂપ વિકુર્વ્યું અને ધરતીતળથી પોતાના શરીરનુ મોટુ કુડાળુ કરી, ભગવાનના શરીરને અધ્ધર કર્યું અને માથા ઉપર જરાય ઇજા ન થાય એ રીતે વિશાળ ફેણનું છત્ર બનાવી લીધુ આમ ગમે તેટલો વરસાદ પડે પણ એકેય બુંદ અંગ ઉપર ન પડે એ પ્રકારની વ્યવસ્થા કરી અને પદ્માવતીએ સમીપમા જ પ્રભુને પ્રસન્ન કરવા દિવ્ય સાધનો સહિત દિવ્ય નૃત્ય શરૂ કર્યું અનેક રૂપો ધારણ કરી નૃત્ય દ્વારા પોતાની ભક્તિ વ્યક્ત કરે છે પ્રભુને તો પ્રસન્નતા સહજ હતી પણ સેવકનો ભાવ જ સેવ્યની સેવા કરાવે છે

બે દિવસ થયા, ત્રણ દિવસ થયા, પણ વરસાદ રહે જ નહિ, એટલે ધરણેન્દ્રને આશ્ચર્ય થયુ સંશય પ્રગટયો એટલે જ્ઞાનથી જોયુ ત્યારે સમજાયુ કે આ તો પેલા કમઠનું કામ છે. બીજુ રૂપ ધારણ કરી કમઠના કાનની બુટી પકડી ત્યા લાવ્યા અને કહ્યું "તું ઓળખે છે આ કોણ છે?" ધરણેન્દ્રના દબાણથી પોતાની બધી માયા તેણે સમેટી લીધી અને વૃષ્ટિ અટકી ગઇ પાણીની માયા અલોપ થઇ ગઇ, અને ભગવાનને નમન કર્યું ભગવાને ધ્યાન પાર્યુ અને કમઠને જોઇ પ્રેમધારા વરસવા માંડી "વહાલા કમઠ! તુ બહુ બહુ રખડયો, તેં ઘણું સહન કર્યું તું નરકલોકમા ગયો અને છેદનભેદનના અસહ્ય

દુ ખો પણ ઘણા વેઠ્યા દશ ભવ ઉપર તું મારો ભાઈ હતો. આપણે વિશ્વભૂતિના દીકરા હતા તારા મનમા ગમે તે વૈરભાવ હોય પણ તું મારો દુશ્મન નથી" કુદરતનો ક્રમ સમજાવ્યો કે "પોતાના સુખદુ ખનો કર્તા પોતાનો આત્મા જ છે હજુ સમજી જા' વૈરથી વૈર વધે છે, ઘટતું નથી એને ટાળવાનો ઉપાય પ્રેમ છે પ્યારા આત્મા, ચેતી જા!"

વૈર ન કરીએ રે વા'લા વેરો કેર કરાવે કાળા,
ભાના દિનમા રે ભોકે, પ્રભુના માર્ગ જાતા રોકે વેર ૧
ઝરતા રડે છે રે ઝેરો, વધુ ભવ રખડાવે છે વેરો,
વૈરો ભવભવ રે વળગે ઉપચારોથી ન રહે અળગે વેર ૨
ગુણ તો નજરે રે ના'વે, જૂઠુ કરવાનુ નિત્ય ભાવે
અંધી આખે રે આવે, માનવ ભવને મુ ્ ગુમાવે વેર ૩
નિશદિ। રોષો રે શોધે, અવર જનોને એહ જ બોધે,
હૃદયે કિન્નો રે રાખે, સામાના ગુણ દુર્ગુણ દાખે. વેર ૪
ભય ઉપજાવે રે ભારે, ઉન્ય સમય આવે છે જ્યારે,
હરદમ હિતને રે હરે છે, આતમ ગુણની ઘાત કરે છે વેર ૫
શલ્યની પેઠે રે ખટકે, પાતાળે લઈ જઈને પટકે
વૈર તજીને રે વા'લા, પિઓ ભરીભરી પ્રેમ પિયાના વેર ૬

ભગવાન પાર્શ્વનાથ સંકલ્પ માત્રથી ચાહે તે કરી શકે એવી તેમનામા દૈવી શક્તિ હતી, પણ તેનો ઉપયોગ તેમણે ન કર્યો અહીં જ પ્રભુતાની કસોટી છે પ્રભુના મુખેથી દશ ભવનો અધિકાર સાભળીને, આખરે કમઠમા પણ 'આત્મા' તો હતો જ તેથી ઊ ડો ઊ ડો એ ફફડી ઊઠ્યો અને આત્મ-ઊંડાણનુ કિરણ પ્રગટ્યુ ત્યા તેણે આજ સુધી કદી ન જોયેલુ જોયુ એનું કઠણ દિલ નરમ થઈ ગયુ એની સામે એક પછી એક પોતાની ભૂલો તરી આવી. તે તુરત પગમા પડ્યો અને બોલ્યો, "ઓ પ્રભુ' મારા આત્મતારક!

મને ક્ષમા કરો અરે ! મે કેટલો અપરાવ કર્યો છે ? અહા ! માગ કુકર્મોનો નતીજો હજી શો આવશે ?"

"આત્મબધુ ! ખિન્ન થા મા ! ભૂલ્યા ત્યારથી ફરી ગણવાનું સૂત્ર યા રાખ " પ્રભુએ મધુર વાણીથી આશ્વાસન આપ્યુ

આખરે કમઠ ઓગળ્યો અને પ્રભુએ તેને સન્માર્ગે વાળ્યો એમ શાસ્ત્રો ભાખે છે

**સારાશ**

કથાનો સાર એ છે કે ' સુસસ્કારો અને કુસસ્કારો ' જીવનો ક્યા સુધી ન્તય છે ? વૈરનો ડખ એવી ખરાબ ચીજ છે કે સામાના હજાર ગુણો હોય, પણ વૈરનો ડખ માણસને એ ગુણો દેખવા જ ન દે

કમઠ પથ્થર જેવો હતો છતા ભગવાન પાર્શ્વનાથના ઉપદેશથી ઓગળી ગયો અને પાર્શ્વનાથનું સ્મરણ કરી પાર પામ્યો એ પાર્શ્વનાથ તે જૈનોના ત્રેવીસમા તીર્થંકર કહેવાયા તીર્થંકર એટલે વિશ્વમુક્તિના માર્ગદર્શક લોકનાથ પોતે મોક્ષ પામે અને અનેકને મોક્ષ પમાડે

આટલી બધી ઉચ્ચ ભૂમિકા પર એ નિર્વૈરી વૃત્તિએ લાવી મૂક્યા. વિશ્વબધુત્વની ઉપાસના એ સિદ્ધિનો સાર છે, અને નિર્વૈરી વૃત્તિ એનું બીજ છે માટે કદી કોઇની સાથે ભૂલેચૂકયે ' વૈર ન કરીએ ' છતા કોઈ વૈર રાખે તો એના ચરણમા વીરતાપૂર્વક અણનમ મસ્તક મૂકી દઈએ, પણ સ્વપ્નેય વૈર, કામ, કે ક્રોધરૂપી ચાડાળોને અડવા ન દઈએ !

॥ ૐ શાંતિ ॥

---

# મરદાનગી

ઉત્સાહી શ્રોતાજનો !

અહીં સુધી તો માનવતાના એક અંગની અનેક દૃષ્ટિએ ચર્ચા થઇ ગઈ હવે બીજા અગો તરફ તમારુ લક્ષ્ય ખેચુ છુ

બુદ્ધિ, શક્તિ અને હૃદય આ ત્રિવેણીના સગમે જ માનવીનો આત્મા પુણ્યતીર્થ બને છે એટને માનવતાનુ પહેલુ લક્ષણ વિચાર, બીજુ લક્ષણ વીરતા અને ત્રીજું લક્ષણ કૂણા હૃદયની લાગણી છે સુસસ્કાર અને સદ્‌વિચાર વિનાની વીરતા હોય ત્યા લગી પશુબળ જ કહેવાય અને તે અનર્થ જ વધારે, એ મરુભૂતિ અને કમઠના પ્રસગથી સમજાયુ સ્વાભાવિક જ કોમળ હૈયુ પામવુ એ હજુ જરા દૂરની એટલે કે ઊચી ભૂમિકા છે આપણે એની મુખ્ય ચર્ચા તો આગળ જતા કરીશુ,* હમણા તો સુસસ્કારી વીરતા અથવા તો ખરી મર્દાનગીના સબધમા કહેવુ પ્રસગોચિત હોવાથી તે જ કહીશ

તમો કદાચ એમ કહેશો કે, ધર્મ કરવામા કઇ મોથ મારવાની છે? તેમા મરદાનગી જોઈ એ ? એ તો હુ અમુક ચાશે સમજાવી જ ગયો છુ કે 'ધર્મ' એ કાઇ દેવળ, મસ્જિદ કે મદિરમા જ પુરાયેલી ચીજ નથી એ તો આપણા અણુએ અણુમા રહેલો સ્વાભાવિક ગુણ

* બીજા ભાગમા એ બાબતને લગતા બહુમૂલા વ્યાખ્યાનો છે

છે, અને એમ જ છે તો પ્રત્યેક ક્રિયામા ધર્મને ઉતારવા માટે જેમ વિચાર જોઇશે તેમ શક્તિ પણ જોઇશે એથી જ મહાપુરુષોએ ગાયુ છે કે —

"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનુ કામ જોને,
પરથમ પહેલા મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને"

માથુ મૂક્યા વિના એ માર્ગમા ડગલુ ય ન ભરાય ડગલે ડગલે કઈ માથુ ડૂલ થવાના પ્રસગો નથી બનતા પણ તૈયારી તો ત્યા સુધીની જોઇએ

## સાચા મરદનુ લક્ષણ

આવો મરદ જ મુખ્ય ધર્માધિકારી બની શકે એ આપભોગ અથવા બલિદાનની જીવત મૂર્તિ હોય છે જુલ્મ જેવી ઊર્મિ એના દિલમા ઊઠતી જ નથી તે જુલ્મ કરતો નથી તેમ સાખી પણ શકતો નથી સાખી શકતો નથી એટલે હિંસકની સામે હિંસક કે પશુની સામે પશુ થાય છે એમ નહિ, પણ હિંસકની સામે ચુસ્ત અહિંસક અને પશુની સામે અણનમ મનુષ્ય રહે છે આટલું શબ્દોમા કહેવુ, સમજવું કે ગ્રીખવુ જેટલું સહેલું છે તેટલું કરવામા સહેલું નથી

મહાયુદ્ધમા જીત અથવા બીજી કોઈ લાલસા રાખી મરવા જનાર સૈનિકો સાપડે, ઇજ્જતની ખાતર આપઘાત કરનારા સાપડે, પણ કશાય ગુના વિના માત્ર સત્ય ખાતર, નગદ-ધર્મ ખાતર, અણનમ રહેનાર અને આવી પડતા દર્દ, આફત, જજાળ કે મૃત્યુને કશો વૈરભાવ મનમા રાખ્યા વગર અને ખોટા બચાવના કોઈ પણ સાધનોનો ઉપયોગ કર્યા વગર સહી લેનાર જગતમા વિરલ જ પાકે છે

## પાગલ સલ્તનત

મોગલ સલ્તનતના અને તેમાય ઔરગઝેબના સમયનો એક પ્રસગ હુ કહુ છુ તેથી કથનનો ખરો ક્યાસ નીકળશે ઔરગઝેબનું આતરિક વર્તન અને પરિશ્રમવૃત્તિ ઇસ્લામને પ્રતિકૂળ ન હતી એમ

ઇતિહાસકારો કહે છે પણ એનામાં ભરાઈ રહેલી વટાળવૃત્તિએ ધર્માંધતાનું ઝનૂન અને દુરાગ્રહવૃત્તિએ એ ઇસ્લામધર્મ ઉપર પીંછી ફેરવવા જેવું કર્યું ઇસ્લામનો કોઈ આદેશ એવો નથી કે જેમાંથી વટાળવૃત્તિની વાત નીકળે ઊલટું એ તો આખું જગત ખુદાતાલાનું છે, જીવમાત્ર એ ખાવિંદના બાળકો છે, સહુ સાથે બિરાદરી કેળવો, આવા ઉદાર ઇસ્લામને નામે વાડાબંધી કે કદાગ્રહ શોભે જ શાનો? પણ વિચાર વિના ધર્મનો મર્મ સમજાય જ નહિ, પછી એ રાજા હો કે રંક હો ધર્મના પક્ષે કાયરતા જેમ પાપ છે તેમ ધર્મના પક્ષે કદાગ્રહ–વટાળવૃત્તિ કે ધર્મ–ઝનૂન એ અધર્મ છે અને જે અધર્મ પર ધર્મની છાપ હોય એ અધર્મ જેટલો અનર્થ કરી શકે છે તેટલો ઉઘાડા અધર્મ કદી નથી કરી શકતો. કારણ કે ધર્મની છાપવાળા અધર્મની જાળમાં પશુવૃત્તિનો વારસો લઈ આવેલો માનવી જલદી ફસાઈ જાય છે, અને એમાં સાથીઓ પણ અસંખ્ય સાંપડે છે એ તો દેખીતું જ છે કે ધર્મ–ઝનૂન માનવતાના હૃદયમાં રહેલી મીઠી માનવતાને પણ ઝેરી અને ક્રૂર બનાવી મૂકે છે

કહેવાય છે કે કાશ્મીરથી માંડીને જ્યાં જ્યાં એની આણ હતી, ત્યાં ત્યાં ઔરંગઝેબે ફરમાન કાઢેલું કે તૈયાર થયેલો હરિયાળા ખેતરોનો પાક મુસલમાન થાય તે જ ઉતારે, હિંદુ નહિ કુદરતે પાણી દીધું અને માણસે જાત નિચોવી પાક કેળવ્યો છતાં એના પર આવું શાહી ફરમાન! ધર્મઝનૂન, માણસનો કેટલો અધઃપાત કરે છે કેટલે ક્યાં લાવી મૂકી દે છે! શાહબુદ્દીન ઘોરીએ પચાસ હજાર હિંદુઓને વટલાવ્યા ત્નાડી બ્રાહ્મણોમાંથી વોરા, લુહાણામાંથી ખોજા, કણબીમાંથી મુમના અને બીજી અનેક જાતિઓ એમ પલટાઇ ગઈ હિંદુસ્તાનમાં આજે મુસલમાનની સંખ્યા નવ કરોડ ઉપરાંતની ગણાય છે અસલ મુસલમાનની સંખ્યા તો આંગળીને વેઢે ગણાય તેટલી જ હતી પરંતુ ધર્મઝનૂની વટાળવૃત્તિથીજ હિંદુઓમાંથી ઉપર મુજબ વટલીને સંખ્યાનો વધારો થયો છે

## વગળવૃત્તિથી શો લાભ ?

જો કોઈને પણ બળજબરીથી વટલાવવાની કુરાને શરીફની આજ્ઞા જ નથી તો આ વટાળવૃત્તિ કેમ આવી? અને વટાળવૃત્તિને આશરે જે હત્યાકાંડ કે અત્યાચાર ગુજારવામાં આવ્યા તેમાં એના કર્તાઓએ શો લાભ જોયો હશે? તમારા મનમાં આવો પ્રશ્ન ઊઠશે, પણ એ તો તમે જાણો જ છો કે પોતાના પંથમાં ભળે તો સારું એવી વાડો વધારવાની હલકી ખાસિયત, ધર્મગુરુનો નેવાસ ધાર્યા પછી પણ (ખરી ભૂમિકા ન હોય તો) ખસતી નથી એથી એ ધર્મનું ઓઠું લઈ એવા પ્રકારનો પક્ષ ઊભો કરી આવે માગે મચી જાય છે અને માનવ જાતને તથા ધર્મને કલંક લગાડે તેવા કરપીણ કામો કરી નાખે છે ઔરંગઝેબ જેવા ધર્મ માટે આપભોગ આપવાને બદલે બીજાના ભોગ ધર્મને નામે પોતે લે છે માત્શાહ એવી જ કોઈ બાજીનું પ્યાદું બની ગયો હોય તો એ બનવાજોગ છે સાચો ઈન્નામી સ્વર્ગમાં જાય એ વાતો તે આ રીતે સમજ્યા હોય કે મુસલમાન થાય તે જ સ્વર્ગે જાય, એટલે હિંદુને વટલાવીને પણ મુસલમાન બનાવું તો તેમનો ઉદ્ધાર થાય અને હું માનિકના ચોપડામાં ઉદ્ધારક તરીકે નોંધાઉં પણ એ જ ખ્યાલ ન હતો કે ઈન્નામી અટલે હક્ક-પરસ્ત, ખુદા-પરસ્ત જે હક્કને માર્ગે ચાલે છે તે જ ઈન્નામી, પછી ભલેએ તો વગર સુન્નતનો હિંદુ હો કે ભલેએ તો સુન્નત થયેલ મુસલમાન હો વટલાવવામાં દોષ હોય તે ગુણ ન થાય, તેમ ગુણ હોય તે દોષ ન થાય જો એટલો ખ્યાલ હોત તો તેવો રાજવી પ્રજાને પુત્રવત્ પાળવાનો પોતાનો રાજધર્મ ચૂકીને પ્રજાને વટલાવવાનો જુલમી ધંધો ન આદરી બેસત આટલું પ્રાસંગિક કહી હવે જે પ્રસંગ વિષે હું કહેવા માગુ છું તે તરફ વળીએ

જે કાળની હું વાત કહું છું તે કાળે બાદશાહે બળાત્કારથી હિંદુઓને વટલાવવા માંડ્યા. તે સામે શીખોનું વીરત્વ ઝળકી ઊઠ્યું

તેમનાથી ધર્મને નામે ચાલતો આ જુલ્મ ન ખમાયો. તેઓ સંગઠિત થયા અને તે વખતે એમના ગુરુ તેગબહાદુર હતા તેમની પાસે આ ગયા. તેગબહાદુર ખરા વીર ધર્મગુરુ હતા. તેમણે માર્ગદર્શન આપતા કહ્યું કે "અહો! એમાં શું મૂંઝાવા જેવું છે? જાઓ, બાદશાહને કહો કે કે જ્યાં સુધી અમારા ગુરુ મુસલમાન ન થાય, ત્યાં સુધી અમે કેમ થઈ શકીએ? અમે તો બધા એમના અનુયાયીઓ અને વજ્રમાંનો, એટલે તેઓ જે માર્ગે જાય તે માર્ગે અમારે ચાલવું જ રહ્યું. આપ એમને જો મુસલમાન બનાવો તો અમે તો પછી થઈ ચૂક્યા." સહેજે આ સાંભળી બાદશાહને પણ લાગ્યું કે વાત તો મુદ્દાની છે. તુરત જ તેગબહાદુરને દરબારમાં બોલાવી લાવવાનો હુકમ છૂટ્યો. તેગબહાદુર તો ખરેખરા બહાદુર ધર્મવીર હતા. તેમને વળી ભય શાનો? જેવો દરબારી માણસ તેડવા આવ્યો કે તરત જ દરબારમાં જવા તૈયાર થયા. ત્યારે એમની આસપાસના કેટલાક સ્નેહીઓ અને સેવકો વિનવવા લાગ્યા "હે પ્રભુ! બાદશાહ બડો ધર્મઝનૂની છે ત્યાં જવામાં અમોને આપની સલામતી ભયમાં લાગે છે." ધર્મવીર તેગબહાદુરે કહ્યું કે "સ્વધર્મપાલન એ ખાંડાની ધાર છે. ભય અને ટેક બેયનો મેળ કદી ન મળે. ભય કાયરને જ ડરાવે છે. ધર્મરક્ષણ કરતાં કરતાં મૃત્યુની ગોદમાં સૂવું એ તો જનેતાના અંકમાં પોઢવા જેવું દિવ્ય સુખશયન છે. તેમાં ભય શાનો? હું તમોને આજથી એ જ કહું છું કે હંમેશા વીરતાના શબ્દો કાઢજો. કદી કાયર કે પામરના મુખમાં શોભે તેવું ન બોલતા. એવી કાયરતા અને પામરતામાં ધર્મ ક્ષણભર પણ ટકી શકતો નથી. આપણા આદિ પુરુષ ધર્મગુરુ શ્રી નાનક સાહેબે મરતાં મરતાં મોગલ બાદશાહ બાબરને શું કહ્યું હતું તેને તમો યાદ કરો. એમણે ભવિષ્ય ભાખ્યું હતું કે સત્ય-ધર્મની રક્ષા માટે સાત સાત સંતોના મોંઘેરા બલિદાન અપાશે અને એ ધર્મવીરોના બલિદાનને પરિણામે ધર્મઝનૂની મોગલાઈ હિંદમાંથી અસ્ત પામશે. કેવી એ ગુરુસાહેબની વીરતાભરી વાણી! જરા ફરીને

યાદ કરો બલિદાન વિના શાન્તિ ને આપભોગ વિન ઉન્ય શાનો ! જ્યારે જ્યારે મહાપુરુષો ધર્મ, જાતિ, દેશ કે વિશ્વને માટે બલિદાન આપવાને પૂર્ણ રીતે તયાર થાય છે, ત્યારે જ ઉદય થાય છે" એમ કહી પોતે પ્રેમ આશ્વાસન આપી વિદાય થયા

તે સમયે એ એમ્છત્રવાળી મોગન શહેનશાહતના તખ્ત પર આરૂઢ થયેના બાદશાહના ગર્વનો પાર નહોતો જેવા તેગ બહાદુર દરબારમા પ્રવેશ્યા તેવો જ બાદશાહ એમનો ચહેરો અને ધીરતા જોઈ અચબો પામ્યો પ્રથમ તેગબહાદુરની ઓળખ કાઢી અને પછી પરીક્ષા કરવા માટે બાદશાહે ઝૂહન ભાવે કહેવા માન્યુ "આપ ધર્મગુરુ છો ! અને જો સાચા ધર્મગુરુ હો તો બતાવો ચમત્કાર !" તેગબહાદુરે સ્મિતથી ઉત્તર વાળતા કહ્યું કે, "બાદશાહ ! હું કઈ જાદુગર નથી કે જાદુ કરવા આવ્યો પણ નથી એ તો બાળક પણ સમજી શકે કે જાદુગર હોય તે જ ચમત્કાર બતાવે"

આ ઉત્તરે બા શાહના ગર્વને ઉશ્કેરી મૂક્યો એણે આખરે પોતાનુ ખરું પોત પ્રકાશ્યુ "કા તો મુસનમાની મજહબને અધીન થાઓ, નહિ તો મોતને ભેટો" "બા શાહ ! મજહબ એ તો દિલની ચીજ છે ખુ ! અને કિરતારમા કશોય ભેદ નથી હિંદુ અને મુસનમાન બેય બિરાદર છે વટનાવવુ કે વટનવુ એ ખુદાઈ ઇચ્છાથી વિરુદ્ધ છે આપ જો એવી ઇચ્છા રાખતા હો તો એવી ઇચ્છાને અધીન થવા કરતા મૃત્યુને ભેટવુ પડે તો ભેટવુ એ બહેતર છે, એમ મને ઈન્સાની મજહબ ફરજ પાડે છે" ઔરંગઝેબને આ તાત્ત્વિક વચનો મર્મભેદી થઈ પડ્યા

### ધર્મને નામે પિશાચલીલા

કોઈ પણ પ્રકારે જ્યારે તેગબહાદુરે ધર્માંતર ન કર્યું, ત્યારે બાદશાહે ધર્મઝનૂનને વશ થઈ તેગબહાદુરનું શિર ધડથી જુદું કરાવ્યું તેના દેહને અગ્નિસંસ્કાર સુદ્ધા ન કરવા દીધો ઊલટ્ એ મુડદાને

ભરચોકમા મૂકી હાનો સડવા માટે ફેકાવી દીધુ આ રીતે એ વીર ધર્મગુરુનો દેહ રાજમાર્ગમા પડ્યો હતો. આ વાતની ગુરુ ગોવિંદ સિંહ કે જે માત્ર સોળ વરસની વયના હતા તેમને ખબર પડી ગુરુ તેગબહાદુરના શબની આ દશા સાભળતા જ શબને અગ્નિસંસ્કાર આપવા તુરત જ તે દોડયા બાળક હતા છતા તે સિંહનું બચ્ચુ હતુ રસ્તામા તેમને એક ગાડીવાળો અને તેનો પુત્ર સામા મળ્યા. તેઓએ ગુરુ ગોવિંદસિંહને આમ દોડતા જોઈ પૂછ્યુ, "આપ ક્યા પધારો છો?" તે વીરને ઉત્તર આપવાનીયે ક્યા ફુરસદ હતી? પણ પૂછનારની યોગ્યતા જોઈ જવાબ વાળ્યો કે, "ભાઈ! તેગ બહાદુરનું શબ અગ્નિસસ્કાર વિના રાજમાર્ગના ચોકમા પડ્યુ પડ્યુ સડે છે, એ મારાથી કેમ સહેવાય? મારે જલ્દી જવુ જોઈએ મને વધુ વાર હવે ન રોકો. ગાડીવાળાએ કહ્યું કે, "કૃપા કરી આ સેવાનો લાભ અમને સોપો આ કામ અમ સેવકનુ છે આપની ભાવનાને આ સેવક પૂર્ણ કરશે" ગોવિંદસિંહ બોલ્યા, "શી રીતે!" ગાડીવાળો કાન પાસે આવી ધીરેથી બોલ્યો, "ગુરુદેવનુ શબ ચોકમા દુર્ગંધ મારતું પડ્યુ છે, એટલે બદબોને લીધે ચોકીદારો તો દૂર બેસી ઊંઘતા હશે અને કામ બરાબર થશે જો કે અમારા બેમાથી એકને મરવુ પડશે અને તે મરણ તો અમારે મન સ્વર્ગની વરમાળા છે" આ કઈ બોલવાની વાત ન હતી, ઉદ્ગારની વાત હતી ગુરુ ગોવિંદને એની ગુરુભક્તિ અને મૃત્યુની નીડરતા જોઈ સમતિ આપવી જ પડી ગાડીવાળો અને તેનો દીકરો બન્ને તૈયાર થયા, પણ તે બન્ને વચ્ચે હરીફાઈ જાગી દીકરાએ કહ્યુ કે પહેલા હુ મરુ અને બાપ કહે કે હું મરુ બલિદાન આપવા તો બન્ને પૂરેપૂરા તૈયાર હતા ભાવનામા એકબીજાથી કોઈ ઊતરે તેવુ ન હતું, કારણ કે બન્ને સમાન વીર હતા છેવટે બાપે કહ્યું કે, "બેટા! તું મારાથી વધુ મજબૂત છો તેથી આ શબને સહેલાઈથી ઉપાડી નાસી શકીશ. માટે મને જ મરવાની તક આપ" જ્યારે આમ પિતાની

પ્રશસ્ત આજ્ઞા થઈ એટલે પુત્રને એ શિરે ચડાવવી પડી જોયુ કે ' આટલો જેને મરવાનો ભય ન હોય, આટલી તૈયારી હોય, તે જ પોતાનુ બલિદાન આપીને દેશ કે ધર્મની રક્ષા કરી શકે અને તે આત્માને ઊજળો બનાવી શકે મરવાથી ડરે તેનાથી તો કંઈ પણ ન થાય માટે જ કહ્યુ છે, "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને '

મૃત્યુ સફળ કોનુ ?

મરવુ તો સધાને માટે છ જીવમાત્ર દેહપરિવર્તન કરે છે પણ ધર્મને ખાતર, સત્યને ખાતર, દેશને ખાતર કે જનસેવા ખાતર જે મૃત્યુને સ્વીકારે તેને જ મરતા આવડ્યુ ગણાય તેગબહાદુર તાખો શીખ જેવી વીર પ્રજાના અનેક પૂજ્યપાત્ર હતા વિચારો, કેટલો આ પ્રસંગ '

આ ગાડીવાળા ( બાપ-દીકરા ) પણ એ વાતને અક્ષરશ સમજતા હતા એટલે એમને મૃત્યુ ની બીજો વિચારેય ન આવ્યો એમને તો માત્ર ધર્મ કેમ પાળવો અને કાર્ય કેમ પાર પાડવુ એટના જ વિચાર હતા

ચોકીદારો દૂર દૂર નિદ્રા વીની ગો મા ઝોકા ખાઈ રહ્યા હતા, તે પ્રસગનો લાભ લઈ એ બન્ને વીરો ( બાપ અને બેટો ) મુડદા વાળી જગ્યાએ આવ્યા બેટે મુડદુ સેરવી લીધુ અને ઉપાડીને ગાડીમા નાખી ચાલતો થયો અને એ મુડદાને બ ને બાપે પોતાના પેટમા કિરપાણ ભોકી મુડદાનુ સ્થાન બરાબર સભાળી લીધુ આ બધી ક્રિયા એટની તો ઝપાટાબધ અને સાવચેતીથી બની ગઈ કે ચોકીદારોને તો છેવટ સુધી કશો ધ્યાન જ ન આવ્યો

કેવા એ વીરોના બલિદાન ' આનુ જ નામ ધર્મવીર કે ધર્મ-સેવક સ્વામી માટે કે ધર્મ માટે બલિદાન આપતી વખતે તેણે હિસાબ જરાય ન કર્યો એવે સમયે હિસાબી ચૂથણા ચૂથે તે ધર્મ પામી પણ ન શકે એટલે જ ફરી ફરી એ સાર નીકળે છે કે જેઓ

વીર હોય તે જ બલિદાન આપી શકે બલિદાન આપવામા પ્રબળ વીર્ય જોઈએ છે

**અત્યારની દુર્દશા**

આજ તો બળવિહૂણા અને શૌર્યવિહૂણા, કોઈ આપભોગની તો વાતો જ શીખ્યા નથી ઠેર ઠેર આ દુર્દશા છે કોણ જાણે શાથી આમા પાપ ને તેમા પાપ, પાપ પાપ ને પાપ, ચારે બાજુએ પાપ આવા ગોખી રાખેલા શબ્દમાત્રથી ગભરાયેલા પામર માણસો ઘણી વાર વગરસમજે મોટામા મોટા પાપી બન્યે જાય છે કારણ કે પામર થઈ મુઝ સ્વાર્થમા એવા તો સાઈ પડે છે કે કોઈ પણ પરમાર્થક્રિયા કરવામા તેમની શક્તિ રહેતી નથી અને કુવિચારો કે કુવિકલ્પો જ કર્યા કરે છે

**પાપ કોને પીડે છે ?**

મહાપુરુષોએ ફરી ફરી કહ્યુ છે કે વીર્યહીનને-પામરને જ પાપ વધુ મૂઝવે છે જે જાગ્રત અને વીર નર છે તેને પાપ તો અડી પણ શકતું નથી, કારણ કે તે વિવેકપૂર્વક જ પગલુ ભરે છે આથી તમો સમજ્યા હશો કે શરીરબળે જાડો તગડો કે આક્રોતાજ્ઞે એ વીર નહિ પણ વૃત્તિનો વિજેતા તે જ વીર

જૈન શાસ્ત્રકારોના મતે પાપની તરતમતાનો ઘણો આધાર અધ્યવસાય એટલે મનોવૃત્તિ પર રહેલો છે

> जय चर जय चिट्ठे, जयमासे जय सए
> जय भुञ्जतो भासंतो पावकम्मं न बधइ
>
> ―શૈકાલિક ૪-૮

ઉપયોગપૂર્વક ચાલતા, ઊભા રહેતા, ભોજન કરતા કે હરકોઈ કામ કરતા પાપકર્મ બધાતુ નથી એમ ભાખ્યુ કે જેનું મન વીરતા ભર્યું છે, તેની વિચારધારા કરતા કાયરની વિચારવાગ હમેશા હલકી અને દૂષિત હોય છે વીર કદાચ સાહસથી કોઈ કાર્ય કરી નાખશે તો પણ જો તે અયોગ્ય હશે તો પસ્તાશે અને કાયર કાર્ય તો

નહિ જ કરી શકે પણ આખા સંસારનું ભૂરું કરવા સુધીની મલિન વૃત્તિ સેવ્યા કરશે, અને નિમિત્ત મળ્યે ભૂરું પણ કરવા નહિ ચૂકે વીરપુરુષ કદાચ પાપ કરી બેસશે, પણ અધર્મ કરતાં તે જરૂર ડરશે એટલે મનુષ્યે પાપ કરતાં અધર્મથી વધુ ડરવું જોઈએ પાપનું તો પ્રાયશ્ચિત્ત હોય પણ અધર્મનું પ્રાયશ્ચિત્ત ન હોઈ શકે ધર્મ અને પુણ્ય વચ્ચેનો મહત્ત્વનો ભેદ ન સમજવાથી ઘણો ગોટાળો થાય છે ધરવીર પુરુષ, ધર્મ શું ? કર્તવ્ય શું ? તેનો હંમેશા વિચાર કરે અને ધર્મ બજાવવા જતાં પોતાને માટે શું પરિણામ આવે, તેનાથી તે ભરી ડરે નહિ કોઈ અનાથ કે અત્યાચારથી પીડિત પોતાને શરણે આવ્યો, તેનું રક્ષણ કરવું જ જોઈએ એને તે ધર્મ સમજે અને તેમ બજાવતાં જેટલા આફતોના ડુંગરાઓ આવી પડે તે બધાને પ્રેમપૂર્વક સહન કરીને પાર ઉતારે એ આફતોથી કંટાળે નહિ, કિન્તુ આખર આફતો જ કંટાળીને ચાલી જાય આવી સ્થિતિમાં ડર હોય જ શાનો ? આ પ્રસંગે જૈન આગમોમાંની એક ઘટનાનો ઉલ્લેખ કરવાનું અહીં મન થાય છે

*

મહારાજા ચેટકનું નામ તો તમે સાંભળ્યું જ હશે કે જે મગધપતિ મહારાજા શ્રેણિકના શ્વસુર થાય

કૂણિક, શ્રેણિકના રાજ્યનો અધિકારી થયો ન હતો તે પહેલાં શ્રેણિકે દેવપ્રસાદથી જે ભેટ પ્રાપ્ત થયેલી તે દિવ્ય હાર અને દિવ્ય હાથી પોતાની હયાતીમાં જ પોતાના વહાલા પુત્રો હલ્લ અને વિહલ્લને શ્રેણિકે આપ્યા હતા

શ્રેણિકના અવસાન પછી કૂણિક રાજ્યાધિકારી થયો તે વખતનો આ પ્રસંગ છે

જ્યારે હલ્લ કે વિહલ્લના પત્ની હાર પહેરી નીકળે અને હાથી પર બેસી એ યુગલ જલક્રીડા કરવા જાય ત્યારે તે દશ્ય કૂણિકના પત્ની પદ્માવતીને ખૂંચવા લાગ્યું 'હું પટરાણી જેવી પટરાણી, રાજરાણી

અને આ કુમારોની સામાન્ય સ્ત્રીઓ, મને જે ચીજ શોભે તે એમની પાસે ?" ઈર્ષ્યાની આગથી પ્રેરાઈ પટરાણી પદ્માવતીએ એક વખત પોતાના પતિ રાજાધિરાજને પ્રસગ સાધી ટોણો મારતા કહ્યુ "તમારામા માન જ ક્યા છે ! નહિ તો હલ્લ-વિહલ્લને શાના હાર અને હાથી મળે ! તમે તો ધરમૂળથી ગાદીના ધણી એટલે રાજ્યની ઉત્તમ વસ્તુ તમારી જ માલિકીની ગણાય" જવાબમા કૂણિકે કહ્યુ કે "મને જ્યારે આખુ મગધદેશનુ રાજ્ય મળ્યુ, ત્યારે મારા બધુ બધુઓને હાર અને હાથી એ જ બાના મળ્યા તેમા ખોટુ શુ ! આપણને તો ઉચ્ચમાં ઉચ્ચ રાજ્ય મળ્યુ છે આનં॰ કરોને ના માટે હાર અને હાથીની પરવા કરવી !" કૂણિકના આ ઉત્તરથી પદ્માવતીને જરાય સતોષ ન થયો પણ એ એટલેથી થાકે શા માટે ? એ તો રોજ રાજવીના કાન ભભર્યા કરે અને નવા નવા બહાના કરી કૂણિકને ઉશ્કેર્યો કરે એકદા કૂણિકે કહ્યુ કે "તુ શા માટે ચિંતા કરે છે ? હલ્લ-વિહલ્લ તો મારા ભાઈ છે હુ માગુ એટલે તુરત તે વસ્તુ હાજર જ કરે પણ આપણી પાસે તો આવડુ મોટુ રાજ છે, ત્યા એ હાર અને હાથી શા વિસાતમા ?" રાણીએ જરા મો મરડી કહ્યુ કે "માગો તો ખરા ખબર તો પડે કે હાથી ને હાર આપે છે કે નામ આપે છે?" આવા વચનથી કૂણિક જરા ચડસે ભરાયો અને એ ચડસની પાછળ પોતાનો ધર્મ ભૂલી ગયો આ અન્યાય કહેવાય એ ચોખ્ખી વાત તે નારીમોહને અધીન થઈ ચડભાચડીના વેગમા દોરાઈ ભૂલી ગયો અને મોહાવેશે એવો તો જકડી લીધો કે પોતાના તેઓ ભાઈ છે એ ભાવના જ ભૂલાઈ ગઈ હાર અને હાથીની, જાતે બોલાવીને માગણી કરી વડીલ બધુના આ વચન સાભળી બન્ને ભાઈઓ દિગ્મૂઢ જ બની ગયા

"વડીલ બધુ ! શુ દરબારમાથી બધા આભૂષણો નાશ પામ્યા કે રાજાધિરાજ થઈને આપની નજર અમો પિતાશ્રીએ આપેલા આ એક હાર પર પડી ? વળી રાજ્યમા મદોન્મત્ત ગાતગો ક્યા નથી કે આ

હાથી ઉપર આપની નજર પડી ? વડીલ બધુ 'આટલી અપાર રાજ સમૃદ્ધિમા જે સતોષ ન મળ્યો, તે શુ આ એક હાર અને હાથી આપી શકશે ?" વિહલ્લના આવા શબ્દો કૂણિકને ઊલટા ઉત્તેજક નીવડ્યા. પદ્માવતી પ્રત્યેની રાગવૃત્તિએ બધુસ્નેહના સ્રોતમા વિક્ષેપનુ બીજ તો રાપ્યુ જ હતુ એમા વેગ મળ્યો

રાજાધિરાજ કૂણિકનુ મગજ હાથમા ન રહ્યું એણે જરા કડક સ્વરે મા ણી કરી પણ બન્ને ભાઈ મૌન રહ્યા થોડી વાર વાતાવરણ નિસ્તેજ અને ગભીર બન્યુ કૂણિક અને બન્ને ભાઈઓ તે વખતે તો વિખૂટા પડ્યા પણ કૂણિકની વૃત્તિ બળાત્કાર તરફ પ્રેરાતી હતી કૂણિકના પ્રકોપની સામે ટકવુ સહેલુ ન હતું હલ્લ–વિહલ્લ વિચારમા પડી ગયા આખરે એમની દૃષ્ટિ ચેટક મહારાજા પર ઠરી કારણ કે મહારાજા ચેટકની ક્ષાત્રધર્મની રક્ષામા તેમનો અડગ વિશ્વાસ હતો

હલ્લ–વિહલ્લ બન્નેને લાગ્યુ કે બધુ બધુધર્મ ચૂક્યો છે જો તેણે ભાઈને નાતે જ તે માગણી કરી હોત, તો એમને દુ ખ ન થાત પરતુ ભાઈ આજે કોઈ નવાની ખુમારીમા મહાલે છે એટલે જ એ બળાત્કાર કરશે બધુત્વની આજ્ઞાને વશ થવુ એમા તો સ્નેહની અનોખી લહાણ છે પણ બળાત્કારને વશ થવુ એમા કેવળ પામરતા છે ક્ષાત્રતેજને એ પામરતા કેમ પાલવે ?

તુરત જ તેઓએ મોસાળ ભણી પ્રયાણ કર્યું આજે ભઈ મોસાળને નાતે મોસાળમા જઈ મહાલવાનુ ન હતું આજે તો માતામહ ચેટક મહારાજાને શરણે જઈ ઝૂકવાનુ હતુ કૂણિકના રાજ્યના પ્રમાણમા નાની છતા વિશાળ અને પુરાણી વિશાલાનગરીના મહારાજા ચેટક પાસે તેઓ પહોચ્યા. અને ત્યા જઈને ચેટક રાજાને કહ્યુ કે "પિતાના વાત્સલ્યસ્મારક સમા ભાઈ કૂણિક આજે બધુ ધર્મ અને ક્ષાત્રધર્મને એક બાજુ મૂકીને પોતાની રાજઋદ્ધિથી સતોષ નહિ પામતા અમારા પિતાશ્રીએ અમને જાહેર રીતે ભેટ આપેલા આ હાર અને હાથીને પોતાના કરવા તલસી રહ્યા છે અને

તે પણ સત્તાની ખુમારીથી—બળાત્કારથી આવી સ્થિતિમા અમને એક જ માર્ગ સૂઝયો છે કે આપની સનાહ અને સહાય બન્ને લેવા. મૂળ વાત એ છે કે અમારી પાસે પિતાના દીધેલા આ જ માત્ર પુણ્ય સ્મરણો છે જ્યારે કૃણિક પાસે રાજસમૃદ્ધિ, વૈભવ, ભડાર અને વસ્ત્રા ભૂષણ એ બધુય છે છતાય એ બધુને જોઇતા હતા તો બધુઆજ્ઞાના બળથી તે લઈ શકતા હતા પણ આજે તેના પર કોઈ બીજી વૃત્તિએ આક્રમણ કર્યું છે મારુ હૃદય પોકારે છે કે સત્તાને વશ ન થવાય. આ સ્થળે મારે શુ કરવુ એ આપ જ કહો જો ક્ષત્રિય-ધર્મની રક્ષા ઉચિત હોય તો તે જાળવવાની મારામા શક્તિ નથી આપને શરણે આવ્યો છુ શરણ આપવુ કે કેમ એ આપના અધિકારની વસ્તુ છે" બન્ને ભાઇઓની વાત સાભળી ચેટક મહારાજાએ તેમને અભય બનાવ્યા

કૃણિકને આ વાતની ખબર પડતા જ તે લાલચોળ થઈ ગયો તેણે તુરત જ સુભટને રવાના કર્યો અને કહેણ મોકલાવ્યુ કે, હાર અને હાથી લઈને મારા બન્ને ભાઇઓ મને પૂછ્યા વિના ત્યા આવ્યા છે, માટે હાર અને હાથી સાથે બન્ને ભાઇઓને સુપ્રત કરો નહિ તો યુદ્ધની તૈયારી કરો " ચેટક મહારાજા પાસે બે પ્રશ્નો ઉપસ્થિત થયા એક તરફથી શરણાગત માટે ધર્મની રક્ષાનો પ્રશ્ન અને બીજી તરફ હાર અને હાથી માટે હજારો નિર્દોષ માણસોના પ્રાણની આહુતિ સુભટ સાથે જ ચેટક મહારાજે પૂર્ણ વિચાર કરી જણાવ્યુ કે "એ હાર અને હાથી તેના પિતાથીના આપેલા છે, એટલે એમા તારો હક નથી" એમ વિવેકથી સમજાવટ કરી, પણ આખરી કૃણિકે ને વાત ન માની વિચારો, અહીં જ કસોટી છે જે એક ફૂલપાખડીને પણ દુભવતા થથરે તે અનુકપાભર્યા હૃદયને હજારો નિરપરાધી જનોના સહારની કલ્પના પણ કેટલી ખૂચી હશે ' એમણે પોતાની કક્ષા પ્રમાણે માનભરી રીતે સ્નેહ સમાધાનના સઘળા ઉપાયો લીધા, પણ કાં તો સ્વધર્મત્યાગ અને નહિ તો લડાઈ એ બે વિના એકે માર્ગ ન દેખાયો ત્યારે એ સત્યની જે ભૂમિકા હતી, તે ભૂમિકા પ્રમાણે જે સૂઝયુ તે આચર્યું બીજા

અઢાર રાજાઓ એમની વહારે ધાયા. મહાયુદ્ધની તૈયારીઓ થઈ આવા યુદ્ધનું પરિણામ તો બીજું શું હોય ? એક કરોડ એંશી લાખનો માનવ-સમુદાયનો સંહાર માત્ર હાર અને હાથી માટે કેવી ભયંકર નફાખોરી ! આ રીતે પણ પશુબળની સામે પશુબળથી સામનો કર્યો તે નિર્ભેળ અહિંસાની દષ્ટિએ તો ન નિભાવી શકાય, પણ એમની જે ભૂમિકા હતી તે ભૂમિકા પર ઊભા રહીને જોઈએ તો નિર્બળતાથી અધીન થાય, એના કરતાં અધીન ન થયા અને ઊંચી નૈતિક ભૂમિકાનો માર્ગ એમણે પસંદ કર્યો એટલે આ યુદ્ધ એને માટે ક્ષમ્ય ગણાય. કૂણિકને માટે તે કેવળ અધર્મરૂપી હોઈ અક્ષમ્ય ગણાય. એથી જ જૈનાગમો એમ ભાખે છે કે એ યુદ્ધ મહારાજા ચેટકને બાધક ન થયું.

ધર્મમાં વાણિયાવટના હિસાબ ન હોય. નિઃસ્વાર્થ ભાવ અને કર્તવ્ય ખાતરની જીવન-અર્પણતા જ ધર્મ પળાવી શકે, અને તે ચેટક મહારાજામાં હતી, તેથી જ તેનું ફળ એમના પક્ષે અનિષ્ટ ન આવ્યું. પણ મારે તમોને અહીં ચેતાવવા જોઈએ કે રખે કોઈ આવું અંધ-અનુસરણ કરવા મંડી જતા. આટલો જ આ દષ્ટાંતનો સાર છે કે આ ચેટકનું કાર્ય કોઈ ધર્મઝનૂનથી પ્રેરાઈને નહોતું થયું. માત્ર સત્યધર્મને સમજીને, વિચારીને જ થયું હતું એટલે સ્થૂળ ચક્ષુથી ભલે હાર અને હાથી માટે આટલું બધું થયું હોય એમ લાગે, પણ ખરી રીતે તો એમને માટે એ યુદ્ધ કેવળ નીતિની રક્ષા અર્થે અનિવાર્ય થયું. તેઓ મહાવીરના જ અનુયાયી હતા. તેથી તેમણે છેવટે પણ બીજા અઢાર દેશના રાજાઓને પુછાવ્યું કે "શરણે આવેલાનું રક્ષણ કરવું, એ મારો અત્યારે ધર્મ છે કે શરણાગતને સોંપીને યુદ્ધ અટકાવવું એ ધર્મ છે ?" બધાય વીર હતા, મહાવીરના અનુયાયી હતા અને વિવેકી પણ હતા. એ સૌની એક જ સલાહ પડી કે "અન્યાય સહન કરવામાં ક્ષાત્રધર્મનો જે હ્રાસ છે તે યુદ્ધમાં નથી." અને તેથી માત્ર અન્યાય અટકાવવો એ જ ધ્યેયે સૌ સંયુક્ત થયા અને યુદ્ધો ખેડાયાં છતાં જે જૈનદર્શન પંચેંદ્રિયના વધમાં નરક બતાવે છે, આપઘાતમાં મહાઅધર્મ બતાવે છે, તે જ જૈનદર્શન ચેટક-મહારાજ

રાજાને દેવલોકમાં પહોંચાડે છે, એકાવતારી બનાવે છે બસ, ત્યાં જ ધર્મના રહસ્યની ખૂબી છે માનવતાવાળો વીર મનુષ્ય યુદ્ધ નોતરે નહિ, પણ અન્યાય થતો હોય તો જરૂર અટકાવે. કોઈ રીતે પણ બળથી ડરે નહિ આટલી મરવાની તૈયારી હોય તે જ વીરો ધર્મ નિભાવી શકે, બીજાનું ગજું જ નથી

મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઊભા જુએ તમાશો, તે કોડી નવ પામે જોને હરિનો૦

આ જ ભાવનાથી પેલા ગાડીવાને આહુતિ આપી અને ગુરુસેવાનો ધર્મ બરાબર બજાવ્યો તરવાર અને કુરાન હાથમાં રાખી તલવારની બીકથી કુરાન કબૂલ કરાવીને લાખોને મુસલમાન બનાવ્યાની આવી વાત સાંભળ્યા પછી એવા ધર્મઝનૂન માટે આજે પણ માનવના મર્યું અંતર કકળી ઊઠે એ સ્વાભાવિક છે પણ આટલા ધર્મઝનૂન અને રોતાનિયત ટક્યા શાથી? એ જ એક મહાપ્રશ્ન છે

એનો ઉત્તર તે કાળનો ઇતિહાસ જ આપે છે પશુબળ કદી આત્મબળને જીતી શકે જ નહિ, પણ ખરી વાત એ હતી કે આવા વીર ભાગ્યે જ મળતા અડધુંને મરવાની ભારે બીક હતી એટલે છુપાતા ને નાસતા ફરતા, કોઈ મરવા તૈયાર નહોતા. ત્યાં વીરજીવનની પરવા નહોતી અને ધર્મ ઊંચે પરવા નહોતી નહિ તો એ દુર્દશાની અસર દશવ્યાપી ન થાત. એ ભાગનારા માત્ર પામર ન હતા પણ સાથેસાથે મૂર્ખ પણ હતા તે કાળનું અત્યંત પાતસૂચક કરુણ ચિત્ર આ પ્રકારનું હતું એનું પાતનું શબ્દચિત્ર

એક તરફ ધર્મને નામે અત્યાચાર હતો, જ્યારે બીજી તરફ ધર્મને નામે મૂર્ખતા હતી આ બન્ને તત્ત્વોમાં ધર્મની વિકૃતિ હતી બન્ને પક્ષે અનિષ્ટ હતાં એકમાં પાશવી બળ હતું બીજામાં નરી પામરતા, કાયરતા હતી હિંદુઓની મૂર્ખતા એ રીતે કે વટલેલ હિંદુ મુસલમાન થયા પછી પાછો હિંદુ ન થઈ શકે, હિંદુધર્મમાં પાછો લેવાય જ નહિ તે કાળના ધર્મનાયકોએ પણ ન જોયો દેશકાળ, ન વિચાર્યું હિંદુજાતિનું ભાવી માત્ર ચીલે ચીલે ચાલી રહેનારાઓએ ધર્મના

મૂળ આશયને કે ખરા સ્વરૂપને સમજ્યા વગર તુફાન ચલાવે રાખ્યું પરિણામે એક તરફથી વટાળપ્રવૃત્તિથી ધર્માંતર કરાવવાની-વટલાવવાની ક્રિયા ચાલુ રહી, મુસલમાનો વધતા ને ધર્મ ઝનૂન વધ્યું બીજી તરફ હિંદુ ઘટયા ને વીરતા ઘટી હજુ આ વીસમી સદીમાં આજે પણ અવગતો રહ્યા છે આ ભૂમિ વંધ્ય નથી થઈ તેમાંના અવશેષોથી હમણાં જ ટૂંક સમય પહેલાં બની ગયેલા બનાવને હું તમારી સમક્ષ કહી ગયો છું

હું શું કહેવા માગું છું ?

ધર્મને નામે આવું ધતિંગ જોઈ વેદ-ધર્મના હજારો રૂઢિચુસ્તોના વિરોધ વચ્ચે મહર્ષિ દયાનંદે પોતાના મૂળધર્મને ચાહનારને અપનાવ્યા. શુદ્ધિ અને સંગઠન એવા ધર્મના અંગો પર એમણે ભારે વજન આપ્યું એ મહર્ષિની દૃષ્ટિએ માનવતાનાં મૂલ્ય કેવાં હતાં એ હું પ્રસંગે કહીશ મને હિંદુધર્મ અને ઇસ્લામ પ્રત્યે પોતપોતાની કક્ષા જેટલો બરાબર સદ્ભાવ છે એટલે જ એ બન્નેની વાસ્તવિકતા બતાવવા અને વિકૃતિ હટાવવા મેં મરદાનગીના વિષયમાં બન્ને પક્ષના દૃષ્ટાંતો ટાંકી બતાવ્યા છે મારા વ્યાખ્યાનનો સાર તો એ છે કે હિંદુ હો કે મુસલમાન હો પણ જ્યાં નરી પામરતા છે કે નરી ધર્મઝનૂની પાશવતા છે ત્યાં શુદ્ધ માણસાઈ-ઇન્સાનિયત છે જ નહિ અને જ્યાં શુદ્ધ માનવતા નથી ત્યાં ધર્મ તો ટકે જ શાનો ?

આટલું સમજાય તો !

હિંદુની બહેન એગીના અપહરણ ઇસ્લામી બચ્ચો પોતાની બહેન એગીના અપહરણ તુલ્ય લેખે પછી એવા કિસ્સાઓ નાબૂદ ન થાય ત્યાં લગી એના દિલને જંપ કેમ વળે ? એ જ રીતે ઇસ્લામી બચ્ચાની બેકારી કે દુર્દશા જોઈ હિંદુ બાળને ગાલીચિયાં કે મોટર પર મહાલવાનું મન કેમ થાય ? આ સ્થિતિ જો લાવવી જ હોય તો બન્ને પક્ષના દીર્ઘદર્શી પુરુષોએ નિકટ આવવું જોઈએ સ્વાર્થત્યાગ અને સહનશીલતાથી જ માનવતા દીપે છે

॥ ૐ શાંતિ ॥

# સ્ત્રીઓમા મરદાનગી

[જીવ આ મનખુઓ અને જગતો'

'મરદાનગી વાળા ગત વ્યાખ્યાનમા વિચારપૂર્વકની વીરતા વિશે કહી ગયો છું એવી મરદાનગી પુરુષમા જ હોય, સ્ત્રીમા ન હોય, સ્ત્રી તો અબળા કહેવાય એવા ભ્રમમા તમે ન રહો, એ દૃષ્ટિએ આજે 'સ્ત્રીઓમા મરદાનગી' એ વિષય પસંદ કર્યો છે

જો કે સ્ત્રી અને પુરુષના દેહબંધારણ અને પ્રકૃતિમા સ્થૂળ ફરકારો છે જ, અને એ ફેરફારોને લીધે કાર્યક્ષેત્રોમા પણ અંતર રહે છે, છતા એ કાર્યક્ષેત્રનુ અંતર તો ઊલટુ બન્ને જાતિને પરસ્પર સાધક છે એટલે એ દૃષ્ટિએ કોઈ ઊંચુ નથી, તેમ નીચુ પણ નથી મનુષ્યત્વના, સુશિક્ષણના, સંયમના અને મોક્ષના બન્નેને સમાન અધિકારો કુદરતી છે જ

જેટલી વીરતાને પુરુષોમા અવકાશ છે તેટલી જ વીરતાનો અવકાશ સ્ત્રીઓમા છે, હોવો જોઈએ તમે માંડી આ વાતને પ્રથમ તકે કદાચ હસી કાઢશો પણ આખરે સૌને એટલું કબૂલ્યા વિના છૂટકો જ નથી કલ્પનાની પાંખ પહોંચે એટલે દૂર જઈએ, તો તે કાળથી માંડીને આજ સુધીની માનવજાતિની વહીમા એવા પ્રસંગો એક અથવા બીજા રૂપે મળી જ આવે છે આપણે અહીં તો માત્ર આગમકાળનો ઇતિહાસ લઈએ

એ તો તમે જાણતા જ હશો કે મોગલ સલ્તનતના સમયે નારી–જીવન જોખમમાં આવી પડ્યું હતું એમના પર અનેક અત્યાચારો ગુજરતા જોઈને, મધ્યકારી પુરુષવર્ગે તેમને તે આફતથી બચાવી લેવા સારુ સ્ત્રીઓને ગુપ્ત રહેવાની ફરજ પણ પાડી હતી. છતાંયે છેલ્લા સો વરસમાં સ્ત્રીજીવન જેટલું પામર અને નિર્બળ બની ગયું છે, તેટલું ત્યારે નહોતું કારણ કે શીલ અને સત્યરક્ષાના આદર્શોની ત્યારે જે કિંમત હતી તે આજે રહી નથી આ દુર્દશા શાથી થઈ એ પ્રસંગ આવ્યે જોઈશું અહીં તો હું એવું એક જ ઐતિહાસિક ચિત્ર ખડું કરવા માગું છું કે જે દ્વારા તમોને ખ્યાલ આવે કે, જેમ પુરુષ સ્ત્રીને મદદ આપે છે તે જ રીતે મુશ્કેલી અને કટોકટીના સમયે સ્ત્રી પણ મદદ આપી શકે છે પ્રસંગ પડ્યે રણાંગણની વીરાંગના પણ બની શકે છે પુરુષને આફત અને અધઃપતનથી બચાવી શકે છે, અને પુરુષથીયે વધી જાય તેવું કાર્ય કરી શકે છે જો કે એ ચિત્રમાં નારીજીવનને સ્પર્શતા સર્વ વિષયોનો સમાવેશ નહિ થાય, પણ તે પરથી સ્ત્રીઓની વફાદારી, ટેક પાળવાની અજબ શક્તિ, કળામય રચનાત્મક શક્તિ, ધીરતા, સહૃદયતા અને સહનશીલતા ઈત્યાદિ ઉચ્ચ ગુણો કેટલી હદ સુધી હોઈ શકે છે, એવું તમને સહેજે ભાન થશે અને એ ભાન જ તમને સ્ત્રીજાતિ પ્રત્યે એવા સમભાન તરફ દોરી જશે કે જેથી ઘણા સામાજિક કોયડાઓનો ઉકેલ તમે સ્વત લાવી શકશો

સોળમા સૈકાની આ વાત છે તે વખતે હિન્દમાં શહેનશાહ અકબરનું શાસન ચાલતું હતું એકદા દિલ્હીમાં અનેક રાજા મહારાજાઓનો દરબાર ભરાયો હતો તે કાળે દિલ્હી હિંદનું પાયતખ્ત ગણાતું. રાજકાજ સબંધી અનેક કોયડાઓ ઉકેલ્યા પછી જ્ઞાન ગમ્મત શરૂ થઈ પ્રસંગ સાધી અકબર બાદશાહે કહ્યું, "અહીં હાજર રહેલા વીરો ! હિંદુ શાસ્ત્રમાં પ્રાચીન કાળની સતીઓના અનેક ઉલ્લેખો મળે છે, પણ આ કાળે કોઇને ઘેર સતી સ્ત્રી હશે કે?" આ પ્રશ્ન

સાભળતા જ ત્યા બેઠેલા બધા રાજપૂત ચૂપ થઇ ગયા નીરવ શાતિ છવાઇ ગઈ બાદશાહે એ સ્તબ્ધ વાતાવરણ પર એક વેધક દ્દષ્ટિ ફેકી સૌ સ્તબ્ધવત્ બની ગયા હતા કોણ કહી શકે કે મારે ઘેર પતિવ્રતા નારી છે ? કદાચ કહે અને કસોટી થતા પાછા ફરવુ પડે તેના કરતા મૌન રહેવુ શુ ખોટુ ? ન કોઈ ઊભુ થયુ, ન કોઇ બોલ્યુ બાદશાહનુ મોઢુ હવે જરા કડક અને વક્ર બન્યુ જાણે એ બધા રજપૂતો પર શરમ છે એમ ન કહેતુ હોય ! ખરા રજપૂતોના મોઢાં ચીના થઇ ગયા અને સૌ ઓય તરફ જોવા લાગ્યા

## હાડાની હિમ્મત અને હોડ

આ વખતે ત્યા બેઠેલા બુદીકોટાના ગજની ચાપરાજ હાડાથી ન રહેવાયુ ક્ષાત્રતેજથી ઝળહળતો એ વીર ઊભો થયો અને અજબથી કહેવા માડયુ, ' જહાપનાહ ! ધરતી તો અમરવેલ છે જગતમાથી સતી ઓનો નિર્વંશ નથી થયો હજુયે આર્યાવર્ત ની વીરાગનાઓ નિરાળનતથી ધરિત્રને અજવાળી રહી છે આ સેવકને ઘેર જ સતીરત્ન મોજૂદ છે '

" સતીની પણ ખરી ખબર તો કસોટી થતા પછી જ પડે બાપ પોતાની સ્ત્રીને સતી કોણ ન કલ્પે ?" બાદશાહે સ્મિતપૂર્વક ટોણો માર્યો આટલુ સાભળતા જ હાડાનુ શોણિત ધમક્યુ એણે બરસભામા ચેલેન્જ કરીને કહ્યુ, " બાદશાહ ! કહેવાના કે કલ્પનાના આ વેણ નથી, આ તો વજ્રના લેખો છે કસોટી જે રીતે કરવી હોય તે રીતે કરી શકો છો જો આ હાડાની સ્ત્રી સતી તરીકે સાબિત ન થાય અથવા તો કોઈ તેનુ શિયળ ખડિત કરવાની તાકાત ધરાવે તો મારુ માથુ કુરબાન કરુ "

બાદશાહે ચોમેર દ્દષ્ટિ ફેરવી, અને સૌને ઉદ્દેશીને કહ્યુ, " સાભળ્યુ ? છે કોઈનામા તાકાત કે જે ચાપરાજ હાડાની સતી–રત્નના સતીત્વની પરીક્ષા કરે ?" "સતીત્વની પરીક્ષા એ માઈ બચ્ચાના ખેલ ન હતા કોની જનેતાએ શેર સૂઠ ખાધી હોય કે વીર ક્ષત્રિયાણીની કસોટી કરવા તૈયાર થાય ! કસોટી કરનાર જ કસાઈ જાય વાતાવરણ કરીને

ગભીર બન્યુ એ જ સભામા પાદશાહનો હજૂરિયો શેરખા નામનો સિપાઇ બેઠો હતો. હાડાની પ્રતિજ્ઞા અને મક્કમતા એ સાખી શક્યો નહિ. એના મનમા વલવલાટ શરૂ થયો. જેવી પાદશાહની નજર ફરતી ફરતી શેરખા પર પડી કે તુરત જ એ ગુમાનમૂર્તિ મૂછતે ગાજે ખડો થઈ ગયો. "તૈયાર છુ ખાવિંદ!" બધાની આંખો એની પર પડી, પણ શેતાનને ય તે જ જોઇ જેમ નિરાશ થાય તેમ દૃષ્ટિ પાછી ફેરવતા ફેરવતા તિરસ્કારનો એક કટાક્ષ સહુએ ફેંક્યો.

"શેરખા! હાડાની હોડ બકે છે ને?" પાદશાહે પૂછ્યુ. "જી હા, ગરીબનવાજ! જો હાડાની રાણીનું શિયળ છ માસમા ખંડિત કરુ તો આપરાજ હાડાનુ મસ્તક લઉં, અને જો તેમ ન કરી શકુ તો તેને બદલે મારુ શિર સમર્પણ કરુ."

એ પણ એક જમાનો હતો કે જ્યા આવી હોડો થતી. ઊભા રાજના દરબારનું સ્વરૂપ પલટાયુ. બન્ને પક્ષની કબૂલાતો પર સહીઓ લેવાઇ. શેરખાએ છ માસ દરમ્યાન ગમે ત્યાથી હાજર થઈ જવુ, અને છ માસની મુદત પૂરી ન થાય ત્યા લગી હાડાએ દિલ્હી ન છોડવુ, એમ નક્કી થયુ. જામીનો તથા સાક્ષીઓ પણ લેવાઈ. આપરાજ હાડાની શેરખા સાથેની હોડ ઉચિત તો ન જ હતી પણ એટલુ ખરુ હતુ કે આપરાજ હાડાએ જેવુ બાખ્યુ હતુ તેવી જ હાડાની પત્ની હાડોહાડ પતિવ્રતથી રંગાયેલી હતી. એના નયન જ સતીત્વના પ્રભાવની સાખી પૂરતા.

શેરખાએ બીડુ ઝડપ્યુ અને બુંદી-કોટા ગયો પણ ખરો. પરંતુ સોનરાણીનુ સ્થાન સાંભળીને તે ફિકરગાર થઈ ગયો. અડો-પાડો પાસેથી સાંભળ્યુ કે એ સતીનુ નામ લેવાથી ભૂતપલિત ભાગે, રોગ મટે, એવી જગદંબા છે. તેણે બુંદીકોટામા રહી બની શકે એટલા બધા પ્રયત્નો બાદશાહના ખર્ચે અજમાવ્યા, પણ સોનરાણીનુ ખમીર, તેની આત્મિક શૂરવીરતા, તેની અડોલ વૃત્તિ, ધૈર્ય અને હિંમત પાસે શેરખાની કોઇ રીતે કારીગીરી ફાવી નહિ. એના

સામે કુદૃષ્ટિથી જોનાર ભગીને ભરગ થાય એવી વાતો પણ ગામમાંથી સાંભળી એનું મોઢું સુદ્ધાં જોવા પામ્યો નહિ ' ક્યાંથી પામે ! દિવ્ય તાના દર્શન સહેલા નથી એના સતીત્વની હકીકતો સાંભળીને પોતાના સાહસ માટે તે પસ્તાયો વખતના વહેણુ ની સાથે શેરખાં વધુ ને વધુ મૂંઝાવા લાગ્યો.

શક્તિથી તો કોઇ રીતે ફાવી શકે તેમ હતું જ નહિ તેની ચાલાકી પણ કશું કાર્ય કરી શકી નહિ છેવટે વિચાર્યું કે, કોઇ એવી ચીજ મળી જાય તોય બસ કે ત્યાં જઈ એ બતાવીને કહી શકાય કે ' હું હાડાના નિવાસમા રહી આવ્યો છું જુઓ, આ તેની નિશાની ' પણ ખાલી હાથે પાછો ફરે તો તો આબરૂના કાંકરા થાય અને જાન પણ જાય. ઉપરાંત રજપૂતોની મૂછ ઊંચી થાય. આ કલ્પના એને અકળાવી મૂકતી, પણ એ ચીજ મેળવવાનો રસ્તો ક્યો ! છેવટે એક માર્ગ સૂઝ્યો

બુંદીકોટામા એક મહાચતુર અને નામાંકિત વેસ્યા રહેતી હતી એક તો વેસ્યાની જાત અને વળી સાધનો મળે પછી તો પૂછવું જ શું ! શેરખાંને એ માર્ગ સૂઝ્યો અને તે વેસ્યાનું શરણ શોધવા ઊપડ્યો મદનસેના પાસે જઈ આજીજીપૂર્વક પોતાની મહા મૂંઝવણ ની વાત કહી " જો કોઈ પણ રીતે સોનરાણીના ગુપ્ત અવયવનું કોઈ ચિહ્ન તું જાણી લે અથવા ચાપરાજ હાડાની યાદગીરીની કોઈ એકાદબે વસ્તુ લાવી આપે તો જાણે તે મને જીવિતદાન આપ્યું અને તેના બદલામા હું તને ન્યાલ કરી નાખીશ પછી તારે જિંદગી સુધી આ ધંધો જ નહિ કરવો પડે હું દિલ્હીના પાદશાહની પડખે બેસનારો છું "

મદનસેનાએ પોતાની બધી શક્તિ અને ચાલાકી અજમાવીને પણ આ કામ કરી આપવાની ખાતરી આપી આથી શેરખાંને આશ્વાસન મળ્યું, અને તેણે વેસ્યાને જોઈતા, માગ્યા પ્રમાણે બધા સાધનો પૂરા પાડવા માંડ્યા

વેશ્યા નગભન આખા શહેરની રહસ્યમય વાતોમા પારગત જ હોય, ગજ્જ્ખટપટની ઘણીખરી વાતોનુ તેને જ્ઞાન હોય, અનેક પ્રકારના માણસો પાસેથી જાણવાનું મળવાથી એ બધી વાતે નિપુણ હોય, એ દેખીતું છે તેમા પણ મદનસેના તો વળી ભારે ચતુર અને કળાબાજ હતી સોનરાણીના જીવનથી તે બરાબર પરિચિત હતી, એટલે છળ-કપટ સિવાય ફાવવાનો એકે માર્ગ ન હતો એણે વેશ પાલટયો વેસ્યાને બદલે ક્ષત્રિયાણીનો સ્વાગ સજ્યો જાણે કોઈ દૂર દેશથી જતાનો આવતો હોય તેમ વાહનો, ચાકરો અને દાસીઓના ભારે આડબર સહિત મ નમેનાએ નગરમા પ્રવેશ કર્યો અને રાજમહેલમા ખબર મોકલ્યા કે ચાપરાજ હાડાના ફઇબા પધાર્યા છે

સોનરાણીને ખબર આપવામા આવી એટલે તે ખુશ ખુશ થયા હાડાની ફઈબા, અને વળી હાડાની ગેરહાજરીમા પધારે એટલે જરાયે ઊણપ ન દેખાય તેમ બમણુ સન્માન આપવુ રહ્યુ વાજતેગાજતે સામૈયે તેની પધરામણી કરવામા આવી રાજમહેલના ચોક સુધી સોનમા પધાર્યા અને મહેલમા પોતે બહુ ભભકાભર્યું સ્વાગત કર્યું ફઈબાને કોઈ દિવસ નજરે જોયા ન હતા તે આજે મિજબાન બનીને આવતા જોઈ સોનરાણીના હર્ષનો પાર ન રહ્યો સોનરાણીમા જેટલી વીરતા હતી તેટલી જ સરળતા હતી

ફઈબાને સોનરાણીના આવાસ પાસે જ ઉતારો મળ્યો એ ધૂર્ત વેશ્યાએ, રાજપ્રપચની જાણકાર હોવાથી કઇક બનાવટી (બળતી) વાતો કરી અને રાણીજીની સરળતાનો લાભ લઈને જાળ પાથરી.

મદનસેના રાણી પર એટલો તો પ્યાર બતાવે કે સોનનું કોમળ હૈયુ ગદ્ગદિત થઈ જાય. કૃત્રિમતાનો ચળકાટ પહેલી તકે તો ખરાને ઝાખુ જ પાડી નાખે કે ચાર દિવસમા તો સોનરાણીનો વિશ્વાસ મદનસેનાએ જીતી લીધો હાડો ફઈબાની તારીફ કરતો ત્યારે ફઈબાને મળવાને માટે સોનને ભારી મન થતુ આજે તો ફઈબા આમણે પધાર્યા છે એમ સોન માનતી એટલે એને બહુ માન જાગતું એને

સ્વપ્નેય ખબર ન હતી કે કઈબાના પ્યારના સેવાસમાં છુપાયેલી આ વિજળી વેલ્યા છે

સેનાની પતિપરાયણતા અને સતીત્વનો પ્રભાવ જોઈ વેશ્યાનો જીવડો આત્મા કોઈ કોઈ વાર રડીને કહી દેતો 'ક્યાં આ અને ક્યાં હું!' પણ એ અવાજ હૃદય સુધી પહોંચે તે પહેલાં તો લોભની સમ્પત્તિ એની આંખો આડે નાખતી. હવે તો મુદત પૂરી થવા આવી હતી એટલે ધૂર્ત કઈબાએ પોતાના માણસોને ચેતવણી આપી દીધી છૂપી તૈયારી થઈ ગઈ એટલે તક સાધી કઈબાએ સેનને કહ્યું, "હવે મને રજા આપો" અને એટલું કહેતાં જ અશ્રુપ્રવાહ છૂટ્યો સેન બિચારી શું જાણે કે, આ એના આંસુ નદીના પણ પ્રપંચનું ઉપ્લોક હતું

સેનરાણીએ રોકવા માટે ઠીક ઠીક આગ્રહ કર્યો. "કઈબાઈ! થોડા દિવસ તો હજી રોકાઓ, આપના ભત્રીજાને આવવાને હવે ઝાઝા દિવસની વાર નથી એ આવશે અને કહેશે કે ફઈબાને જવા જ કેમ દીધાં? તો મેં આગ્રહ નહિ કર્યો હોય, નહિતર ફઈબા મને મળ્યા વિના કેમ ચાલ્યા જાય! આપ મારા ઉપર દયા લાવી થોડા દિવસ રોકાઈ જાઓ." પણ હવે કઈબાથી રોકાવાય તેવું રહ્યું નહોતું તેથી આમતેમ અનેક બહાના કાઢી સેનાને તેણે સમજાવી દીધી

વાત એમ બની હતી કે વિશ્વાસ જીતી લીધા પછી પડદો રહ્યો નહોતો. એક તો સ્ત્રીજાતિ, વળી મહેમાન અને હાથના ફઈબા એટલે દિન ને રાત એ રાતદહાડો પેટની બધી વાત કરતી. ખાતાં, ચાલતાં, નહાતાં અને સૂતાં ફઈબા તો સાથે ને સાથે એકદા વિશાળ હોજમાં નહાતાં તેની જમણી જાંઘ પરનું એક લાખાનું ચિહ્ન ફઈબાએ જોઈ લીધું હતું. સ્ત્રીઓને પ્રાય છૂટા પાણીમાં નિર્લજ્જ નહાવું વધુ ગમે છે. આવું ગુપ્ત સ્થાને રહેલું ચિહ્ન તો તે બાઈ પોતે જાણે અને બીજો તેનો દેહમાલિક પતિ જાણે. સતીનું આવું ગુપ્ત ચિહ્ન બીજો કોણ જાણી શકે? એટલે એ ચિહ્ન જોતાં વાર જ

વેશ્યાના હર્ષનો પાર રહ્યો નહિ તેનું કામ પૂરું થયું જાણી તેનું હૈયું નાચવા માંડયું તેથી હવે એક પણ દિવસ વધુ રહેવું પાલવે તેમ ન હતું

જો કે સોનરાણીએ કઈબાને રોકવા બનતું કર્યું, પરંતુ કઇબાએ તો પોતાના પ્રિય ભત્રિજાના સોગન ખાઈને ચોખ્ખી વાત કરી દીધી "હવે હું કોઈ રીતે રહી શકું તેમ નથી આગ્રહને વશ થઇ મને રજા મળી હતી તે કરતાં હું વધુ રોકાઇ ગઇ સોન' બેટા સોન' મારી' બહુ આગ્રહ ન કર તારા હૃદયને હું ઠેલી શકતી નથી, પણ મારી સ્થિતિ હવે વધુ રોકાઇ શકું તેવી નથી" સોને જોઇ લીધું કે હવે કઇબા કોઈ રીતે રોકાય તેમ નથી ત્યારે સોનરાણીએ કઇબાને વિદાય આપતાં આપના સ્નેહ, સૌજન્ય અને ઉદારતા ભાતવતા બતાવતાં કહ્યું, 'કઇબાજી' મારાથી આપની કંઇ સેવા થઈ શકી નથી, ફરી વાર જરૂર પધારજો એની આંખમાં નિર્મળ પ્રેમના બિંદુ ટપકી રહ્યા હતા આ તકનો લાભ લઈ એ ધૂર્ત વેશ્યાએ કહ્યું, 'બેટા' મને પણ તારો વિયોગ ખૂબ સાલશે તે મારી બહુ સેવા કરી. મારા ચાપરાજની ગેરહાજરીમાં તમો મારા માટે આટલું કરશો તે મેં ધાર્યું નહોતું બેટા' હવે તો જતાં જતાં મારી એમ ઇચ્છા રહે છે કે જો યાદગીરી તરીકે મારા હાડાની કટાર અને રૂમાલ મને મળે તો નિરાત થાય. હું જાણીશ કે હાડો મળ્યો અને ત્યાં બેઠે બેઠે એ સંભારણાથી તમારા બેયના મેળાપ થશે બા, ઘડી ઘડી થોડું જ અવાય છે' આપણી રાજરીતુ એવી રહી' આમ કહેતાં કઇબાએ સોનનાં આંસુ લૂછયાં અને માથે હાથ મૂકયો. સોન તો આભારના ભારથી પાણી પાણી થઇ ગઈ

## સોનની સ્થિતિ

જ્યારે ચાપરાજ હાડો બહાર જાય ત્યારે પતિપૂજ્ય ચિહ્ન તરીકે સોનરાણીએ કટાર અને રૂમાલ જે પહેલેથી જ માગી લીધેલા, એને સામે રાખી હમેશા પતિભક્તિ કરતી અને અંતરના ભાવો ઢોળતી

આવી પ્રાણવલ્લભ અને નિત્ય પૂજનની વસ્તુ સોન પ્રાણુતિ પણ આપી શકે તેમ હતું નહિ એક તરફ આ દશા અને બીજી તરફ ફઇબાની માગ આ બે વચ્ચે એનુ મથન વધ્યુ સોન કોઇ ઉત્તર વાળે તે પહેલા એણે એક વાર ફઇબા સામે જોયુ ફઇબાના મુખ પર શોકની છાયા તરવરતી જોઇ એ લાગણીવશ બની ગઇ ફઇબાને આ ચીજો નહિ આપુ તો તેમને દુ ખ લાગશે આ ભવના મહેણા રહેશે, હાડો જાણશે તો ખૂબ ગુસ્સે થશે અને કહેશે કે, "ફઇબાની એવી નમાલી ચીજની માગણી તુ પૂરી ન કરી શકી ?" એના વિકલ્પો એની આસપાસ ઘેરાઇ વળ્યા

"બા ! આ સિવાય બીજુ કઇ પણ માગો આપ તો જાણો જ છો કે આ તો મારી નિત્યપૂજનની વસ્તુઓ છે " આવો એક પ્રયત્ન કર્યો ફઇબા મૌન રહ્યા અને મોઢા પરના ભાવો બદલ્યા. એટલે આખરે સરળ ભાવથી તેણે ફઇબાને બન્ને ચીજો અર્પણ કરી.

બસ, હવે ફઇબાને જે કઇ જોઇતુ હતું તે બધુ મળી ગયુ ફઇબાએ જતા જતા નોકરચાકર, દાસદાસી સૌને ખૂબ છૂટે હાથે સોનામહોરો આપી સોનરાણી પ્રત્યે વારવાર પ્રેમ બતાવ્યો જતા જતા પૂર્ણ વિયોગ સાલતો હોય તેમ પોકેપોક રાયા ફઇબાનું પોકળ છતા આ ફૂટડુ વર્તન જોઇને અત પુરના સઘળા દાસદાસીઓથી માંડીને મોટેરા સુધી બધા અંજાઇ ગયા કોઇને એ તો ખબર જ ન હતી કે આનું પરિણામ શુ આવશે ? વેશ્યા તો પૂરેપૂરું નાટક ભજવીને પોતાને સ્થાને પાછી વેળાસર હાજર થઇ

અહીં શેરખા કાગડોળે વાટ જોઇ રહ્યો હતો જતા વેત જ વેશ્યાને તેણે આતુરતાથી પૂછ્યુ અને જ્યારે બધુ વૃત્તાંત જાણ્યુ ત્યારે તેના ખોળિયામા ફરીવાર શ્વાસ દાખલ થયો. વેશ્યાએ શેરખાને સોન રાણીના શુભ ચિહ્નને બરાબર વર્ણવી કહ્યુ અને યાદગીરીની વસ્તુઓ તરીકે ખાસ હાડાની જ આપેલી વસ્તુઓ સોંપી શેરખાએ વેશ્યાનો

ખૂબ ઉપકાર માન્યો અને અઢળક ધન આપીને એને ત્યાથી વીંઝે લઈને રવાના થયો દિલમા ગુમાન હતું અને પગમા વેગ હતો.

દિલ્હીમા બરાબર ૭ ૭ માસના વહાણા વાયા હતા બા શાહે ચાપરાજ હાડાને ત્યા જ રાખવાની વ્યવસ્થા કરી હતી ફરી વાર દરબાર ભરાયો અને બરાબર છ માસે જુદીથી આવીને શેરખા દિલ્હીના દરબારમા હાજર થયો

બા શાહ સમયસર હાજર થયા હતા આજનો દરબાર ચિકાર હતો સૌ કોઇ પરિણામ જોવાને આતુર ડોળે રાહ જોતા હતા. શેર ખાના મોંના ઉપરની ઉ નાસ અને ગર્વમિશ્રિત રેખાઓ જોઈને રજપૂતો અને બીજા આશ્ચર્યમા ગરકાવ થઈ ગયા હતા. 'શુ બન્યુ હશે' એ વિચારથી ચાપરાજ હાડો પણ ચિંતાના મહાસાગરમા ડૂબકી મારતો બેઠો હતો. ભય કર ભાવિની આગાહી આપતુ તેનું હૈયુ ધબકી રહ્યુ હતું, પણ મેરુ જેવો તેનો અટલ વિશ્વાસ હજુ ગયો ન હતો.

સમય થતા જ બાદશાહે શેરખા ભણી જોઈને પૂછવા માડયુ –

'શેરખા' બોલ, શો જવાબ છે?' એકેએકના ડોળા શેરખા તરફ થભી ગયા શેરખાએ કહ્યું કે 'ગરીબપરવર' શેરખા પાસે બીજો જવાબ શો હોય? ચાપરાજ હાડાના મહેલમા ખૂબ ખૂબ મોજો ઉડાવી છે, અને કાર્ય સિદ્ધ કરી આવ્યો છુ સોનરાણીનો શેરખા પાસે શો ભાર છે કે ટકી શકે? અને યાદગીરીમા લા યો છુ એ હાડાએ સગે હાથે પોતાની પત્નીને સ્મારક ખાતર આપેલ આ રૂમાલ.' હાડા સામે તીરછી ગર્વિત દૃષ્ટિ ફેકી એણે રૌદ્ર સ્મિત કર્યું

રૂમાલ જોતા જ ચાપરાજના મોતિયા મરી ગયા, તેમ જ આખી સભા પણ વિસ્મય પામી ગઇ ચાપરાજની પાસે પહાડસિંહ નામનો એક તેનો ખાસ અગત મિત્ર બેઠો હતો. સોનરાણીનો તેને ખૂબ પરિચય હતો. સોનરાણીના સતીત્વ માટે તેને અખડ વિશ્વાસ હતો. આથી તુરત જ તેણે ઊભા થઈને કહ્યું, 'જહાપનાહ' આ દુનિયામા ઘણુય

ચોરો ચોરી કરવામાં એવા ચાલાક હોય છે કે ગમે તેની ચીજની ગમે ત્યાંથી ચોરી કરી શકે ’

તે સાભળતા જ શેરખાએ હાડાની કટાર બતાવીને પૂછ્યુ કે, ‘આ કટાર કોની ?’ પહાડસિંહે કહ્યુ, ‘તે પણ ચોરી લાવી શકાય.’ હવે ગેરખાથી ન રહેવાયુ તેણે મોટેથી ભરસભામાં ગર્જના કરતા કહ્યુ કે ‘સૌ કોઇ એક ચિત્તથી સાભળો ’ હું સૌની સમક્ષ ચાપરાજ હાડાને પૂછુ છુ કે, સોનરાણીને જમણી જાંઘ પર એક લાખાનુ ચિહ્ન છે એ સાચી વાત કે ?’

ચાપરાજ સત્યવાદી હતો. આ વાત સાભળતા વેત જ તે કપી ઊઠ્યો જો સત્યવાદી ન હોત તો કહી શકત કે એ જૂઠી બનાવટી વાત છે, પણ એનાથી તે મને તેમ જ ન હતુ ક્ષણવારમા તો તેના મસ્તકમાં અનેક વિચારોના મોજાઓ આવી ગયા

મેરુ કપે પણ મારી મોત ન ડગે તેવો એને સોનરાણીમા વિશ્વાસ હતો, અને તેથી જ તે આટઆટલી હદ સુધી મક્કમ હતો પણ જ્યારે આ ચિહ્નની વાત સાભળી ત્યારે તેનુ હૈયુ હાથ ન રહ્યુ તેનો વિશ્વાસ ખૂટ્યો મુખથી તે જરા બબડ્યો ‘ફટ ! રાણી ! તારા વિશ્વાસે જ ’

## સભામા સનસનાટી ફેલાઈ

બાદશાહે કહ્યુ ‘હાડા ! હવે તમે હારી ગયા છો. માથુ તૈયાર કરો’ સભા કકળી ઊઠી ચાપરાજ તો રાજબીજ વીર હતો. તેને માથાની કઇએ પડી ન હતી તેને તો પડી હતી પોતાની ઇજ્જતની જરા આવેશને દબાવી વિનયથી તેણે કહ્યુ, ‘બાદશાહ ! મૃત્યુની બીક નથી ચાપરાજનુ શિર તૈયાર છે, પણ ’ ‘પ ણ શુ ?’ દિલ્હીના બાદશાહે કહ્યુ ‘દિલ્હીના સમ્રાટ ! પ ણ એટલા માટે કે મરતા પહેલા સોનને એક વાર મળી લેવાની ઇચ્છા રહી જાય છે માત્ર ત્રણ દિવસની મુદતની જરૂર છે આ હાડો આજથી ત્રીજે દિવસે પાછો આવશે’ બાદશાહે ખુશીથી મુદત આપી, પણ તેના જામીનની

માગણી કરી અને જો હાડો ત્રણ દિવસમા પાછો ન આવે તો જામીન પડનારનુ માથુ ધડથી જુદુ થશે, એવુ જાહેર કર્યું

હાડાને મોતને મરવુ ન હતું, પણ મોત પામે જઈ પોતાના હૃદયનો રોષ શાતવવો હતો, એટલે ત્રણ દિવસની મુદત માગી હતી કપડો આપી પોતે તુરત જ હાજર થઈ જશે એવી ખાતરી હતી, પણ બાદશાહે જ્યારે શિરને બદલે શિર આપનાર જામીન માગ્યો ત્યારે હાડો વિચારમા પડી ગયો. જામીન થનાર અને આ પરદેશમા માથુ આપનાર મિત્ર કોણ મળે?

'**आपदि मित्रपरीक्षा**' મિત્રોની કસોટી આવા દુઃખ વખતે જ થાય છે 'માથુ આપે તે જ મિત્ર ગણાય.' મિત્રો કહે ખરા કે અમો તમને ખરે વખતે કામ આવશુ, પણ આવુ કહેનારાઓ વખત આવે તો ટપોટપ સરકી જાય કોઈ ઊભા ન રહે આવા સમયે મહોબત કોણ સાચવે? મિજબાની ઉડાવવી હોય તો જુદી વાત આ તો લોઢાના ચણા ચાવવાના હતા 'તનમા જનાર ઘણા મળે, પણ તન આપનાર તો વીરલા જ હોય.' તે જ વખતે મિત્ર પહાડસિંહ હિમ્મતભેર ખડો થઈ ગયો 'આપરાજ ત્રણ દિવસમા નહિ આવે તો હુ મારુ શિર આપવા રાજીખુશીથી તૈયાર છુ' એ વચનમા ભારોભાર પ્રીતિ, સહૃદયતા અને સમર્પણભાવ હતા એ દૃશ્ય જોઈને સહુના નયન ક્ષણભર શીતળ થયા બસ પત્યુ ત્રણ દિવસ માટે દરબાર વિસર્જન થઈ ગયો.

જામીન થઈને પહાડસિંહ ઘેર આવ્યો અને પોતાની પત્નીને પોતે જામીન થયાની વાત કરી "બહુ જ રૂડુ કર્યું પ્રાણના ભોગે તમોને તક જાળવવાનું સૂઝ્યુ એ વધુ કિંમતી છે **માણસની કિંમત જીવવામાત્રથી નથી, મરવા ઠેકાણે મરીને જીવવાથી છે**' આ જવાબ સાભળી પહાડસિંહને પાનો ચડ્યો મર્દ પુરુષો જ નહિ પણ સ્ત્રીઓય હોય છે તેની ખરી ખાતરી થઈ પોતાના પ્રાણ કરતા

સતી સ્ત્રીને પતિના પ્રાણ વધુ મોઘા હોય છે આવો આપભોગ અતિ દુર્લભ છે પણ એક મગ્કારી સ્ત્રી સ્વાર્થણની સાક્ષાત્ મૂર્તિ હોય છે.

ચાપરાજ હાડો પણ વીર જેવો વીર હતો દિલ્હી જેવા દેશાંતરમા માથુ આપનાર મિત્ર મળ્યો, પણ મિત્રનું માથુ જવા દે ત્યારે તો જનનીની દૂધ લાજે ને ? દિલ્હીથી કોટા ઘણુ જ દૂર અને તે સમયે ટ્રેન કે બીજા ઝડપી સાધનો કયા હતા ? વીરોનું સાધન એ તો પ્રાણપ્યારી ઘોડલી તે ઘોડી પર બેસી બહુ ઉતાવળથી બુદી–કોટા ભણી ઊપડી ગયો.

## ભોળી સોનનુ પતિવ્રત અને પરિસ્થિતિ

સોનરાણીને તો આ બાબતની કશીય ખબર જ નથી ક્યાથી હોય ? દમ અને નિખાલસતાના છેડા જ જુદા છે હાડા મહેલમા એકાએક આવી પહોચ્યો અગેઅંગ સ્વેદથી તરબોળ હતા સોનની પૂઠથી દશેક કદમ દૂર રહી એણે એક ઊડો નિ શ્વાસ મૂક્યો પતિ પરાયણ સોન, પતિરાજ હજુ કેમ ન આવ્યા એ ચિંતનમા ગરકાવ થઇ હતી. સામે પતિની પોતાના હાથે આનેખેલ છબી હતી અહો ' કેવી પતિમય બનેલી આ જીવત પ્રતિમા ' પણ એ જોવાની આખ આજે હાડાને ન હતી એનું અંતર વલોવાઈ રહ્યુ હતુ આખમા હુતાશ હતો કોપાવેશમા તેનું આખુએ શરીર ધ્રૂજી રહ્યુ હતું શ્વાસ માતો ન હતો ક્ષણ પછી જરા શ્વાસ રોકી તે બોલ્યો " ફટ રે ફટ ધિક્કાર છે તને ' " હજી સોનના ચિતનસાગરની ડૂબકી પૂરી નહોતી થઇ ત્યા હાડાએ જરા બબાવીને વાક્ય પૂરુ કર્યું "ઓ અભાગણી ' તારા વિશ્વાસે આજથી બીજે દિવસે મારુ મસ્ત- દિલ્હીના ભરદરબારમા પડશે આખરેય સ્ત્રી તો ખરીને ' એના ભરોસા શા ? ધિક્કાર છે તને અને તારી જનેતાને ' ""સમાધિ- ભંગ થયો હોય તેમ સોન ચમકી જ્યા પાછુ વળી જુએ છે ત્યા તો પતિરાજ ' સોને અર્ધું વાક્ય સાભળ્યુ અને પતિની મુખમુદ્રા જોઈ

ક્ષણવારમા તો જુગજૂના પાના ઊથલી પડ્યા તીવ્ર વ્યથામા અનેક અનિષ્ટ નિમિત્તો એક પછી એક દેખાવા લાગ્યા. થોડી વારે સ્વસ્થ થઈ પતિ આગળ ઘૂંટણિયે પડી હાથ જોડી પૂછવા લાગી "નાથ! નાથ!" પણ છે શુ? આપ એકાએક ક્યાથી? આપ શુ કરો છો? આ બધુ શુ બન્યુ છે? પ્રશ્નની પરંપરા છૂટે ત પહેલા હાડો તિરસ્કારની દૃષ્ટિ ફેંકી તીર ની જેમ ઊપડી ગયો. એ કશા કાંઈ સાભળવા આવ્યો હતો તે ઊભો રહે? સંભળાવવાનું કાર્ય પૂરુ થયુ કે એ ઊપડી ગયો. સોનરાણીને આમાનું કશુ સ્પષ્ટ તો સમજાયુ નહિ પણ તેને "હૂં જાઉં છુ અને તારા વિશ્વાસે મારુ માથુ દિલ્હીના દરબારમા પડશે' આ વાક્યે ખૂબ ચોકાવી દીધી એની દશા પાંખ-વિહૂણા પંખી જેવી થઈ ગઈ થોડી વાર તો તે ડગતો થઈ ને નીચે ઢળી પડી. સરળ સોનનો પરમસ્નેહી હાડો સ્વભાવે ક્રૂર ન હતો, પણ એ પળો જ કારમી હતી, એથી એ ન થભ્યો. જો કે થભવા જેટલો વધુ વખત એની પાસે હતો પણ નહિ ઊભો રહે અને વિચાર કરે તો દિલ્હીના જંગની અંદર આપેલી મુદતે દાખલ ન થવાય, અને જો દાખલ ન થવાય તો પહાડસિંહનુ માથુ ડૂલ થાય એ વિચારે પણ એને ઉતાવળો બનાવી દીધો હતો. પણ સોન પ્રત્યે જરા જેટલી સહાનુભૂતિનો અંશ રોષના અગ્નિ તળે રહી ગયો હોત, તો થોડીક ક્ષણો તો જરૂર આપી શકત, અને એટલી ક્ષણો બન્નેના અંતરની ઝળ નાળવા માટે પૂરતી થાત પણ મારા ભાઈઓ! અગમ કળા કોણથી કળાણી છે?

'અકળ કળા ન કળાણી, મેરે સાહિબ, અકળ કળા ન કળાણી!'

થોડી વારની મૂર્છા પછી સોન સ્વસ્થ થઈ હજુ એના કાનમા હાડાના શબ્દો ગુજી રહ્યા હતા. સોનને સૂઝ્યુ કે "જરૂર મારા માટે મારા પતિદેવનું માથુ જતુ હશે અને એ આટલુ સંભળાવવા જ અહીં આવ્યા હોવા જોઈએ તેઓ જલદી પહોચી જશે અને ત્યા તેમના કહેવા મુજબ મસ્તક કપાશે અને મૃત્યુ થશે તો! અહાહા!

દૈવ ! દૈવ ! દૈવ ! પણ ત્યારે હવે મારે શું કરવું ! અર્ધી ગાંડી બની ગયા પછી મંથન શા કામના ? "હું દિલ્હી જઉં તો !" જાણે એનું અંતઃકરણ કાંઈ ન પ્રેરતું હોય ! 'ખરેખર, મારે જવું જોઈએ' "પતિરાજ પહોંચે તે પહેલાં જ હું દિલ્હી પહોંચી જઉં અને વસ્તુસ્થિતિ જાણી લઉં" આ વિચારોએ એનામાં સ્ફૂર્તિ, ચેતન અને આનંદનો રોમાંચ ખડો કર્યો

તે ઢીલીપોચી ન હતી, વીરાંગના હતી જો અબળા હોત તો મોં વાળ્યું હોત અથવા બહુ બહુ તો કોઈ દેવ દેવીની 'માનતા' માની હોત, પણ એણે તો કશું કર્યું નહિ હવે અહીં ક્ષણવાર પણ રોકાવું એને અસહ્ય થઈ પડ્યું લાંબા લાંબા વિચાર કરવાનો એ સમય પણ ન હતો. જલદી દિલ્હી પહોંચવું અને જે સૂઝે તે ઉપાય કરવો એ જ એની રટના હતી પવનવેગે જાય તેવી સાંઢ મેળવી પોતાના પતિ પહેલાં તેણે દિલ્હી પહોંચવા તૈયારી કરી સાંઢ પર રવાના થઈ જો ચાપરાજ પહેલાં તે ન પહોંચે તો મામલો બગડી જવાનું એને બરાબર ભાન હતું સાંઢે પણ કમાલ કરી. તે હાડાના પહેલાં જ દિલ્હી પહોંચી ગઈ એક સજ્જન અમીરને ત્યાં ઉતારો કર્યો ને બધી બાબતથી થોડી વારમાં વાકેફ થઈ ગઈ

## શોને શું સાંભળ્યું ?

"સોનગાણીના સંબંધમાં સતીત્વની હોડ થઈ હતી, અને તેની સામે શેરખાં નામનો સિપાઈ પડ્યો હતો તે સિપાઈ ચાપરાજની રાણીનું શિયળ ખંડિત કરીને તેનું ગુપ્ત ચિહ્ન જાણી લાવ્યો છે તથા ખુદ હાડાના કમાન અને કટાર પણ પુરાવા માટે લઈને દિલ્હી આવ્યો છે એટલે આ બધા પ્રામાણિક પુરાવા મળતાં હાડાનાં શિરચ્છેદનું નક્કી થયું, પણ હાડાએ ત્રણ દિવસની મુદત માગી અને હાડાના મિત્ર જામીન થયા હવે આવતી કાલે હાડો કોટાથી દિલ્હી આવશે અને ભરદરબાર વચ્ચે તેનું માથું ધડથી ઉડાવી દેવામાં આવશે તેની મુદત સવારે પૂરી થાય છે જો વખતસર તે સવારમાં નહિ પહોંચે

તો તેના જમીનના મિત્ર પહાડસિંહનું મસ્તક ધડથી જુદુ પડશે

આ હકીકત સાભળી સોનરાણી થોડી વાર તો સૂમસામ થઈ ગઈ કઠબાએ કેવા કામા પાનાને ફસાવી હતી એનો ખ્યાલ હવે એને આવ્યો એણે જાણ્યુ કે ગેરખાએ કોઇ ધુતારીનો આશ્રય લીધો હશે એ કઠમાને નામે છળ કરીને આવેલી તે કોઇ અમરાન ગણિમ કે વેશ્યા જ હોવી જોઈએ રૂમાન અને કટાર તો મે એને જ આપ્યા છે, અને એ જ ધુતારી મારી એમ જોઈ ગઈ હશે અને શેરખાને કહ્યુ હશે બસ, હવે તેને વસ્તુસ્થિતિનું રહસ્ય બરાબર સમજાયુ ને તુરત જ કયો માર્ગ લેવો ? શુ કરવુ ? એનો અ પ સમયમા નિશ્ચય કર્યો તેણે સારા સારા વસ્ત્રો અને આભૂષણો મ ગાવ્યા નાયકાનો સ્વાગ સજી બાદશાહની કચેરીમા જવાનુ વિચાર્યું બાદશાહ નાયકાના નાચનો ભારે શોખીન હતો બીજી રીતે તુરત દરબારમા પ્રવેશ કરાય તેમ ન હતુ સમય રહ્યો ન હતો, એટલે એ સિવાય બીજો માર્ગ ન હતો

હાડાએ પૂરજોસમા ઘોડી ઉપાડી મેલી હતી, પણ હજુ હાડો આવી પહોચ્યો ન હતો સમય ભાગ્યે જતો હતો એટલે પહાડસિંહ તૈયાર થઈને પોતાની પત્ની પાસે છેલ્લી રજા માગવા ગયો

## આદર્શ ગૃહિણી

પોતાના પતિને મૃત્યુને ભેટવા પોતાનુ વચન પાળવા અને તે માટે સમર્પણ કરવા જતા જોઈને એ આદર્શ ગૃહિણીનો આત્મા નાચી ઊઠ્યો ધવાયેલુ દિલ આસુ લાવે તે પહેલા જ એણે સમયનું શરણ લીધુ પરદેશ કમાવા જતા પતિને એક વહાલસોઇ વનિતા વિદાય આપે તેમ એણે કુકુમ ચિહ્ન કર્યું, અમરની આશિષ દેઈ, અને પતિદેવનું કલ્યાણ વાચ્છ્યુ એ જરા દગ લાગી રહી અને પહાડસિંહે પ્રયાણ કર્યું અહો ! કેવી આ મીઠી પ્રતિભા !

શ્રોતાગણ ! આવા એક, બે, ચાર કે આગળીને વેઢે ગણાય તેટલા નહિ પણ અસખ્ય નારીરત્નો આ આર્યાવર્તની ખાણમાથી પાક્યા છે

અત્યારે વળી બીજો એક પ્રસંગ યાદ આવે છે, તે તમારી સમક્ષ મૂકુ ગોંડળ રાજ્યની આ વાત છે બહારવટિયાની ભારે રંજાડ હતી ત્યારે એક રાજસૈનિક એ બહારવટિયા સામે લડતા લડતા ઝપાઝપીમા મરાઇ ગયો એ રાજસૈનિકને ત્યા એક શૂરવીર બાઇ હતી પતિના વીર-મૃત્યુથી તે રાજી થઈ બીજા પતિની તો કલ્પના સુદ્ધા એને હતી જ નહિ એ બાઇ પોતાની આજીવિકા મેળવવા માટે ગોંડળ ઠાકોર પાસે ગઈ અને અરજ કરતા કહ્યુ કે, 'રાજન્' રાજની સેવા બજાવતા મારા પતિએ પ્રાણુની આહુતિ આપી છે, એ આપ જાણુતા હશો આપના ધ્યાનમા આવે અને મારુ ગુજરાન થાય તેવી જિવાઈ રાજ્ય તરફથી મળે તો સારુ '

ઠાકોરે બાઇની ઉંમર અને આકૃતિ જોઇને પૂછ્યુ કે 'તમારી નાતમા નાતરુ (પુનર્લગ્ન) કરવાનો રિવાજ ખરો કે?' બાઇએ કહ્યુ, 'હા, પણ બધા માટે નહિ પતિની બિન-હયાતીમા જે પોતાનુ ચારિત્ર સાચવી ન શકે તેને માટે, પણ ચારિત્રનો ધર્મ સમજનાર હોય તેને માટે નહિ ' એનો કહેવાનો ભાવ એ હતો કે પુનર્લગ્ન એ અમારો આપદ્ધર્મ છે પ્રસગે જ બનાવનને જોઇને એનો અમલ થાય છે ઉત્સર્ગ માર્ગ નથી જો ઉત્સર્ગ માર્ગ થઇ પડે તો દાંપત્ય અને પ્રેમને ઠેકાણે વિષય અને સ્વાર્થના જ અખાડા જામે ઠાકોરે કહ્યુ 'બહેન' તારી વાત તો ખરી છે, પણ તુ હજુ નાની છે તારામા જુવાની છે ને રૂપ છે, માટે કોઈ સારુ ઘર કરી લે.' હવે ઠાકોરના આ શબ્દો સાભળી બાઇથી રહેવાયુ નહિ એકદમ ગુસ્સાના આવેશમા આવી જઈ તેણે કહ્યુ, 'ઠાકોર' પ્રજાના પિતાને સ્થાને છો. બોલતા પહેલા જરાક તો વિચાર કરો મે પતિ શોધવામા જરાયે ભૂલ કરી નથી, અને હવે મને બીજાની ભૂખ પણ નથી કે હુ બીજો કરુ હુ તો એવા વીરની પસંદગી કરીને પતિ તરીકે એને પ્રણુમુ છુ કે જે વીરે બલિદાન આપ્યુ છે ઠાકોર' ઠાકોર' આમ મે તો ધણી શોધવામા ભૂલ નથી કરી, પણ મારા ધણીએ ધણી

કરવામા ભારે ભૂલ કરી છે ભરણપોષણની પણ હુ ભૂખી નથી મારા હાથ અને પગ બરાબર હાલે છે માટે એ ખાતર આપ ચિંતા ન કરશો. આવા વેણ હવે મહેરબાની કરીને કોઇને પણ ન કહેશો, સમજ્યા ?' એક એક વચન પાછળ ચડી જેવુ પ્રચડ તેજ હતુ. ઠાકોર તો સાભળતા જ ઠડાગાર થઇ ગયા તેને ખરેખર ખ્યાલ આવ્યો કે સ્ત્રીઓમા પણ મરદાનગી હોય છે અને એમણે તેના ભરણપોષણ માટે વર્ષાસન બાધી આપ્યુ આ બીના મે એક જવાબદાર વ્યક્તિ પાસેથી સાભળી છે

આ તરફ સોનરાણીએ અમીર મારફતે બાદશાહને કહેણ મોકલ્યુ 'બુદીકોટાથી એક તાયફો આવેલ છે તે નૃત્ય અને ગાયનકળામા બહુ જ કુશળ છે તમને એ તો ખ્યાલ હશે કે પ્રાચીન કાળમા તેમજ મધ્યકાળમા પણ સ્ત્રીઓને અનેક પ્રકારની કળાઓ શીખવવામા આવતી સોનરાણી અનેક કળાઓમા પ્રવીણ હતી, પણ તેમાય તેનો સ્રીનો કઠ અને સગીતનુ જ્ઞાન તો અદ્ભુત જ હતા નૃત્યમા તો તેણે અપૂર્વ કૌશલ્ય પ્રાપ્ત કર્યુ હતુ. આજે પ્રસગોપાત્ત તેને આ કળાઓ આમા ઉપયોગી નીવડી.

એક તરફ માચડાની તૈયારી થતી હતી, ત્યા બાદશાહે તાયફાનુ કહેણ સાંભળ્યુ અને રોમાચ થયો એક તો પોતે ખૂબ શોખીન અને તેમાય સગીત અને નૃત્ય બન્નેનો સુયોગ અને તે પણ ચાલીચલાવીને સામે આવે પછી પૂછવુ જ શુ ? બાદશાહી ફરમાન છૂટયુ 'જલદી આવે અને નાચગાન થાય ત્યા સુધી પહાડસિંહને ફાસી આપવાનુ મુલતવી રહે' સોનને ભાવતુ મળ્યુ ને બાદશાહની કચેરીમા તે દાખલ થઇ

ફાસી માટે માચડો તૈયાર થયો છે પહાડસિંહ પર મોતના નગારા વાગે છે કેવુ એ કરુણ દશ્ય ! પણ સોનરાણીએ એ જ કરુણ વાતાવરણમા આહ્લાદનો જુવાળ ઊભરાવી મૂકયો. આ કચેરી છે કે નાટ્યગૃહ એવુ કશુ ભાન ન રહ્યું કલાક પર કલાક વીતવા

વાગ્યા. એક ક્ષણ એક મિનિટ જેવો લાગતો હતો. નાચ–મુજરો હજુ ચાલુ હતો ત્યાં પરસેવાથી ભીંજાયેલ વસ્ત્રે ચાપરાજે સભામાં પ્રવેશ કર્યો.

સભામાં પ્રવેશતાં જ આ મોટો તાલ જોઇ એ તો દિગ્મૂઢ જ બની ગયો. પ્રેક્ષકગણ તો સોનરાણીના નૃત્ય અને ગાયનમાં તલ્લીન હતો. સોનરાણીને ઓળખતાં ચાપરાજને વધુ વાર તો ન લાગી, પણ માર્ગે પડેલી ત્યાંથી અહીં એ શી રીતે આવી પહોંચી? એ વિચારે એને ગદ્દહાધીન બનાવી મૂક્યો. શું આ સ્વપ્ન તો નથી ને? ફરી ફરીને તેણે તેના મોં સામું જોયા કર્યું. આખરે તેને લાગ્યું કે એ તો સોનરાણી જ. એ જાણીને તેને તો પારાવાર ખેદ થાય એ સ્વાભાવિક હતું. એણે દાંત પીસ્યા, મનમાં ને મનમાં બબડ્યો કે આ અભાગણીએ હદ છોડી દીધી. ગજબ કર્યો. ખુલ્લે મોઢે બાદશાહની કચેરીમાં વેશ્યાની પેઠે નાચે છે. છે શરમ? હાય! હાય!

કદી નહિ કલ્પેલું આ દૃશ્ય જોઇને તેના ગુસ્સાનો કોઇ પાર જ ન રહ્યો. તે સાહસિક હતો, પણ બાદશાહની કચેરીમાં શું થઇ શકે? છેવટે વિચાર કર્યો: મરવું જ છે એટલે હવે તો પ્રથમ એને ગરદન મારી પછી જ ફાંસીએ ચઢીશ. માટે એ રાંડ જેટલું બાકી રહ્યું હોય તેટલું હજુએ પૂરું કરી લેવા દો.' નૃત્ય કરતી કરતી સોનરાણી પતિના મુખ પરના ભાવો વાંચી રહી હતી. તે બરાબર સમજી ગઇ હતી કે થોડું મોડું થયું તો આ હાડો ગજબ કરી મૂકશે, પણ પોતાનો ઉદાત્ત ઉદ્દેશ એને પાર પાડવો હતો. એટલે બીજું કશું ય લક્ષમાં લીધા વગર તેણે તો અદ્ભુત નૃત્ય કર્યા જ કર્યું. વિરામ–પળ આવી કે સભામાંથી 'આફરીન! આફરીન!' ઉદ્ગારો છૂટ્યા. પાદશાહ તો ખુશ ખુશ થઇ ગયો હતો. 'આવી આવી પ્રવીણ નર્તિકાઓ જે બુંદી–કોટામાં છે, તે બુંદી–કોટાના નિવાસીઓને ધન્ય છે! ધન્ય છે!'

બાદશાહ મસ્તાવેશમાં બોલ્યા, 'માગી લે, તારી ઇચ્છા પ્રમાણે.' નર્તિકાએ કહ્યું, 'અન્નદાતા! થોડા માસ પહેલાં બુંદી–કોટામાં

અહીંનો કોઈ એક બદમાશ આવ્યો હતો અને મારી એક લાખ સોનામહોરોની ચોરી કરીને તે નાસી ગયો છે જહાંપનાહ ! મને એ મારી સોનામહોરો અપાવો એટલે બસ. ગરીબપરવર ! મારે બીજું કશું જોઈતું નથી '

બાદશાહે ' હં ' કરીને જરા આગળ ડોકી કરી પૂછ્યું ' એ બદમાશ કોણ હતો ? તેનું નામ તું જાણે છે ? ' ' હા, જહાંપનાહ ' એણે પોતે જ કહ્યું હતું કે મારું નામ શેરખાં છે અને હું બાદશાહનો ચાકર છું અને દિલ્હીમા જ રહું છું ' સોનરાણીએ કહ્યું

ખે અને વિસ્મય સહિત બાદશાહે આગળ ચલાવ્યું ' હેં ' કોણ શેરખાં ? શેરખાં તરફ બાદશાહે જોયું અને પૂછ્યું ' કેમ શેરખાં ' આ વાત સાચી છે ? '

આ સાંભળતા જ શેરખાંના રામ રમી ગયા એ તો દિગ્મૂઢ થઈ ગયો ચાપરાજ પણ સજ્જડ થઈ ગયો થોડી વારે શેરખાંએ ધીરે સ્વરે આજીજી કરતા કહ્યું ' નામદાર ' આને તો હું ઓળખતો ય નથી એનું તો મે સ્વપ્નમાંય મોઢું જોયું નથી ' નર્તિકા બોલી ' જોયું, ગરીબપરવર ' ધૂર્ત કેવો ખોટો છે ? લાખ સોનામહોર આપવી પડે માટે ના પાડે છે ? નામદાર ' પૂછી તો જુઓ કે એણે મારે ત્યા રહીને મારી સાથે કેવી મોજો ઉડાવી છે ? એ બધું આટલી વારમા શું તે ભૂલી ગયો ? ' શેરખાં બોલ્યો ' ગરીબ-નવાજ ' ખુદ કુરાનના સોગન ખાઈને કહું છું કે આ વાત જ શી ? એ તો મારી 'મા' છે મારી 'બહેન' છે ખુદાના સોગન ખાઈને ખરેખરું હું કહું છું એ વાક્ય પૂરું કરી 'યા માલિક ' આ આફત ' ' એટલું મનમા બોલી એણે હાથ જોડી આંખો મીંચી દીધી

બસ, કામ પતી ગયું એટલે તુરત જ રાણીએ આડો પડદો નખાવી દીધો વેશ્યાનો સ્વાંગ ઉતારી શુદ્ધ ક્ષત્રિયાણીનો પોશાક પહેરીને કહ્યું ' શેરખાં મારે ત્યા આવેલ નથી અને મારું મોઢું પણ જોયું નથી તે વાત સાવ સાચી છે પણ—

વીરતાનું દેવાળું નીકળતું ગયું છે બ્રહ્મચર્ય અને વચન–પાલનના નેમ શિથિલ થયા છે એ રીતે 'સ્ત્રીજાતિ અબળા' જરૂર બની છે, પણ એ 'અબળા'માંથી જન્મતા મર્દ પણ ક્યાં અબળ નથી? સબળામાંથી સબળા થાય અને અબળામાંથી અબળા.

× × ×

એક ગામમાં એક મકાનનું ભડું (પછીત) અચાનક પડ્યું તે વખતે ત્યાં ઊભેલા એક માણસે બૂમ મારી કે દોડો, દોડો ભડું પડ્યું એની બૂમ સાંભળીને લોકો સમજ્યા કે ધાડું પડ્યું એ જ વખતે એકદમ બધી દુકાનો ટપોટપ બંધ થઈ ગઈ બધા પોતપોતાના ઘરમાં ભરાઈ બેઠા આવા ભડવીરો આજે ક્યાં ઓછા છે? એટલા બીકણ કે ઘરમાંનું કોઈ બહાર તો નથી ગયું છે, તે જોવા પણ કોઈને હિંમત ન રહી આ વાત દરબારમાં પહોંચી કે તુરત દરબારે તો આરબોની ટુકડી મોકલી સુરીંગધુર્રીંગ કરતા આરબો આખા ગામમાં ફરી વળ્યા, ક્યાંય કોઈ દેખાયું નહિ છેવટે આરબો પાછા ફર્યા ત્યારે બધું શાંત થયું ત્યારે બરાબર ખાતરી થયા પછી, એક પછી એક બધા બહાર નીકળ્યા અને તપાસ કરી તો માલૂમ પડ્યું કે ભડું પડ્યું હતું, ધાડું નહોતું પડ્યું પણ બધા જ બીકણ અને પામર કોઈનીયે હિમ્મત નહિ કે બહાર નીકળી સ્વતંત્ર તપાસ ચલાવી શકે આવા બાયલાઓ જે ગામમાં કે જે દેશમાં વસતા હોય તેની તો કમબખ્તી જ સમજવી

**સાર** :—આ પ્રસંગો અને દૃષ્ટાંતો પરથી મે તમોને આજે એ સમજાવ્યું છે કે 'મરદાનગી' – વિચારભરી વીરતાની પળે પળે જરૂર છે, અને એનો હક જેટલો પુરુષોનો છે તેટલો જ સ્ત્રીઓનો છે એટલે સ્ત્રી એ પગની મોજડી નથી, પણ ધર્મપત્ની, અર્ધાંગના પદને બરાબર લાયક છે 'તે અબળા નથી પણ શક્તિસ્વરૂપ માતા છે' આટલું સમજીને આચરાય તો એમાં સમગ્ર માનવજાતિનું હિત અને સંસ્કૃતિનું રક્ષણ સમાયું છે ॥ ૐ શાંતિ ॥



# મહર્ષિની દૃષ્ટિએ માનવતાનું મૂલ્ય

( આ વ્યાખ્યાન મુંબઈ આર્યસમાજના એકસઠમા વાર્ષિક મહોત્સવના પ્રમુખસ્થાનેથી અપાયું છે વ્યાખ્યાનનો વિષય 'માનવતા' હોઈ આ અગાઉના, માનવતાનું વિધાન કરનારા વ્યાખ્યાનોના વિષયને અનુરૂપ જ હોય એ દેખીતું છે એ દૃષ્ટિએ વિચારો અને પ્રસંગો પૂર્વે આવી ગયા હોઈ એમાંના ફરી અહીં આવ્યા છે છતાં આ વ્યાખ્યાન વિવિધ દૃષ્ટિએ જોતા ઉપયોગી થશે એમ ધારીને અહીં માત્ર નામના શાબ્દિક ફેરફાર સાથે અક્ષરશ લીધુ છે એમાં વ્યાખ્યાનકારનો આર્યસમાજના સંસ્થાપક પ્રત્યે આદર તરી આવે છે પરંતુ એ આદરનું લક્ષ્ય એમના અંત્યજો કે પતિતોના શુદ્ધિસંસ્કાર, બ્રહ્મચર્ય-હેતુ-સાધન આશ્રમો અને વીરતાનું શિક્ષણ આદિ કાર્યો પ્રત્યે છે, એમ આજના આર્યસમાજીઓને આપેલી ચીમકી પરથી સાફ સાફ દેખાઈ રહે છે )

यत् स्वरूपमविज्ञाय प्राप्तं दुःखमनन्तकम् ।
ज्ञापितं तत् पदं येन तस्मै सद्गुरवे नमः ॥

પ્રિય આત્મબંધુઓ અને માતાઓ !

આર્યસમાજમાં જૈન સાધુ ? આર્યસમાજના મહોત્સવમાં જૈન સાધુ, અને તે પણ પ્રમુખસ્થાને ? આ પ્રશ્ન તમારામાંના કોઈના હૈયે

તો કોઇના હોઠે જરૂર ઊગી નીકળ્યો હશે! અને મો કોઈ પોત-પોતાની રીતે તેનુ સમાધાન પણ કરી રહ્યા હશો પરંતુ તમારી કલ્પનાનું એ સમાધાન અપૂર્ણ કે ત્રુટિવાળુ થાત તે પહેલા હું પોતે જ તેનું સ્પષ્ટીકરણ કરી નાખુ તે વધારે ઠીક થશે

**સર્વધર્મ-સમભાવની જરૂર**

આજથી પચીસ-પચાસ વર્ષ પૂર્વે કોઇ પણ ધર્મના કે સપ્રદાયના ઉત્સવમા જુદાજુદા ધર્મ કે જુદાજુદા સપ્રદાયના આચાર્યો જરાય ભાગ લઇ શકતા ન હતા એટલું જ નહિ પરતુ પોતાની શ્રેષ્ઠતાનુ સ્થાપન કરવા અને બીજાને ઉતારી પાડવા કે નિંદવા એ જ લગભગ ધર્મગુરુઓના વ્યવસાય થઇ પડ્યો હતો ધીમે ધીમે વખતના વહેવા સાથે આજે જનસમાજમા અજબ પરિવર્તન થયેલુ જોઇ શકાય છે આજે અનુદારતા, અસહિષ્ણુતા અને વાદવિવાદો ઉપેક્ષણીય રાખવા એ લગભગ અશક્ય જેવુ થઇ પડ્યુ છે બધી જાતની સકુચિત વૃત્તિઓને જડમૂળથી ઉખેડી નાખી સર્વ ધર્મ પ્રત્યે સમભાવની ભાવના અચૂકપણે સમગ્ર જનતાનુ લક્ષ્ય પોતા તરફ ખેંચી રહી છે પણ પલટાના આવા સુંદર વાતાવરણ વચ્ચે જ્યારે મુસલ્માન આર્યસમાજના અગ્રણી શ્રી પરશુભાઈ શર્મા સામેથી આમત્રણ આપે ત્યારે મારા જેવો સાધુ તેને કેમ નકારી શકે? મારી ભાવનાને જેઓ અલ્પ અંશે પણ જાણે છે, તેઓને મારુ અહીં આવવુ જરાય શકાસ્પદ નહિ લાગે પરતુ જેઓ મારી ભાવનાથી અજાણ અગર જેઓ રૂઢિચુસ્ત જૈનો હોય તેઓ મારા આ ખુલાસા પછી પણ ધાર્મિક ગૌરવને સમજતા શીખે તોયે ઘણુ છે

મારી દૃષ્ટિએ તો ગમે તેવા વિરોધી ગણાતા સપ્રદાયોના સંબધમા આવવુ એ તો જીવનની લહાણ છે ખરુ જોતા ભારત વર્ષમા પ્રચલિત બધા ધર્મોના સિદ્ધાંતોમા જે વિરોધી ભાવ દેખાય છે તે એક દૃષ્ટિના છે વિષમ ભેદભાવ તો વાડાબધીની ભાવનામા જ છે ધર્મ અને સાપ્રદાયિકતાનો ભેદ બરાબર સમજવો જોઈએ ધર્મ

એ તો મ। અને મત્રથા માનવજાતને જીવત, પ્રાણવાન અને તેજસ્વી રાખનાર દિન પ્રકાશ છે ત્યારે સાપન્યચિન્ના એ તો માનવ માનવ વચ્ચે ભેદભાવની મોટી દીવાનો ઊભી કરનાર ચિન્તેમણી છે એટલે જ દરેક યુગમા યુગપ્રધાન પુરુષે પોતપોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે ધર્મના જ અમુક અશની સ્થાપના કરી માનવજાતિમા નવચેતન રેડ્યુ હોય છે અને એ રીતે દરેક ધર્મનુ જુદીજુદી ભૂમિકાઓથી પ્રસ્થાન (પ્રયાણ) થયેલુ હોઈ તે કેન્દ્ર પ્રેમ એક જ છે, અને તે વસ્તુને જ મહિમ્નસ્તોત્રની દૃષ્ટિએ એક જ શ્લોકમા સુન્દર રીતે વર્ણવેલી છે

> त्रयी साङ्ख्य योग पशुपतिमतं वैष्णवमिदम्
> प्रभिन्ने प्रस्थाने परमिदमद पथ्यमिति च।
> रुचीना वैचित्र्यादृजुकुटिलनानापथजुषाम्
> नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव॥

હે પ્રભુ ! નાની મોટી અને ચિત્રવિચિત્ર ગતિવાળી નદીઓનુ વિરામસ્થાન જેમ મહાસાગર છે, તેમ હે નાથ ! રુચિઓની ભિન્નતાને લીધે સરળ કે વક્ર, લાંબા કે ટૂંકા વિવિધ પથોને ભજનાર મનુષ્યોને તુ એક જ પ્રાપ્ય છો, તુ એક જ અંતિમ વિરામ છો તારી પ્રાપ્તિ માટેના ભિન્ન ભિન્ન પ્રવાસોમા ત્રણે વેદ, સાખ્ય, યોગ, શકરમત કે વૈષ્ણવમત એ સર્વ તારા તરફ જ ગમન કરી રહ્યા છે, જેમ અનેક આડીઅવળી વહેતી નદીઓ સમુદ્રને જ મળે છે તેમ

એટલે આ દૃષ્ટિએ ભિન્ન ભિન્ન સપ્રદાયો એક બીજાના ઉત્સવોમા ભાગ લેતા થાય એ વસ્તુ આ જમાનામા ખરેખર ઇચ્છવા યોગ્ય જ છે વળી આર્યસમાજના ભાઈઓ સાથે તો મારે સામા વખતનો પરિચય છે, એટલુ જ નહિ પણ તે સમાજના ખમીરમા જ વીરતા અને લોકસેવાની ધગશ દેખાઈ આવે છે એટલે જ્યારે જ્યારે મારા વ્યાખ્યાનમા, મારે કોઈ પ્રાણવાન સમાજનો આ જમાનામા ૯

આદર્શ રજૂ કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે કઇક પક્ષપાતી દૃષ્ટિથી પણ આર્યસમાજ જ મારી નજર સામે ખડો થાય છે

આજથી બે વર્ષ પહેલા અમારુ સ્થાનકવાસી જૈન સાધુઓનુ એક ભવ્ય સમેલન અજમેર મુકામે થયુ હતુ અજમેર એટલે આર્યસમાજનુ મોટુ ધામ ત્યા અનેક શિષ્ટ અને વિદ્વાન સમાજિષ્ટો નો પરિચય થયો કેટલાકે તો મારા એક શિષ્ય 'સતબાલ' ને અવધાનના પ્રયોગો કરાવવાની આગ્રહભરી વિનતિ કરી તેમની લાગણીને અને આગ્રહને વશ થઇને પ્રયોગો આર્યસમાજ ભવનમા જ ગોઠવાયા અને ત્યાના અગ્રગણ્ય પડિતોએ પોતાનો પ્રેમ અને શક્તિ પૂર્વક ભાવના દાખવવા સતબાલને 'ભારતરત્ન'ની પદવીનું પ્રદાન કર્યું અહીં મારે કહેવાનુ એ જ છે કે આર્યસમાજના ખમીરમા જ કઇક એવુ છે કે જે શક્તિને પૂજે છે અને શક્તિને ખોળી પણ શકે છે તેઓની લાગણીની અને શક્તિની મારા હૃદયમા ઊડી છાપ પડી છે આમ દરેક શહેરમા જ્યા જ્યા આર્યસમાજની સસ્થાઓ હોય છે ત્યા ત્યા મારુ સ્વાભાવિક ખેચાણ રહે છે અને ત્યાના આગેવાનો પણ અમારા પ્રત્યે તેટલો જ સદ્ભાવ રાખતા હોય છે આથી જ મારે ફરીને કહેવુ પડે છે કે આકર્ષણના નિયમને કોણ ઠેલી શકે ? આ તો પ્રાસગિક વિવેચન થયુ હવે હું મારા મૂળ વિષય પર આવુ છુ

વિશ્વનો અબાધિત એવો નિયમ છે કે જ્યારે વિશ્વમા જે જે સમયે અને જે જે સ્થાનમા અધકારનો વધુ ફેલાવો થાય છે, સનાતન સત્યની ચારે તરફ ધૂમસ ફરી વળે છે, સત્તાવાન અને બળવાન વ્યક્તિઓ પોતાના ક્ષુદ્ર સ્વાર્થને પોષવા ખાતર અજ્ઞાની પ્રજાને ઊધા પાટા બધાવી અશાતિના માર્ગમા શાતિની ભ્રમણા આપે છે, અધર્મના માર્ગમા ધર્મ મનાવવાનો, અન્યાયમા ન્યાય મનાવવાનો અને પાખડમા સત્ય મનાવવાનો પ્રયત્ન કરે છે, સમાજમા અશાતિ અને અન્યાયનુ સામ્રાજ્ય વ્યાપે છે અને સમાજ ત્રાસથી કકળી ઊઠે છે, તેને કોઇ પણ શાતિ આપનાર નવા કિરણોની ઝખના જાગે છે તેવા સમયમા એ

ભસ્મીભૂત થના પ્રાણીઓની ભસ્મમાથી કોઈ એક મહાન વિભૂતિ ઉત્પન્ન થાય છે અને તે સત્ય, અહિંસા, પ્રેમ અને ન્યાયના પ્રચડ આદોલનો દ્વારા જગતને ઉચ્ચ પ્રકારના આદર્શો આપી, પશુતાના ક્રૂર સસ્કારો પનટાવી, દિવ્યતા સસ્કારે રેડી પોતાના જ ચરિત્રથી જગતને સત્યનો રાહ બતાવે છે

## સપ્રદાયનો આવિર્ભાવ

દરેક યુગમા યુગપ્રધાન પુરુષની પ્રતિભા પર સમાજનો અમુક ભાગ સહજભાવથી આકર્ષાય છે તે પુરુષનો નવીન પ્રકાશ તે વર્ગને હિતકર લાગે છે, અને તેથી તેઓ તે પ્રકાશને જીવનમા ઉતારવા તે જ મહાપુરુષની અગેવાની સ્વીકારે છે ધીમે ધીમે તે પુરુષના સતત સહવાસથી જે જે વ્યક્તિઓને પ્રત્યક્ષ પ્રતાપ અનુભવવા મળે છે તેવી વ્યક્તિઓનું એક મડળ જ બની જાય છે

પરતુ જ્યારે એ પ્રાણપૂરક મહાપુરુષ પોતાનુ કાર્ય પાર પાડી કુદરતને ખોળે પોતાની જાતને સમાવી દે છે, ત્યારે તેનો ફેનાવેલ પ્રકાશ ધીમે ધીમે અદૃશ્ય થવા માડે છે જેમ જેમ એ મડળના સભ્યોમા વારસાગત ધર્મપ્રાપ્તિની ભાવના પ્રચાર પામે છે, તેમ તેમ સમય વધતા ગુણપૂજા મટી વ્યક્તિપૂજા અને વ્યક્તિપૂજા મટી છેવટે ક્રિયાકાંડોના ખોખાની પૂજા થવી શરૂ થાય છે આ રીતે મૂળ તત્ત્વ ભુલાઇ જવાથી સાપ્રદાયિક ભાવથી સકુચિત વૃત્તિનો ઉદ્ભવ થાય છે અને પ્રેમ, ઉદારતા, સેવા અને તિતિક્ષાને સ્થાને દ્વેષ, ઇર્ષા, મૂઢતા, અભિમાન અને અસહિષ્ણુતા ઉદ્ભવે છે લઘુતા અને નમ્રતાને બ ને દભ, અભિમાન અને પાખડ પોષાય છે આ સાપ્રદાયિકતાને પરિણામે વસ્તુને ભૂલી જઇ માત્ર બહારના ખોખાને વળગવાની આદત પડી જાય છે પછી સપ્રદાયનો મોહ એટલો બધો વધી જાય છે કે સપ્રદાયના ઓઠા નીચે જ એક જાતની મલીન મનોવૃત્તિ ઉપજે છે અને પાછળથી એ મહાન પુરુષના નામનુ ઓઠુ લઇ એ સપ્રદાયના

આડાઆડે પણ અનેક પેટાવિભાગો ફૂટી નીકળે છે, અને પાછો માનવસમાજ હમેશના જૂના ચીલે ચાલે છે

### ભારતના ધર્મો અને મતભેદો

ભારતવર્ષમા મુખ્ય ત્રણ ધર્મો છે જૈન, વૈદિક અને બૌદ્ધ જૈનના ત્રણ ફિરકા છે તેમા પણ પેટાવિભાગો છે તેમ બૌદ્ધમા પણ વિભાગો છે આ તરફ તેમનુ સાહિત્ય છે, પણ મતપ્રચાર નથી વૈદિક ધર્મને અનુસરનારા અનેક વિભાગો અને તેના ભિન્નભિન્ન પ્રણેતાઓને નામે ઉદ્ભવેલા પથો પણ અનેક છે જેવા કે, રામાનુજી, રામાનંદી, નિંબાર્કી, શંકરાનંદી, ચૈતન્યોપાસક, રામકૃષ્ણમત, શક્ત્યોપાસક, બ્રહ્મસમાજ, આર્યસમાજ, થિયોસોફિસ્ટ, વલ્લભસંપ્રદાય, સ્વામીનારાયણ, રાધાસ્વામીપથ, કબીરપથ, શાક્તપથ, ગણેશપથ, ગોરખપથ, હનુમાનપથ, નાથપથ, કાલીપથ, મેલડીપથ, બીજડાપથ, અઘોરપથ, અલીનપથ, વગેરે ઘણાય પથો છે વળી ભારતની બહારથી પ્રસરેલા જરથોસ્તી, ઇસાઈ, ઇસ્લામી, આગાખાની, પીર, શિયા, સુની વગેરે અનેક જાતની મોટી શાખાઓ છે એ બધાની ઉત્પત્તિ સમય અને ક્ષેત્રને અનુરૂપ સૌ સૌની સમજ અને શક્તિ અનુસાર સ્વપરના હિતાર્થે થએલી મનાય છે સપ્રદાયોની મજબૂતાઈ, ઉપયોગિતા અને સાધકતા તે તે સપ્રદાયના પ્રણેતાના પ્રભાવ, શક્તિ અને જ્ઞાન ઉપર નિર્ભર રહે છે, અને તે શાખાના આયુષ્ય અને ઉજ્જ્વળતાનો આધાર તેના અનુયાયીઓની ઉદ્દેશપરાયણતા ગુણગ્રાહકના, સત્ય, નિ સ્વાર્થતા અને લોકસેવાની ભાવના ઉપર છે અહીં મારે કહેવુ જોઈએ કે આટઆટલા મતપથો અને સપ્રદાયો અહોનિશ પ્રયત્ન કરવા છતા જનતાના દુ ખ, દર્દો અને ત્રાસ ઘટવાને બદલે વધતા નિહાળીએ છીએ, તેનુ કારણ પ્રાણવાન વ્યક્તિની ગેરહાજરી છે એટલુ જ નહિ પણ બીજા એ કારણો છે કે જેને આજે હું મારા વિષયમા ચર્ચવા માગુ છુ

માનવતાના અંગો

મનુષ્ય જ્યાં સુધી ખરેખર માનવ ન બને, ત્યાં સુધી તેનો ઉદ્ધાર જ નથી સાચો માનવ તે જ છે કે જેમા વિચાર કરવાની શક્તિ અને વીરતા પ્રગટેની હોય માનવદેહ મળવા છતાં મનુષ્યને માનવધર્મ કે મનુષ્યત્વ પ્રાપ્ત થયેલ નથી, તેનું કારણ એ છે કે આપણો આત્મા વિકાસક્રમ પ્રમાણે અનેક નિચનીય યોનિઓમાથી પસાર થતા થતા આ ભૂમિકા ઉપર આવ્યો છે એટલે તે તે યોનિના બધા પૂર્વ–સંસ્કારો, અનુભવો અને માગણીઓ સૂક્ષ્મરૂપે આ જીવ સાથે સાથે જ આવેલ છે એ બધા સંસ્કારો કે અભ્યાસો આજે પણ નિમિત્ત મળતા બહારના જીવનમા ભભૂકી ઊઠે છે આપણે જોઈએ છીએ કે ઘણા માણસો માનવ હોવા છતા, પશુ કે પિશાચને પણ શરમાવે તેવા અધમ આચરણો–કાર્યો કરતા હોય છે આ ઉપરથી જીવનમા જે કાઈ પણ કર્તવ્યરૂપ હોય તો તે એ જ છે કે મનુષ્યે પ્રથમ તો પોતાના જીવનમાથી પશુને લગતા સસ્કારો ધીમે ધીમે કાઢી નાખી વિચારપ્રધાન માનવજીવન જીવતા શીખવું જોઈએ આત્મિક જીવન કે આત્મવિકાસની શરૂઆત માનવજીવન પછી જ થાય છે હું ઘણીવાર કહી ગયો છુ કે માનવતા કોઈ એવી ચીજ નથી કે, શ્રીમતો કે રાજા મહારાજા એને મૂલ્ય આપીને ખરીદી શકે, એ તો ચારિત્રનો વિષય છે જેને માનવતાના મૂલ્યની પિછાન નથી, એવા ઘણા માણસો પાશવ કે પૈશાચિક પ્રકૃતિવાળા ધનપતિઓને–પૃથ્વીપતિઓને પ્રામાણિકપણે દેવસમાન માની તેમા અંજાય છે, પણ એ યથાર્થ નથી. આ જ વ્યાખ્યાનમાળામા અન્યત્ર મે ઉલ્લેખ કર્યો છે કે જેમનો બાદશાહ નીરો, મોટા મોટા હાથીઓને પર્વતની ટોચ ઉપરથી, માત્ર તેના મૃત્યુ વખતનો અવાજ સાભળવા માટે જ, ગબડાવી આનંદ માણતો હતો કેટલો અવિચાર ! કેટલી પૈશાચિક વૃત્તિ ! આવા નમૂના અનેકની સંખ્યામા ઇતિહાસ પૂરા પાડે છે ટૂંકમા જ્યા કર્તવ્યાકર્તવ્યનો વિચાર નથી હોતો ત્યા નરપશુનો ભાવ પ્રગટ થાય છે એટલે જ કહ્યું છે કે —

વો નર પશુ સમાન, બિચાર બિન નર હૈ પશુ સમાન
આર્યભોમ ઉત્તમ કુળ આયો, આ કર માયામે લપટાયો,
સાચી કૌડી ન એક કમાયો, નીચ નરટ નાદાન બિચાર

## પશુ કરતા નરપશુ વધુ ભૂંડા

પશુ સાથે એ નરપશુને સરખાવવો એ પણ એક પ્રકારે અન્યાય ગણાય, કેમકે પશુ તો દુનિયામા બહુ જ ઉપયોગી પ્રાણી છે મરી ગયા પછી પણ એના શરીરના સર્વ અંગોપાંગો ઉપયોગમા આવે છે જ્યાર આ નરપશુ જીવતા ભૂમિમા દુ ખરૂપ હોય છે, અને મરી ગયા પછી કશા કામનો હોતો જ નથી એટલે નરપશુ, નરપિશાચ તો અતિ ભયકર છે આ પાશવ-સસ્કારોથી જ્યા સુધી અત કરણુ ભરેલું છે, ત્યા સુધી તો તે સંસ્કાર પ્રમાણે જ વર્તન આચરે છે, અને તેને માટે તે સ્વાભાવિક છે જેમાથી એવા પૈશાચિક સંસ્કારો નીકળી ગયા છે, તેવા ઉચ્ચ કોટીના માનવોના માનસ કેટલા ઉચ્ચ હોય છે, તેનુ એક દષ્ટાંત તમોને સમળાવુ

ભાવનગરના મરહૂમ મહારાજા તખ્તસિહજી એક સમયે પોતાના બગીચામા બિરાજમાન હતા ઋતુ ગ્રીષ્મ હતી બગીચામા આમ્રવૃક્ષોની વિપુલતા હતી. કમ્પાઉન્ડ બહાર પણ કેરીઓ લટકતી હતી તે સમયે એક છોકરાએ બહાર રસ્તા પર કેરી મેળવવાની લાલચે આમાના વૃક્ષ ઉપર એક પથરો ફેંક્યો તે પથ્થર કેરીને બદલે અંદર બિરાજતા તખ્તસિહજીના મુગટ પર અફળાયો તત્ક્ષણુ કોલાહલ થયો પથ્થર ફેંકનારને શોધતા છોકરો પકડાયો અને મહારાજા પાસે તેને ઊભો કર્યો પૂછવાથી જવાબ મળ્યો કે કેરી લેવાની લાલચે આમા પર પથ્થર ફેંક્યો હતો. છોકરો ધ્રુજતો હતો. આ સ્થળે રાજવી, પાશવી ભાવનાવાળા હોત, તો જરૂર શિક્ષા કરત પણ આ દિનાવર–દિલના દૈવી મહારાજાને વિચાર આવ્યો કે આમાને પથ્થર મારવાથી જો કેરી આપે તો

મારે શું આપવું ? હું આના કરતાં અધિક શું એમ વિચારી, રૂપિયાની એક મૂઠી ભરીને છોકરાને આપી દેવી ઉચ્ચ કોટીની માનવતા આવી જાતની માનવતા પ્રાપ્ત કર્યા પછી જ સત્યાસત્ય પારખવાની બુદ્ધિ વિકાસ પામે છે આ કારણે, પ્રત્યેક ધર્મસ્થાપકે માનવતાનાં મૂલ્ય મોંઘાં આંક્યાં છે ભગવાન મહાવીરે કહ્યું છે કે —

चत्तारि परमंगाणि दुल्लहाणीह जन्तुणो ।
माणुसत्तं सुई सद्धा संजमम्मि य वीरियं ॥

જીવોને ચાર પરમ અંગો મળવા દુર્લભ છે મનુષ્યત્વ, ધર્મશ્રુતિ, શ્રદ્ધા અને સંયમને વિષે વીર્ય–પરાક્રમ ફોરવવું

અને શ્રીમાન્ શંકરાચાર્ય પણ એમ જ કહે છે —

दुर्लभं त्रयमेवैतद् देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥

દુર્લભ એવી ત્રણ ચીજો, દેવની કૃપા વિના મળતી નથી માણસાઈ, મુમુક્ષુતા અને સત્પુરુષોનો સમાગમ આ ત્રણેની પ્રાપ્તિમાં દેવોનો અનુગ્રહ જ કારણરૂપ હોય છે

**દયાનંદ અને માનવતા**

મહર્ષિની શક્તિનું વર્ણન પણ જન–સમૂહને માનવતા તરફ વાળવા માટે ખર્ચાયું છે આર્યસમાજનું સામાજિક ક્ષેત્રમાં મંડાણ આ જ ધ્યેયને અનુલક્ષીને છે એમ કહેવું વાસ્તવિક છે, કારણ કે માનવતાના અભાવમાં જ જગતની અશાન્તિનું મૂળ છે પાશવતાના સંસ્કારોમાં **जीवो जीवस्य भक्षक** એટલે કે બીજાને ભોગે પોતાને જીવવું એ હોય છે જ્યારે માનવતાના સંસ્કારોમાં **जीवो जीवस्य रक्षक** એટલે પોતાના ભોગે બીજાનું રક્ષણ કરવાનો સિદ્ધાન્ત રજૂ થાય છે

આજે દેખાતી માનવ માનવ પ્રત્યેની ઘૃણા, ધર્મને નામે પ્રવર્તતા હત્યાકાંડો, બળાત્કારો, દંભો, પાખંડો, અત્યાચારો કે વ્યભિચારો...

મૂળ પણ માનવતાની ગેરહાજરી અને પાશવના તથા પૈશાચિક સંસ્કારોને આભારી છે

પાશવતાના નગ્કારો જ્યારે જ્યારે જગતમા અતિ પ્રમાણમા વધે છે, અને સામાજિક જીવન અત્યત સ્વાર્થપરાયણ તેમજ અસ્ત વ્યસ્ત બની જાય છે ત્યારે ત્યારે આ વિશ્વના ઉદ્ધાર માટે મહાન વિભૂતિઓ, સતો, મહાજનો, પયગમ્બરો અને પરમપુરુષો ઉત્પન્ન થાય છે એના પુરાવા તરીકે એવી અનેક વિભૂતિઓ આ ભારતવર્ષને આજ સુધી મળી ગઈ છે આ પ્રસગે જેનો ઉલ્લેખ કરવા માગુ છુ, તે પણ એક સામાજિક ક્ષત્રના યુગદ્રષ્ટા પુરુષ હતા એમનુ નામ મહર્ષિ દયાન જેમનો આજે આપણે વાર્ષિક ઉત્સવ ઊજવી રહ્યા છીએ

આજથી લગભગ સો વર્ષ પહેલા ભારતમા હિંદુ જાતિ, હિંદુ સમાજ અવનતિના પથે ઘસડાઈ ગયો હતો તે સમયે દુખી દુનિયાને શાન્તિનો મહાન સદેશ આપવા એ વીરનો મચ્છુકાઠાના પ્રદેશમા આવેલ ટકારા ગામમા જન્મ થયો પૂર્વસસ્કારોને બળે વૈરાગ્યના નિમિત્તો મળતા ગયા

સત્યની શોધ માટે ભેખ ને કાર્યદિશા

અને છેવટ સત્યની શોધ અર્થે સંસારનો ત્યાગ કરી, ઘણા દેશોમા પરિભ્રમણ કરી, આખર સન્યાસ ગ્રહણ કરી, કાશીમા તેમણે ખૂબ અભ્યાસ કર્યો અભ્યાસને અને જગત તરફ દૃષ્ટિ કરતા તે સમયની પરિસ્થિતિ તેમને બહુ અસહ્ય લાગી દેવદેવીઓ અર્થે યજ્ઞોમા પશુહિંસા, મૂર્તિના ઓઠા નીચે અનેક દભ, કરોડોના નમામા ખર્ચો, શૂદ્રો પ્રત્યે તિરસ્કાર, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, મૃતભોજન, તીર્થસ્થાનોમા પડ્યાઓના જુલ્મો અને ધર્મને નામે ધેનગઓ, આવી આવી બહુ જ કઢંગી સ્થિતિ સ્વામીજીએ જોઈ હશે ત્યારે એમને જરૂર લાગ્યુ હશે કે સમાજની આવી સ્થિતિ ચાલુ રહેશે તો માનવજાતનુ અને એથીય વધારે સસ્કૃતિનું પતન થશે ભગવાન મહાવીરને જે પશુહિંસા, દલિતોના દુખો અને જાતિવાદ ડખતા હતા, તે પશુહિંસા અટકાવવા

અને દલિતોના ઉદ્ધાર અર્થે શુદ્ધિ અને સંસ્કારના માર્ગો તેમણે બતાવ્યા. ગોમાતાના વધને અટકાવવા 'ગોકરુણાનિધિ' રચી અને માનવોમાં માનવતા પ્રગટાવવા અનેક સંસ્થાઓ સ્થાપીને નિર્બળ અને નિસ્તેજ બની ગયેલા ભારતસંતાનોમાં વીરતા પ્રગટાવી વૈદિક સંસ્કૃતિનો પુનરુદ્ધાર કર્યો. હવે હું એમના અમર જીવન અને કાર્યપ્રચારની દિશાનો તમોને ખ્યાલ આપું છું.

તેઓ પોતાની ધ્યેયસિદ્ધિમાં આડે આવતા વિઘ્નો નિવારવા હમેશાં કટીબદ્ધ રહેતા હતા. તેમના જીવનપ્રસંગો પરથી તે ખરેખર જોઈ શકાય છે.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मी समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥

નીતિ-નિપુણ, વ્યવહાર-કુશળ મનુષ્યો નિંદા કરે અગર સ્તુતિ કરે, લક્ષ્મી ભલે ઇચ્છા પ્રમાણે આવે અગર જાય, મૃત્યુ આજે જ થાય કે યુગો પછી થાય, પરંતુ ધીર-વીર પુરુષો ન્યાયયુક્ત માર્ગથી ડગલું પણ ખસતા નથી. અથવા ગમે તેવા ભય કે પ્રલોભનના પ્રસંગે પણ ધીર પુરુષો લગાર ચલાયમાન-અસ્થિર થતા નથી.

અણમોલ પ્રસંગ

આ રીતે એમણે હજારોના વિરોધો વચ્ચે ધીરતા અને વીરતા બતાવી, સતત શુદ્ધિ, સંગઠન, સંસ્કાર, વીરતા આદિ પોતાનું પ્રચાર કાર્ય ચાલુ રાખ્યું.

નન્ની નામની ગણિકાના કિસ્સા અંગે જોધપુર મહારાજાને વ્હેર પણ સત્ય અને હિતાવહ શિક્ષા સ્વામીજીએ સુણાવી પરિણામે એ કુત્સિત ઉપાયથી ખોરાકમાં વિષપાનના ભોગ થવું પડ્યું, અને એવા પ્રસંગે પણ વિષ આપનાર રસોઇયા ઉપર એમણે ભારે કરુણા બતાવી. ખરેખર,

પોતાના ગજવામાથી રીવોલ્વર કાઢી અને સોલ્જર સામે તાકી સોલ્જર હ ડોગાર થઇ ગયો.

માનવ જ્યારે મૃત્યુના ભયથી ત્રાસે છે, ત્યારે તેની બધી શક્તિ ચાલી જાય છે, એટલુ જ નહિ, પણ તે પોતે પામર બની જાય છે અને ભયને તજે છે કે તુરત જ તેની બધી શક્તિ ઊભરાઈ નીકળે છે

ડૉક્ટરની મર્દાનગી દેખીને સોલ્જર એ ક્ષણે તો ઢીલે મોઢે ચાલતો થયો, પણ પાછળથી પોતા કિસ્સાનો બદલો લેવા તેણે ઊલટી ડૉક્ટર પર ફરીયાદ માડી. ડૉક્ટરે આ કેસનો બચાવ કરવા માટે આ તકે પોતા સ્ટેશન પર હાજર રહેલા બસો ઉપરાંતના ઘણાઓને સાચી સાક્ષી આપવા માટે સૂચવ્યુ, પરતુ તેમાનો કોઈ પણ સાક્ષી સુદ્ધા આપવા તૈયાર થયો નહિ, કારણ કે બધાને પોતા સોલ્જરની રીવોલ્વર કપાવતી હતી આવા નામર્દો ધર્મ શી રીતે પાળી શકે?

કાયર અને સ્વાર્થપરાયણ માણસો, પ્રભુના મારગની વાતો તો બાજુએ રહી, પણ પોતાના કુટુબ, સમાજ કે સ્નેહી પ્રત્યેની ફરજ પણ બજાવી શકતા નથી, પછી એ ભલે ભણેલા હોય કે અભણ હોય એવા કેટલાક મહાનુભાવો (!) સભાઓમા ભાષણો કરતી વખતે આપણને શૂરવીર અને પ્રભાવશાળી લાગે છે, પણ પ્રસગ ઉત્પન્ન થતા પોતાનુ પોત પ્રકાશે છે

## પામર અને વીર

અમદાવાદમા એક મનુ–વિનોદિની પ્રકરણનો કિસ્સો બની ગયો કે જે જગજાહેર છે તે પ્રસ ગે એ પ્રકરણ ની વિચારણા કરવા પ્રેમાભાઈ હૉલમા એક સભા ગોઠવાઈ હતી, તે વખતે એક વક્તા આજના હિંદુ સમાજની અધોગતિનુ વર્ણન કરતા કરતા બોલ્યા કે "આપણી બહેનો તથા દીકરીઓને મુસલમાન ગુડાઓ ધોળે દિવસે આખમા ધૂળ નાખીને ઉઠાવી જાય છે તેમની સામે આપણે કશુ કરી શકતા નથી" વક્તાનું એ વાક્ય પૂર્ણ થવાની સાથે તેમે હજારની હિંદુ મેદની વચ્ચે બેઠેલ'

માત્ર બે જ મુસલમાન ગૃહસ્થોમાંના એક ઊભા થઈ, ભરી સભામાં પડકાર કર્યો કે "ખબરદાર! તમે મુસલમાનોને ગુંડા કહ્યા માટે એ શબ્દોને પાછા ખેંચી લ્યો." વક્તાએ કહ્યું "સમસ્ત મુસ્લિમ કોમ પ્રત્યે મારો આ આક્ષેપ નથી મેં માત્ર મુસ્લિમ કોમમાં જે ગુંડાઓ અત્યાચાર કરી રહ્યા છે તેને સંબોધીને અને તે પણ બનેલી ઘટના પ્રમાણે કહ્યું છે તેથી તે શબ્દો પાછા ખેંચવાની હું જરૂર જોતો નથી" પણ પેલા મુસ્લિમ ભાઈનો શબ્દો પાછા ખેંચાવવાનો આગ્રહ જરાય નરમ ન પડ્યો અને એ વાત એટલી વધી જવા લાગી કે આખરે પ્રમુખે વક્તાને તે શબ્દો પાછા ખેંચી લેવાની ફરજ પાડી કેટલી શરમ! કેવી પામરતા! એ સભામાં મુસલમાનો તો માત્ર બે જ હતા, બાકી બધા હિંદુઓ હતા. વળી તેમનો આગ્રહ પણ ખોટો હતો એ સ્પષ્ટ હોવા છતાં કોઈ પણ હિંદુની ત્યાં નૈતિક હિમ્મત ન રહી આ પ્રસંગ હિંદુઓની માનસિક નિર્બળતાનો નમૂનો છે

આવો જ પ્રસંગ જો મુસ્લિમોની સભામાં કોઈ હિંદુ તરફથી ઊભો થયો હોય અને તે મુસ્લિમોએ ડરીને નિભાવી લીધો હોત તો હું ત્યાં મુસ્લિમોની પણ માનસિક નિર્બળતા કહું અને એ હિંદુની એવી જડી હઠને વખોડી કાઢું બેઉ આખો સરખી છે અહીં આ પ્રસંગ ટાંકવાનો મારો મૂળ આશય તો "વિચારભરી વીરતા" મનુષ્યમાં હોવી જ જોઈએ, એવું વિધાન કરવાનો છે અને હિંદુ હો કે મુસ્લિમ હો બન્નેને એકસરખો લાગુ પડે છે

મહર્ષિ દયાનંદ સરસ્વતીએ આર્ય-સમાજના પાયામાં એ વીરતા રોપી છે, એથી જ એવી પ્રાણવાન વિભૂતિનો સમાજમાં અભાવ હોવા છતાં, આર્ય-સમાજના સભ્ય તરીકે લેખાતા પુરુષો અને સ્ત્રીઓમાંથી આવા દાખલા આજે પણ જડી આવે છે

એ જ નગરની એક બીજી વાત કહું અમ ાવા મા જ ભર બજારમાં એક આર્ય-સમાજી બહેનને કોઈ એક મુસ્લિમ મવાલીએ

જરા અડપલું કર્યું તે જ ક્ષણે ભરબજારમાં તે વીર યુવતીએ મવાલીનું કાંડુ પકડીને એક તમાચો ચોડી દીધો અને એવા તો વીરતાના શબ્દો ઉચ્ચાર્યા કે પેલો મવાની ઠંડોગાર થઈ ગયો. એ બહેનના હાથમાંથી સ્વય કાંડુ છોડાવવા અસમર્થ બની ગયો અને જિંદગીભરની ખોડ ભૂલી ગયો. મહર્ષિ દયાનંદ સરસ્વતીના ઉદ્દેશથી સ્થપાયેલી જીવતી સસ્થાના શિક્ષણના પરિપાકનો આ બીજો નમૂનો. જ્યારે આવી વીર રમણીઓ ઘેર ઘેર ઊભરાશે ત્યારે જ આ ભૂમિમાંથી વીર સતાનોનો પરિપાક થશે

મહર્ષિ દયાનંદ સરસ્વતી, સત્યવીર શ્રદ્ધાનદ, વીર પ્રતાપ અને ક્ષત્રપતિ શિવાજી જેવા રાષ્ટ્રરત્નો વીર માતાઓની કૂખે જ જન્માવ્યાં હતા. અહીં મારે કહેવું જોઈએ કે જે દેશ આવી વીરમાતાઓ ઇચ્છતો હોય, તે દેશે સ્ત્રીવર્ગ પ્રત્યે આત્મ-સન્માન ધરાવી તેમને ઉચ્ચ શિક્ષણની સગવડો કરી આપવી ઘટે. જ્યા જેવી ભાવના ત્યા તેવુ ફળ

" દેરી ભાવથી દેવ બને છે, ગોળીથી ગોના થાયે,
ઉંદરડી સમજે સ્ત્રીને તો, તેમાથી ઉંદર થાયે "

સ્ત્રીઓ પ્રત્યે જો વીરાગના જેવો ભાવ હોય તો એમાથી વીર પેદા થાય. દેવીઓ જ દેવને ઉત્પન્ન કરે. પણ આજે સમાજની સ્થિતિ સામે નજર કરતા સ્ત્રીજાતિની કિંમત શુ દેખાય છે? કોઈ કોઈ સમાજમા સ્ત્રીઓ નરક ગુલામડી. ઉંદરડી કે મરી જાય તો ખાસડુ ફાટયુ હોય એવી ભાવના દેખાતી હોય છે, પણ એમને ભાન નથી. કે ગુલામમાથી ગુલામ જ પાકે, ઉંદરડીમાથી તો ઉંદર જ પાકે અને ખાસડાથી તો ખાસડા જ મળે ને? (હસાહસ)

**ધર્મઘેલછા**

હવે બીજી ધર્મઘેલછાની થોડી વાત કરુ કે જે તરફ પણ મહર્ષિનું ધ્યાન ખેચાયું હતું. ધર્મઘેલછા એટલે ધર્મને નામે

ઘૂસી ગયેલી ખોટી રૂઢિ જેવી કે કોઇ એક હિંદુને બળાત્કારે કોઇ વિધર્મી વટલાવી નાખે અને એ હિંદુ ફરીથી પોતાના હિંદુ ધર્મમા આવવા કરગરે છતા એ ધાર્મિક રૂઢિમા જકડાયેલા હિંદુ સમાજના નેતાઓ તેને અપનાવી શકતા નથી, પણ વિધર્મમા જવા દઈ અનેક અનર્થો જન્માવે છે આ વાત તમે પેપરદ્વારા વાચી હશે

એક હિંદુ ગૃહસ્થના ઘરની પાડોશમા મુસલમાન ભાઇનો નિવાસ હતો. પેલા હિંદુની છોકરી મુસલમાન પડોશીને ઘેર હમેશા આવજા કરતી હતી તેવામા મુસલમાનની સ્ત્રી ગુજરી જવાથી એક દી તે મુસલમાનને આ હિંદુ સમાજની ધર્મઘેલછાનો લાભ લેવાની ઇચ્છા થઇ આવી, અને પોતાનુ ધાર્યું થને એમ સમજી તેણે એક દિવસ જ્યારે પેલી છોકરી એના ઘરથી પાછી ફરતી હતી ત્યારે મોટેથી બૂમ પાડીને બોલવા માડ્યુ, 'એ ગેર ! તમારી છોકરીએ મારા ઘરનુ પાણી પી લીધુ' અને તાળીઓ પાડવા લાગી ગયો.

આ વાત ચોમેર ફેલાઈ ગઈ અને પછી તો પૂછવુ જ શુ ? વટલાઇ જવાની બીના જાહેર થવાથી તેના પિતાની પેલી ધર્મઘેલછા ઊછળી આવી અને સમાજમાંથી પોતાનું સ્થાન ગુમાવવાનો અને સમાજના દડ્યા બુનો ભય લાગ્યો. એથી એ છોકરીને ધમકાવવા લાગ્યો છોકરીએ રડતા રડતા ઘણુ કહ્યુ કે 'પિતાજી, મે પાણી નથી પીધુ' પણ લોકોમા પેલા મુસલમાને એવા રૂપે વાત ફેલાવી કે છોકરીની વાત માનવામા ન આવી અને આખરે સમાજ ભેગો થયો સમાજના અધ અને અજ્ઞાન આગેવાનોએ નક્કી કર્યું કે આ છોકરી તો હવે વટલાઈ ગઈ અને એને નાનમા લઇ શકાય નહિ એ બહેનનું વેવિશાળ થઈ ગયેલુ એટલે એના સાસરિયાઓએ પણ કહી દીધુ કે હવે અમારે એ કન્યા ન ખપે તમે જાણીને આશ્ચર્ય પામશો કે નિરુપાયે એ છોકરીને મુસલમાન થવુ પડ્યુ સમાજના ડરથી, એ રૂઢ માન્યતાને લીધે, એ બાપે દીકરીને તજવા સુધીની નિર્બળતા દાખવી. હિંદુ સમાજની કેવી અધોગતિ!

'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ' બોલનારનુ કેટલુ અધમ માનસ !

## હમારી અસ્પૃશ્યતા

મુસલમાનો જ્યારે પોતાના ખુદાને પાક પરવરદિગાર કહી તેના નામે અછૂતોને પણ અપનાવી શકે છે, ઇસાઇઓ ગમે તેવી દલિત, પતિત અને અશરણ કોમને અનેક જાતની લાલચો આપી પોતામા ભેળવી શકે છે, ત્યારે હિંદુઓ કે જે अद्वेष्टा सर्वभूतानां मैत्र करुण एव च એ ભગવદ્ગીતાના પાઠને રોજ પઢનારા અને सत्वभूतात्मभूतात्म એમ ગ્યાહ્વાન કહેનારા જૈનો અછૂતોને અડતા અભડાય છે ચડાનને લજાવે એવા કાર્ય કરનારા સાથે બધો વ્યવહાર રાખી શકે છે, પરતુ રામને ભજનાર હિંદુપણાનુ ગૌરવ રાખનાર પ્રતિદિન રસ્તા અને પાયખાના શુદ્ધ કરી આરોગ્યનુ રક્ષણ કરનાર અછૂતોથી પોતાની જાતને અભડાવવાનુ માને એ કમનસીબીની વાત છે જેમ રામ અને કૃષ્ણના ફરમાનને હિંદુઓ–એના ભક્તો ભૂલ્યા છે તેમ અછૂતોને પણ સાધુપદ આપનારા અને મોક્ષ સુધીના અધિકારી માનનાર ઉદાર જિન ભગવાનના અનુયાયીઓ પણ માર્ગ ભૂલ્યા છે તેમને પણ અન્ય ધર્મોનો ચેપ લાગ્યો છે શુ વાત કરુ ?

નાસિકના પડિતો કહે છે કે આમ્બેડકર અને એના પદર હજાર ભાઇઓ હિંદુ ધર્મ છોડના હોય તો છોડવા દો, આપણે તેમનાથી છૂટીએ જુઓ આ 'આત્મવત્ સર્વભૂતેષુ'ની ઘોષણા કરનારા માનસ ' રામને ભજે ત્યાસુની અસ્પૃસ્ય અને એ જ માણસ બીજો ધર્મ સ્વીકારે તો સ્પૃસ્ય ! કેટલી મૂર્ખતા ! આ મૂર્ખાઇમા તો બધુયે ગુમાવ્યુ ! ઇ ૧૧૯૩મા મહમદ ગોરીએ દિલ્હી લીધુ ત્યારે લગભગ પચાસ હજાર મુસલમાનો પહેલી વખત ભારતમા આવ્યા ત્યારથી વટાળવૃત્તિ શરૂ થઇ ને અનેકને વટલાવ્યા જે વટલાણા તેની શુદ્ધિ કરી ન શક્યા એવી ધર્મઘેલછાથી આજે આઠ કરોડ મુસલમાનો થયા હવે આ બાજુ

સાત કરોડ અત્યજો છે એને જવા દેશો તો? ક્યા ઊભા રહેશો? ભારત આર્યોનો નહિ રહે

આપણે ક્યા છીએ? શુ કરી રહ્યા છીએ? શુ કરવુ જોઈએ? માનવનો ધર્મ શો હોઈ શકે? તેનો જરા વિચાર કરવો જોઈએ, પણ તે તરફ તમારુ ભારે દુર્લક્ષ છે જે ધર્મ માનવતા ન શીખવે, જે ધર્મ મનુષ્ય મનુષ્ય પ્રત્યે સહૃદયતા, સેવા અને સહાનુભૂતિના બોધપાઠો જીવનમા ન ઉતારી શકે અને ઊલટુ ધર્મના બહાના તળે માનવ માનવ પ્રત્યે ઘૃણા, તિરસ્કાર, વેર અને અત્યાચારો ગુજારે એ ધર્મ શા કામનો? એવા ધર્મથી તો માનવજાતનું પતન થાય છે, કારણ કે એ તો ધર્મોના નામ નીચે ચાલતો ચોખ્ખો અધર્મ છે

## મહર્ષિના પ્રચારનુ પરિણામ

મહર્ષિને આ ધર્મઘેલછા સાની હતી મહર્ષિએ ભારતની નાડ પારખી એમ લાગ્યુ કે માનવતા વગર આધ્યાત્મિક જ્ઞાન ઊતરો અપચો કરાવશે તેમણે દલિત અને પતિતો સારુ શુદ્ધિમંદિરો, આશ્રમ-મંદિરો વગેરે ખોલ્યા એમણે વીરતા ઉત્પન્ન થાય એવી કેળવણી મળે અને આર્ય ગુનામ ન બને, પણ સાચા આર્યો બને, વીર બને એવી ગોઠવણો કરવા ગુરુકુળો સ્થાપ્યા

આધ્યાત્મિક ક્ષેત્રના એ સન્યાસીએ સામાજિક સુધારણાના આંદોલનો ઉપાડયા ભારતવર્ષમા ધર્મને નામે નિર્દોષ પ્રાણીઓના હત્યાકાંડો થતા, ભોગો અપાતા, એની સામે એણે ખૂબ પ્રચાર કર્યો ભારતની જનતાણી રૂઢિઓ જુનાપી વિકાસનો સન્માર્ગ બતા યો એ મહર્ષિના નામ નીચે આર્યસમાજના દસ લાખ આર્યો, ૪૦૦ વ્યાખ્યાતા, ૧૫૦ હાઇસ્કૂલો, ૨ હાઇસ્કૂલ ન છોકરીઓની, ૬૫ મીડલ સ્કૂલો, ૫૪ મીડલ સ્કૂલો છોકરીઓની, ૧૮૨ પ્રાઇમરી સ્કૂલો, ૧૨૧ પ્રાઇમરી સ્કૂલો છોકરીઓની, ૨ વૈદિક કોલેજો, ૧૪૨ રાત્રિશાળાઓ, ૭૫ અનાથાલયો, ૩૦૦ સસ્કૃત પાઠશાળા ૮૦ હિંદી પાઠશાળા,

૩૫ ગુરુકુળો, ૬ ગુરુકુળો છોકરીઓના, ૫૫ દલિત-શાળાઓ, ૩૦૦ કન્યાપાઠશાળાઓ, ૭૦ વિધવાશ્રમો, ૫૦ છાપખાના, ૯ કોલેજો, ૩ ધાર્મિક કોલેજો, ૧ હજાર મકાનો, ૪૭૨ હિંદી ભણનાર, ૬૦૯૦ ઉર્દૂ ભણનાર, ૨૦ મફત ઔષધાનયો, વિક્રય પુસ્તકાનયો ૧૨૫, સન્યાસી પાઠશાળાઓ ૪, ગોશાળાઓ ૨, વર્તમાનપત્રો ૬૦ અને બેંક ૧, કાર્ય કરે છે

આ આકડા ઉપરથી તમને જણાશે કે મહર્ષિની પુણ્યમૂર્તિ રૂપે આ સસ્થાઓદ્વારા ભારતવર્ષમા સસ્કારી શિક્ષણ માટેના ગુરુકુળો, શારીરિક અને માનસિક વિકાસ માટેના વ્યાયામમદિરો ને શુદ્ધિ અને સસ્કારની ક્રિયાઓ દ્વારા સમાજના દલિતોના અને પતિતોના આસુ લૂછી શકાય છે

આર્યસમાજનું આ પ્રશસ્ત કાર્ય હિંદુ સમાજને આશીર્વાદ રૂપ છે મહર્ષિના સુપૂતો એને વિકસાવે મારુ વ્યાખ્યાન પૂરુ કરતા પહેલા સમાજી ભાઈઓ તરફના પ્રેમને કારણે એક સૂચના કરવાની ઇચ્છા થાય છે અને તે હું ખૂબ પ્રેમપૂર્વક કહી લઉંશ

પ્રથમ તો એક વાત એ છે કે સમાજના પડિતોને વાદનો નાદ લાગ્યો હોય એવુ દેખાય છે જો કે ચર્ચા એ ઉપયોગી વસ્તુ છે, પણ તેનો ઉપયોગ જિજ્ઞાસુ બુદ્ધિથી અને જ્યા આવશ્યકતા હોય ત્યા જ હોવો ઘટે એમ હું માનું છુ સ્વામીજીના વખતમા એ વસ્તુ બને ઉપયોગી અને સુઘટિત હોય. ( જો કે આ સંબધમા ઘણી વાતો ચર્ચાસ્પદ છે- પરતુ આ સ્થળે એ ચર્ચા પ્રસ્તુત નથી ) ટૂકમા હુ એટલું જ કહુ કે આજનો યુગ સર્વધર્મસમભાવનો છે આ યુગમા વાદો પ્રાય અપ્રાસગિક થઇ પડે છે

બીજી વાત એ છે કે મારો અનુભવ છે ત્યા સુધી હું એમ સ્પષ્ટ કહી શકુ છુ કે મહર્ષિને કોઈ પણ સપ્રદાય, મત કે પથ ચલાવવાની કે વાડો બાધવાની ઇચ્છા ન હતી કેવળ માનવ-સમાજના

એય અર્થે કાર્ય કરવુ એ જ માત્ર એમનો ઉદ્દેશ હતો, અને તે જ તેમણે સમાજની નિયમાવલિમા વ્યક્ત કર્યો છે હુ એમ જરૂર ઇચ્છુ કે સ્વામીજીનો આ ઉદ્દેશ તેમના અનુયાયીઓ પૂર્ણ રીતે સફળ કરે અને તેઓ જેમ બીજાને પચાવી શકે, તેમ માહોમાહે પણ પ્રેમ અને સહિષ્ણુતા વધુ ને વધુ કેળવે હું આ એટના માટે કહું છુ કે જેમ કેટલાક સપ્રદાયો કે મતો પોતપોતાનુ સકીર્ણ ક્ષેત્ર બનાવી પોતાની મેળે જ પોતાના અસ્તને નોતરે છે, તેવુ આર્યસમાજનું ન થાય અને મહર્ષિ દયાનંદજી પછી જેમ સત્યવીર શ્રદ્ધાનંદજીએ, એ પથે ચાલી, જીવન સમર્પણ કર્યું, તેમ પુન પુન વારસામા બીજા અવિશેષ પ્રાણવાન વીરો પાકે મહર્ષિની હસ્તી વખતે જે કાર્યદિશા હતી, તે આજે પણ છે માનવસમાજમા વીરતાની, સદ્બુદ્ધિની, સત્કારોની, ધર્મ-રૂઢિઓ દૂર કરી સર્વધર્મસભાવના પ્રચારકોની આજે ખૂબ જરૂર છે માટે સકીર્ણ ભાવનાને છોડી આવી વ્યાપક કાર્યદિશા દ્વારા ચોમેરથી ધસી આવતા અનિષ્ટો અને ભારતની અવનતિને રોકીને આર્યસમાજ પોતાની ઉત્ક્રાન્તિ-સાધના અખડ રાખી અનત અભિનવ પ્રગતિ માટે એમ ઇચ્છુ છુ

॥ ॐ શાંતિ ॥

---

# આર્ય ગુરુકુળને સંદેશ

[શ્રી ઘાટકોપર આર્ય-ગુરુકુળ અને આર્ય-હાઇસ્કૂલના વાર્ષિકોત્સવને અનુલક્ષીને મારો સંદેશ ]

ચાતુર્માસ મુમ્બઈનું હોઈ હાલ તુરત મુમ્બઈ જવાની ભાવના ન હતી મુલુંડ, વિલેપારલે અને વરસોવા તરફ વિચરવાના ભાવે અમો મુલુંડ ગયેલા પરંતુ પરશુભાઈ શર્મા મુલુંડ આવ્યા મુમ્બઈ આર્ય-સમાજના વાર્ષિક મહોત્સવના પ્રસંગને અનુલક્ષીને અમોને પ્રેમભર્યો આગ્રહ કર્યો. હાલ તુરત મુમ્બઈ જવાનો સંકલ્પ જ ન હતો, પણ કુદરતી નિયમ કોને છોડે છે? એ પ્રસંગ પછી તુરત જ અમો મુમ્બઈથી પાછા ફરી વિલેપારલે ગયા ત્યાં તો તા. ૧૮-૪-૩૬ ના શ્રી ઘાટકોપર ગુરુકુળના અધિષ્ઠાતા ભાઈ નાગરદાસજી અને પ્રિન્સિપાલ પી વૈદ્ય બન્ને આવ્યા અને પુનઃ તેવો જ પ્રસંગ બન્યો.

પેલા હતા પ. પરશુભાઈ શર્મા આ છે ગુરુકુળના અધિષ્ઠાતા ભાઈ નાગરદાસજી અને પ્રિન્સિપાલ વૈદ્ય. પેલો હતો મુંબઈ આર્ય-સમાજનો વાર્ષિક મહોત્સવ, આ છે આર્યસમાજ ગુરુકુળ અને હાઈસ્કૂલનો વાર્ષિક-ઉત્સવ. આ પ્રસંગે આપને આવવું જ પડશે એવો લાગણીભર્યો આગ્રહ કર્યો. મારે આવવું જ જોઈએ કારણ કે આર્ય-સમાજની રીતિ માટે તો મને ખૂબ પક્ષપાત છે, એટલે મારું મન પણ ખેંચાય એ સ્વાભાવિક છે. તથાપિ મારી તબિયતના કેટલાક

કારણોને લઈને હું હાન આવી શકીશ નહિ એમ તે ભાઓને મારે કહેવુ પડયુ

નાગરદાસભાઈને મારી ત્યા હાજરી હોય એવી ખૂબ ઇચ્છા હતી, પણ મારા કારણો સાભળીને તેમણે સંતોષ માન્યો અને કહ્યુ કે "આપ નથી આવી શકતા તો આપનો અક્ષરદેહ ત્યા આવે તેથી અમો સંતોષ માનીશુ" એવા નાગરદાસભાઇના અને બીજા ભાઈઓના આગ્રહવશ આ સંદેશો મોકલાવુ છુ

મે મુમ્બઈ આર્યસમાજના મહોત્સવના પ્રસંગે વ્યાસપીઠ પરથી સમસ્ત આર્યોને એ સંદેશ આપ્યો હતો કે, ભારતવર્ષમા અને ખાસ કરીને આપણા હિંદુઓમા કેળવણીની સસ્થાઓ બહુ કગાળ સખ્યામા છે આપણા ખ્રિસ્તી ભાઇઓ કે જેઓ દૂર સુદૂરના દેશોમાથી આવીને ભારતવર્ષમા સેવાદ્વારા પોતાની સેકડો સસ્થાઓ ધરાવે, ત્યારે એ જ ભારતવર્ષમા વસતા આપણે નજીવી સસ્થાઓ ધરાવીએ એ એક ખેદની ખીના છે આમ બનવાનું કારણ આપણી સ્વાર્થપરાયણતા, માંહોમાંહે ધર્મને નામે લડી મરવાની ભાવના, વ્યક્તિગત દ્વેષને મરયા કે સમાજને બહાને હાનવવાની મનોદશા અને એ બધાના કારણભૂત આપણી અજ્ઞાનતા છે એમ પણ મે કહ્યું હતું

મારે આ સ્થળે એ સ્પષ્ટ કહેવુ જોઇએ કે આપણી પાસે જે સસ્થાઓ છે, તેમા આર્યસમાજનો મહત્ત્વનો ફાળો છે, એવો મારો અનુભવ છે આજે ભારતવર્ષને જે વીરતા અને બ્રહ્મચર્યના આદર્શો આપવા જોઇએ, તે મહર્ષિ દયાનંદના સંદેશને અનુસરનાર જે જે આર્યો જ્યા જ્યા છે અને જેઓની સપૂર્ણ દેખરેખની નીચે જે જે ગુરુકુળો અને શિક્ષણસસ્થાઓ ચાલે છે તેમા મે જોયા છે

આધુનિક કેળવણીના આદર્શ અને પદ્ધતિ વિદેશી હોઇ વ્યવહારુ

મડળ નીચે જ્યા જ્યા અને જે જે સસ્થાઓ ચાલતી હોય, ત્યા ત્યા અને તેમા તેમા તેટલી જ વધુ ઉદારતા હોવી ઘટે આ સસ્થા માટે હુ એ જ આશા રાખુ છુ કે કોઈ પણ કોમીવાદને ન પોષતા મનુષ્યત્વ, વીરતા, બ્રહ્મચર્ય અને એવા એવા ગુણો કે જે લક્ષ મહર્ષિ દયાનંદનુ હતુ, જેને અર્થે એ જીવ્યા હતા, તેવા પ્રકારના ગુણોને કેળવી આર્ય પ્રજાના આર્યત્વને ખીલવવામા ફાળો આપે *

॥ ૐ શાતિ ॥



* આ સદેશ જેમનો તેમ આ સગ્રહમા મૂકવા પાછળ બે હેતુઓ છે (૧) વ્યાખ્યાનકારને આર્યસમાજની જુદીજુદી શાખાઓ સાથે ગાઢો જતાય કેવો નિર્દોષ અને મધુર સબધ છે તેનો વાચકવર્ગને પરિચય થાય, અને (૨) એમાની કિમતી સૂચનાઓ ઇતર સસ્થાઓ તથા નાગરિકોને ઉપયોગી થાય

# શક્તિનુ મૂળ અને પ્રયોગ

મહાનુભવો !

અત્યારસુધીના બધા વ્યાખ્યાનોમા એક યા બીજે પ્રકારે મે સમાજ અને શક્તિની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો છે આજે 'શક્તિનુ મૂળ અને એના પ્રયોગ' સબધી કહીશ જીવ અને શરીર એ બેના ભેદને તો તમે સામાન્ય રીતે સમજતા હશો એ વિષે હુ આગળ અવસરે કહીશ અત્યારે તો માત્ર જીવ અને શરીર વચ્ચે કાર્ય કરી રહેલા તત્ત્વોની વિચારણા કરીએ

જે પ્રાણશક્તિ વડે દેહધારીમાત્રના દેહમા ચૈતન્ય ટકે છે તે પ્રાણશક્તિને જૈન શાસ્ત્રો દશ પ્રકારમા વહેંચી દે છે પાચ ઇંદ્રિયો, મન, વચન, કાયા, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય બીજી રીતે કહીએ તો પાચ ઇંદ્રિયો સ્થૂળ છે, જ્યારે બાકીના પાચ પ્રાણો સૂક્ષ્મ છે આ પરથી સહેજે સમજાશે કે આત્મા અને શરીરનો સંયોગ અને વિયોગ પણ એ શક્તિના સદ્ભાવ અને અભાવ પર નિર્ભર છે વળી કાર્યમાત્રનો આધાર પણ એની તાજગી પર છે મનુષ્યમા પ્રાણશક્તિ સપૂર્ણપણે ખીલી શકે એમ છે માટે જ મનુષ્ય એ કિંમતી પ્રાણી ગણાય છે, અને ધારે તો જગતના બધા પ્રાણીઓ ઉપર અજબ અસર ઉપજાવી શકે એમ છે જેની પ્રાણશક્તિ જેટલી તીવ્ર તેટલી તેની પ્રતિભા બળવાન અને જેની પ્રાણશક્તિ જેટલી બુઠ્ઠી તેટલો એ પામર, કાયર અને નપુસક

મ ડળ નીચે જ્યા જ્યા અને જે જે સસ્થાઓ ચાલતી હોય, ત્યા ત્યા અને તેમા તેમા તેટલી જ વધુ ઉદારતા હોવી ઘટે આ સસ્થા માટે હુ એ જ આશા રાખુ છુ કે કોઈ પણ કોમીવાદને ન પોષતા મનુષ્યત્વ, વીરતા, બ્રહ્મચર્ય અને એવા એવા ગુણો કે જે લક્ષ મહર્ષિ દયાનંદનુ હતુ, જેને અર્થે એ જીવ્યા હતા, તેવા પ્રકારના ગુણોને કેળવી આર્ય પ્રજાના આર્યત્વને ખીલવવામા ફાળો આપે *

॥ ॐ શાંતિ ॥

---

* આ સ દેશ જેમનો તેમ આ સગ્રહમા મૂકવા પાછળ બે હેતુઓ છે (૧) વ્યાખ્યાનકારને આર્યસમાજની જુદીજુદી શાખાઓ સાથે મીઠો છતાય કેવો નિર્દોષ અને મ ધ્યસ્થ સબ ધ છે તેનો વાચકવર્ગને પરિચય થાય, અને (૨) એમાની કિંમતી સૂચનાઓ ઇતર સ સ્થાઓ તથા નાગરિકોને ઉપયોગી થાય

# શક્તિનું મૂળ અને પ્રયોગ

મહાનુભવો!

અત્યારસુધીના બના વ્યાખ્યાનોમા એક યા બીજે પ્રકારે મે સમાજ અને શક્તિની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો છે આજે 'શક્તિનું મૂળ અને એના પ્રયોગ' સંબંધી કહીશ જીવ અને શરીર એ બેના બેન્ને તો તમે સામાન્ય રીતે સમજતા હશો એ વિષે હું આગળ અવકાશે કહીશ અત્યારે તો માત્ર જીવ અને શરીર વચ્ચે કાર્ય કરી રહેલા તત્ત્વોની વિચારણા કરીએ

જે પ્રાણશક્તિ વડે દેહધારીમાત્રના દેહમા ચૈતન્ય ટકે છે તે પ્રાણશક્તિને જૈન શાસ્ત્રો દશ પ્રકારમા વહેંચી દે છે પાચ ઇંદ્રિયો, મન, વચન, કાયા, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય બીજી રીતે કહીએ તો પાચ ઇંદ્રિયો સ્થૂળ છે, જ્યારે બાકીના પાચ પ્રાણો સૂક્ષ્મ છે આ પરથી સહેજે સમજાશે કે આત્મા અને શરીરનો સંયોગ અને વિયોગ પણ એ શક્તિના સદ્ભાવ અને અભાવ પર નિર્ભર છે વળી કાર્યમાત્રનો આધાર પણ એની તાજગી પર છે મનુષ્યમા પ્રાણશક્તિ સંપૂર્ણપણે ખીલી શકે એમ છે માટે જ મનુષ્ય એ કિમતી પ્રાણી ગણાય છે, અને ધારે તો જગતના બધા પ્રાણીઓ ઉપર અજય અમર ઉપજાવી શકે એમ છે જેની પ્રાણશક્તિ જેટલી તીવ્ર તેટલી તેની પ્રતિભા બળવાન અને જેની પ્રાણશક્તિ જેટલી બુઠ્ઠી તેટલો એ પામર, કાયર અને નપુંસક

મડળ નીચે જ્યા જ્યા અને જે જે સસ્થાઓ ચાલતી હોય, ત્યા ત્યા અને તેમા તેમા તેટલી જ વધુ ઉદારતા હોવી ઘટે આ સસ્થા માટે હુ એ જ આશા રાખુ છુ કે કોઈ પણ કોમીવાદને ન પોષતા મનુષ્યત્વ, વીરતા, બ્રહ્મચર્ય અને એવા એવા ગુણો કે જે લક્ષ મહર્ષિ દયાનંદનું હતું, જેને અર્થે એ ઝૂઝ્યા હતા, તેવા પ્રકારના ગુણોને કેળવી આર્ય પ્રજાના આર્યત્વને ખીલવવામા ફાળો આપે.*

॥ ૐ શાંતિ ॥

---

* આ સદેશ જેમનો તેમ આ સગ્રહમા મૂકવા પાછળ બે હેતુઓ છે (૧) વ્યાખ્યાનકારને આર્યસમાજની જુદીજુદી શાખાઓ સાથે મીઠો છતાય કેવો નિર્દોષ અને મધ્યસ્થ સબધ છે તેનો વાચકવર્ગને પરિચય થાય, અને (૨) એમાંની કિંમતી સૂચનાઓ ઇતર સસ્થાઓ તથા નાગરિકોને ઉપયોગી થાય

# શક્તિનું મૂળ અને પ્રયોગ

મહાનુભવો !

અત્યારસુધીના બધા વ્યાખ્યાનોમા એક યા બીજે પ્રકારે મે સમાજ અને શક્તિની આવશ્યકતા ઉપર ભાર મૂકયો છે આજે 'શક્તિનું મૂળ અને એના પ્રયોગ' એ વિષે કહીશ જીવ અને શરીર એ એના ભેદને તો તમે સામાન્ય રીતે સમજતા હશો એ વિષે હું આગળ અવકાશે કહીશ અત્યારે તો માત્ર જીવ અને શરીર વચ્ચે કાર્ય કરી રહેલા તત્ત્વોની વિચારણા કરીએ

જે પ્રાણશક્તિ વડે દેહધારીમાત્રના દેહમા ચૈતન્ય ટકે છે તે પ્રાણશક્તિને જૈન શાસ્ત્રો દશ પ્રકારમા વહેંચી દે છે પાચ ઇંદ્રિયો, મન, વચન, કાયા, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય બીજી રીતે કહીએ તો પાચ ઇંદ્રિયો સ્થૂળ છે, જ્યારે બાકીના પાચ પ્રાણો સૂક્ષ્મ છે આ પરથી સહેજે સમજાશે કે આત્મા અને શરીરનો સંયોગ અને વિયોગ પણ એ શક્તિના સદ્‌ભાવ અને અભાવ પર નિર્ભર છે વળી કાર્યમાત્રનો આધાર પણ એની તાજગી પર છે મનુષ્યમા પ્રાણશક્તિ સપૂર્ણપણે ખીલી શકે એમ છે માટે જ મનુષ્ય એ કિંમતી પ્રાણી ગણાય છે, અને ધારે તો જગતના બધા પ્રાણીઓ ઉપર અજબ અસર ઉપજાવી શકે એમ છે જેની પ્રાણશક્તિ જેટલી તીવ્ર તેટલી તેની પ્રતિભા બળવાન અને જેની પ્રાણશક્તિ જેટલી બુઠ્ઠી તેટલો એ પામર, કાયર અને નપુંસક

જૈન આગમોમાં ' જ્ઞેય, હેય અને ઉપાદેય' એ ત્રણ તત્ત્વો દર્શાવ્યાં છે એ ત્રણનું રહસ્ય એ છે કે, જાણવાયોગ્યને જાણો, ત્યજવા યોગ્યને ત્યજો અને લેવાયોગ્યને લો પ્રાણશક્તિ વાપરવાથી કદી ખૂટી જતી નથી વાપરવાથી ઊલટી તેજ થાય છે, પણ તે ઉપરના કથન પ્રમાણે વાપરવી જોઈએ તો જ તે ભવ્ય અને પોષક બને મનુષ્ય જ્યારે પોતાની આ સમજનો આટલો ઉપયોગ ભૂલે છે, ત્યારે જ છતે સાધને તે તરવાને બદલે ડૂબે છે, સ્વસંરક્ષણ કરવાને બદલે વિનાશ નોતરે છે ને જીવવાને બદલે મરે છે આ વાત હવે તમને ક્રમપૂર્વક સમજાવું

## શક્તિનો દુરુપયોગ

સૌથી પહેલા ચામડી, જીભ, નાક, આંખ અને કાનનો દાખલો લઈએ સ્પર્શેન્દ્રિયના વિષયમાં તો પાગલ બનીને મનુષ્ય શક્તિ, ઈજ્જત, પ્રતિષ્ઠા અને લક્ષ્મીનો અક્ષમ્ય દુરુપયોગ કરે છે એની ચાલી રસેન્દ્રિયમાં છે રસેન્દ્રિયના દુરુપયોગમાં પાંચે ઇંદ્રિયોનો દુરુપયોગ આવી જાય છે ન ખાવાનું ખાય, હદ ઉપરાંત ખાય, વગર ભૂખે ખાય, અનિયમિતપણે ખાય, ન પીવાનું પીએ, ન બોલવાનુ બોલે, આ બધા જીભના દુરુપયોગો છે એ જ પ્રમાણે પાંચે ઇંદ્રિયો માટે સમજવું ચામડી આખા શરીરનું વેષ્ટન છે એનાથી જ શરીરનો નિભાવ છે એની ઉપયોગિતા પણ ઘણી છે પણ મનુષ્ય એની ઉપયોગિતા નથી સમજ્યો એટલે જ તે એ સાધનોનો દુરુપયોગ કરી ધાતુક્ષીણ અને હતવીર્ય બની વ્યાધિઓને આમંત્રે છે પથ્યાપથ્ય ખોરાક પારખવા માટે, ખાવા માટે અને બોલવામાં મદદગાર થવા માટે જીભ છે એને બદલે સ્વાદમાં ફસાઈ જાય કે તરત જ વ્યાધિ અને વિકાર ફાટી નીકળે છે, એ જ તેનો દુરુપયોગ છે નાક મૂળે તો શ્વાસોચ્છ્વાસની ગળણી છે, પણ સુગંધીનો નાદ લાગે એટલે ફૂલો, અત્તર કે મોગરાની કળીઓ જેવા સુગંધીવાળા પદાર્થો પાછળ ગાંડાતુર બની જઈએ એવા ઉન્માદથી પણ અનેક અનર્થો પ્રગટે અને આંખ

તો અદ્ભુત યંત્ર છે કુદરતના દિવ્ય સૌદર્યને ઝીલી મનને હલકી ભૂમિકામાથી ઉપરની ભૂમિકા પર લઈ જવા માટે તે એક સર્વોત્તમ સાધન છે પણ જ્યા ત્યા એ દૃષ્ટિ નાખીએ, ન જોવાનું જોઈએ એટલે તેનાથી મન વ્યગ્ર અને ભ્રષ્ટ થાય છે, આવેશ અને આવેગ બને વધે છે, અને આખરે અમૂલ્ય આખ ગુમાવી બેસીએ છીએ અથવા તો આખ વડે આપણું પોતાનું જ અધ:પતન કરીએ છીએ કાન, ઉચ્ચ કોટિનુ અમૃત-કથન સાભળવા માટે છે એને બદલે એંઠાં પુદ્ગલોનો પ્રક્ષેપ કરીએ, નિંદા કે વિકારી શબ્દો સાભળીએ એટલે કાનમા કચરો ભરાય અને ધારણાનું સુંદર યંત્ર બગડે ઘણાની એકધારી ફરિયાદો હોય છે કે યા શક્તિ જળવાય નથી, ક્ષણે ક્ષણે ભૂલી જવાય છે, મન નબળુ છે, પણ એ સર્વાંગે સત્ય નથી તમે જ વિચારો શું કોઈએ કડવુ વચન કહ્યું હોય કે ગાળ દીધી હોય, તો તે જિંદગી સુધી ભુલાય છે ખરા ? પૈસા ગણતા કોઈએ ત્યારે તો મન થીજી જ જાય છે, જરાય બીજે નથી જતું ફક્ત શાસ્ત્રશ્રવણ કે એવી ઉત્તમ વાત જ યાદ રહેતી નથી, એ જ કમભાગ્ય છે ઘણા એવા માણસો પણ હોય છે કે જ્યારે સહજ ભાવે વાતો કરવા બેસે ત્યારે સામાને સાભળવી છે કે નહિ, એ રચવે એ વાત કહેવાની જરૂર છે કે નહિ, સાભળનાર મારી વાતમા રસ લે છે કે નહિ એનું ભાન જ રાખતા નથી અને સામો માણસ કટાળી જાય ત્યા સુધી બોલ્યા જ કરે છે આ વાણીનો ભારે દુરુપયોગ છે

### દુરુપયોગ એ જ પાપ

આવી રીતે જે શક્તિનો સદુપયોગ કરવો જોઈએ તે જ શક્તિનો, તે જ વીર્યનો કચરાપેટી જેવા વ્યવહાર માટે દુરુપયોગ કરી શક્તિને ક્ષીણ કરી જીવન ભ્રષ્ટ કર્યું વિજય માટે પ્રાપ્ત કરેલ શક્તિ નકામી વેડફી નાખી આવી રીતે શક્તિ ઘસાઈ જાય એમા શી નવાઈ ? મનુષ્યના આયુષ્ય ઘટ્યા તેનું કારણ પણ એ જ છે અજ્ઞાનભરી

રહેણીકરણી, આધળા અનુકરણો, અમાપ ભોગવૃત્તિ, અનહદ વિનાસ અને દેહનું નુકસાન કરનારા વ્યસનોને કારણે મનુષ્ય પોતે આપત્તિને નોતરે છે કેટલાક જન્મથી જ નિર્બળ, મહારોગી, અધ, બહેરા, લુલા કે પાગળા હોય છે એનું કારણ પણ પૂર્વે કરેલો શક્તિનો દુરુપયોગ જ છે જે શક્તિનો સદુપયોગ ન કરી જાણે, તેની પાસેથી શક્તિ ખૂચવી લેવી એ કુદરતનો કાનૂન છે જે રીતે આણુશક્તિના દુરુપયોગથી માણસ હાથે કરીને મહાન આફત વહોરે છે તે રીતે જ કુદરતી પદાર્થોનો પણ જે દુરુપયોગ કરીને વિશ્વસપત્તિને નુકસાન પહોચાડે છે, તે કુદરતનો દ્રોહ કરે છે એ કુદરતનો ગુનેગાર છે

નિસર્ગે દીધેલા અન્ન, જળ, હવા અને પ્રકાશ એ ચાર રત્નો છે પાષાણના રત્નો તો અનેક સાપડે અને તે ન મળે તોય એમના વિના ચાલી પણ શકે, પણ આ 'રત્નચતુષ્ટ્ય' વિના તો જિવાય જ નહિ લક્ષ્મીમા અધ બનેલા લોકોને આ મોઘી ચીજોનો ખ્યાલ પણ નથી હોતો કે કુદરતે બક્ષેલી આ અપૂર્વ દોલતનો તેઓ કેટલો દુરુપયોગ કરી રહ્યા છે ! બેદરકારીને કારણે ગદકી કરી શુદ્ધ હવાને અશુદ્ધ કરી પોતે બીમાર પડે ને બીજાને પાડે જરા હાથ ધોવો હોય ત્યા તો ચકલી ખુલ્લી મૂકે અને ઘડાના ઘડા પાણી નકામુ ખનાસ કરે

સ્વચ્છતા અને પોષણને ઉપયોગી તત્ત્વોની કિમત કેટલી છે ? એની કિમત તો તે વસ્તુના અભાવમા જ સમજાય રણમા ગયા હોઇએ ને જ્યારે કઠ સુકાતો હોય ત્યારે જ પાણીની કિંમત કેટલી છે એની ખબર પડે ને આખ ખૂલે, લાખો રૂપિયા આપતા પણ જ્યારે પ્યાલો પાણી સુદ્ધા ન મળે ત્યારે સમજાય કે તમારા હીરા, માણેકની શી કિમત છે ? માટે જ કહ્યુ છે —

पृथिव्यां त्रिणि रत्नानि जलमन्न सुभाषित।
मूढ पाषाणखंडेषु रत्नसज्ञाभिधीयते ॥

ખરેખર, આ પૃથ્વી ઉપર અન્ન, જળ અને મધુર વચન એ ત્રણ

ખરા રત્નો છે અણુસમજુ માણુસો હીરા, માણેક વગેરે પથ્થરના ટુકડાને રત્નની સજ્ઞા આપે છે માટે વહાલા બધુઓ ! કોઈ ચીજનો દુરુપયોગ કરવાનો તમને અધિકાર નથી

કેટલાક દલીલ કરે છે કે શરીર, મન, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત તો અમારા છે ને આ સ્ત્રી, સેવક અને દૌલત પણ અમારા છે, આ કુવો, બાગ, બેતર અમારાં છે આ પશુ અમારા છે, માટે અમે ચાહે તે ઉપયોગ કરી શકીએ હું કહું છુ કે તમો ભૂલો છો બધુઓ ! તમે આવ્યા ત્યારે કશુ સાથે લાવ્યા ન હતા ને જતી વખતે બધુ મૂકી જવાના આનો તમને અનુભવ છે માટે તમે માલિક નહીં, પણ મજેના સાધનોનો સારામા સારો ઉપયો કરનારા વહીવટદાર છો તમારા વિકાસ માટે જ આ બધુ પ્રાપ્ત થયેલ છે, એટલા માટે તમે તમારા શરીરનું પણ ગમે તે કરો તે ન ચાલે તમારુ શરીર સમાજશરીરનું એક અંગ છે તમે સમાજ સાથે તેમ જ વિશ્વ સાથે સંકળાયેલ છો તમારી મર્યાદાનો તમને ખ્યાલ નથી કુદરતના ખજાનામાથી માલ લઈને તમે તમારુ દેહપૂતળુ રચ્યુ છે એનો દુર્વ્યય કરવાની તમને સત્તા નથી, તો બીજા પદાર્થોની તો હોય જ શાની ? તમારા ભૂલભરેલા વિચારના આદોલનો, તમોએ બગાડેલા વાતાવરણના પુદ્ગલો, ભૂલના રજકણો તમને એકને જ માત્ર નથી પીડતા. એ તો કુટુબના બાળકોને, સમાજના માનવીઓને પણ અસર કરે છે, તેને સ્પર્શી રહ્યા છે તેનો સબધ ઠેઠ રાષ્ટ્ર અને વિશ્વ સુધી છે તમારી ભૂલનો ચેપ બીજાને લાગે એ કાઇ ઓછુ પાપ છે ? ખૂબ વિચારો, વિચારીને મનન કરો

પણ આજનો માનવી જવાબદારી ભૂલ્યો છે હું કોણ ? મારુ સ્થાન શુ ? મારી ફરજ શી ? સમાજ સાથે મારે સંબધ શો ? હું ક્યાથી આવ્યો ? આ બધુ શુ છે ? આવા જીવનસ્પર્શી પ્રશ્નો એને થતા જ નથી એ તો ખાવુ, પીવુ, ખૂદવુ અને સ્વેચ્છાચાર પોષવો એટલુ જ સમજ્યો છે લાલચ, વિકાર, મિથ્યાભિમાન અને ક્રોધાદિ કષાયો અને વિષય-વિકારની વિષ્ટાથી સો ધાલી ધાલીને રેવાઇ ગયો છે

નવી દુનિયાની, નવી પ્રાપ્તિની, દિવ્ય પ્રકાશની એને ભાગ્યે જ સમજ, ભૂખ રહી છે કોઇ પ્રશ્ન કરે કે હમેશા શ્રવણ કરનારાને પણ એમ કેમ થાય છે? હમેશા તાત્ત્વિક બોધને શ્રવણ કરનારને પણ એમ થાય છે તેનુ કારણ શ્રવણ પછી એને પચાવવાનો સમય એ શ્રોતા લેતો નથી, અને એટલી ચીવટ પણ નથી પશુ ખોરાક ખાધા પછી એને ખૂબ વાગોળે છે એટલે એની એ કુદરતી ક્રિયાથી તેનો ખોરાક પચે છે અને લોહી થાય છે એવી જ રીતે જે સારુ તાત્ત્વિક સાભળે કે વાચે એણે પણ એની પાછળ સમય, એકાત અને શાત નૈસર્ગિક સ્થળે જઈ મનન, ચિતન, નિદિધ્યાસન કરવુ જોઇએ તો જ એની મીઠાશ સમજાય અને ભૂખ ભાગે, નહિતર એકના વાચન કે શ્રવણથી મગજનો બધકોશ થાય. માત્ર પુસ્તક વાચ્યે કે સાભળ્યે શુ વળે? જીવનમા એ વસ્તુ વણાય ત્યારે જ એની લિજ્જત આવે

ધારણામા જે વાત બરાબર ઊતરી હોય તેને જીવનમા વણવાની ઇચ્છાવાળાને વણતા વાર નથી લાગતી ધારણા સુધી પહોચતા પહેલા શાસ્ત્રમા બીજી ત્રણ ભૂમિકાઓ પસાર થવાનો ઉલ્લેખ છે (૧) અવગ્રહ, (૨) ઈહા, (૩) અવાય. અને અવગ્રહના બે પ્રકાર છે (૧) વ્યજનાવગ્રહ, (૨) અર્થાવગ્રહ કોઇ પણ વસ્તુને ધારણા સુધી જતા પહેલા આ બધી ભૂમિકાઓ પસાર કરવી પડે છે પ્રથમ, વસ્તુનો થોડો અવ્યક્ત સ્પર્શ થાય તે વ્યજનાવગ્રહ, અને આ કાઇક છે એમ થાય તે અર્થાવગ્રહ ત્યારબાદ વિચારણા થાય કે આ શુ? અથવા કોણ? એ ઇહા ત્યારબાદ કોઈ એક પ્રકારનો વિવેકબુદ્ધિ દ્વારા નિશ્ચય થાય, તે અવાય કહેવાય છે અને તે નિશ્ચય થયેલ વસ્તુને ચોક્કસાઇપૂર્વક લાબા સમય સુધી ધારી રાખવી તે ધારણાશક્તિ કેટલાક મનુષ્યોની ધારણાશક્તિ એટલી કેળવાઈ ગયેલી હોય છે કે વૃદ્ધ વયે પણ બાળ પણની વાતો યાદ કરી શકે, કારણ કે બનેલા પ્રસગોના ફોટા એમના મગજમા આબેહૂબ ચિતરાઈ ગયા હોય છે પણ કેટલાક તો નકામુ ગ્રહે છે અને પાછુ કાઢતા જ નથી એ ધારણાશક્તિનો દુરુપયોગ

છે જેમ નકામી ફાઇલો કાઢીને ફેંકી દઇએ છીએ તેમ મગજમા ભરાયેલો રદ્દી કચરો ફેંકી દેતા શીખવુ જોઇએ જે શ્રેયસ્કારક લાગે તેને સાચવી રાખવુ ઘટે અને જેની જરૂર નથી, નુકસાન કારક છે તેને સંકલ્પના બળથી કાઢી નાખતા શીખવુ જોઇએ

પાચે ઇન્દ્રિયોદ્વારા મગજશક્તિ જે રિપોર્ટ મેળવે છે અને ત્યાર પછી જે વિષય ઉપર શક્તિ કેન્દ્રિત થાય છે તે ધારણાશક્તિ હવે કયા વિષયને સ્વીકારવો ? કોને જતો કરવો ? કોના પર વધુ લક્ષ આપવુ, એનો આધાર સમજણ, પારખશક્તિ, દેશકાળનુ તથા હિતાહિતનુ જ્ઞાન એ ઉપર છે ચક્ષુ કેમેરાથી અદ્ભુત છે, કેમકે કેમેરાના ખાનામા તો પ્લેટ સમાતી હોય એટલી જ સમાય, અને એટલા જ માટે ફોટો લેનારે જાણવુ પડે, સમજવુ પડે કે કયુ દશ્ય સારુ છે જે પસંદ પડે તેનો જ ફોટો લઇ લે તેમજ તમે પણ બહારના પદાર્થને જુઓ, તપાસો કે આમા દેખવા, સાભળવા કે સ્પર્શવા જેવુ છે કે નહિ ? પછી જ તમારા પ્રાણનો ઉપયોગ કરો ભેજામા જે નકામુ ઘૂસી ગયુ હોય તેને કાઢી નાખો. માણસ સમજણને અભાવે પોતાના કિંમતી ભેજામા ફેંકી દેવા જેવુ હોય તે પણ અધપર પરાથી ભર્યા કરે છે અને ગ્રહણ કરવા યોગ્ય હોય તેને છોડી દે છે શુ તમે બધાય પેપરો વાચવા માગો તો વાચી શકો ? અને વાચો તોયે શુ ? જગતમા જેવાનુ, જાણવાનુ, શીખવાનું પુષ્કળ છે, પણ તમે બધુયે જાણી તો ન જ શકો ઘણા પુસ્તકો છપાય છે બધાય વાચો તો આખી જિંદગી જાય તોયે પૂરું ન થાય. પણ તેમાથી જાણવાનું જરૂરી હોય તે જાણી લો અને લેવાનું હોય તે જ લો એટલો વિવેક કરતા શ્રેયાર્થીએ શીખવુ જ જોઈએ આ બધુ આત્મવિકાસ માટે જરૂરનું છે પરતુ જ્યારે એવુ બનતુ નથી હોતું ત્યારે જ્ઞાનનુ—જાણપણાનુ એક જાતનુ અજીર્ણ થાય છે અથવા માનસિક બધકોશ થાય છે એ રોગ આતરડાના બધ કોશથી વધુ ભૂડો છે જેમ આતરડામા મળ ભરાય અને બધકોશ થાય પછી ઝેરી ગેસ ઉત્પન્ન થઈ લોહીને ઝેરી બનાવે, પરિણામે માથુ

દુખવા આવે, આવા સંજોગોમા મૂળ દર્દનું નિદાન કર્યા વગર માત્ર માથે મલમ લગાડ્યે ન ચાલે એ માટે તો આતરડાંનો કચરો સાફ કરવો પડે તેવી જ રીતે જે મન નિર્બળ ભીરુ અને પામર બની ગયુ છે, એ મનના મળો બહાર કાઢવા શુદ્ધિ માટે રેચ લેવો પડે. મનમા જેટલો નકામો કચરો દેખાદેખીથી, પ્રલોભનથી, મોહથી, અજ્ઞાનથી કે અનુકરણથી ભરાયો હોય તેનું પૃથક્કરણ કરી, વિવેકરૂપી અગ્નિથી અન્તઃકરણનો કચરો સાફ કરી નાખવો જોઈએ તે સિવાય ઉગાર નથી, શાતિ નથી, સ્થિરતા નથી તે સિવાય ધાર્મિક ક્રિયાકાડો પણ નિષ્ફળ જવાના અને શક્તિના દુરુપયોગનું પાપ તમારા શિર ચડવાનું માટે વહાલા બધુઓ' તમારે તમારી શક્તિનું માપ કાઢી ક્ષેત્ર, કાળ, પ્રાપ્ત થયેના સાધનો અને કુદરતનુ વલણ સર્વ જોઈ તપાસીને જીવનવ્યવહાર ( શક્તિનો પ્રયોગ ) કરવો ઘટે

— સાર —

આજના વ્યાખ્યાનનો સાર એ છે કે તમારી ફરજ, તમારી શક્તિ વગેરેનું માપ કાઢી, શુ કરો છો? શુ કરી રહ્યા છો? શુ કરવું જોઇએ, તે સમજો હણાઇ ગયેલું વ્યક્તિત્વ પાછુ સજીવન કરો અને આટલી વસ્તુઓ ન સમજો તો કુદરત ફરજિયાત સમજાવશે નહિ તજો તો તજાવશે. કુદરત પોતાની સત્તા ચલાવશે એક તો તજવા યોગ્યનો તમે જાતે ત્યાગ કરો અથવા કુદરત પરાણે ખૂચવી લે એ બન્ને ક્રિયામા મહાન અતર છે એકમા તમે સ્વતત્ર છો, બીજામા તમો પરવશ-પરાધીન છો. એ વાત ધ્યાન જેવી છે એ માર્ગે જ આત્મવિકાસ છે અને શક્તિનો સદુપયોગ છે ઇત્યલ

॥ ૐ શાતિ ॥

# પ્રદેશી રાજા  પૂર્વાર્ધ

શ્રેયાભિનાષી આત્મબંધુઓ અને માતાઓ '

શક્તિ વિષે હું કહી ગયો છુ  શક્તિનો એકધારો પ્રવાહ જેમા વહેતો હોય, એવા સશક્ત પુરુષો દુનિયામા વિરલ પાકે છે  પરતુ મનુષ્યજાતિના કોઇ સુભાગી કાળે જ એવા વિરલ સશક્તોની પ્રખર શક્તિ વિશ્વકલ્યાણને માર્ગે વળે છે  નહિ તો પ્રાય  મનુષ્યો પાશવિક સસ્કારોમા  રાચતા હોય છે  આ પ્રસગે રોમનો બાદશાહ  નીરોને અને નાદીરશાહને યાદ કરાવે એવા પુરુષનું ચિત્ર મારી સામે આવે છે, પણ એમના ચરિત્રમા અને આ પુરુષના ચરિત્રમા ફેર એટલો છે કે કોઈ અતિ સમર્થ આત્માને યોગે એનો શક્તિપ્રવાહ આખરે પોતાની ખરી દિશા પકડી બહુ જન્મોને અતેય માડ સાધી શકાય, તેવી મહાસિદ્ધિ એક જ જન્મમા સાધી લે છે  જે પુરુષની હું વાત કરવા માગુ છુ એનુ નામ છે પ્રદેશી

' રાયપસેણી '  નામના જૈન સૂત્રમા શ્વેતાંબિકા–નરેશ ' પ્રદેશી '-નો ઉલ્લેખ આ પ્રમાણે છે  ' જેના હાથ નિરતર લોહીથી ખરડાયેલા રહેતા  નિર્દોષ પશુઓના શિકાર પાછળ એને રાત્રિ કે દિવસનું ભાન ન રહેતુ  તલવાર જ એનો મહાપ્રભુ  એમા જ જગતને મહાન કરવાનુ બળ રહ્યુ છે એમ એ  માનતો  દેશ અને પ્રજા એને પગને કપી ઊઠતા  કોઇ  પણ ગુનાની સજા  એટલે મોત  ચીભડાની જેમ માણસને ચીરી નાખતા એના દિલને જરાય  આચકો લાગતો નહિ

ધનભંડાર એ એનું પુણ્ય રમણીના રંગરાગ એ એનું સ્વર્ગ જુલ્મ અને પશુબળ એ એનું ઐશ્વર્ય, અને મૃત્યુ એ એનો મોક્ષ બીજા કશામા એ માનતો નહિ મનુષ્ય એ પચમહાભૂતનુ પૂતળુ છે, એનું રક્ષણ, પોષણ અને સવર્ધન એ ત્રણમા જ ધર્મ છે જગત માત્રમા એને આ એક જ નિયમ દેખાતો બાકી પુનર્ભવની વાતો અને આત્મા પરમાત્માની વાતો તો કોઇ પાગલે જોડી કાઢેના જોડકણા કે પેટ ભરવાના પેતરા જેવી લાગતી સાધુસન્યાસી જોઇને એ 'બીચારા મૂર્ખ' 'ભિખારી કહી થોડુ હસી લેતો, અને તિરસ્કારની નજર ફેકી ચાલી જતો એના ચોક્કસ કરેલા સિદ્ધાતો સામે ચર્ચા કરવા ઘણા પડિતોને, સાધુસતોને એ નોતરતો પણ તર્કબાજ પ્રદેશીની દલીલો આગળ આજ સુધી કોઇ પણ ફાવ્યુ નહોતું, એટલે જેવી પ્રચડ એની શક્તિ હતી તેના કરતાય અભિમાનનો પારો કઈક ઊચો ગયો હતો ''

આ પરથી તમે સમજી શકશો કે પ્રદેશી એટલે પતનની પરાકાષ્ટા, બીજું કશુ નહિ પણ એ પ્રદેશીમા એક ભારે ઊચો ગુણ હતો દેખીતી રીતે એનું જીવન ક્રૂર, હિંસક અને નિર્દય લાગતુ હતું, પરતુ તેના અતરના ઉંડાણમા એ બધાની પાછળ એક જાતની સાચી જિજ્ઞાસુવૃત્તિ હતી આ જ એનામા રહેલો વિશિષ્ટ ગુણ હતો પરતુ એનુ પારખુ જોઇએ ના?

વળી પ્રદેશી દૃઢનિશ્ચયી હતો એક વાર નિશ્ચય કર્યા પછી લીધી વાત મૂકે નહિ એની નાસ્તિકપણાની માન્યતામા એને સશય રહ્યા કરતો તેથી સાચુ શુ હશે તેને શોધવા અખતરા કર્યા કરતો હતો ટૂકામા સુંદર નૌકા હતી નિષ્ણાત સુકાની હતો સઢ બરાબર હતો બધુ હતું માત્ર દિશાફેર હતો એના હૃદયનો પલટો કરાવે એવા પ્રત્યક્ષજ્ઞાનવાન અનુભવીનો ભેટો થયો ન હતો બસ, એટલે જ તે પોતાને અને જગતને બન્નેને માટે પ્રલયમૂર્તિ બન્યો હતો એ ઊડે ઊડે સત્યની શોધમા હતો

એ પ્રદેશી રાજાના મત્રીશ્વર તરીકે તેનો જ મોટો ભાઈ

ચિત્ત નમે સારથિ હતો તે શામ, દામ, દંડ અને ભેદનો જાણકાર રાજ નીતિજ્ઞ હતો અસ્ત્રશસ્ત્રવિદ્યામા પણ ખૂબ કુશળ હતો. પ્રજાનું સરક્ષણ કરવુ એ જ ક્ષાત્રધર્મ છે, એમ સમજીને તે આચરવા તત્પર હતો તે એટલો તો તીક્ષ્ણ બુદ્ધિવાળો હતો, કે ગમે તેવી વિપત્તિમા પણ માર્ગ શોધી કાઢે ગમે તે વિષયના ગૂચવાયેના કોકડાને ક્ષણવારમા ઉકેલી શકે ઔત્પાતિકી, વૈનયિકી, પારિણામિકી અને કાર્મણિકી એ ચાર બુદ્ધિઓનો તે નિધાન હતો. કાર્યનો ઉકેલ કરવાની શક્તિ તેને સહજ પ્રાપ્ત થઈ હતી પણ સામાન્ય રીતે બુદ્ધિમાન મનુષ્યને માટે એવુ બને છે, કે કેટલાક પોતાની બુદ્ધિ વડે પોતાનું અનિષ્ટ કરે છે, એ દુર્બુદ્ધિ કહેવાય છે એની બુદ્ધિ પોતાને જ ઠગની હોય છે તર્ક અને દલીલોની જાળમા પોતાના દોષોને છુપાવવાની યુક્તિઓ રચી એને પતનના માર્ગે ખેચી જતી હોય છે દા ત. પ્રદેશીની બુદ્ધિ અને શક્તિનો નતીજો આપણે જોઇ ગયા. પરતુ ચિત્તમા બુદ્ધિનું પરિણમન તે રીતે થયુ ન હતુ, કારણ કે તેની બુદ્ધિ સદ્બુદ્ધિ હતી હૃદય અને બુદ્ધિનો સુયોગ હતો તેથી જ તેની શક્તિઓનો ઉપયોગ માત્ર વિકાસના માર્ગે જ થઈ રહ્યો હતો. આ રીતે ચિત્ત ખૂબ સસ્કારી હતો પ્રદેશી મહારાજાની મહાશક્તિઓનો આવો દુરુપયોગ એને ખૂબ ખૂચતો, પણ પોતાની પ્રતિભા એવી સમર્થ ન હતી કે પ્રદેશીને ઠેકાણે લાવી શકે એટલે કોઈ પણ સમર્થ પુરુષનો પ્રદેશીને યોગ મળે તેની તક હમેશા તે શોધ્યા કરતો હતો

સાવથી નગરીનો જિતશત્રુ મહારાજા પ્રદેશીનો પરમસ્નેહી અને ગાઢ મિત્ર હતો—એક માન્યતાવાળો સમાનધર્મી હતો એને ત્યા પ્રસગ પડતા ભેટ મોકલવાનો પ્રદેશીએ એક વખત વિચાર કર્યો આ કાર્યને માટે સર્વ રીતે સુયોગ્ય ચિત્ત હતો, એટલે ચિત્તને બોલાવી તે કામ સુપ્રત કર્યું અને રાજકાજને લગતી રહસ્ય–વાતો કહી રવાના કર્યો ચિત્ત સાવથી નગરીમા, ઠેઠ શ્વેતાબિકા નગરીથી પ્રદેશી મહારાજાની ભેટ લઈને અહીં આવે છે, એવી જિતશત્રુ રાજાને ખબર

પડતા જ તેણે ચિત્તનુ અતિ દબદબાભર્યું સ્વાગત કર્યું ચિત્તે પ્રદેશીના સમાચાર સાથે ભેટણ ધર્યું અને જિતશત્રુએ સન્માનપૂર્વક ભેટણુ સ્વીકારી પોતાને ત્યા ચિત્તને રોકવા ભારી આગ્રહ કર્યો તેથી ચિત્તને રોકાવુ પડયુ

ચિત્ત પોતાના હમેશના સ્વભાવ પ્રમાણે કઈક ને કઈક નવુ શોધ્યા કરે, અને સમયનો સદુપયોગ કર્યા કરે જે રીતે તેનો વ્યવહાર શુદ્ધ હતો, તે જ રીતે તેની ધર્મપરાયણતા પણ અતિ ઉચ્ચ કોટિની હતી એકવા રાજમાર્ગના ધોરી રસ્તે મનુષ્યોના ટોળા અતિ ઉત્સાહપૂર્વક આગળ ધપતા જોઈને ઝરૂખામા બેઠેલા ચિત્તે નોકરને પૂછ્યુ કે આજે આ બધી શાની તૈયારીઓ થાય છે? કોઈ ઇંદ્ર, યક્ષ, દેવ કે માતાનો આ ઉત્સવ છે કે શુ? તપાસ કરતા માલૂમ પડયુ, કે સાવથી નગરીની બહાર આવેલા કોષ્ટક નામના મધુવનમા ભગવાન પાર્શ્વનાથના સુશિષ્ય શ્રમણ ભગવાન કેશી મહારાજ પધાર્યા છે, અને તેમના દર્શનાર્થે આખી સાવથી નગરીનો માનવસાગર પૂર્ણિમાના ચદ્રને જોઇને ઉદધિ ઊછળે તેમ ઊલટી પડયો છે

કેશી મહારાજનું નામ એણે પહેલા પણ સાભળ્યુ હતું એમના પ્રભાવ અને જ્ઞાનની ખ્યાતિ ચોમેર એકસરખી હતી એટલે આ પ્રસગ જોઈ ચિત્ત ખૂબ પ્રસન્ન થયો. આપણે કહી ગયા તેમ ઘણા વખતથી તે આવા જ કોઇ મહાપુરુષની શોધમા હતો અને પ્રદેશી મહારાજાને તેમનો યોગ મેળવી શકાસમાધાન થયા પછી ધર્મમાર્ગે વાળવાની તેની પ્રબળ ઇચ્છા હતી, એટલે એને આનંદનો પાર ન રહ્યો રોકાવુ સાર્થક ભાસ્યુ

એ તો તમે જાણો જ છો કે પ્રદેશી રાજા એ કોઈ સામાન્ય વ્યક્તિ ન હતી, અને તેમના સિદ્ધાતો પણ કોઈ ઉપલકિયા પોથી પુસ્તકો વાચીને નિશ્ચિત થયા ન હતા પ્રદેશી એ આત્મા જેવી કોઇ વસ્તુનુ અસ્તિત્વ છે કે નહિ તે જાણવા માટે માણસને ચોરી

ચીરીને એના અણુ અણુ નોખા પાડીને કયા છે આત્મા, કોઈ બતાવો, એમ તપાસી તપાસી આ મા જેવી કોઈ વસ્તુ જણાતી નથી–એવો સિદ્ધાંત એણે બાંધ્યો હતો જો આત્મા નથી તો પુનર્જન્મ શાને અને પાપ-પુણ્ય શાને? આ સિદ્ધાંતના પાયા પર જ પશુબળ અને મહાગની રોડલીલાનું ચણતર ચણાયુ હતુ

એટલે જ આવા જડ ધાની એસેના મિદ્ધાંતને ફેરવી શકે તેવા જ્ઞાની અને ત્રિકાળદર્શી સમર્થ પુરુષની શોધ ચિત્તમારથિ ઘણા સમયથી કરતો હતો આજે એવા સમથ પુરુષ પધાર્યાની ખબર સાભળી ચિત્તને અત્યંત આહ્લાદ થયો કેટલાક ચિહ્નો પણ એવા થયા કે જાણે પોતાની આશા પરિપૂર્ણ રીતે ફળશે એવુ ભાસી એણે મ્પી લીધુ ચિત્તે, જિતશત્રુ મહારાજ પાસે કેશીશ્રમણના દર્શન કરવાની જિજ્ઞાસા બતાવી તુરત જ રથાદિ સર્વ સામગ્રી તૈયાર કરવાનો હુકમ થયો અને આ તરફ પોતે પણ દર્શનાર્થે જવાની તૈયારી કરવા માંડી. મહાપુરુષો પાસે ગૃહસ્થ કઇ રીતે અને કેવા વિનયપૂર્વક જઈ શકે તેનું આબેહૂબ ચિત્ર ચિત્તના આ પ્રસગ-નિમિત્તે શાસ્ત્રકારે મૂળપાઠમા આલેખ્યુ છે એ વિધિ પ્રમાણે સૌથી પહેલા ચિત્તે સ્નાન કર્યું પછી વસ્ત્ર અને અલકારથી વિભૂષિત થઈ રથમા બેસી જે વનમા કેશી શ્રમણ બિરાજમાન હતા ત્યા જવા પ્રયાણ કર્યું જેવુ કોષ્ટવન આ યુ કે તુરત જ રથથી ઊતરી, પચ અભિગમન સાચવી, ખુલ્લા પગે આજ્ઞા લઇને એણે વનમા પ્રવેશ કર્યો કેશી શ્રમણને દૂરથી નિહાળતા તેના રોમેરોમ વિકસિત થઈ ગયા તેમની ભવ્ય મૂર્તિએ અને દેદારે એના અગમા અમૃત રેડ્યુ

ઘણુખરું "આકૃતિ એવ ગુણાન્ કથયતિ" મનુષ્યોના આકાર, ચેષ્ટાઓ, ગતિ અને હાવભાવ પરથી તેમની ઓળખાણ થઈ જાય છે, અને સામા મનુષ્યના હૃદય પર પણ તે જ જાતની છાપ અંકિત થાય છે કેશી શ્રમણને જોઇને ચિત્તના હૃદયમા અતિ પ્રેમભાવ અને પૂજ્યભાવ જાગ્રત થયો. લઘુ વયથી જ કેશી શ્રમણ કુલીન હતા તેમની

માતાના અને પિતાના ઉચ્ચ કોટિના સંસ્કારોનો વારસો તેમનામાં સંપૂર્ણપણે ઊતર્યો હતો. લાવણ્યમાં તેમનું વદન અતિ સુંદર હતું. સુદૃઢ શરીર, મનોહર આકૃતિ, વિશાળ ભાલપ્રદેશ, જ્ઞાન, દર્શન અને ચારિત્રની ત્રિપુટીના તો ભંડાર, સંયમ ને ત્યાગની જીવંત મૂર્તિ, તેજના પુંજ, સુવાસના ફુવારા, મહાન યશસ્વી, કષાયોના વિજેતા, જિતેન્દ્રિય, સંકટોને સહવામાં મહાસુભટ, સદા અપ્રમત્ત, મહાન તપસ્વી, જ્ઞાન અને ક્રિયા બન્નેનો સમન્વય કરનાર, ગુણના સમુદ્ર, દર્શનિશ્રપી, નમ્રતાના ભંડાર, વચનોના પાલનમાં વજ્રથીય કઠોર, અને હૃદયમાં કુસુમથી પણ કોમળ, જીવિત અને મરણ બન્ને દશામાં સમાન, આપત્તિ સહન કરવામાં મેરુ સમા અડોલ, સત્ય અને મિષ્ટભાષી, સદા આત્મનિષ્ઠી, એવા એવા ઉચ્ચ સદ્ગુણોથી ઓતપ્રોત થયેલી યોગમૂર્તિને જોઈ ચિત્તના હૃદયમાં ઉલ્લાસ પ્રગટ્યો. તેમની યોગ્યતાનું તેને ભાન થયું. તેમની પાસે જઈ હૃદયના સદ્ભાવથી અષ્ટાંગ નમાવી નમસ્કાર કરીને એક બાજુ પોતાના યોગ્ય સ્થાન પર તે બેઠો અને પ્રવચનનું શ્રવણ કર્યું.

### ચિત્તના પ્રશ્ન પર કેશી શ્રમણનું અમૂલ્ય પ્રવચન

શ્રમણ કેશી મહારાજે તેમની જિજ્ઞાસા જોઈ પ્રશ્ન પૂછવાનું કહ્યું ત્યારે એ પરમ બુદ્ધિમાન ચિત્તે કહ્યું કે, ભગવન્! આ સંસારમાં નાના મોટા સર્વ જીવો સુખનો સતત પ્રયત્ન કરવા છતાં ઊલટું અનેક પ્રકારનું દુઃખ અનુભવે છે. ત્રિવિધ તાપથી તપી રહ્યા છે. ત્રાહિ ત્રાહિ એમ પોકારી રહ્યા છે તેનું શું કારણ હશે?

ભગવાન કેશી શ્રમણે કહ્યું કે—

**मोहान्धकारे भ्रमतीह तावत् संसारदुःखैश्च कदर्थ्यमानः ।**
**यावद्विवेकार्कमहोदयेन यथास्थितं पश्यति नात्मरूपम् ॥**

પ્રાણીમાત્ર સંસારના દુઃખોથી કદર્થના પામતો મોહરૂપી અંધકારમાં ત્યાં સુધી પરિભ્રમણ કરે છે કે જ્યાં સુધી વિવેકરૂપી સૂર્યના મહોદય વડે યથાસ્થિત એવા આત્મસ્વરૂપને જોઈ શકતો

નથી જ્યારે વિવેકસૂર્ય પ્રગટે ત્યારે મોહાધકાર મટે અને ત્યારે દુ ખો મટે જગતના જીવો પોતે પોતાને સમજી શકતા નથી જ્યા સુધી પોતે પોતાને સમજી શકે નહિ ત્યા સુધી સાચા યત્નોની સભાવના ન હોઈ શકે, અને સાચા યત્નોના અભાવે સુખના ફાફા નકામા નીવડે એ સ્વાભાવિક છે જીવો માત્ર યત્ન કરે છે, પણુ કયો યત્ન તે કરી રહ્યા છે, શા માટે કરી રહ્યા છે, તેનું તેમને ભાન પણ નથી અને તેનુ ભાન કરવાની તેમને દરકાર પણ નથી કારણુ કે મોહરૂપી મદિરા પીને લોકો ભાન ભૂલ્યા છે

એક વખત કેટલાક મિત્રો ગગા નદીની પેલી પાર સામે કિનારે સારુ સ્થાન જોઈને ઉજાણી કરવા ગયા હતા, ત્યા જઈ રસોઇ બનાવી ખવા એક પક્તિએ રસ અને સ્વાદપૂર્વક જમ્યા જમ્યા પછી બધાએ ભાગનો નશો ચડાવ્યો જેમ જેમ નશાની અસર થતી ગઈ તેમ તેમ તેઓ પોતાનું ભાન ભૂલવા લાગ્યા મિજબાનીનો સમય તો પૂરો થયો હવે નદી ઊતરીને ઘેર જવાનું હતું સૌ તૈયાર થઇ હોડીમા બેઠા અને હલેસા મારવા લાગ્યા

હવે બન્યુ એવુ કે, જ્યારે તેઓ નીચે ઊતર્યા ત્યારે પવનથી હોડકુ ક્યાય ખેચાઇ ન જાય એટલા માટે તેને લગરથી નાગર્યું હતું ઘેર જવાની ઉતાવળમા અને નશાના કેફમા તેમાના કોઇને લગર છોડવાનું ભાન રહ્યું નહિ બધા અદર બેસી ગયા ને લગર છોડ્યા વિના હોડીને ઝપાટાબધ ચલાવવા મડી પડ્યા દોરડુ જરા લાબુ હોવાથી જેમ જેમ હલેસા મારતા જાય તેમ તેમ હોડી જરા ચાલતી દેખાય, પણ આ દિશાથી પેલી દિશામા ને પેલી દિશામાથી આ દિશામા ત્યાની ત્યા જ ફર્યા કરે આમ આખી રાત તેઓએ ખૂબ પ્રયત્ન કર્યો, પણ હોડી આગળ જાય જ શાની? કારણુ કે તે દોરડાથી બધાયેલી હતી રાત્રિનો અધકાર અને બેભાન દશા એ બન્ને કારણો ભેગા થયા બધા બેસનારાઓના મનમા ભ્રમ કે, જાણે હોડી ચાલી જાય છે આખી રાત વીતી ગઇ, પણ સામે કિનારો ન

આવ્યો-આખરે સવાર પડી ગઈ ખૂબ મહેનત કરવાથી ધીમે ધીમે બધાનો નશો ઊતરી ગયો અને આખો ખોલીને જુએ તો હોડી ત્યા ની ત્યા જ નાગરેલી પડી હતી ! બધાય ખૂબ અફસોસ કરવા લાગ્યા પણ શુ વળે ? તેમનો પ્રયત્ન તો ઘણો હતો, છતા હોડી ન ચાલી, કારણ કે છોડવાનુ હતું તે છોડયુ ન હતું બીજો બધો પ્રયત્ન કર્યો, પણ પહેલો જે પ્રયત્ન કરવાનો હતો તે કર્યો ન હતો, અને પોતે ત્યાના ત્યા રહ્યા પ્રભાતના પ્રકાશ અને નશાના ઉતાર પછી ભાન આવ્યાથી જ્યારે તેમણે લગર છોડયુ અને પ્રયત્ન શરૂ કર્યો ત્યારે પ્રયાસ પણ સફળ થયો ને ઘેર પહોચ્યા.

આ જ રીતે જગતના જીવો મોહના નશાથી ચકચૂર બનીને પોતાનું ભાન ભૂલી ગયા છે દેહરૂપી નૌકા મમત્વ, અહભાવ અને રાગદ્વેષની ગાઢથી બધાયેલી પડી છે વળી અજ્ઞાનરૂપ ગાઢ અધ કાર છે એટલે અહભાવરૂપી લગરથી પોતાનો જીવનવિકાસ રુધાઇ રહ્યો છે તેનુ તેમને જરાય ભાન નથી આવી સ્થિતિમા જીવ પ્રભુનું નામસ્મરણ, માળા, ભજન, પૂજન કે બીજી ધર્મક્રિયાઓના હલેસાઓ હમેશા માર્યા કરે છે ખૂબ પ્રયત્ન કર્યો કરે છે, પણ તે બિચારા પેલા માણસોની જેમ ત્યા ને ત્યા જ રહે છે મારી જ્ઞાતિ, મારા ઘરબાર, મારુ ધન, મારી સ્ત્રી એમ મારુ મારુ કરનારા એ બિચારા પામર જીવો આસક્તિની ગાઢ ગ્રથિથી બધાઇ રહ્યા છે વરસોના વરસો વીત્યે જાય છે, છતા પોતે કયા છે તેનો તેમને સારાએ જીવનમા કદી વિચાર આવતો નથી સમજવાનુ સમજી શકતા નથી, સાભળવાનુ સાભળી શકતા નથી, કારણ કે તેઓ બધાયેલા છે પોતે પોતાને ભૂલ્યા છે તેમને ખબર નથી કે અમારી હોડી કયા છે ? કાઠે છે, મધદરિયે છે કે કોઇ ખરાબે ચઢી ગઈ છે ? જ્યારે હૃદયમા સાચી સમજણનો પ્રકાશ થાય, અજ્ઞાનનુ અંધારુ દૂર થાય અને મોહમાયાનો નશો ઊતરે ત્યારે જ પોતાની નૌકા કયા છે, તેનો ક ઈક ખ્યાલ આવે. મહાપુરુષો કહે છે કે

"શાસ્ત્રદૃષ્ટિ ગુરુ બચન વિચારગે, ઘટ દીપક પ્રગટાવે
શાણા સમજે સો સુખ પાવે."

શાસ્ત્રોની દૃષ્ટિ, મતપુરુષોના વચન અને પોતાનો વિચાર એ ત્રણેનો યોગ થાય ત્યારે જ સાચો વિવેક જાગે. વાટ, તેલ, ભાજન અને દિવાસળી એ ચારેના યોગ વિના દીપક ક્યાંથી પ્રગટે? પણ આમા ઘણા ખરા તો ડાહ્યા દીવાના હોય છે તેમનો સુધરવાનો તો ઉપાય લગભગ હોતો જ નથી કારણ કે તેમને જરાય ભાન હોતું નથી, છતા તે એમ માને છે કે અમે તો બહુ ડાહ્યા છીએ આવા પોતાના માની લીધેલા ડહાપણમા બીજાની વાતનો અવકાશ જ રહેતો નથી તેવા મૂર્ખ—ડાહ્યાઓ પોતાને હોશિયાર માની આ મસાગ્સાગરમા પોતાનું હોડકું હલાવ્યા કરે છે તેમની દશા ખૂબ જ શોચનીય છે કેટલાયે જન્મો થયા હોડકું હલાવ્યા કરે છે, પણ તેમની નૌકા ત્યાની ત્યા જ ઊભુ પડી છે કેટલાક તો પાછળ પણ હઠી ગયા છે અને કેટલાક પોતાના હોડકાને ઊંધુ વાળી રહ્યા હોય છે, જ્યારે કેટલાક પોતે અંદર બેઠા હોવા છતા પોતાની જ નાવમા કાણા પાડી રહ્યા છે અનુભવી જનો કહે છે કે—

અપની નૌકા અપને કરસે મૂરખ નિત્ય ડૂબાતા હૈ!
અપને કરસે અસિ ઉઠાકર અપને શિર લગાતા હૈ!

પોતાના હાથે જ જગતના જીવો પોતાનું ભૂરુ કરી રહ્યા હોય છે, કારણ કે પોતે બેશુદ્ધિમા છે લગભગ આખુ જગત આ જાતનુ દીવાનું છ પોતે જ પોતાને બગાડી રહ્યુ છે રસોડુ જેમ પોતાના ધુમાડાથી પોતે કાળુ બની રહ્યુ છે, તેમ આ જગતના મોટા ભાગના મનુષ્યો પોતાની કુટેવોથી પોતાના હ યને મલિન બનાવી રહ્યા હોય છે પોતાને હાથે નશો કરી પોતાના શરીરને રોગિષ્ટ બનાવી મૂકે છે છતા ખૂબી તો એ છે કે તે બધુ કરવા છતા, મોજ અનુભવે છે જેમ ગાંડો માણસ પોતે પોતાને ગાળ દેવા છતા, પોતે પોતાના હાથે પોતાને મારવા છતા અટ્ટહાસ્ય કર્યા કરેછે અને પરિણામે પછી પોક મૂકીને રડે છે તે જ દશા આ જગતના ડાહ્યા—દીવાનાઓની છે પેના બહારના

દીવાનાઓ કરતા આ અંતરના દીવાનાઓની દશા વધુ ભયકર છે. પેલા બહારના દીવાનાઓ માટે દવા કરનારા વૈદો દુનિયામા ઘણા ય મળી રહે છે, પરતુ આવા દર્દીઓના વૈદો જગતમા બહુ જ ઓછા મળે છે અને કદાચ મળે તોપણ તેની પરવા કરતા નથી અને તેથી જ સત્યાનાશના માર્ગે તેઓ આગળ ને આગળ ધપ્યે જાય છે રત્ન પામે હોવા છતા તેને છોડીને પથરાઓના સગે માથા ફોડે છે. દૂષણી, વિકલ્પો અને વિકથાઓમા શક્તિ અને સામર્થ્યને એ હોમી નાખે છે જે માધનો એમને માટે-વિમાસને માટે પ્રાપ્ત થયા છે તેનો જ ઉપયોગ પોતાના નાશ અર્થે, પતન અર્થે કરી અધોગતિમા લઈ જાય તેવા કુકર્મો કરે છે તેવા દુષ્ના મૂઢ મનુષ્યોને કોઈ દયાળુ અનુભવી પુરુષ ઉગારવાનો પ્રયત્ન કરે તોપણ તેનુ અજ્ઞાન તેને સન્માર્ગથી રોકે છે તે બાબતમા તેને ફુરસદ હોતી નથી ઝેર ખાવાની ફુરસદ મળે છે, પણ અમૃત આરોગવાની ફુરસદ નથી ! ઝેર ના મોજ આવે છે અને 'અમૃત' તો દીઠુંય ગમતું નથી આવા મનુષ્યો ઓઘદૃષ્ટિમા સડતા હોય છે પછી ભલેને ધનપતિ હો કે કગાળ હો. ઓઘદૃષ્ટિને અંગે તેનો આત્મા આવરણથી જ ઢકાયેલો રહે છે, અને તેને લઈને તેઓ સારાસાર કશુ સમજી શકતા નથી

આ બધુ સાભળ્યા પછી એ પ્રશ્ન જરૂર ઉત્પન્ન થાય કે બધા પ્રકારનો સુયોગ મળવા છતા જીવ કેમ અટકી રહે છે ? આનો જવાબ જૈન શાસ્ત્રકારની દૃષ્ટિએ એ છે કે, દરેક કાર્યની સિદ્ધિમા જૈનશાસ્ત્ર પાચ સમવાય કારણોની અપેક્ષા બતાવે છે એ પાચેનો યોગ થાય તો જ કાર્યની સિદ્ધિ થાય મોક્ષ પામવામા પણ એ પાચેનો યોગ હોવો જોઈએ એ પાચમા એકની ખામી હોય ત્યા સુધી કાર્ય ન બને સ્વભાવ, કાળબળ, પ્રારબ્ધ (કર્મ), પુરુષાર્થ અને ભવિતવ્યતા. સ્વભાવ ન હોય તો કાર્ય ન બને યોગ્યતા હોય પણ કાળનો પરિપાક ન હોય તોપણ કાર્ય ન બને કાળબળ હોય, પણ કર્મનું ગુરુપણું હોય, પ્રારબ્ધ અનુકૂળ હોય, પણ પુરુષાર્થમા કાચો હોય, પુરુષાર્થ કરવાનો

સુયોગ મળે છતાં ભાવના પાકી ન હોય તો તે અટકી રહે. આ જીવ કર્મ ખામીથી અટક્યો છે એ તો જ્ઞાની જાણે. જીવને સાધને અટકે ત્યારે કેવી સ્થિતિ હોય છે તેનું એક દૃષ્ટાન્ત કહું.

કોઈ એક ગામમાં એક સત્પુરુષ દેહની પીડાથી પીડાતા હતા. એક સેવાભાવી સજ્જન તે મહાત્માની સેવા કરતો હતો, પરંતુ તેની પાસે તનબળ હતું, ધન ન હતું અને તેથી તે ઔષધ મેળવી શકતો ન હતો. મહાત્માના દર્દને ઔષધની આવશ્યકતા હતી. તે જ ગામના એક શેઠ એક દિવસ ત્યાંથી પસાર થતા હતા. તે શેઠ ત્યાં જરા થોભ્યા, વંદન કર્યું, તબિયતના સમાચાર પૂછ્યા, સેવા કરનારની પ્રશંસા કરી અને ઔષધની જરૂરિયાત જણાવાથી તેમણે તે પૂરી પાડી. મહાત્માને અતિ નમ્રતાપૂર્વક નમન કરી પેલા ભાઈને ઔષધના નાણાં આપી "માફ કરજો, મને વધુ ફુરસદ નથી" એટલું કહી શેઠ તો રવાના થયા. જુઓ, આવા યોગો હતા પણ કર્મે થોભવા ન દીધા. મહાત્માએ અઠવાડિયા સુધી સેવા કરનારને તેની ભૂમિકા પ્રમાણે બોધ કર્યો. અઠવાડિયામાં ઔષધથી મહાત્માને શાન્તિ થઈ. મહાત્મા સ્વસ્થ થતા, ત્યારે આ તેમને પેલા શેઠની ભક્તિ સાંભરી આવી. શેઠના હૃદયના ઊંડાણમાં એમને પ્રથમ દર્શને જ પાત્રતા લાગી હતી, એટલે ભક્તિનો બદલો સદ્બોધથી વાળવાની તેમને તીવ્ર ઈચ્છા થઈ. જેની પાસે જે હોય તે તેના બદલામાં આપે. મહાત્માએ પોતાના અનુભવ અને મંથનમાંથી જે મેળવ્યું હતું તે આપવા માટે પેલા સેવાપ્રિય સજ્જનને શેઠ સંબંધી હકીકત પૂછી. એને પૂછતા માલૂમ પડ્યું કે એ શેઠ પ્રથમ નિર્ધન અવસ્થામાં સાધુસંત, ગરીબ ગુરબા, પશુપક્ષી સર્વની સેવામાં પ્રેમ રાખતા અને એક સેવાભાવી તરીકે ગામ આખામાં ઓળખાતા, પણ જ્યારથી તેમને ત્યાં લક્ષ્મીની અભિવૃદ્ધિ થવા માંડી, ત્યારથી સેવાનો માર્ગ છૂટી ગયો છે ને ધન સંચય આડે તેમને એક ઘડીની ફુરસદ નથી. લક્ષ્મીની આંધીએ સેવા ભુલાવી શેઠ જંજાળમાં જકડાઈ ગયા છે. એટલે મહાત્માનો બોધ

અને શક્તિ પણ હતી, પણ કર્માવરણે તેમને મૂઝવ્યા હતા માનવી કેવી ઉપાધિ વહોરીને વધાર્યે જાય છે ! અને તેમાય ખૂમી તો એ છે કે જે સાધનસામગ્રી સુખને માટે ભેગી કરે છે, તેને ભોગવવાની તેને ફુરસદ જ નથી હા ત તે પોતે ધન સુખને માટે ભેગુ કરે છે, ભોગવી નથી શકતો, તેમ નથી ઘડીયે નિવૃત્તિ લઇ શકતો. ભોગવવાો માટે તલસે છે, પણ આપણે જોઇશુ તો જોઇએ તેના કરતા તેની પાસે પૈસો પુ'કળ છે, પણ ભોગવવો છે કોને ? ગધેડાની માફક પૈસો ભેગો કરીને માત્ર ભાર જ વહન કર્યા કરે છે ચિતા અને ઉપાધિથી સળગ્યા કરે છે સાચા આત્મધનની તો એને પરવાય નથી માત્ર પેટ ભરવા સિવાય બીજો વિચાર પણ નથી આવતો એવો મહામૂર્ખ દુનિયાદારીના વિષયમા ડાહ્યોડમરો અને હોશિયાર ગણાય છે આ કેવી જગતની વિચિત્રતા !

એ' સાથે મોહાધકારમા અટવાયેલા અ' માયાની જાળમા ફસાયેલાનો વિચાર કરતા કરતા મહાત્મા તો વિદાય થયા અને શેઠ પોતાના કામમા લાગ્યા શેઠને ભાન ન હતું કે મહાત્માએ શુ કહ્યુ હતું. પણ એ મહાત્માના હૃદયમા શેઠને માટે ખૂબ તાલાવેલી લાગી હતી, કારણ કે શેઠ સુપાત્ર હતા. એમણે શેઠનું હૃદય માપ્યુ અને જોયુ હતુ કે મનુષ્યત્વની ભૂમિકા ઉપર આવી ગયા છે પણ આ વસ્તુ સાભળવામા તેને કઇ થોડા અંતરાયો છે એનો પણ એમને ખ્યાલ હતો કે હવે પૂરા આઠ દિવસ શેઠના નથી જો શેઠના કહ્યા પ્રમાણે આઠમે દિવસે જઇશ તો તેના દેહનો ભેટો નહિ થાય, અને મારો ધક્કો નકામો પડશે, એમ ધારીને તે સત મહાત્મા બરાબર સાતમે દિવસે શેઠને ઘેર ગયા અહો કેવી પરોપકારની પ્રતિમા !

અહીં તો શેઠ ' વોય મા ' ' વોય બાપરે ' ' હાય હાય ' એમ કહેતા માદગીના બિછાનામા આમતેમ આળોટતા પડ્યા હતા હાથમા હીરાની વીંટી, ડોકમા મોતીની માળા, કેડમા સુવર્ણના ક'દોરા ને મોટી અને મહેનાતવાળા શેઠજીની શરમ મ દવાડને આડે ન આવી મહાત્મા

આવતા જ શેઠજી ચોંકી ગયા મહાત્માએ કહ્યું "આપને એક ક્ષણ વારની ફુરસદ ન હતી, આજે આ માંદગીને બિછાને પડવાની ફુરસદ ક્યાંથી મળી? બિછાનામાં કેમ પડ્યા છો? જમના દૂત આવે તો પણ હમણા ફુરસદ નથી એમ કહેનારા, તમને આ પથારીમાં પડી રહેવું કેમ ગમે છે?" શેઠજી બોલ્યા "મહારાજ! માફ કરો, લાચાર થઈ ગયો છું પણ વાંધો નથી ડોકટર હમણાં જ આવ્યા હતા અને એમણે કહ્યું કે બહુ જલ્દી આરામ થઈ જશે જુઓ, તેમણે આ દવા અને લેપ આપેલ છે કેવી ડોકટર પર શ્રદ્ધા! ડોકટર બોલ્યા એટલે ભગવાન બોલ્યા આટલી શ્રદ્ધા ભગવાન પર હોય તો બેડો પાર થઈ જાય, પણ જ્યાં 'શરીર એ જ હું' માન્યું હોય ત્યાં આવી જ દશા હોયને! ડોકટર ગધેડાનું મૂતર પાય તો પણ આરામ થવાની આશાએ આંખ બંધ કરી ગટગટાવી જાય. ખરાબમાં ખરાબ ગંધાતી દવા, મોકડાના આંતરડાની સેરવો, ડુક્કરના માંસનો પાવડર હોય, ચરબીની બનાવેલી દવા હોય કે માછલાનું તેલ હોય, પણ એ બધુ જાણવા છતા માણસ પી જાય. ત્યાં ભક્ષ્યાભક્ષ્ય બધુય ભૂલી જાય અરે! ઝેર જેવા ડોઝ આપે તો પણ લઈ શકાય. પણ કોઈ ભગવંત ઘેરે આવીને અમૃત પાય તો પણ તે પીવું ન ગમે ત્યાં તો ઝટ કહી નાખે કે મને ફુરસદ નથી મહાત્માએ વિચાર્યું કે ખરેખર —

આતમદર્શન વિરલા પાવે, દિવ્ય પ્રેમ વિરલા પ્રગટાવે આ૦
એ મારગ સમજે કોઈ વિરલા, વિરલાને એમાં રસ આવે આ૦
સદ્‌ગુરુ સંગ કરે કોઈ વિરલા, અમર ફળોને વિરલા પાવે આ૦

યોગ્યતા વિના અમૃત ન પિવાય અને કદાચ પીવા જાય તો વમન થાય

શેઠની ડોકટર પરની શ્રદ્ધા જોઈને મહાત્મા ખૂબ હસ્યા શેઠને સંબોધીને એમણે કહ્યું કે "ડોકટર તો શરીરની વર્તમાન સ્થિતિ જોઈને કહી ગયા એમને ભવિષ્યની ખબર નથી ગાંડા! હવે માત્ર ચોવીસ

કનાક બાકી છે પછી તો ' રામ બોલો ભાઈ રામ 'ના અવાજ કરતા તમારા સ્નેહીઓ આ ચૈતન્યહીન દેહને ઉપાડી જઇ સ્મશાન પહોચાડી રાખ બનાવી દેશે, તેની તમને ક્યા ખબર છે ? " મહાત્માના આ વચન સાભળી શેઠના હૈયામા ગોળી વાગી શેઠના હોશકોશ ઊડી ગયા

છ દિવસ પહેલા મહાત્માએ જતા જતા જે શબ્દો કહ્યા હતા તે ફરી પાછા યાદ આવ્યા. યા આવતા જ પોતાની મૂર્ખતાનું ભાન થયુ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા અને કહ્યુ, " ગુરુજી ' હવે કંઈ ઉપાય ?" મહાત્મા કહે, "બાપુ ' હવે બીજો શો ઉપાય ? આખી જિંદગી જેણે ઉપાય ન કર્યો તે હવે ચોવીસ કલાકમા શુ કરવાનો છે ? મારા મનને ખૂબ થયુ કે શેઠજીને કંઈક સમજાવુ અને એ ખાતર ઉપાય બતાવવા માટે મે ખૂબ ખૂબ આટા ખાધા, પણ આપને ફુરસદ ક્યા હતી ? મે તો ઘણુ કહ્યુ હતુ કે —

બીત ગયા સો ના'વે, અવસર બીત ગયા સો ના'વે,
ફિર ફિર જીવ પસ્તાવે, અવસર બીત ગયા સો ના'વે.
ધનદોલત ઔર માલખજાના, મોહક સબ છૂટ જાવે,
પ્રાણ તજે તબ સગ ચલે ના, (જીવ) પાપ પુણ્ય ફલ પાવે
અવસર૦

શેઠ ' સમૃદ્ધિ અને શક્તિનો આખી જિંદગી સુધી દુરુપયોગ કર્યો હવે તો છેલ્લી ઘડી આવી તમારા આ હીરા, મોતી, માલ, ધન, દોલત અને ખજાના એ બધુ નકામુ છે આ પુત્ર આ પરિવાર, આ પત્ની, આ સગાવહાલા, કોઈ તમને બચાવી શકે તેમ નથી " શેઠ તો આ બધુ સાભળી પાણી પાણી થઇ ગયા મોતનુ નામ સાભળી તેમના અગે આગ ફેલવા લાગ્યા

स्वमस्तकसमारूढं मृत्यु पश्येत यदि जन ।
आहारोऽपि न रोचेत किमुतान्या विभूतय ॥

મનુષ્યને જ્યારે એટલી ખબર પડી જાય છે કે મારા માથા પર મૃત્યુ ભમે છે, હવે હું મરી જઈશ, ત્યારે આહાર પરથી રુચિ ઊડી જાય છે પછી અન્ય વિભૂતિની તો વાત જ શી ! અત્યાર સુધી શેઠને જે ચીજ મીઠી લાગતી હતી તે ફીકી પડી ગઈ ચિંતા અને શોકસાગરમા તે ડૂબી ગયા

પણ આ બધો ભય પામરને હોય છે વીરને નથી હોતો. પામર મૃત્યુથી ત્રાસે છે, વીર તો મૃત્યુને ભેટવા તત્પર હોય છે જે મનુષ્યે આત્માને ઓળખ્યો નથી, તેને જ ભય છે, અરેરાટી છે જેણે આત્માને ઓળખ્યો છે, પરમાત્માની પિછાણ થઈ છે, તેમજ જે મુમુક્ષુ છે તેને મૃત્યુનો ડર શો ? એ તો એમ જ માને —

અમર ભયે ન મરેગે, અબ હમ અમર ભયે ન મરેગે !

કારણ કે તેને પ્રતીતિ હોય છે કે જે જે ચીજો મરવાની હતી તે તે ચીજો તો પોતે જ છોડી દીધી છે બાળકતા–અજ્ઞાનતા, આસક્તિ, વાસના, વિષય અને કષાયો એ બધી વસ્તુથી તે પર થયો છે દેહમા જ્યા સુધી મમત્વ હતુ ત્યા સુધી મૃત્યુનો ભય હતો, પણ જ્યારે ચૈતન્યનુ સ્વરૂપ જાણ્યુ, પોતાને ઓળખ્યો, ત્યાર પછી ભય શાનો ? પણ આ બિચારા શેઠે તો બાહ્યદૃષ્ટિમા જ આખી જિંદગી વિતાવી હતી એટલે મૃત્યુ કુ નામ સાભળતા જ ભયથી બેબાકળો બની ગયો. શેઠની આ ગભરામણ જોઈને, ઠેવગને સમયે ધીરજ આપતા એ પરોપકારી મન બોલ્યા, " શેઠજી ! ગભરાશો નહિ, હજુયે થોડુ ઘણું તમારા હાથમા છે, તેમ ધારીને જ તમારા જતા પહેલા ચોવીસ કલાક વહેલો આવ્યો છુ હવે બધી ઉપાધિઓને અળગી કરીને ખાના–પીતા વ્યવહાર અને બધા બોજાને સમજપૂર્વક મન પરથી દૂર કરો ને હું કહું છુ તે એક ચિત્તથી સાભળ્યા કરો " એમ કહીને મહાત્માએ પ્રવચન શરૂ કર્યું જાતસ્ય હિ ધ્રુવં મૃત્યુ–જન્મેલાનું અવશ્ય મૃત્યુ થાય છે, માટે મૃત્યુનો ભય ભૂલી જાવ

એક દિન જાના રે, એક દિન જાના રે–એક દિન મિટ્ટીમેં મીલ જાના
મિટ્ટી કહેત હૈ કુંભારકો તૂ કયો ગાળત હૈ મુજકો,
એક દિન ઐસો બખત આયગો ગાડ દઉંગી તુજકો એક દિન૦
લકડી કહત હૈ સુનારકો તૂ કયો છીનત હૈ મુજકો,
એક દિન ઐસો બખત આયગો જલા દેઉંગી તુજકો
એક દિન જાના રે૦

આ રીતે મિટ્ટી જ શું પણ એકેએક પદાર્થ મનુષ્યોને ક્ષણે ક્ષણે પ્રબોધી રહ્યો છે કુદરતની આ અપાર બોધશાળા માનવને ક્ષણે ક્ષણે બોધ આપી રહી છે તે કહે છે કે એ અભિમાની માનવ ! જરા જાગ્રત થા તારા જેવા કંઈક પનવારમાં અહીં હોમાઈ ગયા છે પણ એ સાંભળવાની માણસને ફુરસદ જ કયાં છે ? તેની આંખો બહારનું બધું જોયા કરે છે, પણ આંતરદૃષ્ટિ પ્રગટી નથી, કારણ કે આ સંસારના મૃગજળ જેવા દૃશ્યો તેને મનાવે છે કે સુખ અહીં છે, શાંતિ અહીં છે આ રીતે સ્થૂળ દૃષ્ટિ જીવાત્માને ઠગી રહી છે, અને તેથી જેવો તે બહારના સૌંદર્યમાં લોભાઈને પડે છે તેવો જ તે ઊંડે ઊંડે ડૂબતો જાય છે ટૂંકમાં, વસ્તુ કે પદાર્થ કંઈ માણસને વળગતા નથી પણ માણસ પોતે જ અજ્ઞાનતાથી સંસારને વળગી પડ્યો છે આનું એક રમુજી દૃષ્ટાંત છે —

એક માણસ એકદા નદીકિનારે ઊભો હતો તેણે નદીના પૂરમાં ધાબળા જેવું કંઈક તણાતું જોયું તુરત જ ધાબળો લેવાને માટે નદીના ભરપૂર પૂરમાં તે કૂદી પડ્યો તે ધાબળો ન હતો, પણ રીંછ હતું પાસે જતાં જ રીંછથી બાઝી પકડાઇ ગયા પછી તો પેલા માણસે છૂટવાને ખૂબ પ્રયત્ન કર્યો પણ રીંછ તેને છોડે શાનું ? કાંઠે ઊભેલા માણસોએ કહ્યું, "છોડી દે, છોડી દે" ત્યારે પેલો માણસ કહે, "આઉં તો છડિયા, પણ કયો છડે ન તો ! " આ દશા માનવીની છે

મહાત્મા રોહને આ બધું સમજાવ્યે જતા હતા "બાપજી, આ

વખતે બચાવી લ્યો. કૃપા કરો, નહિ તો પાછળ પડેલા આ બધાનું શું?' આમ ચીખીને શેઠ કાલાવાલા કરવા લાગ્યા. ત્યારે મહાત્માએ જરા સ્મિત કરીને કહ્યું, "નિર્માણ થયેલ વાત ફરતી નથી આ બધાનો મોહ મૂકી દો " બીજી વાર પડકાર કરી કહ્યું, "શેઠ! મરણ પાસે ઉપાય નથી. આયુષ્યની દોરી ખૂટી. જીવનદીપકમાં તેલ માટે હવે જલદી તૈયારી કરી લો, અને બધા સંબંધો પરથી મનને પાછું વાળી લો. આ જીવાત્માએ અત્યારે જેવા સંબંધો છે તેવા સંબંધો અનેક વાર બાંધ્યા છે અને અનેક વાર છોડ્યા છે. અનુભવી જનો કહે છે કે—

वपुर्विद्धि रुजाक्रान्तं, जराक्रान्तं च यौवनम ।
ऐश्वर्यं च विनाशान्तं, मरणान्तं च जीवितम् ॥

હે શેઠ! આ શરીર રોગથી ને યુવાવસ્થા ઘડપણથી ઘેરાયેલ છે વૈભવ નાશવંત છે અને જીવતર ક્ષણભંગુર છે

કરમની ગતિ ન્યારી રે કોઈએ નવ જાય કળી,
ઊગ્યાને આથમવું રે જગત એમ રહ્યું જળી    કર્મની૦
કોઈ કંથ કોઈ કામિની, કોઈ ભગિની કોઈ ભ્રાત,
કાકા, મામા, કોઈને બનાવી, સાચી એ તો સગાઈ
એવા સગપણ માની બેઠો રે, વાત બધી ગયો વિસરી    કર્મની૦

આ જગત મુસાફરખાનું છે તેમાં વસતા માણસો બે દિવસના મહેમાન છે સંસારની રચના વાદળાના જેમ બની છે

### વાદળાની સ્વપ્નસૃષ્ટિ

ચીનુભાઈ કરીને એક એકલવાયો બિચારો વાંઢો વાણિયો હતો. એક વખત લગનગાળાનો સમય હતો. રાતે બજારમાં એક દુકાનના ઓટલા પર ચીનુભાઈ સૂતા હતા. ત્યાં એક પછી એક એમ વરઘોડા નીકળવા લાગ્યા. લગ્નના ગીતો સાંભળતા સાંભળતા ચીનુભાઈ વિચારના તરંગે ચઢ્યા કે બધાના ઢોલ વાગ્યા પણ મારો ઢોલ વાગ્યો નહિ. બધાના ગીત ગવાયા ને મારા કાં નહિ? એવા

એક દિન જાના રે, એક દિન જાના રે—એક દિન મિટ્ટીમેં મીલ જાના
મિટ્ટી કહેત હૈ કુંભારકો તૂ ક્યોં ગાળત હે મુજકો,
એક દિન ઐસો બખત આયગો ગાડ દેઉંગી તુજકો એક દિન૦
લકડી કહત હૈ સુનારકો તૂ કયો છીનત હે મુજકો,
એક દિન ઐસો બખત આયગો જલા દેઉંગી તુજકો
એક દિન જાના રે૦

આ રીતે મિટ્ટી જ શું પણ એકેએક પદાર્થ મનુષ્યોને ક્ષણે ક્ષણે પ્રબોધી રહ્યો છે કુદરતની આ અપાર બોધશાળા માનવને ક્ષણે ક્ષણે બોધ આપી રહી છે તે કહે છે કે ઓ અભિમાની માનવ ! જરા જાગ્રત થા તારા જેવા કંઈક પલવારમાં અહીં હોમાઈ ગયા છે પણ એ સાંભળવાની માણસને ફુરસદ જ કયાં છે ? તેની આંખો બહારનું બધુ જોયા કરે છે, પણ આંતરદૃષ્ટિ પ્રગટી નથી, કારણ કે આ સંસારના મૃગજળ જેવાં દૃશ્યો તેને મનાવે છે કે સુખ અહીં છે, શાંતિ અહીં છે આ રીતે સ્થૂલ દૃષ્ટિ જીવાત્માને ઠગી રહી છે, અને તેથી જેવો તે બહારના સૌંદર્યમાં લોભાઈને પડે છે તેવો જ તે ઊંડે ઊંડે ડૂબતો જાય છે ટૂંકમાં, વસ્તુ કે પદાર્થ કંઈ માણસને વળગતા નથી પણ માણસ પોતે જ અજ્ઞાનતાથી સંસારને વળગી પડ્યો છે આનું એક રમુજી દૃષ્ટાંત છે —

એક માણસ એકદા નદીકિનારે ઊભો હતો તેણે નદીના પૂરમાં ધાબળા જેવું કંઈક તણાતું જોયું તુરત જ ધાબળો લેવાને માટે નદીના ભરપૂર પૂરમાં તે કૂદી પડ્યો તે ધાબળો ન હતો, પણ રીંછ હતું પાસે જતાં જ રીંછથી બાઝી પકડાઈ ગયા પછી તો પેલા માણસે છૂટવાને ખૂબ પ્રયત્ન કર્યો પણ રીંછ તેને છોડે શાનું ? કાંઠે ઊભેલા માણસોએ કહ્યું, "છોડી દે, છોડી દે" ત્યારે પેલો માણસ કહે, "આઉં તો છડિયા, પણ કંબો છડે ન તો !" આ દશા માનવીની છે

મહાત્મા શેઠને આ બધું સમજાવ્યે જતા હતા "બાપજી, આ

વખતે બચાવી લ્યો. કૃપા કરો, નહિ તો પાછળ પડેલા આ બધાવનું શું!" આમ ગળગળા થઈને શેઠ કાલાવાલા કરવા લાગ્યા ત્યારે મહાત્માએ જરા સ્મિત કરીને કહ્યું, "નિર્માણ થયેલ વાત ફરતી નથી આ બધાનો મોહ મૂકી દો.' બીજી વાર પડકાર કરી કહ્યું, "શેઠ' મરણ પાસે ઉપાય નથી આયુષ્યની દોરી ખૂટી જીવનદીપકમા તેલ માટે હવે જલદી તૈયારી કરી લો, અને બધા સબધો પરથી મનને પાછુ વાળી લો. આ જીવાત્માએ અત્યારે જેવા સબધો છે તેવા સબધો અનેક વાર બાધ્યા છે અને અનેક વાર છોડયા છે અનુભવી જનો કહે છે કે—

वपुर्विद्धि रुजाग्रस्तं, जराग्रस्तं च यौवनम् ।
ऐश्वर्यं च विनाशान्तं, मरणान्तं च जीवितम् ॥

હે શેઠ' આ શરીર રોગથી ને યુવાવસ્થા ઘડપણથી ઘેરાયેલ છે વૈભવ નાશવત છે અને જીવતર ક્ષણભગુર છે

કરમની ગતિ ન્યારી રે કોઈએ નવ જાય કળી
શિષ્યાને આપમવુ રે જગત એમ રહ્યુ જળી કર્મની॰
કોઈ કથ કોઈ કામિની, કોઈ ભગિની કોઈ ભાઈ,
કાકા, મામા, કોકને બનાવી, આપી મેરે સગાઈ
એવા સગપણ આપી બેરે રે, વાતુ બધી ગયો વિસરી કરમની॰

આ જગત મુસાફરખાનું છે તેમા વસતા માણસો બે દિવસના મહેમાન છે સસારની રચના વાદળાના ત્વમ સમી છે

## વાદળાની સ્વપ્નસૃષ્ટિ

ચીનુભાઈ કરીને એક એકવત્રાકળ વિચારો વણિક વાણિયો હતો એક વખત લગ્નગાળાનો સમય હતો રાતે બજારમા એક દુકાનના ઓટલા પર ચીનુભાઈ સૂતા હતા ત્યા એમ પછી એક એમ વરઘોડા નીકળવા લાગ્યા લગ્નના ગીતો સાભળતા સાભળતા ચીનુભાઈ વિચારના તરંગે ચઢ્યા કે બધાના ઢોલ વાગ્યા પણ મારો ઢોલ વાગ્યો નહિ બધાના ગીત ગવાય ને મારાં કેમ નહિ? "

વિચારમા ને વિચારમા એને નિદ્રા આવી ગઇ અને સ્વપ્નસૃષ્ટિમાં વિહરવા લાગ્યો જાણે કોઇ એક રાજાની રસ્તામા મુલાકાત થઇ રાજાએ તેને પોતાની ગાડીમા બોલાવી લીધો મહારાજા સાથે દોસ્તી થઇ અને દીવાનની નોકરી મળી પછી શી મણા રહે? દિવસે દિવસે દીવાન સાહેબની વાહવાહ બોલાવા લાગી સાથેસાથે કીર્તિ અને સંપત્તિ પણ વધવા લાગી એ જ નગરમા મૂળચંદભાઈ કરીને નગર શેઠ વસતા હતા તેમની દીકરી સાથે ચીનુભાઈનુ સગપણ થયુ રાજગોરોએ સુદર મુહૂર્ત જોઈ આપ્યુ માડવા નખાયા, ગીત ગવાવા લાગ્યા અને મોટા ભપકાથી જાન સસરાપક્ષને ઘરે ગઇ રાજાસાહેબ પણ લગ્નમા સાથે હતા રાજાની હાજરીમા લગ્નની તૈયારીઓ થવા લાગી માસુ પોખવા આવ્યા ને નાક ખેચ્યુ વરરાજાની ખુશીનો કઈ પાર ન હતો ચોરીમા વહુ અને વરને બેસાડ્યા અને પડિતે 'શુભમુહૂર્તમ્ શુભનનમ્ ક્ષેમમ્ કલ્યાણમ્ આરોગ્યમ્ નિર્વિઘ્નમ્ શુભમ્ ભવતુ' એવા મત્રો ઉચ્ચારીને પાણિગ્રહણ કરાવ્યુ કન્યાના પિતાએ કન્યાદાન આપ્યુ બસ, ચીનુભાઈ તો રસભીના થઇ ગયા 'પછી આમ કરશુ ને તેમ કરશુ' એવા વિચારોના સાગરમા ડૂબ્યા હતા કલ્પનાની ખૂબ મોજ માણી રહ્યા હતા કલ્પના કરતા કરતા જરા હાથ લાબો કર્યો ત્યા તો ભીંતે વીંછી ચોટેલો હતો, એણે ચગદવેને બાકડે ડખ માર્યો જેવો ડખ લાગ્યો તેવી કારમી વેદના થઇ અને ચીસ પડાઇ ગઇ લોકો ભવા ભેગા થયા કે ચીનુભાઈને શુ થયું? પણ એક તરફ ઘર ભાગ્યાની વેદના અને બીજી તરફ વીંછીની વેદના એ બેધારી વેદના જગત ક્યાથી કળી શકે? લોકોએ તેના રડવાનુ કારણ પૂછ્યુ એને વીંછી કરતા ભારે માલાબી સહિત ઘર ભાગ્યાનું કષ્ટ વધુ જણાયુ જે વસ્તુત સ્વપ્ન સિવાય કશુ જ ન હતું

મહાત્મા બોલ્યા 'શેઠ' વિશ્વના બધા પ્રાણીઓની આ દશા છે, એમ આ દૃષ્ટાંતથી સમજી લેવુ જ્યા ઉત્પન્ન થાય ત્યા નવા નેહ

બાંધે ને જતી વેળાએ પોટ મૂકે, જાણે કે આ બધા માગ તેનું શું ? આત્મા એકનો જ છે પોતાના કર્મો પોતે જ ભોગવે છે તેનાં કરેલા કર્મોથી કોઈ તો છોડાવી શકતું નથી એ વાતનું જીવને વિસ્મરણ થયું છે તેથી ખાતી હાયવરાળ કરે છે માટે શેઠથી ! તમે હવે સવ ઉપરથી મોહ-મમત્વ છોડી પ્રભુનું ધ્યાન ધરો ' આ રીતે મહાત્માએ ભિન્નભિન્ન પ્રકારે ઉપદેશ આપી તે શેઠના અજ્ઞાન રૂપી અંધકારને ઉપદેશરૂપી કિરણો કેળવી દૂર કર્યો વ્રતનિયમો કરાવ્યા એમની વિપુલ સમૃદ્ધિનો મોહ છોડાવી અનેક સારા સારાં ખાતાઓમા દ્રવ્યનો વ્યય કરાવ્યો મોહમમત્વના બંધનો છોડાવ્યા અને પાપનું પ્રાયશ્ચિત્ત કરાવ્યું મમત્વ ઓછા કરાવ્યો અને ઓઘ દૃષ્ટિમાંથી મિત્રામા અને તારામા લાવ્યા અવગુણ દૂર કર્યો માર્ગાનુસારી બનાવી સમ્યક્‌ના સન્મુખ કર્યા, માનવતા પ્રગટાવી, અને મરણ સુધાર્યું કેવો સત્સંગનો પ્રભાવ ! પણ આ બધું બન્યું ક્યારે ? જો શેઠમા યોગ્યતા હતી ત્યારે યોગ્યતા વિના ગુણાભિલાષા મટતી નથી અને મોક્ષાભિલાષ પ્રગટતો નથી ઉપદેશ પણ ત્યારે લાગે છે જો યોગ્યતા ન હોય તો અમૃત પણ ઝેર બની જાય

આ શેઠની જેમ અનેક જીવો પામર વૃત્તિમા પડેલા હોય છે ઓઘદૃષ્ટિએ ગતાનુગતિક ચાલી રહ્યા હોય છે વાસનાનું જોર બળાત્કારે તેઓને સ્વાર્થ તરફ ઘસડી જાય છે અજ્ઞાનતા અને અવિદ્યામા તેઓ વ્યાપેલા રહે છે સ્વાર્થ સિવાય પરમાર્થની તેમનામા લેશ પણ લાગણી, ભૂખ કે પિપાસા હોતી નથી આવા ઓઘદૃષ્ટિવાળા જીવો ત્યા સુધી મિત્રાદૃષ્ટિમા પ્રવેશે નહિ ત્યા સુધી તેને આત્મા સંબંધીનો વિચાર સરખો પણ આવતો નથી તેથી જ ભગવાન મહાવીરે કહ્યું છે કે ઓઘદૃષ્ટિવાળા જીવોને માટે સૌથી પ્રથમ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપવો જોઈએ મનુષ્યત્વ જ્યાં સુધી મળી જાય નહિ ત્યા સુધી અનેક પ્રકારના ચક્રાવામા જીવ ભમી રહ્યો હોય છે તેનું મન નિશ્ચળ હોતું નથી તે આત્માનું લેશ પણ

કલ્યાણ કરી શકતો નથી ખરો શૂરવીર જ કલ્યાણના માર્ગમાં ગમન કરી શકે, બાયલાઓ પોતાનું કલ્યાણ કરી શકતા નથી આત્મધનને લૂંટાતું હોય તો તે કામક્રોધાદિ લૂંટારા પાસેથી શૂરવીર જ આત્મધન બચાવી શકે છે માળા ફેરવવામાં, ઇશ્વરનું ભજન કરવામાં, સામાયિકની ક્રિયા કરવામાં કે કોઇ પણ કાર્ય કરવામાં આત્મવીર્ય, દૃઢ આત્મશ્રદ્ધા, આત્મવિશ્વાસ કે આત્મભાનની પ્રથમ આવશ્યકતા છે માયકાંગલાઓથી એમાનું કશું બની શકતું નથી એટલે જ ઉપનિષદ્કારે પોકાર્યું છે "**નાઽયમાત્મા બલહીનેન લભ્ય**" નિર્બળ માણસો આત્માને પામી શકતા નથી

અંતરના દુશ્મનોને દબાવી કાઢી મૂકવાનું કાર્ય તો જાગ્રત અને મરદ જ કરી શકે માળા ફેરવતો હોય અને સાંભળે કે છોકરો મેડીએથી પડી ગયો, ધર્મક્રિયામાં બેઠેલો હોય અને સાંભળે કે ઘરમાં લૂંટ થઇ, તે વખતે મન સ્થિર રહી શકે? બસ, અહીં જ વીરતા—મરદાનગીની કસોટી થાય છે જો તે વખતે સાચો મનુષ્ય હોય તો તે વિચારે કે મારા કોણ છે? હું કોણ છું? આવા સંબંધો કેટલી વાર બાંધીને છોડ્યા તેનું જેને ભાન છે, તે તો સમજે કે છોકરો મારો નથી અને ધન પણ મારું નથી અને હું પણ છોકરાનો નથી, એ ભૂમિકાએ એ જતો હોય છે આ વખતે તો આત્મા એ જ માગે છે ચોમેર આગ લાગી હોય, બધું બળી—બળી જતું હોય, ત્યારે પણ સમજે કે આ મારું નથી તે દોડાદોડ ન કરે, મનને ચંચળ પણ ન બનાવે. આટલી દૃઢતા, આટલો અડગ વિશ્વાસ કેળવવા માટે મનુષ્યે પોતાની ભૂમિકા તૈયાર કરવી જોઇએ

## આ ભૂમિકા શી રીતે કેળવાય?

આ ભૂમિકા કેળવવા માટે મનુષ્યમાત્રે હમેશા ખતવણી કરવી જોઇએ જેમ કોઇ પેઢીવાળો કોઇ પણ જાતના ખાતાપોતા તપાસ્યા વગર પોતાનું ગાડું હાંક્યે રાખે, તો પરિણામ શું આવે? આખરે પેઢી

દેવાળુ કાઢે, અને પછી તે પેઢીને નિર્મિક કરાવી હોય તે જ રીતે મનુષ્યે પોતે મનુષ્યદેહ, પાચ ઇન્દ્રિયો પ્રાપ્ત બુદ્ધિ અને મન એ બધા સાધનો મેળવ્યા છે, અને હમેશા ક્ષણે ક્ષણે પાપ અને પુણ્યનો વ્યાપાર કરી રહ્યો છે જો તે પોતાના સારા અથવા ખરાબ કર્તવ્યોનુ ખાતુ તપાસે નહિ તો પરિણામે દેવાળુ જ કાઢવુ પડે અહીંને દેવાળુ નભે, પણ ત્યા દેવાળુ કાઢે ન ચાલે ' ત્યા તો પાછુ પાઇ વ્યાજ સાથે ભરવી જ પડે આજે ન આપે તો પછી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આપવુ પડે તીર્થંકર જેવા અનત સમર્થ આત્માઓને પણ કર્મોના ઉદયકાળે શરીર ધરી મર કર્મનો નાશ કરવા તૈયાર રહેવુ પડ્યુ હતુ ત્યા આગળ પોપાબાઈનું રાજ્ય નથી મતલબ કે ઉદય આવે તેનો સમભાવે ભોગવી ક્ષય કરવો. નવા કર્મો ન બધાય તેની ખૂબ સાવચેતી રાખવી પ્રથમની ચાર દૃષ્ટિમા શુદ્ધિ કરવી દ્રષ્ટારૂપે પ્રકૃતિથી અલગ બનવાની તાલીમ લેવી આમા ઉપયોગની બહુ જરૂર રહે છે

> રાત્રે રોજ વિચારો આજ કમાયા શુ અહીં રે,
> શાન્ત પળે અવલોકો, નિજ ઘરમા ઊંડે જઇ રે રાત્રે૦
> કરવાના શા કાર્યો કીધા ? અણુ કરવાના શા તજી દીધા ?
> લાભ ખોટમા વધીને બાજુ કે કઇ રે રાત્રે૦

હમેશા પોતાના આખા દિવસનો રોજમેળ તપાસતા શીખવુ જોઇએ બનાઇ, બદલાની ઇચ્છા વિના પરોપકાર, દાન, સેવા કે સત્ય એમાનુ કેટલુ થયું ? સત્સંગ તથા શ્રવણથી શુ મેળવ્યુ ' એક દર આજે જમા પાસે કેટલુ આવ્યુ ? ક્રોધ ઇર્ષા, અભિમાન, વાસના કે વિકારો એમાનું કેટલુ ઉધાર બાજુ ગયુ છે આમ આત્મનિરીક્ષણ કરવાથી માલુમ પોતાની ભૂલોને–ત્રુટિઓને અગાઉથી જોઇ શકે અને પછી તેને ફેકી દેવા–કાઢી નાખવાનો જેમ જેમ પ્રયત્ન કરે તેમ તેમ તેના અતરમા ઉત્તરોત્તર મિત્રા, તારા, બલા અને દીપ્રા

પ્રતિભાશાળીની ચમકતી પ્રતિભા દીઠી ચિત્તને પૂછતા એ સતની પિછાણ કરાવી, અને ત્યા જવા સૂચન કર્યું બન્ને ત્યા ગયા ચિત્તે વારવાર મસ્તક નમાવી વદન કર્યું પ્રદેશી શાને નમે? આ મુડામા ચિત્ત શું ભાળી ગયો કે મોનાટ પ્રશસા કરી મને નાહક અહીં સુધી ખેચી લાવ્યો છે, અને આટલા નમન કરી રહ્યો છે! પણ ફિકર નહિ આજે હું તેને બતાવી દઈશ આમ મનમા બબડીને તે પશ્ચિમ ભણી વળ્યો અને મોટી મેદનીમા મો વાકુ કરી ચિત્તે બતાવેલી જગ્યાએ બેસી ગયો.

## વાતાવરણની અસર

મોટા શિષ્યમંઘ અને માનવસમુદાય ત્યા હાજર હતો, પણ સર્વત્ર મૌન છવાયું હતું કેશી મુનિની મનોહર અને સૌમ્ય આકૃતિ, વિશાળ ભાન, તેજસ્વી ચહેરો અને અજબ પ્રભાવ ચોમેર પથરાયો હતો પ્રદેશીનો આત્મા ક્ષણે ક્ષણે અજાનો જતો હતો આ શું થઈ રહ્યું છે? એટલું એ કળી શકતો ન હતો, પણ જાણે કોઈ 'મેસ્મેરી ઝમ'નો પ્રયોગ પોતા પર કેમ ન થઈ રહ્યો હોય એમ લાગતું હતું હવે પ્રદેશીને ઘડી પહેલાનો એ જ મુંડો કોઈ અજબ પુરુષ દેખાવા લાગ્યો

સામે આખ માડી સૌદર્ય પીવા મન થાય, પણ આખ સામે આખ પડે કે સૂર્યના તેજમા જેમ આખ અજાઈ જાય છે તેમ અંજાઈ જાય. આખ મીંચાવા માડે કે તરત જ પ્રદેશી પોતાની દૃષ્ટિ બીજી તરફ ખેચી લે

"કેમ પ્રદેશી! મુડાને જોવા મથે છે ખરું?" સ્મિત કરી કેશી મુનિએ જે જે વિચારો પ્રદેશીએ પોતાના મનમા કર્યા હતા તે સર્વ જણાવ્યા. પ્રદેશીએ મો નીચે વાળ્યુ "કેમ પ્રદેશી! આ મુડેમુડા, જોગડા, મૂર્ખાઓ કોણ છે? શું કરે છે? હું તેમની ખબર લઈશ, તેમને બોલતા જ બધ કરી દઈશ, એવા વિચારો તે કર્યા હતા, તે વાત સત્ય છે?' કેશી મુનિના આ વાક્યોને સાભળીને આમો જ

બની ગયો. મારી છૂપી વાત એમણે શી રીતે જાણી! એને ભારે આશ્ચર્ય થયું અને શરમિંદા થાને હકાર બધ્યો

'મહાનુભાવ! એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી ' આ સાંભળ્યા પછી હવે પ્રદેશીનું મૌન છૂટી ગયું મન મોકળું કરી ભક્તિ-ભાવે તે બોલ્યો 'ક્ષમા કરો સાધુસંન્યાસી પ્રત્યે મને મૂળથી જ ભારે નફરત હતી, એટલે આપના પ્રત્યે પણ મે આવું જ વર્તન રાખ્યું આપની પ્રતિભાએ મારામાં ઊંડી અસર ઉપજાવી છે અને આપના પ્રત્યે ભારે આદર થાય છે ઓ ચમત્કારી પુરુષ ' મને તમો એ તો કહો કે તમે કહ્યા વગર મારી છૂપી વાત કેમ જાણી?"

"પ્રદેશી ' એ કોઈ જાદુ કે ચમત્કારનો પ્રયોગ નથી અને એવા ચમત્કારના બળે થયેલી અસર ક્ષણજીવી જ હોય છે ઇન્દ્રિયોથી છૂપી વાતને તું છૂપી જાણતો હતો પણ પાંચ ઇન્દ્રિયોથી પર રહેલા મનથી તારી વાત છૂપી નહોતી મન પોતે મૂર્ત છે અને મનથી દેહમાં ઊઠતા આંદોલનો પણ મૂર્ત* છે એ સર્વત્ર વિસ્તરે છે જેમ વાણીના આંદોલનો જગતમાં વિસ્તરે છે તેમ મનના આંદોલનો સર્વત્ર પ્રસરે છે એને જાણી શકે એવા જ્ઞાની હોય તે એને જાણી શકે છે, જો કે એ અત્યંત સૂક્ષ્મ છે પણ એ સૂક્ષ્મથી પણ પર રહેલો આત્મા એ સૂક્ષ્મને જાણી શકે છે જેનો જેટલો વિકાસ તેટલું તે જાણી શકે મનુષ્યના માનસિક વિચારોને ગમે તેટલા દૂર રહીને પણ યથાર્થ જાણી શકે એવા આ જ્ઞાનને જૈનાગમો મન પર્યવ જ્ઞાન કહે છે ઇન્દ્રિયાદિ વિષયોથી પર થઈ, ભાવના જગતમાં નિર્મળ મન જ્યારે સમતાની ભૂમિકા પર સ્થિર જાગૃતિ પામે છે, ત્યારે આ જ્ઞાન સંયમની ભૂમિકા પર સાધના કરનાર સાધકને થાય છે જેમ હવાના મોજામાં અવાજ તો દરેક સ્થળે વ્યાપે છે, પણ જ્યાં રેડિયો તૈયાર હોય ત્યાં જ એ ઝીલાઈ આવે છે મનના પરમાણુઓ તો બધે સ્થળે ફરી

*જેમ ઇન્દ્રિયજ્ઞાન ઇન્દ્રિયો દ્વારા થાય છે તેમ મનોવિજ્ઞાન મનદ્વારા થાય છે

વળે છે, પણ મન પર્યવજ્ઞાન ધરાવના જ્ઞાની તેને ઝીતી શકે ''

પ્રદેશી "આપ જે વાત કહો છો તે શરીરથી આત્મા જુદો છે એમ સમજાવવા કહો છો પણ મારો આટલા વરસોનો અનુભવ મને કહે છે કે શરીર અને જીવ બન્ને ભિન્ન તત્ત્વ નથી જ્યારે પૃથ્વી આદિ પચતત્ત્વોનુ અમાન એકીકરણ થાય છે ત્યારે ચૈતન્ય જેવુ તત્ત્વ તેમાથી ઉદ્ભવે છે જડથી ઇતર કોઈ તત્ત્વ હોય એમ હું નથી માનતો."

કેશી મહારાજ 'ભના, તું શા આધારે જીવ ને શરીર એક માને છે?"

પ્રદેશી "મે એ જાણવાને ઘણા અખતરા કર્યા છે અનેક વાર ચોરોના શરીરના ટુકડા કરી તપાસ કરી છે લોખડની કોઠીમા જીવતા ચોરને પૂરી પરીક્ષા કરી છે એવા અનેક પ્રયોગોને અને મારી ખાતરી થઈ છે કે મારી માન્યતા પ્રમાણે જીવ અને કાયા એક જ છે મારા ઘણા અનુભવને અને મને મારી માન્યતા સાચી જણાય છે કે શરીર ને જીવ જુદા નથી "

કેશી ગુરુ મહારાજ "પ્રદેશી! તારા બધા પ્રયોગો સ્થૂળ મૂર્ખાઈ ભરેલા તેમ જ અજ્ઞાનહારુ હતા આત્મા ઇન્દ્રિયોથી ન દેખાય તેવો સૂક્ષ્મ છે તારા પ્રયોગો પોચ્ળ હતા "

એ વાત પ્રદેશીના દિલમા ઘણા પ્રશ્નોત્તર દ્વારા સ્થાપિત કરાઇ અને ઘણા કાળની તેની ભ્રમણા દૂર કરી સંશયોનું છેદન કર્યુ નવો જ પ્રકાશ તેનામા પ્રગટાવ્યો નહિ સમજેલ સમજ્યો વસ્તુ સ્વરૂપનું યથાર્થ ભાન કરાવ્યુ *

પ્રદેશી "પ્રભો! આજ સુધી હું તો એમ જ માનતો હતો કે શરીર અને જીવ એક જ છે પાચ પ્રકારના મહાભૂતોના સયોગથી

* 'રાયપસેણીય'મા પ્રદેશીએ કેશી મહારાજને તેર પ્રશ્નો પૂછ્યા અને શ્રી કેશી મહારાજે તેના સચોટ ખુલાસા કર્યા, જેથી પ્રદેશી રાજા નિરુત્તર થયા, વગેરે વિસ્તૃત ઉલ્લેખ છે વ્યાખ્યાન વખતે તેનો વિસ્તાર કરેલ, પરતુ અહીં તો તેનો ટુક સાર જ આપેલ છે —સપાદક

એક એવું તત્ત્વ બને છે કે જે ખાય છે, પીએ છે, ભોગ ભોગવે છે અને એ મહાભૂતો વિખરાઈ જાય કે તુરત એ તત્ત્વ લય પામે છે પણ જો એમ જ હોત તો મારી છુપી વાત આપ કેમ જાણી શકત? એટલે મને લાગે છે કે શરીર કરતા જીવ જુદો હોવો જોઈએ'

પ્રદેશી જાણે નવો જન્મ પામ્યો હોય એવો બનવા લાગ્યો, ઊંડે ઊંડે અંતરમંથન થવા લાગ્યું અને જિજ્ઞાસા વધવા લાગી

"મહાત્મન્' એ જીવ અને મન તો એક જ વસ્તુ ને?'

ગુરુ મહારાજ "પ્રદેશી' મન તો જડ છે અને જીવ ચેતનવંત છે મન મૂર્ત છે, જીવ અમૂર્ત છે જીવ સ્વામી છે, મન સેવક છે એ બન્ને એક કેમ હોઈ શકે? બન્નેના સ્વરૂપમાં, સ્વભાવમાં, લક્ષણમાં ફેર છે શરીર અને મનદ્વારા આત્મા પ્રવૃત્તિ કરે છે શરીર અને ઇન્દ્રિયો એ સ્થૂળ યંત્રો છે મન, પ્રાણ એ સૂક્ષ્મ છે જાણવાનો સ્વભાવ જીવનો છે, જડનો નહિ જીવ સર્વ ક્રિયા જડના (શરીર–મન–પ્રાણ) સહચારીપણાથી કરે છે એટલે જ્યા સુધી જીવ કર્મબદ્ધ છે, ત્યા સુધી મનદ્વારા જાણે છે એટલે જેનો જાણવાનો સ્વભાવ છે, તે જ જાણી શકે છે '

પ્રદેશી "ત્યારે જાણી શકે છે તેને જ જ્ઞાની જનો આત્મા કહે છે?"

ગુરુ મહા૦ "હા એ જ આત્મા, જે અમર અને નિત્ય છે "

પ્રદેશી "હ, બરાબર સમજ્યો મનથી પણ આત્મા ભિન્ન છે ત્યારે આપે જે જાણ્યું તે આત્મબળથી જાણ્યું ખરું ને? એ આત્મા આટલું બધું જાણી શકે?" પ્રદેશી ઓગળતો હતો, ચકોરની જેમ એ મુનિના મુખચંદ્ર સામે જિજ્ઞાસુ વૃત્તિથી તાકી રહ્યો

ગુરુ મહા૦ "રાજન્' આત્માના જ્ઞાનની અવધિ નથી સર્વ જીવ પામે સત્તામા એ અનંત જ્ઞાન પડ્યું છે મનુષ્ય પાસે તો એને પ્રગટ કરવાના સાધનો પણ છે મન પર્યવ જ્ઞાન એ તો એની એક મર્યાદિત ભૂમિકા માત્ર છે જ્યારે મૂળ જ્ઞાનનો પડદો છેક ઊચકાઈ

જાય ત્યાર જે જ્ઞાન થાય છે, તે કેવળજ્ઞાન કહેવાય છે કેવળજ્ઞાનમા મૂર્ત જ પદાર્થો નહિ, પણ અમૂર્ત પદાર્થોય જાણી શકાય છે અર્થાત્ એક સૂક્ષ્મ અણુથી માંડી સર લોકના સ્વરૂપને સંપૂર્ણપણે મૂર્ત તેમજ અમૂતને પણ જાણી અને દેખી શકે "

પ્રદેશી 'અહો ! એ સપૂર્ણ જ્ઞાન શી રીતે મળે ?'

ગુરુ મહા૦ 'શક્તિનો બધો પ્રવાહ આત્મશોધનમા વપરાય ત્યારે ક્રમે ક્રમે આવરણો ખસતા જાય છે અને તેમ તેમ અગાઉ કહ્યા મુજબ ભૂમિકા પ્રમાણે જ્ઞાન વધતુ જાય છે જ્યા લગી કર્મના આવરણો હોય ત્યા લગી મૂળ જ્ઞાન દબાઇ રહે છે

પ્રદેશી તો વચને વચને નવુ અનુભવતો હતો. એણે કદી જ આવુ સાભળ્યુ નહોતુ આજ સુધી એ જ્ઞાન એટલે બૌદ્ધિક જ્ઞાન જ સમજતો અને શક્તિ એટલે શરીરબળ જ સમજતો પહેલી જ તકે મુનિના સૂક્ષ્મ બળની અસરે તેને મહાત કર્યો હતો. છૂપી વાત કહી એ પરથી એને પોતાના બૌદ્ધિક જ્ઞાનની પામરતાનું ભાન થયુ હતુ જેમ જેમ વિચારથી આ વાત સમજાતી ગઈ, તેમ તેમ એને ભારે પસ્તાવો થવા લાગ્યો અને હવે એ વાતમા લગારે સંદેહ ન રહ્યો કે પોતે આજ સુધી જે માર્ગે હતો તે ખોટો હતો ક્રૂર વૃત્તિએ કરેલા પાપો એને ડખવા લાગ્યા

'પ્રભો ! પ્રભો ! મહાઅપરાધી છુ, મહાપાપી છુ ઉગારો !' એમ કહેતા કહેતા એના કકળેલા અતરમાથી નીકળીને આખ વાટે અશ્રુપ્રવાહ વહેવા માડ્યો

> હા, પસ્તાવો વિપુલ ઝરણુ સ્વર્ગથી ઊતર્યું છે,
> પાપી તેમા ડુબકી દઇને પુણ્યશાળી બને છે
>
> કલાપી

અને સભામા કરુણ વાતાવરણ છાઈ રહ્યુ

ગુરુ મહા૦ 'પ્રદેશી ! ખિન્ન થા મા હજુ તારા હાથમાં બાજી છે '

પ્રદેશી 'દીનબન્ધુ ' પાપો બહુ સાલે છે બિચારા નિરપ રાધીઓને અ ર ર ર કેવી કરપીણતાથી હણ્યા છે ' નાથ ' નાથ ' શુ થશે ! '

અહો ' રૌદ્ર લીલાના તાંડવ પર અટ્ટ હાસ્ય કરનારો પ્રદેશી ક્યા ? અને શબ્દે શબ્દે આર્દ્ર દિનના આંસુ ઢોળનારો પ્રદેશી ક્યા ?

પ્રદેશીનુ મન આ અપૂર્વ અને અદ્ભુત શ્રવણથી સ્તબ્ધ થયુ હતું એ વિચારોમા ગરકાવ થઈ ગયો હતો. આ પ્રસંગે ચિત્તસારથિનું મન પણ આવા દશ્યોથી ને વિચારોથી ઘેરાઇ ગયુ હતુ

' ચિત્ત ' આ અંતર જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનું છે પ્રદેશી તો છ તે જ છે 'આત્મા આ માનો શત્રુ અને આત્મા જ આત્માનો મિત્ર' એનું રહસ્ય તે આ ' ચિત્ત સામે જોઇ મુનિ બોલ્યા.

ચિત્તસારથિ ' પ્રભુ ' અજ્ઞાનને કારણે મોહ, અને મોહનું કારણ કર્મ વળી કર્મનું આવરણ તે અજ્ઞાન અને અજ્ઞાનથી આધિ, વ્યાધિ અને ઉપાધિમય સંસાર છે આ વાત તો આપે અગાઉ કહી છે એ પરથી પુનર્જન્મ છે એ વાત તો સમજાય છે પુનર્જન્મનું કારણ અજ્ઞાનભરી વાસના એ પણ સમજાય છે અને વાસનાના (કર્મ)ક્ષયથી મુક્તિ એટલે મોક્ષ જ એ વાત પણ સમજાય છે પરતુ જીવને હલકી કે ઊંચી કોટીમા પરવશપણે લઇ જવાની વ્યવસ્થા કોણ કરે છે ? '

ગુરુ મહારાજ ' આ સ્થૂળ શરીરની અંદર તેજસ ને કાર્મણ નામના બે સૂક્ષ્મ શરીરો છે તેનું ઘડતર જીવે જે યોનિમા જવા યોગ્ય બનાવ્યુ હોય તે ગતિમા તે ખેચાય છે એમા ઇચ્છા અનિચ્છાનો સવાલ નથી, પણ સજાતીય પરમાણુને સજાતીય પરમાણુ ખેંચે એવો સનાતન નિયમ છે, અને એ ચાલતિ કર્મ પાછળ જવામાં જીવની મોહદશા કારણભૂત છે એટલે વ્યવહારદષ્ટિએ કર્તા અને ભોક્તા જીવ પોતે જ છે, બીજો કોઈ નહિ અને નિશ્ચયદષ્ટિએ આત્મા

પોતાના ભાવનો કર્તા છે, અને વિભાવદશાને લીધે કર્મનો કર્તા પણ આત્મા જ બને છે જડ સાથે જડનો બધ પડે છે છતા વિભાવ-પરિણત આત્મા એમા મારાપણુ આરોપિત કરે છે એટલે ટુકામા બધાવુ, છેદાવુ, ભેદાવુ, જન્મવુ, મરવુ, દુ ખી થવુ, સુખી થવુ એ બધી વસ્તુ આરોપિત છે આરોપણ એટલે પ્રકૃતિના બધા કાર્યો એ મારા કાર્યો છ એ જાતનું મમત્વ, ખોટી રીતે પોતાને નામે ચડાવવુ તે'

વળી ચિત્ત પૂછે છે 'હે હૃદયવલ્લભ' જીવ જ્યારે શરીર છોડે છે ત્યારે એ એકલો જ જાય છે કે એની સાથે કઇ હોય છે? શરીર ઉપર અને સબધીઓ ઉપર તો એને મોહમમતા બહુ હોય છે, છતા એ બધાને છોડીને એકલો કેમ જાય છે?'

ગુરુ મહા૦ 'જિજ્ઞાસુ ચિત્ત' જીવ સ્થૂળ શરીર તજે છે, પણ સૂક્ષ્મ શરીર એની સાથે મોટે'શા યુક્ત હોય છે સૂક્ષ્મ શરીરને સ્થૂળ શરીર સિવાય ગોઠતુ નથી અર્થાત્ રહી શકતું નથી એટલે સૂક્ષ્મ શરીર ।। જે જાતના સસ્કાર, જે જાતનું ઘડતર, જ્યા ખેચાણ હોય ત્યા સૂક્ષ્મ શરીર સાથે આત્મા ચાલ્યો જાય છે મનુષ્ય, તિર્યંચ, નરક, અને દેવ એ ચાર ઉત્પન્ન થવાના મુખ્ય સ્થળો છે એ ચારેના પેટાવિભાગ અનેક હોય છે જે વિભાગને યોગ્ય જીવ હોય તે યોનિમા ઉત્પન્ન થાય છે અર્થાત્ ત્યા (તે યોનિમા) ગોઠવાઇ જાય છે અને તેને અનુકૂળ થઈ જાય છે પૂર્વની લાવેલી સામગ્રી પ્રમાણે તે યોનિમા શરીરાદિ પ્રાણને ધારણ કરે છે આમ જ્યા સુધી વાસનાનો નાશ ન થાય ત્યા સુધી જન્મમરણની અહટઘટિકાનો અત નથી આવતો.'

પ્રદેશી આ બધી ચર્ચા સાભળી રહ્યો હતો કેશી શ્રમણે એની દશા જોઇને મીઠી દૃષ્ટિએ એના તરફ જોઇને પૂછ્યુ 'કેમ પ્રદેશી' કાઇ સમજાય છે? દેહાધ્યાસને લીધે શરીર, મન અને પ્રાણ એ સર્વથી આત્મા ભિન્ન છતા અભિન્ન રૂપે દેખાય છે, પરતુ એ ભ્રમણા

કરી આખરે તો આત્માએ પ્રકૃતિના દયા, શાન્તી, નિર્મલતા, ભક્તી અને પછી સ્વામી થવાનું છે '

પ્રદેશી 'દયાળુ' આપે કહ્યું 'બધુ તારા હાથમાં બાજી છે' ' તો કૃપાનિધાન ' કહો, હવે મારે મારી પ્રકૃતિના સ્વામી થવા માટે શું કરવું ? કયા માર્ગે જવું ? શું આચરવું ? શું જાણવું ? શું તજવું ? એ મને કૃપા કરીને સમજાવો.

ગુરુ મહા૦ 'પ્રદેશી ' વખત બહુ થોડો છે, કામ ઘણું કરવાનું છે જો કે તારી શક્તિની બાજુ એવી પૂરેપૂરી ખુલી ગઈ છે કે તું બધુ કામ પાર પાડી શકીશ, પણ તારે તારી શક્તિના પ્રવાહની દિશા છેક જ પલટી નાખવી પડશે.

> થોડી આવરદામાં તારે કામ ઘણું કરવાનું છે
> મહાત્મા રાખી આ દેહે પ્ર હાથ ભરવા છે
> કરેલ પાપનાં કારણી, તુજ હાથ તરવાનું છે
> અર્પી તન, મન, ધન પ્રભુચરણે, પ્રભુધ્યાન ધરવા છે

એથી પ્રથમ તો તારે તારી બધી ભૂલોનો જાહેર એકરાર કરવો પડશે અને અત્યાર સુધી બીજાને મારી પોતાના આત્માને માર્યો છે, એને હવે બીજાને હાથે મરી આત્માને જિવાડવો પડશે. પ્રદેશી ! પ્રદેશી ! ઘણાંને કોટડીમાં પૂરી ગુંગળાવ્યા, ઘણાંને પાણીમાં ડુબાડીને માર્યા, ઘણાંને અગ્નિમાં ચંપ્યા અને ભાલાની અણીએ ટાંગ્યા હવે તો એ જ વીરતા તારી પાપવૃત્તિને દબાવવા માટે વાપરવાની છે હવે તારા મહાઅપમાનો થશે, તારા પોતાના જ સ્નેહી જનો તારા પર સિતમ ગુજારશે, એ બધું મૂંગે મોઢે સહન કરવાનું છે આ બધી મુશ્કેલી પોતાની ને પરની ખરી પિછાણ ન થઇ હોય ત્યાંસુધી છે પછી એવી મુશ્કેલી નથી સમજાતી ?

પ્રદેશી 'ઓ તારણહાર ' તારા, જગબેલી ' શરણું આપનું છે આપ કહેશો એમ કરવા તૈયાર છું મારું અજ્ઞાન દૂર કરો. આ પાપપંકમાં ખૂંચી ગયેલાનો ઉદ્ધાર કરો.'

ગુરુ મહા૦ 'પ્રદેશી ! જીવ પોતે જ પોતાને તારી શકે એ જે તૈયાર ન હોય તો બીજા બધા નિમિત્તો નકામા માટે તારે જાતે જ તૈયારી કરવાની છે હું તો તને માર્ગ બતાવું ભૂલો સમજાવુ શુદ્ધિનો ઉપાય બતાવુ એને શ્રદ્ધાપૂર્વક આચરવુ એ તારુ કામ છે'

'ફરમાવો પ્રભો!' પ્રદેશીએ નમ્ર ભાવે વિનતિ કરી

ગુરુ મહા૦ 'એક તો તને સહનશીલતાના પાઠની વાત કહી ત્યારપછીનો બીજો પાઠ સમર્પણ ભાવનો છે સત્યના હોકાયત્રને બરાબર રાખી તુ શ્રદ્ધાની નૌકામા સમર્પણ અને સહનશીલતાનાં હલેસા મારી આ સંસારસાગરમા નિર્ભયતાથી ચાલ્યો જજે ઘણી કડવીમીઠી મુસ્કેલીઓ આવશે, પણ ડરીશ નહિ

**સમર્પણભાવ**

પ્રદેશી! અર્પણભાર એ જીવનની અનોખી રસલહાણ છે અહવૃત્તિનો નાશ થઈ જ્યારે પોતાની અને પરવસ્તુની પિછાણ થાય છે ત્યારે જ સાચી રીતે બધુ અર્પી શકાય છે જીવનના પાયાની વસ્તુ જ એ છે કુદરત પાસેથી મેળવેલ વસ્તુઓને જીવે પોતાની માની મમત્વ કર્યો છે સર્વ કુદરતનુ છે તુ તેને અર્પીને રમણિક થજે, સહીને કુંદન થજે હૃદયશુદ્ધિ થશે એટલે તારા જીવરૂપી 'નેગેટીવ' અને પ્રભુરૂપી 'પોઝીટીવ'ના છેડા મળી જવાથી પરમ જ્યોત પ્રગટશે પરતુ સૌથી પહેલા તુ રમણિક થજે અને એ રીતે જીવનનું ઘડતર કરજે સમજ્યો ?

રમણિક તું રહેજે, હવેથી રમણિક તુ રહેજે,
દીધેલા દુખના બદલામા, સુખ સહુને દેજે હવે૦'

'પ્રભો! રમણિક કેવી રીતે થવુ?' પ્રદેશીએ જિજ્ઞાસા કરી.

ગુરુ મહા૦ 'સાભળ, જે બાગમા વિવિધ ભ્રોથી લચી પડતા મહાવૃક્ષો હોય, ફોરમ ફેલાવતા ભાતભાતના ફૂલો હોય, દ્રાક્ષના મડપો

હોય, મીઠા પાણીના કુંડો ભર્યા હોય, બેસવાની મનોહર બેઠકો હોય, જાતજાતના લોકોનો રસમેળો જામ્યો હોય, સુંદર પક્ષીઓ મધુર કલ્લોલ કરતા હોય, તે વખતે તે બાગ કેવો રમણિક લાગે છે? કારણ કે વૃક્ષોની છાયા, ફળ, ફૂલ અને પાનનો એમ બધા પ્રકારે એ બગીચાનો લોકો ઉપયોગ કરે છે. એટલે એ બાગ રમણિક લાગે છે તે જ પ્રકારે જે અર્પતો હોય, બધુ કુદરતનું સમજી કુદરતના અર્થે જગત મારો ઉપયોગ કરે, એમ સમજી સેવા કરતો હોય, જીવોને છાયારૂપ હોય તે જ માણુસ રમણીય લાગે છે તેથી ઊલટું જે બાગની વસ્તુ બીજાને ખપ ન લાગે, એવા પ્રકારનો શુષ્ક બની ગયો હોય તે બાગ રમણીય મટી અરમણીય બને છે તેમ સાધન મળવા છતા જે મનુષ્ય મૂઢ સ્વાર્થમા રચ્યોપચ્યો રહે અને કોઈને આરામરૂપ ન બને, તો તે ગમે તેવો રૂપાળો કે દોલતવાળો હોય પણ તે શા કામનો?

વળી જો શેરડીનો વાઢ પિલાતો હોય અને રસ નીકળતો હોય, ગોળ તૈયાર થતો હોય ત્યારે તે કેવો રમણિક લાગે છે? કારણ કે ઘણાને ગોળ મળે, રસ પીવા મળે, શેરડી મળે પણ એ જ ગોળ ઘરમા આવે ત્યારે? તેમ જ્યારે માણુસ 'લાગે શુ આપી દઉં!' એવા ઉદાર ભાવમા હોય ત્યા લગી જ રમણિક લાગે. એ ભાવ ગયો એટલે ખેલ ખલાસ!

ખળામા અનાજ હોય ત્યા લગી ખળુ કેવુ સુંદર લાગે? કેમકે, એ વખતે ઘણા માણસો, પશુઓ, પક્ષીઓ, લાભ ઉઠાવતા હોય છે, પણ એ અનાજ કોઠીમા ભરાયુ એટલે એવી સુંદરતા ન રહે. ખેડૂત ગમે તેવો ઉદાર હોય, પણ ખળાની ઉદારતા ઘરમા ન રહે એમ હે પ્રદેશી! તુ તો સદાય રમણિક રહેજે'

પ્રદેશી તો અમૃતથી ભીંજાઈ ગયો એણે કેશીશ્રમણને વાર વાર નમીને દૃઢ સંકલ્પ કર્યો, 'દેવ' આપે તો મને માગીમાથી

મનુષ્ય બનાવ્યો કે અહો કેવી નિર્વ્યાજ કરુણા ! દયાદષ્ટિ રાખજો જ્યારે જ્યારે ગૂચાઉં ત્યારે આપનું જ સ્મરણ કરીશ પ્રભુ ! હજુ તો આ પામરને આપે એકડો ઘૂંટાવ્યો છે એટલે ગોથું ખાઉં તો બચાવી લેજો, મારી નાડ આપના હાથમાં છે'

ગુરુ મહા૦ 'પ્રદેશી ! એકડા પછી બગડાની દિશા આપમેળે સૂઝે છે તને જ તારી સૂઝ ધીરે ધીરે પડતી જશે માત્ર અખૂટ વિશ્વાસ, દૃઢ નિશ્ચય અને નમ્ર પુરુષાર્થ જોઈએ અને તેમાંનું ઘણું તારી પાસે છે, માત્ર સાવધાન રહેજે'

કેશી મુનિ પાસેથી ખસવું ગમતું ન હતું, પણ કાયમ સાથે રહેવા જેટલી ભૂમિકા પણ ન હતી, છતાં એકવાર પોતાના સહકુટુંબ કચેરી મંડળ સહિત આવી ગુરુ સમક્ષ પોતાના પાપોનો એકરાર અને ગુરુનો ઉપકાર માનવાની ઇચ્છા રાખીને ચિત્તસારથિ અને પ્રદેશી રાજા બન્ને ઊઠ્યા ચિત્તની ધારણા ફળી જોઈ એના આનંદનો પાર નહોતો પ્રદેશી નવી દુનિયામાં આવી પડ્યો હતો નગરમાં આવી ગુરુવંદનની તૈયારી કરી અને ધામધૂમપૂર્વક ધામધૂમથી અંતઃપુર સહિત મૃગવન તરફ પ્રયાણ કર્યું વિધિપૂર્વક વંદન કરી ગુરુ સમક્ષ ઊભા થઈને પશ્ચાત્તાપપૂર્વક બોલે છે

આ અંતર ઘટમાં આનંદ જળ ઊભરાયે,
સાગરનું પાણી, ગાગરમાં ન સમાયે ૧
અંજન કરી આંખે, નિર્ભય સ્થળ નિરખાવ્યું,
આ કુટિલમતિને, અપૂર્વ ભાન કરાવ્યું ૨
દિલમાં પ્રગટાવી, ગુરુએ જ્ઞાન દિવાળી,
કરુણા કરી કાઢી, કર્મરેખ મુજ કાળી ૩
હું કાળા અહોનિશ, નીચ કામ કરનારો,
હાથે કરી પરના, પ્રાણ તણો હરનારો ૪

મહાભ્રષ્ટ રચી વ્યવહાર, પેટ ભરનારો,
કરી અઘોર પાપો, આનંદે ફરનારો ૫
અતિ અધ બનીને, અધર્મને આચરતો,
નહિ કરવા જેવા કામ, હામ ધરી કરતો ૬
કરી દુષ્ટ કાર્ય ને દોર થકી નહિ ડરતો,
હું અહર્નિશ અન્યાય વિષે પગ ભરતો. ૭
હું ધર્મ કર્મને, ઢોંગ સદાય સમજતો,
ત્યાગી કોઈ મત મહંત, દુષ્ટ ગણી ત્યજતો ૮
આ અધમ નરને, ગુરુ વિણ કોણ ઉગારે !
ડૂબેલ નરને તરણ વિના કોણ તારે ! ૯
સદ્‌ગુરુ વિણ સ્નેહે, અવર કોણ સમજાવે ?
મુક્તિનો મારગ, ગુરુ વિણ કોણ બતાવે ! ૧૦

ગુરુ પાસે ગદ્‌ગદિત કંઠે પોતાની ભૂલોનો એકરાર અને પસ્તાવો કરીને કહ્યું કે 'આજથી મારા રાજ્યની સર્વ આવકમાંથી પચીસ ટકા લોકહિતાર્થે મારે વાપરવા આપવા એવો આપની સમક્ષ હું નિર્ણય કરું છું સિવાય કે મારી પ્રજા સમક્ષ મારા નિશ્ચયો જણાવી ઋણમાંથી હળવો થઈશ' છેવટનો ગુરુબોધ સાંભળીને નતો આર્યો પછી વંદન કરીને તે પાછો વળ્યો

પ્રદેશી એ રીતે ફરીને ઘર ભણી આવ્યો એક તો કેશી શ્રમણના દર્શન પામીને ઘર ભણી વળ્યો અને બીજું નવીન વિચારધારા પામીને પોતાના આત્મમંદિર ભણી વળ્યો

પ્રદેશીમાં એક મહાગુણ તો સ્વભાવસિદ્ધ હતો વગરસમજ્યે એકાએક કોઈ નવી વાત સ્વીકારે નહિ અને સ્વીકારે તો મૂકે નહિ દૃઢ નિશ્ચય અને વજ્ર સંકલ્પ તો જાણે એના જ એને ઊંડે ઊંડે પોતાની માન્યતામાં વિશ્વાસ ન હતો એથી જ તે શરીરથી જીવ ભિન્ન છે કે નહિ એની એ તપાસ કર્યા કરતો પણ અત્યાર સુધી ન પોતાની

તપાસથી સંતોષ થયો, તેમ ન કોઈ એના સંશયોને છેદનાર જ્ઞાનીનો ભેટો થયેલ

ભૂમિકા તૈયાર હતી, શક્તિ અમાપ હતી સ્થિતિ પાકી ગઈ હતી અને યોગ્ય ખેડનાર મળ્યા એટલે જ આટલો તત્કાળ હૃદયપલટો થયો એણે પોતાની આમ પ્રજાની એક જાહેર સભા બોલાવી મોટો સ્વાર ભર્યો અને પોતાના બધા પાપોનો એકરાર કરી ભાવિ માર્ગની રૂપરેખાની જાહેરાત કરી.

પ્રાથમિક પગલું

(૧) એણે પહેલું પગલું લીધું કે પ્રજા ઉપરના કરવેરા શક્ય તેટલા ઓછા કર્યાં પોતાની પેદાશનો ૧/૪ ભાગ (પચીસ ટકા) પ્રજાના સાંસ્કૃતિક વિકાસ માટે વાપરવાનો નિર્ણય કરી વંશપરંપરા લગી એ ધારો પળાય એવો શિલાલેખ મૂક્યો

(૨) જાતે શિકાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી અને પોતાની હદમાં અમારિ પટહ વગડાવ્યો.

(૩) ગુનેગારો માટેના કેદખાનાઓ સુધારી ત્યાં શિક્ષણ અને સંસ્કૃતિની પરબો માંડી.

(૪) પ્રજાપક્ષમાંથી યોગ્ય વ્યક્તિઓને ચૂંટી એમને પ્રાથમિક પ્રજાકીય હક્કો સોંપ્યા.

(૫) પોતાના પુત્રને રાજ્યહીવટ સુપ્રત કર્યો અને પોતે રાજધર્મ ચૂકવાથી જે પાપમાની નોતરી હતી એનો ખ્યાલ આપી મૂળથી રાજધર્મ બરાબર જાળવવાની પ્રેરણા આપી પોતે તો માત્ર નામનો રાજા રહ્યો આમ એક તરફથી રાજ્યાધિકારનો મોહ, સત્તાની લાલસા અને શિકારની લત છોડી અને બીજી તરફ પ્રજા પ્રત્યેનું વાત્સલ્ય, અગાધ ચારિત્ર્યશુદ્ધિ, ઝીણામાં ઝીણી ઘટના પરત્વે પણ લાંબો વિચાર, આમ ક્ષણે ક્ષણ ગંભીરપણે રોકવા લાગ્યો એણે છઠ્ઠ છઠ્ઠના પારણાનું (બે દિનના ઉપવાસ ને ત્રીજે દિન આહાર કરવો તે) ઉગ્ર તપ

શરૂ કર્યું, અને જીભને મૌ। પળાવ્યુ કેશી મહારાજે જે સાવનાનો પાઠ શીખવ્યો, તે પ્રમાણે બરાબર જાગ્રતપણે એકાંતવાસમા ચિંતન અને મનનમા રોકાવા લાગ્યો સત્યની તાનાવેલી શુ ન કરે?

પ્રજાને રામરાજ્ય મળ્યુ એના સતોજનો પાર રહ્યો નહિ કુમાર પણ મરકારી હતો પિતાના ૯ ચપનટાથી એને પણ કઈક ઠડક વળી પણ રાણી સુરીકતાનો ફફનાટ વધી પડચો 'હાય આ શુ? કેવી રસિક્તા હતી ને આમ સુક્કા ખાખ કેમ થઈ ગયા? રાગરગ, નાચમુજરો બધી રાનક કયા ઊડી ગઈ? કેવા વિનાસ-વૃત્તિવાળા હતા ને હવે તો ખાતા પીતા કે ઓતનાન નથી ઘડીવાર આઘી પાછી જઉં તોય ન ગમે અને હવે તો મો પણ જોતા નથી ઓવે છે તોય જાણે મીઠાશ રહી નથી જરૂર પેલા સાધુએ કાઈક ભૂરકી નાખેલ છે એનો જ આ વળગાડ છે' માટે જાતજાતના પ્રયત્ન કરવા લાગી સુરીકતાને ખબર ન હતી કે વૈરાગ્ય અને વિલાસને સો સો ગાઉના છેટા છે રમ વૈરાગ્યમા છે કે વિલાસમા? એ રહસ્ય પ્રદેશી પામી ગયો હતો રાણીને મિથ્યા પ્રયત્ન કરતી જોઇને એણે એક દહાડો મોકો તપાસી સુરી-કાને ઉદ્દેશીને કહ્યુ, 'દેવી'

આજ લગી જે અમૃત જણાતુ, તે વિષરૂપ જણાયુ
વિષસમ હતુ તે ગુરુ ઉપદેશે, અમૃત સમજાયુ--
--પાયુ પીયૂષ મને નથી સમજણુ જેની તુને

એકદા જે વભવો અમૃત જેવા લાગતા, તે ખરી વસ્તુનું ભાન થતા હવે વિષ જેવા લાગે છે ગુરુએ અમૃતનો પ્યાલો પાઈ દીધો, દૃષ્ટિનો પલટો થયો, માટે મને હવે વારવાર હેરાન ન કરશો.'

આ હકીકત રાણીના માનવામા ન આવી એવુ અચાનક બને જ કેમ? ઉપદેશ તો અમે ઘણોએ સાભળ્યો હતો અમને કા વૈરાગ્ય ન જાગ્યો? આમને માટે મારે ઘણો પ્રયત્ન કરવો પડશે જેવા તેવા ઈલમથી આ વળગાડ નહીં મટે એટલું મનમા વિચારીને રાણી--

अपहरन्तुतरा शिर कृन्ता तो
मम तु मतिर्न मनागपैतु धर्मात् ॥

ગજ્યલક્ષ્મી હમણા જ નાશ થાઓ, મારા શિર પર તલવાર પડો, અથવા યમરાજ ભલે માથુ કાપી લઇ જાઓ પરંતુ મારી મતિ ધર્મમાર્ગથી જરા પણ ચલિત ન થાઓ ઓ પ્રભુ ' પ્રભુ !' કહેતા એણે લાંબો નિસાસો મૂક્યો

'તરકટ ? પિતાને મારી નાખી શુ મારુ જીવન ભ્રષ્ટ કરુ ? છટ્ છટ્ કદી નહિ !'

રાણીએ ફેરવી તોળ્યુ

સુરીકતાએ જોયુ કે બાજી ખાલી ગઇ, છોકરો સમજે એમ નથી, એટલે એણે પાસો ફેરવી નાખ્યો 'શાબાશ બેટા ' શાબાશ છે ' હું તો તારી પિતૃભક્તિની પરીક્ષા લેતી હતી કે તું રાજ્યલોભી હશે અને પિતાના આવા પગલાઓથી નારાજ હશે, એવો મને મશય પડવાથી મે આ પ્રપચ રચ્યો હતો તને ધન્ય છે, પુત્ર હો તો આવા જ હજો '

આ બોલનાર માતા સુરીકતાના હૃદયમા તો હળાહળ ઝેર ભર્યું હતુ કેવી આસુરી માયા ' કેવા એના ચારિત્ર્ય ' હજુ તો એ જે કઇ કરવાની છે તેનુ માત્ર ક્ષેત્ર તૈયાર થાય છે ' પ્રદેશીની શ્રદ્ધા आत्मैव हि आत्मनो बन्धु आत्मैव रिपुरात्मन એ જાતની હતી જગતમા આત્મા સિવાય બીજુ કોઈ ભૂરુ કરનાર નથી, એવી એને પાકી આસ્થા હતી એટલે એ પોતાના આત્માને નિરતર ગંભોધી રહ્યો હતો કે ' હે જીવ ' તુ ક્ષમાનો પાર એવો પાકો કરી લે કે તારી ક્ષમાનો કોઇ ભગ ન કરે બાળવા જેવુ કાઇ ન હોય ત્યા આગના અંગારા હોલવાઈ જાય છે '

એક મહાત્મા જગલમા ઝૂપડી બાધીને રહેતા હતા લોકો કહે, એનામા શાતિ, ક્ષમા, નિર્મોહિતા અપાર છે માણસ તો ખરો,

પણ દેવ સમાન છે એક માણસે એક રૂપિયાની હોડ મૂકી અને એની શાંતિનો ભંગ કરાવીને ક્રોધાવિષ્ટ બનાવવાનું બીડું ઝડપ્યું આ બન્ને જણ મહાત્મા સમીપ ગયા અને જય સચ્ચિદાનંદ કરીને બેઠા. એકે કહ્યું 'મહારાજ' જરા ગાંજાની ચલમ લાવો.' મહાત્મા કહે, 'મૈં ગાંજા નહીં પીતા' 'ત્યારે તમાકુ આપો.' 'તમાકુ પણ મૈંને કભી નહીં લિયા' પેલાએ કહ્યું, 'ત્યારે બાવો બનીને શું બેઠો છો? ધૂતારા' વળી ઉમેર્યું, 'મહા ઠગારો છે મારો દીકરો' ચાર વાર તો જેલમાં જઈ આવ્યો છે' સાથીદારને કહે, 'ભાઈશ્રી' હું સાથે હતો. એને મોટા માર્યા હતા તે સોટાના જુઓ આ નિશાન છે રાતે રામકીઓ આવે અને દિવસે મોટો સંત થઈને બેસે હું તો અનુભવી છું એના ભેગો રહ્યો છું એમ એણે તો ન કહેવાના વચનો કહ્યા ક્રોધ કરાવવા માટે એના માબાપ બધાને ગાળોથી ઝાપટ્યા ને છેવટે થાક્યો બધો ભંડાર ખાલી કીધો પણ વ્યર્થ મહાત્માએ તો હસીને તરત જ કહ્યું કે "એક ભક્તને સક્કરકા પાની દિયા હૈ, વો પાનીમેં નાગર જરા પી લો, બેટા' થક ગયે હોગે' પેલો માણસ પગમાં પડીને બોલ્યો, 'મને માફ કરો, મહારાજ' મેં આપનો બહુ અપરાધ કર્યો આટલું કહેવા છતાં પણ આપને ક્રોધ કેમ ન થયો?"

મહાત્મા બોલ્યા "બેટા' જિસકી પાસ જૈસા માલ હોવે, વો વૈસા હી બતાવે લેના ન લેના વો તો અપની ઇચ્છાકી બાત હૈ તુમ્હારે પાસ જો માલ થા વો તુમને બતલાયા મગર હમકો તો પસંદ નહીં હૈ" બન્ને જણ શરમિંદા થઈ ગયા મહાત્માએ કહ્યું, "દૂસરે આ માફી મંગતીસે અપને આ૫ આગ ચેતાનેકી ક્યા જરૂર? ગુરુ મહારાજને હમકો યહ સિખાયા હૈ કિ ક્રોધ કરના ઔર અપને બદન પર છુરી મારના દોનો બરાબર હૈ ઇર્ષા કરના ઔર ઝહર પીના સમાન હૈ તુમ્હારી ગાલીયાં ઔર તુમ્હારા દુષ્ટ વ્યવહાર હમે કોઈ નુકસાન નહીં કરતા હૈ'

अपहन्तुतरा शिर कृतान्तो
मम तु मतिर्न मनागपैतु धर्मात् ॥

રાજ્યલક્ષ્મી હમણા જ નાશ થાઓ, મારા શિર પર તલવાર પડો, અથવા યમરાજ ભલે માથુ કાપી લઇ જાઓ, પરતુ મારી મતિ ધર્મમાર્ગથી જરા પણ ચલિત ન થાઓ એ પ્રભુ ' પ્રભુ ' કહેતા એણે લાબો નિસાસો મૂકયો.

' તરકટ ? પિતાને મારી નાખી શુ મારુ જીવન ભ્રષ્ટ કરુ ? છટ્ છટ્ કદી નહિ ! '

રાણીએ ફેરવી તોળ્યુ

સુરીકતાએ જોયુ કે જાળ ખાલી ગઇ, ઠોકરો સમજે એમ નથી, એટલે એણે પાસો ફેરવી નાખ્યો 'સાબાશ બેટા ! સાબાશ છે ' હુ તો તારી પિતૃભક્તિની પરીક્ષા લેતી હતી કે તુ રાજ્યલોભી હશે અને પિતાના આવા પગલાઓથી નારાજ હશે, એવો મને સંશય પડવાથી મે આ પ્રપચ રચ્યો હતો તને ધન્ય છે, પુત્ર હો તો આવા જ હજો '

આ બોલનાર માતા સુરીકતાના હૃદયમા તો હળાહળ ઝેર ભર્યું હતુ કેવી આસુરી માયા ' કેવા એના ચારિત્ર્ય ' હજુ તો એ જે કઇ કરવાની છે તેનુ માત્ર ક્ષેત્ર તૈયાર થાય છે ' પ્રદેશીની શ્રદ્ધા आत्मैव हि आत्मनो बन्धु आत्मैव रिपुरात्मन એ જાતની હતી જગતમા આત્મા સિવાય બીજુ કોઇ બૂરુ કરનાર નથી, એવી એને પાકી આસ્થા હતી એટલે એ પોતાના આત્માને નિરતર સબોધી રહ્યો હતો કે ' હે જીવ ' તુ ક્ષમાનો પાર એવો પાકો કરી લે કે તારી ક્ષમાનો કોઇ ભગ ન કરે બાળવા જેવુ કાઇ ન હોય ત્યા આગના અગારા હોલવાઈ જાય છે '

એક મહાત્મા જગતમા ઝૂપડી બાધીને રહેતા હતા લોકો કહે, એનામા શાતિ, ક્ષમા, નિર્મોહિતા અપાર છે માણસ તો ખરો,

પણ દેર સમાન છે એમ માની એક રૂપિયાની હોડ મૂકી અને એની શાંતિનો ભંગ કરાવીને ક્રોધાવિષ્ટ બનાવવાનું બીડું ઝડપ્યું આ બન્ને જણ મહાત્મા સમીપ ગયા અને જય સચ્ચિદાનંદ કરીને બેઠા. એકે કહ્યું, 'મહારાજ! જરા ગાંજાની ચલમ લાવો.' મહાત્મા કહે, 'મૈં ગાંજા નહીં પીતા.' 'ત્યારે તમાકુ આપો.' 'તમાકુ પણ મૈંને કભી નહીં લિયા' પેલાએ કહ્યું, 'ત્યારે બાવો બનીને શું બેઠો છે? ધૂતારા!' વળી ઉમેર્યું, 'મહા હરામી છે મારો દીકરો!' ચાર વાર તો જેલમાં જઈ આવ્યો છે' સાથી તેને કહે, 'બાપરે! હું સાથે હતો. એને સોટા માર્યા હતા તે સોટાના જુઓ આ નિશાન છે રાતે ચોરીઓ કરાવે અને દિવસે મોટો સંત થઈને બેસે હું તો અનુભવી છું એના ભેગો રહ્યો છું' એમ એવો તો ન કહેવાના વચનો કહી ક્રોધ કરાવવા માટે એના માબાપ બધાને ગાળોથી ઝાપટયા ને હેઠે થાક્યો બધી ભંડાર ખાલી કીધો પણ વ્યર્થ મહાત્માએ તો હસીને તરત જ કહ્યું કે "એક બચ્ચેને સક્કરકા પાનિ કિયા હૈ વો પાનીમેં જાકર જરા પી લો, ભૈયા! થક ગયે હોગે" પેલો માણસ પગમાં પડીને બોલ્યો, 'મને માફ કરો મહારાજ! મેં આપનો બહુ અપરાધ કર્યો આટલું કહેવા છતાં પણ આપને ક્રોધ કેમ ન થયો?'

મહાત્મા બોલ્યા "ભૈયા! જિસકી પાસ જૈસા માલ હોવે, વો વૈસા હી બતાવે લેના ન લેના વો તો આપકી ઈચ્છાકી બાત હૈ તુમ્હારે પાસ જો માલ થા વો તુમને બતલાયા મગર હમકો તો પસંદ નહીં હૈ" બન્ને જણ શરમિંદા થઈ ગયા મહાત્માએ કહ્યું, "દૂસરે આદમીકી ગલતીસે અપને અંદર આગ લગાનેકી ક્યા જરૂર? ગુરુ મહારાજને હમકો યહ સિખાયા હૈ કિ ક્રોધ કરના ઔર અપને બદન પર છુરી મારના દોનો બરાબર હૈ ઈર્ષા કરના ઔર ઝહર પીના સમાન હૈ તુમ્હારી ગાલીયાં ઔર તુમ્હારા દુષ્ટ વ્યવહાર હમે કોઈ નુકસાન નહીં કરતા હૈ"

આ સાભળીને પેલો બીકુ ઝડપનાર હારી ગયો પણ જે બોધપાઠ ભારી કિંમતે પણ ન મળે, તે એને સહેજે મળી ગયો ચારિત્ર્ય જ મોટામા મોટું શિક્ષણ છે આટલું સમજાય તો બેડો પાર ! મહાત્મા સમજતા હતા કે કોઇ ગમે તે કહે કે બોલે, તેમાથી આપણને ઉપયોગી હોય તેટલુ જ લેવુ નકામો કચરો શા માટે ભરવો ? જેને હું ભજી રહ્યો છુ એ તો એવે સ્થળે છે કે જ્યા કશી દુન્યવી અમર સ્પર્શી શકતી નથી લોકો તો ખોખાને અમુક નામે ઓળખી તેને ગાળો આપે, પણ તે નામ તો નિમિત્ત માત્ર હોય છે આત્મા ને કોઈ નામ કે રૂપ હોતા નથી એ જ્ઞાનથી એના અંતરમા દ્વેષ પ્રગટ્યો નહિ

પ્રદેશી રાજા ઉપર પણ મતના સમાગમથી અને એમના વચન પ્રમાણે પ્રાણાતે પણ ન ચળવાના નિશ્ચયથી એને જ્ઞાન થયુ હતું અટલે મોહ મોળો પડતો હતો સુરીકતા તરફથી કષ્ટો આવતા ગયા, તેમ તેમ તે ઊલટો પરિપક્વ થતો ગયો

કસોટી વિના કુદન કેમ પરખાય ? જેમ સુવર્ણકાર પ્રથમ સોનાને ઘસે ને તપાસે, પછી કાપે છતા ય પાકી ખાતરી લેવા છેવટે તપાવે અને ટીપે ત્યારે 'સો ટચ' ગણાય તેમ ઐશ્વાર્યમાત્રની વિકાસના માર્ગમા કુદરતી આવી કસોટી થાય જ છે સાચા માણસોની કસોટી કેવા પ્રકારે થાય તેનું એક દૃષ્ટાત છે

છત્રપતિ શિવાજીના નામથી તો તમે સૌ જાણીતા છો એમના ગુરુ રામદાસ સ્વામી હતા રામદાસ સ્વામીને ઘણા શિષ્યો હતા તેમા કલ્યાણ એ ઉત્તમ કોટીનો હતો પોતાના શિષ્યોની કસોટી કરવા માટે રામદાસ સ્વામીએ એક વખત પાકેલી કેરી સાથીને પગે બાધી દીધી, અને ઉપર ગોળ લગાડીને કપડાનો પાટો વીંટાળ્યો સવારે ઊઠીને મોટુ ગૂમડું પાક્યુ હોય અને ઘણું દરદ થતું હોય તેવો દેખાવ કરી શિષ્યોને બોલાવી કહ્યુ કે " એક રાતમા આ (દુ ખ)

વધી ગયુ છે, અને પીડા ઉપરથી એ જીવનેણુ ગૂમડુ લાગે છે એવી જાતનુ છે કે એને નસ્તર મુકાય નહિ પણ એક જ ઇલાજ છે કોઈ ખરો ભક્તિભાવવાળો માણસ જો આખુ ગૂમડુ ચૂસી લે તો જ એ નરમ પડી જાય. પણ ચૂસનાર પર આફત ઉતરે એટલે કોઈને કહેવાય નહિ" બધાય વિચારમા પડી ગયા પણ કલ્યાણ નામનો એક શિષ્ય તો લાગનો જ ચરણકમળ પાસે આવ્યો, અને બોલ્યો કે "લાવો હુ ચૂસી લઉ, પ્રભુ! આપને શાંતિ થતી હોય તો હુ મરવાને પણ ખુશી છુ એમા મને ખૂબ રસ છે" રામદાસ સ્વામી કહે, "તુ અનેક આશાનથી જુવાન છે, તારુ ભવિષ્ય ઊજળુ છે, ઘણા કામ કરી શકીશ માટે એવી ઇચ્છા શા માટે કરે છે? પછી તો જેવી તારી મરજી" કલ્યાણ તો તત્પર જ હતો એની તીવ્ર ઇચ્છા જોઇ ગુરુએ રજા આપી એટલે એણે તો ગુરુદેવનું ગૂમડુ ચૂસવા માડ્યુ! પણ જેમ જેમ ચૂસે તેમ તેમ અંદરથી રસ નીકળે અને મીઠો લાગે રામદાસ સ્વામી બોલી ઊઠ્યા "સાબાશ! શિષ્ય સાબાશ! કલ્યાણ હો! કલ્યાણ હો!" મતુના બ ને કેરીનો સ્વાદ અને આશીર્વાદની ભેટ મળી પણ જ્યારે ગૂમડુ મૂકયુ ત્યારે બધા શિષ્યો ઝખવાણા પડી ગયા પ્રસંગ ઊભો થાય ત્યારે જ ખરી ખબર પડે, બાકી મોઢેથી તો સહુ હાજી હા કરે

એક બીજું દૃષ્ટાંત —

એ જ રીતે સત્ય, શિયળ, દયા, પ્રેમ, ઉદારતા વગેરે ગુણોમા માણસની કસોટી થાય છે, અને તે સોનાની માફક ચારે પ્રકારે થાય. એટલે જ કહ્યુ છે —

यथा चतुर्भि कनक परीक्ष्यते,
निघर्षण-च्छेदन-ताप-ताडनै
तथा चतुर्भि पुरुष परीक्ष्यते
श्रुतेन, शीलेन, गुणेन, कर्मणा ॥

જેમ ઘર્ષણ, છેદન, તાપ (અગ્નિ) અને તાડનથી સોનાની કિંમત થાય છે–સોનાની પરીક્ષા થાય છે તેવી જ રીતે માણસની કસોટી પણ તેને સાંભળવાથી, તેના સદાચારથી, તેના ગુણવિક્રમથી અને તેના કાર્યો પરથી થાય છે જૈન શાસ્ત્રમાં સુદર્શનનો એક સુંદર પ્રસંગ છે શ્રી સુદર્શન શેઠ ભગવાન મહાવીરના બ્રહ્મચર્યલક્ષી ગૃહસ્થ સાધક હતા એની કસોટી પણ એવી જ કડક રીતે થઈ હતી મહારાણી અભયાએ લક્ષ્મી, ધન, વૈભવ અને માન વગેરેનું ઘણુ પ્રલોભન બતાવ્યુ, તેનું રૈયાગના જેવુ રૂપ હતું, પણ સુદર્શન ડગ્યો નહિ તે સમજ્યો કે ધર્મ ગયો એટલે મરી ગયો. માટે મારું બ્રહ્મચર્ય ખંડિત ન કરુ પછી મહારાણીએ તેના ઉપર આળ નાખી પકડવાનો અને શૂળીનો ભય બતાવ્યો, પણ તેણે કોઈ વાતે માન્યુ જ નહિ તેને રાણીએ પટાવ્યો, હાથ ઝાલ્યો, બેસાડ્યો, ઘણુ સમજાવ્યો, વિનવ્યો, અનેકાનેક લાભહાનિના માર્ગો બતાવ્યા, વિકાર ઉપજાવવાના પ્રયોગો કર્યા પણ તે વિકારી ન જ બન્યો, તે ન જ બન્યો

જેને હાડોહાડ સતવ્રતીના નિયમો પાળવાની રટના લાગી હોય તે જ આટલું ટકી શકે છેવટે મહારાણીએ બૂમો નાખી દોડો, દોડો, કરી કોલાહલ જગાવી સુદર્શન પર ખોટુ આળ ચડાવ્યુ રાણીના આરે પ્રપંચ અને શબ્દજાળથી રાજાને સુદર્શન દૂષિત જણાયો છેવટમા તો શૂળીની શિક્ષા થઇ, શૂળી પર ચડ્યો, પણ ડગ્યો નહિ શાસ્ત્રકારો અહીં કહે છે દૈવી પ્રભાવ વડે શૂળીનું સિંહાસન બની ગયુ. પુષ્પોની વૃષ્ટિ થઈ એ વાતનો સાર એ છે કે સુદર્શનને શૂળી કશી દુઃખદ અસર ન કરી શકી અને અંતે એના સત્ય, શિયળ અને ભક્તિના પ્રભાવે પરિણામ એ આવ્યુ કે એક વખતે તેના ઉપર ધિક્કાર કરનારા તે બધા ફરી ગયા "હું નહોતો કહેતો કે સુદર્શન એવી ભૂલ કદી પણ ન કરે' એ સાચો જ હતો તેથી એનો વિજય થયો. સુદર્શન ધન્ય છે તને ! તારા માતાપિતાને, તારા ધર્મને, ટેકને અને તારા સંકલ્પને !"

આખરે મહારાજા સમજી ગયા કે આ રાણીના જ પ્રપંચ છે એણે જ સુદર્શનના રૂપમા મોહાઇ આ કાવતરુ રચ્યુ હતું સુદર્શનની આ સુંદર દશા જોઈ મહારાજાએ બહુ માનપૂર્વક કહ્યુ, "તું જે કહે તે આપવા તૈયાર છુ" સુદર્શન કહે, "જેને મે મા કહી છે તેનો વાળ વાંકો ન થાય—માગ્યુ આપના દો તો એ આપો. હું જે નિમિત્તે કમોતમાથી પાર ઊતર્યો તે નિમિત્તને ક્ષમા આપો."

ચારિત્ર્યની પરીક્ષા તો એમ જ થાય છે કેવી એની ઉચ્ચ ભૂમિકા! જેવુ એનું શિયળ તેવી જ એની ઉદારતા જીવનવિકાસનું માપ તો અહીં છે

હવે આપણે મૂળ વિષય પર આવીએ

જેમ જેમ પ્રદેશી જરાય ડગ્યો નહિ અને ગમે તે સહી લેવા તત્પર બન્યો તેમ તેમ સુરીકતા વધુ ને વધુ ઉગ્ર થતી ગઇ છેવટે બધા ઇલાજો અજમાવીને થાકી ત્યારે એણે પોતાના હાથે જ ઝેર આપવાનો નિર્ણય કીધો. એક દિવસ તેરમા છઠના પારણાનો દિવસ હતો ૩૯ દિન લગી જેણે અખંડ શાંતિ, સ્થિરતા અને સમતાના પાઠો પાકા કરેલા હતા, જે કેશીગુરુના બતાવેલા માર્ગાનુસાર એનું અનુશીલન પૂર્ણ શ્રદ્ધાથી કર્યે જતો હતો, તેના આ છેલ્લા ઉપવાસના પારણા માટે તૈયાર કરેલા ભોજનમા સુરીકતાએ સોમલ ભેળવી દીધુ કોળિયો લેતા વાર જ એની અસર જણાવા લાગી એટલે પ્રદેશી સમજી ગયો કે વિષનો પ્રયોગ થયો છે ને સુરીકતાએ જ આમ કર્યું છે. તુરત એને ગુરુના બોલ સાંભર્યા

"ઓછી આવરદામા તારે કામ ઘણું કરવાનું છે
મહાક્ષમા રાખીને તારે પગહાથે મરવાનું છે"

એ સમજ્યો કે પરીક્ષાનો છેલ્લો સમય આવી ગયો છે વાહ અપૂર્વ ઘડી!! હવે પૌષધશાળામા જઇ છેલ્લું કાર્ય કરી લઉં ' એમ વિચાર કરી ઊઠીને અંદર ગયો, ગુરુને નમ્યો "દેવ ! કૃપા કરો!

સમય ભરાઈ ગયો હવે મને ક્ષોભ ન થાય' અંતરમા ઇર્ષા ન પ્રગટે' એ રીતે સુખદ અંત આવી જાય!'' બસ, તૈયાર થઇ ગયો. સર્વ જીવો સાથે ક્ષમાપના કરી ગુરુદેવની સાક્ષીએ પર્યાલોચના–આત્મનિરીક્ષણ કર્યું

અહો'

આવી તો ગયો અવસર આવી તો ગયો,
આગળ વધવાનો અવસર આવી તો ગયો

એમ વિચારી સર્વ પદાર્થનો–શરીર સુદ્ધાનો ત્યાગ કરી ''તુંહી તુંહી તુંહી પ્રભુ' તુંહી''ની લગની લગાડી

અહીં સુરીકતાનું હૃદય ધબકવા લાગ્યુ એને થયુ કે રખે બાજી ખુલી પડી જાય તો? એ ભયથી એ દાઝી ઊઠી ''ભયકર કોણ? પાપી કે પાપ?'' પાપ પહેલા પાપીને મારે છે અને પાપીને હાથે બીજાને મરાવે છે સુરીકતા પૌષધશાળામા ગઇ અને પ્રદેશીનો ગળાનો ટોટો તીક્ષ્ણ નખ વડે દાબી દીધો

શ્રોતાઓ' સુરીકતાની આટલી હદ સુધીની શેતાનિયત તમોને કપાવી મૂકશે અને જે પહેલાના ઘાતકી પ્રદેશીના નામ પર નફરત થતી તે જ પ્રદેશીની આ ઉત્તરાવસ્થામા એની પ્રત્યે દરેકની સહાનુભૂતિ થશે પણ પ્રદેશીએ તો ન જોયુ દુનિયાના અભિપ્રાય સામે કે ન જોયુ સુરીકતાના આ દુષ્ટ કાર્ય સામે એને બરાબર ખબર હતી કે 'મે જ મારો આ નતીજો હાથે કરીને સર્જી મૂકયો હતો સુરીકતા તો બિચારી માત્ર એના નિમિત્તરૂપ થઇ છે' આ જ્ઞાને જ પ્રદેશીનો વિજય થયો' વખત થોડો હતો અને કામ અધિક હતું એટલે પ્રદેશી શરીર છૂટ્યા પર્યંત શુભ અધ્યવસાયથી સ્વર્ગે ગયો

જૈનાગમોનું એ પ્રધાન સૂત્ર છે કે ''जे कम्मे शूरा ते धम्मे शूरा''

પ્રદેશીનું ચિત્ર એની સાખ પૂરે છે કે જે કર્મમાં શૂરવીર હોય છે, તે ધર્મને માર્ગે પણ શૂરવીર થાય છે પણ એ પરથી એવો અર્થ કોઈ ન કાઢે કે શૂરવીરે પ્રથમ પ્રદેશી જેવા કાળા કર્મો કરવા અને પછી ધર્મમાં જોડાવું

ઉપરના કથનનો ખરો સાર તો એ છે કે જે શક્તિનો દુરુપયોગ વિશ્વાત્માને રંજાડે છે, તે જ શક્તિનો સદુપયોગ વિશ્વાત્માને રંજન કરે છે અને સ્વપરને શાંતિ આપે છે એટલે શક્તિ જાળવવી અને એનો સદુપયોગ જ કરવો.

॥ ૐ શાંતિ ॥



મુક્તિ, મોક્ષ, નિર્વાણ કે અધ્યાત્મદશા પ્રાપ્ત કરવામાં તે એક અપૂર્વ સાધન છે એમ પ્રત્યેક મહાપુરુષે કહ્યું છે, સ્વીકાર્યું છે, અને અનુભવ્યું છે છતાં જૈનદર્શનમાં અહિંસાનું જે જીવનવ્યવહારુ સ્થાન છે, તે ઘણું ઉચ્ચ કોટીનું છે, તેમ ધર્મસમન્વય કરનાર ભારત અને ભારતની બહારના પ્રત્યેક વિદ્વાને અવિસંવાદપણે સ્વીકાર્યું છે આ વાત તો સૌ કોઈ જાણે છે વધુમાં વધુ જાણવાનું મળ્યું હોય તો તે વિજ્ઞાનદ્વારા. સેંકડો વર્ષો પહેલાં જૈનશાસ્ત્રોમાં જે ઉલ્લેખ હતો, તે વિજ્ઞાને ટૂંક સમય પહેલાં પ્રત્યક્ષ કરી બતાવ્યો કે જળ તથા વનસ્પતિ જેવાં તત્ત્વોમાં જીવ છે એટલું જ નહિ બલ્કે તે જીવોમાં લાગણી, દુઃખ, ભય, કામ, ક્રોધ, શોક અને ચૈતન્યસૂચક સૂક્ષ્મ તત્ત્વો પણ છે વિજ્ઞાનની આ શોધખોળ પછી વિશ્વમાં ચૈતન્યો છે, તે વિષેની હવે શંકા રહી નથી

જે જૈનદર્શનમાં આવી અદ્ભુત બીનાઓનું પ્રતિપાદન કરેલું છે, જે દર્શન અહિંસાની આટલી ઊંડી વિચારણા સુધી ગયું છે, તે દર્શનનો મનુષ્ય કેટલો વિચારશીલ, વીર અને ઉદાર હોય? વિશ્વમાં તેનું સ્થાન કેટલું દિવ્ય અને ભવ્ય હોય? પણ આજે અતિ દુઃખનો વિષય એ છે કે તે જ જૈનો મોટે ભાગે નિઃસત્ત્વ અને સંકુચિત વૃત્તિના બની ગયા છે એ સ્થિતિ થવાના કારણોમાં અહિંસાની અણસમજ એ એક મહત્ત્વનું કારણ છે કે જે વિષે આજે હું તમોને કહેવા માગું છું

## અહિંસાની ગેરસમજ

અહિંસાની ગેરસમજને લીધે આજે જૈન સંસ્કૃતિના મૂળ વગોવાય છે, તેની તમોને ખબર છે ને? એકવાર લોકો કહેતા હતા કે અહિંસા–અહિંસા કહીને જૈન સંસ્કૃતિએ ભારતને સત્ત્વહીન–બીરુ અને નિર્બળ બનાવ્યું સદ્ભાગ્યે વીર ગાંધીજીએ આ કલંક તો ધોઈ નાખ્યું, અને અહિંસાને વ્યવહારુ બનાવીને બતાવી આપ્યું કે અહિંસા

તમોને હું એ સમજાવવા માગુ છુ કે તમો એકેન્દ્રિયના રક્ષક કે અનુકંપક બનો એ ઠીક છે, પણ તેમા વિવેક કરતા શીખો અને તેનાથી વધુ સમૃદ્ધિમાન જીવો પર પ્રથમ લક્ષ આપો ભગવાન મહાવીરે તે દષ્ટિબિંદુથી તમારા માટેની અહિંસા પરિમિત બતાવી છે

## રહસ્ય સમજો

આજે તમો અહિંસાનું વાસ્તવિક રહસ્ય ભૂલ્યા છો અને કર્તવ્ય પણ ભૂલ્યા છો. પ્રથમ ભૂમિકાની યોગ્યતા મેળવ્યા વિના અણગાર ધર્મ જેવા ધર્મને આચરવાનો પ્રયત્ન કરો છો. જેમ પ્રથમ કક્ષાનો વિદ્યાર્થી સાતમી કક્ષામા બેસે તો પાસ ન થાય અને બન્નેથી લટકે, તેમ તમે પોતે અગારી છો અને અણગાર ધર્મ આરાધવા જાઓ છો, એટલે જ તમારા જીવનમા દ્વિધાભાવ આવી ગયો છે. ધર્મ–જીવન અને વ્યાવહારિક–જીવન એવા બે ભાગલા પડી ગયા છે એક ધાર્મિક મનુષ્ય ઉપાશ્રયના ધર્મ–સ્થળમા જતા વેંત જ વાયુના જીવની દયા ખાતર મુખવસ્ત્રિકા, નાના જીવો બચાવવા ખાતર રજોહરણ વગેરે રાખશે કે મંદિરે જઈ પ્રભુભક્તિનું આચરણ કરશે, પરતુ વ્યાપારમા વિશ્વાસઘાત, દગો, પ્રપંચ, ઓછુ આપી વધુ લેવાની વૃત્તિ અને એવા મલિન વ્યવહારો આચરતા ડરશે નહિં અને તે પાપોના બદલામા વ્યાપારથી નિવૃત્ત થઈ એકાદ સામાયિક કે પ્રતિક્રમણ કરીને આશ્વાસન મેળવી લેશે તેમજ પોતાની જાતને માનશે કે હું કેવો ધર્મિષ્ઠ છુ? પરિણામે તમે આગળ વધવાને બદલે પાછળ પડયે જાઓ છો એટલે જ હું કહું છુ કે ધર્મ એ વ્યવહારુ વસ્તુ છે અહિંસા એ ઉપાશ્રય કે મંદિરમા જ પાળવાની વસ્તુ નથી, પણ તમારા જીવનમા આરાધવાની વસ્તુ છે

## હિંસા કોને કહેવાય?

પ્રથમ તો હિંસા કોને કહેવાય તેનુ રહસ્ય સમજો આત્મભાન ચૂકી બીજા પ્રાણીના પ્રાણને ઇજા પહોંચાડવી તેનું નામ હિંસા

પ્રાણો પરથી જીવો પ્રાણી તરીકે ઓળખાય છે પ્રાણો નિમ્નોક્ત રીતે દશ પ્રકારના હોય છે પાચ ઇન્દ્રિયોના પાચ પ્રાણ અને આયુષ્ય, શ્વાસોચ્છ્વાસ, મન, વચન અને કાયાનું બળ, એમ બધા મળી દશ પ્રાણો થયા

વસ્તુત પ્રાણ એ શરીરની સચાલક શક્તિ છે ને તે એક જ છે છતા કાર્યોની ભિન્નતાને લીધે તેના દશ વિભાગો જૈન શાસ્ત્રમા ઉપર્યુક્ત રીતે યોજાયા છે પ્રાણના બળથી જ શ્વાસોચ્છ્વાસ લેવાય છે અને મુકાય છે આ શક્તિ છે ત્યા સુધી જ હલન, ચલન, સ્ફુરણ વગેરે શરીરની ઉપરની ને અદરની પ્રત્યેક ક્રિયા થાય છે, માટે જ તેને પ્રાણશક્તિ કહેવાય છે તે ગઈ એટલે શરીર શબવત્ બને છે

આ શક્તિ મનુષ્યમા તેમ જ સૂક્ષ્મમા સૂક્ષ્મ જતુમા પણ હોય છે, પરતુ તે બન્ને વચ્ચે વિકાસનુ મહાન તારતમ્ય છે એક એક મશીનમા જેમ તારતમ્ય હોય છે અને તેને લઈને તે કાર્ય ઓછા વધતુ કરે છે તેમ જ તેની ઉપયોગિતા પણ ઓછા વધુ પ્રમાણમા હોય છે, તે જ રીતે જીવોમા પણ પરસ્પર છે આ તારતમ્ય આજે ભુલાયુ છે તેથી જ ગોટાળો ઊભો થયો છે અને તેથી જ પ્રાણીની સખ્યા પર પાપનુ બધારણ બધાવા લાગ્યુ છે ઉપરાત તે જાતની માન્યતાએ માનવને કર્તવ્યભ્રષ્ટ અને માનવતાથી પણ વચિત બનાવી દીધો છે

ધારો કે એક ગૃહસ્થ છે, તે એમ વિચાર કરે કે એક ગાય ભૂખી છે ને ઘાસચારાના અભાવે પીડાય છે, તેને હું ઘાસ નાખુ, પણ એક લીલોતરીના પાદડામા ઘણા જીવો છે, તેની હિંસા થઈ જશે તેનું શુ? આ સ્થળે જો તે લીલોતરીની દયા પાળવા ગાયને ઘાસ ન નાખે અને અહિંસક કહેવડાવે તો? તો તે શુ અહિંસક ગણાય? હિંસા-અહિંસા કે પાપ-પુણ્ય તોળવાના કાટા દુર્લભ છે

પાપ-પુણ્યનો આધાર કાર્યકાર્ય અને વૃત્તિ પર છે ધર્મ સર્વના એક ન હોય ગૃહસ્થનો ધર્મ જુદો, ત્યાગીનો ધર્મ જુદો,

તમોને હુ એ સમજાવવા માગુ છુ કે તમો એકેન્દ્રિયના રક્ષક કે અનુકપક બનો એ ઠીક છે, પણ તેમા વિવેક કરતા શીખો અને તેનાથી વધુ સમૃદ્ધિમાન જીવો પર પ્રથમ લક્ષ આપો ભગવાન મહાવીરે તે દૃષ્ટિબિંદુથી તમારા માટેની અહિંસા પરિમિત બનાવી છે

## રહસ્ય સમજો

આજે તમો અહિંસાનું વાસ્તવિક રહસ્ય ભૂલ્યા છો અને કર્તવ્ય પણ ભૂલ્યા છો પ્રથમ ભૂમિકાની યોગ્યતા મેળવ્યા વિના અણગાર ધર્મ જેવા ધર્મને આચરવાનો પ્રયત્ન કરો છો. જેમ પ્રથમ કક્ષાનો વિદ્યાર્થી સાતમી કક્ષામા બેસે તો પાસ ન થાય અને બન્નેથી લટકે, તેમ તમે પોતે અગારી છો અને અણગાર ધર્મ આરાધવા જાઓ છો, એટલે જ તમારા જીવનમા દ્વિધાભાવ આવી ગયો છે ધર્મ–જીવન અને વ્યાવહારિક–જીવન એવા બે ભાગના પડી ગયા છે એક ધાર્મિક મનુષ્ય ઉપાશ્રયના ધર્મ–સ્થળમા જતા વેત જ વાયુના જીવની દયા ખાતર મુખવસ્ત્રિકા, નાના જીવો બચાવવા ખાતર રજોહરણ વગેરે રાખશે કે મંદિરે જઈ પ્રભુભક્તિનું આચરણ કરશે, પરંતુ વ્યાપારમા વિશ્વાસઘાત, દગો, પ્રપંચ, ઓછુ આપી વધુ લેવાની વૃત્તિ અને એવા મલિન વ્યવહારો આચરતા ડરશે નહિ અને તે પાપોના બદલામા વ્યાપારથી નિવૃત્ત થઈ એકાદ સામાયિક કે પ્રતિક્રમણ કરીને આશ્વાસન મેળવી લેશે તેમજ પોતાની જાતને માનશે કે હુ કેવો ધર્મિષ્ઠ છુ? પરિણામે તમે આગળ વધવાને બદલે પાછળ પડચે જાઓ છો એટલે જ હું કહુ છુ કે ધર્મ એ વ્યવહારુ વસ્તુ છે અહિંસા એ ઉપાશ્રય કે મંદિરમા જ પાળવાની વસ્તુ નથી, પણ તમારા જીવનમા આરાધવાની વસ્તુ છે

## હિંસા કોને કહેવાય?

પ્રથમ તો હિંસા કોને કહેવાય તેનું રહસ્ય સમજો આત્મભાન ચૂકી બીજા પ્રાણીના પ્રાણને ઇજા પહોંચાડવી તેનું નામ હિંસા

પ્રાણો પરથી જીવો પ્રાણી તરીકે ઓળખાય છે પ્રાણ નિમ્નોક્ત રીતે દશ પ્રકારના હોય છે પાચ ઇન્દ્રિયોના પાચ પ્રાણ અને આયુષ્ય, શ્વાસોચ્છ્વાસ, મન, વચન અને કાયાનું બળ, એમ બધા મળી દશ પ્રાણો થયા

વસ્તુત પ્રાણ એ શરીરની સચાલક શક્તિ છે ને તે એક જ છે છતા કાર્યોની ભિન્નતાને લીધે તેના દશ વિભાગો જૈન શાસ્ત્રમા ઉપર્યુક્ત રીતે યોજાયા છે પ્રાણના બળથી જ શ્વાસોચ્છ્વાસ લેવાય છે અને મુકાય છે આ શક્તિ છે ત્યા સુધી જ હલન, ચલન, સ્ફુરણ વગેરે શરીરની ઉપરની ને અંદરની પ્રત્યેક ક્રિયા થાય છે, માટે જ તેને પ્રાણશક્તિ કહેવાય છે તે ગઈ એટલે શરીર શબવત્ બને છે

આ શક્તિ મનુષ્યમા તેમ જ સૂક્ષ્મમા સૂક્ષ્મ જતુમા પણ હોય છે, પરતુ તે બન્ને વચ્ચે વિકાસનું મહાન તારતમ્ય છે એક એક મશીનમા જેમ તારતમ્ય હોય છે અને તેને લઇને તે કાર્ય ઓછા વધતુ કરે છે તેમ જ તેની ઉપયોગિતા પણ ઓછા વધુ પ્રમાણમા હોય છે, તે જ રીતે જીવોમા પણ પરસ્પર છે આ તારતમ્ય આજે ભુલાયુ છે તેથી જ ગોટાળો ઊભો થયો છે અને તેથી જ પ્રાણીની સખ્યા પર પાપનું બધારણ બધાતું નાખ્યુ છે ઉપરાત તે ભાનની માન્યતાએ માનવને કર્તવ્યભ્રષ્ટ અને માનવતાથી પણ વચિત બનાવી દીધો છે

ધારો કે એક ગૃહસ્થ છે, તે એમ વિચાર કરે કે એક ગાય ભૂખી છે ને ઘાસચારાના અભાવે પીડાય છે, તેને હુ ઘાસ નાખુ, પણ એક લીલોતરીના પાદડામા ઘણા જીવો છે, તેની હિસા થઈ જશે તેનું શુ? આ ન્યાયે જો તે લીલોતરીની દયા પાળવા ગાયને ઘાસ ન નાખે અને અહિંસક કહેવડાવે તો? તો તે શુ અહિંસક ગણાય? હિંસા-અહિંસા કે પાપ-પુણ્ય તોળવાના કાટા દુર્લભ છે

પાપ-પુણ્યનો આધાર કાર્યોમાર્ગ અને વૃત્તિ પર છે ધર્મ સૌના એક ન હોય. ગૃહસ્થનો ધર્મ જુદો, ત્યાગીનો ધર્મ જુદો,

માનવનો વર્મ જુદો, અને પશુનો ધર્મ જુદો ગૃહસ્થોએ પોતાનો નિયત કરેલો ધર્મ બરાબર જાણવો અને પછી જીવનને જોખમે પણ નિભાવવો પણ ભૂલ ત્યા થાય છે કે પાપ ક્યાથી આવે છે તે જ તમો સમજ્યા નથી પાપ એ બહારની વસ્તુ નથી, પણ પાપનો આધાર પોતાની આતરિક વૃત્તિ પર—અધ્યવસાય પર નિર્ભર છે જેટના વિકાસવાળા જીવને, જે ભાવનાથી, જેટલું દુ ખ ઉપજાવીએ કે એવા પરિણામ કરીએ તે પ્રમાણમા આપણો આત્મા મલિન થાય છે, ભારી થાય છે, તે જ પાપ છે એ પાણીનો પ્રવાહ નથી કે જે બહારથી ચાલ્યો આવે અને તમારામા ભરાઈ જાય!

આથી જ હિસાના ભેદની વ્યાખ્યા જુદીજુદી હોય છે એકે ન્દ્રિયા જીવની હિસા કરતા બેઇન્દ્રિયની અસખ્યગુણી વધારે, કારણ કે તેની પુણ્યાઈ અસખ્યગણી વધારે, તેથી વધારે ત્રીન્દ્રિય અને ચતુ રિન્દ્રિય પણ તેથીયે પચેન્દ્રિયનો વિકાસ તો અનતગુણો હોવાથી તેની હિસાનુ પાપ પણ વિકાસના પ્રમાણમા વધુ જ હોય તે સ્વા-ભાવિક છે ત્યા જીવની સખ્યા ગણવાની ન હોય પણ વિકાસ જોવાનો હોય તમો ચેતન્ય હણવામા હિસા સમજ્યા છો તે ભૂલ કાઢી નાખજો જૈન દર્શન કહે છે કે ચૈતન્ય કદી હણાતો નથી જીવ મરી ગયો છે એ શબ્દ ઔપચારિક છે—વ્યાવહારિક છે ત્યારે તમો અહીં પ્રશ્ન કરશો કે તો પછી પાપ જ શાનું? પાપનો સબધ જીવના જીવન સાથે નથી, પણ સામગ્રી સાથે છે જે જીવ પાસે જેટલી વિકાસ સામગ્રી વધુ, જે જીવની ઉપયોગિતા વધુ તેટલુ જ તેની હિસામા પાપ હિસા કરવી એટલે એની ઋદ્ધિ અને સિદ્ધિ લૂટી લેવી આ લૂટ એ જ હિસા અને એ જ પાપ પ્રાણીઓના પ્રાણનો અતિપાત એટલે વિનાશ કરવો—એ હિસા

એક-ઇન્દ્રિયમા ઓછો વિકાસ છે માટે ઓછુ પાપ છે બે-ઇન્દ્રિયમા વધુ છે માટે વધુ પાપ છે તે જ રીતે ઉત્તરોત્તર સમજી લેવુ જોઈએ આ વસ્તુ તમોને એક સામાન્ય ઉદાહરણથી સમજાવુ

કોઈ પશુને એક લાકડી મારે અને મનુષ્યને મારે કોઈ પશુને ગાળ ભાંડે અને મનુષ્યને ભાંડે આ બન્ને વચ્ચે લાગણીઓના વેદનમાં તમોને કાંઈ તારતમ્ય જણાય છે? ગૃહસ્થને માર્યો હોય કે ગાળ ભાંડી હોય તો ફરિયાદ થાય અને સજા પણ થાય કારણ કે છે કે જાનવર અને મનુષ્ય વચ્ચે લાગણીનું તત્ત્વ ઓછું વધુ? મનુષ્યમાં પણ જે ગાંડો હોય તેને ગાળ દો, તો તે હસતો માલશે. હલકી પંક્તિનો હોય તો તને દુઃખ લાગશે, પણ બહુ અલ્પ જ્યારે કોઈ વિકાસવાળાને ગાળ આપશો તો? તો તને એક વચન પણ અસહ્ય થઈ પડશે આશય કે સમજશક્તિની અને લાગણીની જ્યાં અધિકતા ત્યાં જ દુઃખ વિશેષ અને આ વિશેષતા ઓ ઉપરના પર જ પાપનો આધાર છે

## કર્તવ્યાકર્તવ્ય

આથી વીતરાગી દયાનો પ્રશ્ન આપને બચાવવાના ધર્મ આગળ ગૌણ બને છે ન્યાયાધીશ ગુનેગારને શિક્ષા કરીને જે પાપ કરે છે તે પાપનું ફળ તેની ન્યાય પાળવાની શુભ વૃત્તિ આગળ તદ્દન નજીવું બની જાય છે દર્દીને થયેલું દુઃખ ડોક્ટરની આરામ કરી આપવાની ભાવના આગળ તુચ્છ થઈ જાય છે, કારણ કે ત્યાં કર્તવ્યાકર્તવ્યનો પ્રશ્ન છે ત્યાં આગળ કર્તવ્ય એ જ તેનો ધર્મ તે ધર્મ ચૂકે એટલે અધર્મ થયો અને અધર્મ એટલે પાપ પાપ અને પુણ્યને આ રીતે સમજતા થઈ જવું જોઈએ

હવે તમો સ્પષ્ટ સમજી શક્યા હશો કે પંચેન્દ્રિયમાં વધુ વિકાસ છે અને વધુ ઉપયોગિતા છે, માટે તેનું અંતઃકરણ ન દુભાય એ સૌથી પ્રથમ જોવું જોઈએ

## આપણું સુકાન

પણ તમો તમારા જીવન સામે વેધક દૃષ્ટિ ફેંકો. તમોને લાગશે કે એ સુકાન અવળા માર્ગે ચાલી રહ્યું છે એ સુકાનની અવળા

દિશાથી તમારી સ્થિતિ પણ તેવી જ અવળી અને સકુચિત થઇ ગઇ છે એથી પરિણામ એ આવ્યુ છે કે નાના પાપો તરફ જેટલું લક્ષ અપાય છે, તેટલુ મોટા પાપો તરફ અપાતુ નથી અલ્પારભ તરફ લક્ષ અપાય છે તેટલું મહારભ તરફ નથી અપાતું પ્રવાહના મોટા ગરનાળા ખુલ્લા રાખી નાના છિદ્રો બધ કરવાથી સલામતી રહી શકે કે કેમ તે તમો જ વિચારજો આટલુ વિચાર્યા પછી દુ ખ શાથી છે? તેના કારણો આપોઆપ મળી રહેશે, છતા તે ય વિચારવાની તમોને ફુરસદ ન હોય તો હુ જ આગળ સ્પષ્ટ કરીશ

એકેન્દ્રિયની દયા પાળનારા તમે પચેન્દ્રિય જીવો પ્રત્યે કેટના વત્તાર અને સ્નેહાળ બનો છો તેની તુલના કરો અને જુઓ હું પૂછુ છુ કે આઠમ પાખી કે પર્વના દિવસે લીલોતરી કે કદમૂળ ખાધા હોય તો તે તમોને સાલે કે, તે દિવસે ઇર્ષ્યા, ક્રોધ, અભિમાન, કે વિશ્વાસઘાત થયો હોય તે સાલે? વિચારો કોઇએ ભૂલ્યે ચૂકયે પર્વના દિવસે ઉપવાસ ન કર્યો હોય, તો તમારી દૃષ્ટિમા તે પામર લાગે અને લીલોતરી ખાધી હોય તો તો તમો તરત જ ધર્મનો અજ્ઞાન જાણી તેના પર કોપ કરો, કા દયા ખાવા મડી પડો જો તે જ દિવસે જૈન થઇને કદમૂળ ખાધો હોય, તો તો તમોને આભ તૂટી પડવા જેવુ લાગે એટલું જ નહિ પણ તેને અધર્મી કે મિથ્યાત્વીનું ઉપનામ પણ તમે આપી દો પરતુ તમારા હૃદયમા તમે કદી વિચાર કર્યો છે કે તે દિવસે હું પોતે અતરને મલિન કરનારા કેટલા પાપોને સેવી રહ્યો છુ?

એ ફરીફરી યાદ રાખજો કે જૈન દર્શનમા કદમૂળ ખાનારને નરક ગતિ મળી હોય તેવુ કથાય નથી પણ દગો છળ પ્રપચ, વિશ્વાસઘાત અને અત્યાચાર કરનારને નરક ગતિ મળ્યાના અનેક દૃષ્ટાંતો મોજુદ છે. મારાંશ કે, પ્રથમ સ્થૂલ જુઓ પછી સૂક્ષ્મમા ઊંડા ઊતરો, આ વાત ચિંતવો અને જીવનમા ઉતારો

તમોને આ પાઠ હું નવો નથી શીખવતો. ભગવાન મહાવીરે એ વસ્તુ ફરી ફરીને સમજાવી છે, પણ તમો તેને ભૂલી ગયા છો તેથી જ તમોને નવું લાગશે. છતાંય હું કહું છું કે તે બોધપાઠ ભુલાઈ ગયા છે, નહિ તો મુહપત્તિ બાંધી સૂક્ષ્મ જીવોને બચાવવાની ચેષ્ટા કરનાર બીજાની નિંદા, ખણખોદ અને હરામવૃત્તિની બ ઓ વડે અમાનુષી કાર્ય કરી આત્માને મલિન બનાવવાનું ન જ કરે. સૂક્ષ્મ જીવોની દયા પાળનાર મબ્બાબધ મોટા જીવોની જિંદગીમાં ઝેર ન રેડે, આઘાત ન પહોંચાડે અને કોઈના દિલ પણ ન દુભાવે.

## વર્તમાન દશા

આજે તો મનુષ્યત્વનું દેવાળું કાઢી ફક્ત મનુષ્ય તરીકેનું ખોખું રાખ્યું છે અને છતાંય ગોરી જ ઢબના બણગા ફૂંકાય છે કે અમે જૈન છીએ. ક્યા ગેરગનાએ આ કહેવાય કે તે વાત સમજતી નથી બંધુઓ!' અંતરના દોષો જાણનાર હોય, સહિષ્ણુ હોય, વીર હોય, ઉદાર હોય ને નિરભિમાન હોય તે જ જૈન કહેવાય.

## જૈનની પ્રતિજ્ઞા કેવી હોય?

આજે તો હું તમોને અહિંસાના સંબંધમાં કહેવા માગું છું એટલે તે સંબંધમાં જ કહું. મૂર્ખાઈ, અંધપરંપરા અને ગેરસમજને ધર્મમાં સ્થાન જ નથી. વિવેક એ જ જૈન ધર્મમાં મુખ્ય વસ્તુ ગણાય છે. વિવેક ચૂક્યો એટલે ખલાસ. આવા વિવેક માટે સાધકોને નિયમની-પ્રતિજ્ઞાની આવશ્યકતા છે. જૈનોની અહિંસાની પ્રતિજ્ઞામાં શું શું આવે છે તે મેં આગળ કહ્યું છે. હવે તે કયા પ્રકારે પાળવાની છે તે કહું છું. તે પ્રતિજ્ઞા શ્રાવકોએ છ પ્રકારે પાળવાની હોય છે.

(૧) મનથી હિંસા કરવી નહિ, (૨) વચનથી કરવી નહિ (૩) કાયાથી કરવી નહિ, (૪) મનથી હિંસા કરાવવી નહિ, (૫) વચનથી હિંસા કરાવવી નહિ, (૬) કાયાથી હિંસા કરાવવી નહિ. આવી પ્રતિજ્ઞા જૈન શ્રાવક ગણાતી વ્યક્તિમાત્રને હોય છે.

દિશાથી તમારી સ્થિતિ પણ તેવી જ અવળી અને સકુચિત થઇ ગઇ છે એથી પરિણામ એ આવ્યુ છે કે નાના પાપો તરફ જેટલું લક્ષ અપાય છે, તેટલુ મોટા પાપો તરફ અપાતું નથી અલ્પારભ તરફ લક્ષ અપાય છે તેટલુ મહારભ તરફ નથી અપાતું પ્રવાહના મોટા ગરનાળા ખુલ્લા રાખી નાના છિદ્રો બધ કરવાથી સલામતી રહી શકે કે કેમ તે તમો જ વિચારજો આટલુ વિચાર્યા પછી દુ ખ શાથી છે? તેના કારણો આપોઆપ મળી રહેશે, છતા તે ય વિચારવાની તમોને ફુરસદ ન હોય તો હુ જ આગળ સ્પષ્ટ કરીશ

એકેન્દ્રિયની દયા પાળનારા તમે પચેન્દ્રિય જીવો પ્રત્યે કેટલા વફા દાર અને રહેમદિલ બનો છો તેની તુલના કરો અને જુઓ. હુ પૂછુ છુ કે આઠમ પાખી કે પર્વના દિવસે લીલોતરી કે કદમળ ખાધા હોય તો તે તમોને સાલે કે, તે દિવસે છળ, ક્રોધ, અભિમાન, કે વિશ્વાસઘાત થયો હોય તે સાલે? વિચારો કોઇએ ભૂલ્યે ચૂકયે પર્વના દિવસે ઉપવાસ ન કર્યો હોય, તો તમારી દૃષ્ટિમા તે પામર લાગે અને લીલોતરી ખાધી હોય તો તો તમો તરત જ ધર્મનો અજ્ઞાન જાણી તેના પર કોપ કરો, કા દયા ખાવા મડી પડો જો તે જ દિવસે જૈન થઇને કદમૂળ ખાતો હોય, તો તો તમોને આભ તૂટી પડવા જેવુ લાગે એટલુ જ નહિ પણ તેને અધર્મી કે મિથ્યાત્વીનુ ઉપનામ પણ તમે આપી દો પરતુ તમારા હૃદયમા તમે કદી વિચાર કર્યો છે કે તે દિવસે હું પોતે અંતરને મલિન કરનારા કેટલા પાપોને સેવી રહ્યો છુ?

એ ફરીથી યાદ રાખજો કે જૈન દર્શનમા કદમૂળ ખાનારને નરક ગતિ મળી હોય તેવુ કથાય નથી, પણ દગો, છળ, પ્રપચ, વિશ્વાસઘાત અને અત્યાચાર કરનારને નરક ગતિ મળ્યાના અનેક દૃષ્ટાતો મોજુદ છે સારાશ કે, પ્રથમ સ્થૂળ જુઓ પછી સુક્ષ્મમા ઊંડા ઊતરો આ વાત ચિતવો અને જીવનમા ઉતારો

તમોને આ પાઠ હું નવા નથી શીખવતો ભગવાન મહાવીરે એ વસ્તુ ફરી ફરીને સમજાવી છે, પણ તમો તેને ભૂલી ગયા છો તેથી જ તમોને નવુ લાગશે છતાય હું કહું છુ કે તે બોધપાઠ ભુલાઇ ગયા છે, નહિ તો મુહપત્તિ બાધી સૂક્ષ્મ જીવોને બચાવવાની ચેષ્ટા કરનાર બીજાની નિંદા, ખણખોદ અને હરામવૃત્તિની બ મો વડે અમાનુષી કાર્ય કરી આત્માને મલિન બનાવવાનુ ન જ કરે સૂક્ષ્મ જીવોની દયા પાળનાર મપ્યામધ મોટા જીવોની જિંદગીમા ઝેર ન રેડે, આઘાત ન પહોચાડે અને કોઇના દિલ પણ ન દુભાવે

## વર્તમાન દશા

આજે તો મનુષ્યત્વનુ દેવાળુ કાઢી ફક્ત મનુષ્ય તરીકેનુ ખોખુ રાખ્યુ છે અને છતાય મોટી બડાઇના બણગા ફુકાય છે કે અમે જૈન છીએ કઇ યોગ્યતાએ આ કહેવાય છે તે વાત સમજાતી નથી બધુઓ! અંતરના દોષો જીતનાર હોય, સહિષ્ણુ હોય, વીર હોય, ઉદાર હોય ને નિયમબદ્ધ હોય તે જ જૈન કહેવાય

## જૈનની પ્રતિજ્ઞા કેવી હોય?

આજે તો હું તમોને અહિંસાના સંબધમા કહેવા માગુ છુ એટલે તે સંબધમા જ કહું મૂર્ખાઇ, અધપરપરા અને ગેરસમજને ધર્મમા સ્થાન જ નથી વિવેક એ જ જૈન ધર્મમા મુખ્ય વસ્તુ ગણાય છે વિવેક ચૂક્યો એટલે ખલાસ આવા વિવેક માટે સાધકોને નિયમની—પ્રતિજ્ઞાની આવશ્યકતા છે જૈનોની અહિંસાની પ્રતિજ્ઞામા શુ વસ્તુ આવે છે તે મે આગળ કહ્યુ છે હવે તે કયા પ્રકારે પાળવાની છે તે કહું છુ તે પ્રતિજ્ઞા શ્રાવકોએ ૭ પ્રકારે પાળવાની હોય છે

(૧) મનથી હિંસા કરવી નહિ, (૨) વચનથી કરવી નહિ, (૩) કાયાથી કરવી નહિ, (૪) મનથી હિંસા કરાવવી નહિ, (૫) વચનથી હિંસા કરાવવી નહિ, (૬) કાયાથી હિંસા કરાવવી નહિ આવી પ્રતિજ્ઞા જૈન શ્રાવક ગણાતી વ્યક્તિમાત્રને હોય છે

આ સ્થળે મારે એ પણ કહેવુ જોઇએ કે પ્રતિજ્ઞાના સંબધમા પણ જૈન સમાજમા કેટલીક ગેરસમજ પ્રવર્તે છે તે માને છે કે આપણે અમુક પ્રતિજ્ઞા લઈ લીધી એટલે રાવી (પાપ) મટી ગઇ—પાપ આવતું બધ થયુ આ વસ્તુ ખોટી નથી, પણ પ્રતિજ્ઞા ઇચ્છાના નિરોધ અર્થે છે, કેવળ પ્રતિજ્ઞા માટે નહિ

હુ આ સબધમા એક હાસ્યાસ્પદ બીના સભળાવુ એકદા એક કચ્છી ભાઇ મારી પાસે પ્રતિજ્ઞા લેવા આવ્યા હતા તેમણે પ્રતિજ્ઞા લેતા કહ્યું કે હું મુબાઇમા રહું, ત્યા સુધી મારે કચ્છના ખેતરો ન ખેડવા તેમની પ્રતિજ્ઞા લેવાની આ રીતિ જોઇ બીજાઓને હસવુ જ આવશે પરતુ તેવી પ્રતિજ્ઞા લેનાર તે વ્યક્તિ પોતે તો નિર્દોષ જ હતી તેના મન પર એક પ્રકારની છાપ હતી કે આમ કરવાથી નગામા આવતા પાપ બધ થાય લગભગ શાણા ગણાતા જૈનોમા એક યા બીજા પ્રકારે આવી જ જાતની ઘેલછા પ્રવર્તે છે તકલીફ ન પડે, ભોગ આપવો ન પડે અને ધર્મ થાય એ માન્યતા કેવળ ભૂલભરેલી છે જે વસ્તુનો ભોગોપભોગ તમે કરતા હો, કે કરી શકો તેમ હો, છતા તે ન કરવાનો નિયમ કરો એ પ્રતિજ્ઞા કહેવાય.

પ્રતિજ્ઞાને બરાબર સમજીને લેવી એ આવશ્યક છે જીવનને નિયમિત બનાવવુ જોઇએ ખાવાપીવાની વસ્તુઓ, શરીર પર રાખવાની, પહેરવાની કે ઓઢવાની ચીજો ઉપર પણ અકુશની જરૂર છે આજે જે ફાવે તે ખાવુ—ગમે ત્યારે ખાવુ—ગમે તેવુ ખાવુ, ગમે તેવી પવિત્ર—અપવિત્ર વસ્તુનો ઉપયોગ કરવો તેમા લેશ પણ સંકોચ ન રાખવો એ શારીરિક, આર્થિક અને ધાર્મિક દૃષ્ટિએ ભારે હાનિકારક છે આ સ્વચ્છદતાના જમાનામા નિયમને પણ પરતત્રતા ગણી કાઢવામા આવે છે, પણ તે મહાન ભૂલ છે

### પૂર્વકાલીન જૈન અને આજનો જૈન

પૂર્વ કાળે જૈનોના ઘરમા ગાયો હતી, બળદો હતા, ગાડા સવારી હતી, આજે મોટરો છે ગાયો પાળવાથી પાપ થાય એ તમે

ક્યાંથી શીખ્યા? હાથે દળવાની ઘંટીમાં પાપ અને આટાની મીલોના ઉત્તેજનમાં પાપ નહિ' આવું ઉંધું તમોને કોણે શીખવ્યું તે કહેશો? જુઓ ઉપાસકદશાંગસૂત્ર શ્રાવકોને ત્યાં ગાયો કેટલી પળાતી! તમોને જાણીને આશ્ચર્ય થશે કે ભગવાન મહાવીર સ્વામીના સમયમાં, બધા શ્રાવકો ઓછામાં ઓછા ચાર-પાંચ વ્રજ રાખતા હતા. દશ હજાર જાનવરોનું એક વ્રજ એવા ચાર વ્રજ એટલે કેટલી સંખ્યા? અને તેમ છતાંય તેઓ જૈન ધર્મના આરાધક હતા. એટલું જ નહિ પણ ક્રમે ક્રમે સાધના કરીને, તે જ ભવમાં સ્વર્ગે ગયા હતા. શું તમારા કરતાં તે ધર્મ અધર્મને-પાપ પુણ્યને ઓછું સમજતા? આજે ગાયો નથી પળાતી એટલે પરિણામ એ આવ્યું કે કસાઈખાના વધવા લાગ્યાં. મટનખાના આજે કેટલાં છે? તે તો તમોને કદાચ ખ્યાલેય નહિ આવતો હોય!

ગાયોના રક્ષણથી ગાયોનું પાલન થતું અને ગરીબ માનવજાતને દૂધ, છાશ મળતાં અને પ્રજામાં શુદ્ધ સંસ્કારો ઊતરતા. આજે તે નથી એટલે નિસ્તેજતા છે, નિર્બળતા છે અને જ્યાં નિર્બળતા હોય ત્યાં શું હોય તે તમો જ કલ્પી લો.

કેટલાક બંધુઓ જૈન સૂત્રની બે ચાર આડીઅવળી ગાથાઓ મુખપાઠ કરી કે સમજ્યા વિચાર્યા વિના જ ચાર સૂત્રો મોંઢે ગોખી અલ્પારંભ અને મહારંભની વ્યાખ્યાઓ બાંધવા લાગે છે તેમને પણ આ સ્થળે કહી દેવું ઉચિત થઈ પડશે કે, બંધુઓ! તમો જૈન છો એટલે જ તમારી જવાબદારી વધુ છે તે વાત યાદ રાખજો. હિંસા કરવાથી જ મહારંભ થાય છે, અને હિંસાજન્ય વસ્તુ વાપરવાથી મહારંભ થતો નથી એ માન્યતા ભ્રમભરેલી છે. કેટલીક આ રીતની અણસમજથી અને કેટલીક વિલાસી વૃત્તિથી આજે હિંસા થઈ રહી છે. વિલાસી જીવનને અને અહિંસાને કશું લાગતું વળગતું જ નથી. ભગવાન મહાવીરે કહ્યું છે કે 'દયાનું મૂળ સંયમ' સંયમ એટલે આવશ્યકતાઓ ઘટાડવી

હિસાજન્ય પદાર્થો આજે કેટલા વધી પડયા છે? વિચારો. વિલાયતી ચરબીવાળા વસ્રો દેહ પર ઉપરાઉપરી ખડકાય છે તેમા હિસા છે તમે કહેશો કે એ અમે ક્યા કરીએ છીએ? એ જાણે અને એના કર્મ જાણે' તે લૂલી દલીલ આજે નહિ ચાલે એ કાયરતાભરેલો ઉત્તર જૈનતત્વને નહિ જ છાજે જૈનની અહિસા ગભીર છે, વ્યાપક છે

તમે હિસાજન્ય વસ્તુઓ વાપરવી બધ કરો, તો જરૂર તે કારખાનાઓ બધ થશે પાપ વેચનારને લાગે છે અને લેનારને નથી લાગતુ તે ભ્રમ દૂર કરજો તે સિવાર ઓઢવાના, પહેરવાના, ચોપડવાના, લગાડવાના એવા તો અનેક સાધનો તમારા ઘરના કબાટોમા અને ટ્રકોમા પડયા છે તમારે માટે તેની ઉપયોગિતા શી છે? અને તે શાથી બન્યા છે? તેનો તમોને ખ્યાલ પણ નહિ આવતો હોય' શાનો આવે? તમારા ચમચમતા ચકચકિત બૂટ શામાથી બને છે એ તમે જાણો છો? તે મતમાતા જીવતા જાનવરોના ચામડામાથી બને છે ચરબી વસ્ર માટે વપરાય અને બૂટ માટે ચામડાનો ઉપયોગ થાય તે ઉદાર તમે કરો એટલે જ કસાઇને સારો ભાવ ઉપજે થાય, તો જ પજાબ, ગુજરાત અને કાઠિયાવાડની હાથણી જેવી ભેસો અને ગાયો કરવા જેવા કારમા કારખાનામા આવીને પ્રતિદિન સેકડોની સખ્યામા કપાયને' તમોને મૃતપશુના ચામડામાથી બનેલા જોડા કેમ છે કેમ? આવુ કોણ બોલી શકે? અમોને તો સારુ ને સુંવાળુ જોઇએ, પછી તે ગમે તે હોય એમા અમારે શુ' કઈ વ્યક્તિઓ તમને આવુ બોલાવે છે? જરા વિચારજો જીવતા જાનવરનું ચામડુ ઉતારવુ એ કેટલુ ભયકર છે' એક ઠેકાણે જરા ચામડી કાઢી કે છોલાણી હોય તો કેવી કારમી વેદના–બળતરા થાય છે તે ઉપરથી તેનો ખ્યાલ આવે. વનસ્પતિની દયા પાળનાર વિલાસી બની પચેન્દ્રિય અને તે પણ સોકોપયોગી પ્રાણીની હિસામા આડકતરી રીતે કેવો ભાગીદાર થાય છે? તનુ આ માન આપવુ ચિત છે તમારા બાલ અને પા માટે

કેટલી ધાતો થાય છે? તમારા ચૂડામા કેટના સિહલદ્વીપના હાથીઓ, અને તમારી કાંગસી ને વાળ ઓળવાના દાતીઆ ખાતર કેટલા ગેંડાઓ ખનાસ થાય છે? તમારા રંગબેરંગી પીંછાઓ ખાતર કેટલા પક્ષીઓ પરલોક સિધાવ્યા તે જાણો છો? આ બધુ જૈન કરી શકે? તમારો વિનાસ, તમારી અજ્ઞાનતા, મૂર્ખતા અને તમારો શોખ તમને તે વિચારવાની તક જ નથી આપતા

જરા ઊંડા ઊતરો. ભ્રષ્ટતાને માર્ગે કેટલા પગથીઆ ઊતર્યા છો? વિચારો. ફરીથી વિચારો કે આવુ શુ જૈન બોલી શકે? તમારે ના જ કહેવી પડશે તેથી જ કહું છુ કે લીલોતરીનો ત્યાગ કરનારા અને કુંગળીથી ડરનારા જૈનો! અહીં તમારી લાગણીનું તત્ત્વ કેમ બૂઠું બની જાય છે? જ્યારે આવી જાતના ચામડાની વસ્તુનો વપરાશ નહોતો કે અલ્પ હતો ત્યારે અત્યારે જાનવરો બહુ અલ્પ મરતા જીવતા જાનવર કરતાય કેટલીકવાર ચામડું, ચરબી અને લોહી વગેરેની કિંમત વધુ મળે છે, માટે સખ્યાબંધ પશુઓ કપાય છે

આ પરથી તમો સમજી શકશો કે કસાઈઓ માલ પૂરો પાડનારા એજન્ટો ગણી શકાય અને તેવા પદાર્થોનો ઉપયોગ કરે છે તે બધા પરોક્ષ રીતે હિંસાના વધુ ઓછા ભાગીદાર ગણાય. આ જવાબદારીમાથી કોઈ પણ તેવા પદાર્થ વાપરનાર છૂટી શકશે નહિ

**સ્વાસ્થ્ય અને સંસ્કૃતિનુ ખૂન**

હિંસાજન્ય પદાર્થની વપરાશથી જૈન સંસ્કૃતિનું ખૂન થયુ છે, અને સાથે સાથે સ્વાસ્થ્ય પણ ગુમાવ્યુ છે તમારા ખાવા માટે આજે મીલનો દળાયેલો લોટ કે જે રાક્ષસી યંત્રમા સેંકડો નાના નાના જીવડા પડી ગયેલુ, સડેલું અનાજ પીસાઈ જાય છે, તેનો હોય છે વેજીટેરીયન તરીકે પ્રસિદ્ધ થયેલું ચરબીનું ઘી અને કસાઈખાને જવાને તૈયાર થયેલી ભેંસનુ દૂધ, અને અધૂરામા પૂરુ તમારા ચાહ

પરિણામે તમારા ગોળાપરનાં ઘર, સાહિમા અને દીર મુખમાં છે શરીર હાડકાનું પૂતળું થઈ રહ્યું છે જવાબ તમારા વિકાસ અને વિકાસની વાત જ શી કરવી ? તેના ઉપયોગ માટે ડોક્ટરો તૈયાર છે તે કહેશે કે કોડ લીવર ઓઈલ એટલે કે કોડ નામની માછલીના કલેજાનું તેલ લાવો, એ બહુ ટોનીક છે આ સિવાય હેમોગ્લોબિન—લોહીના જથ્થાનું જીવતું લોહી, બકરાનું લીવર, વાછરાની ગ્રંથિ બનાવે છે તેઓ ભાઈઓને એવો થોડો જ ખ્યાલ હોય છે કે વનસ્પત્યાહારીને આ દવા ન શોભે' અને ડોક્ટરી દૃષ્ટિએ પણ અનુકૂળ ન થાય. વર્તમાનમાં પતી, અમ્બરમ અને એવી બીજી દવાઓ ક્યાં ઓછી છે ? પરંતુ તે વિચારાય શો હોય' તે તો વિદેશી ઔષધો જ માત્ર બની ગયા હોય તેવી પરિસ્થિતિ છે કરોડો રૂપિયાનો ભોગ અને ધર્મભ્રષ્ટતા એ બે તત્ત્વો આથી આપણા તેનું તો ભાન જ ક્યાં છે ? ડોક્ટરોને શું કહીએ ? કોઈનું ક્યાં તે તરફ લક્ષ છે ? નફાની ગુમાવવામાં શક્ય એવા બધા સાધનો તમારી પાસે તૈયાર છે આ રીતે ભૂલ તમે કરો અને તેનું પરિણામ ભોગવવું બીજા નિરપરાધી પ્રાણીઓને. આ તે ક્યાંનો ન્યાય ? તમારી દવા માટે કેટલા પ્રાણી હોમાયા, તે તમે વિચાર્યું છે ? વહેમી અને અજ્ઞાની જીવો દેવીને કૂકડા બકરા ચડાવે, તમે આ રીતે જઘન્ય અગમ્ય હિંસાના ભાગીદાર બનો. તમારામાં અને તેમનામાં અંતર કેટલું છે તે જરા ફુરસદે તપાસજો

તમારા નિમિત્તે હજારો જીવો મરે એ તમોને ખોટું નથી લાગતું ? આ હિંસાને ને શ્રાવકના વ્રતોને કાંઈ સંબંધ છે કે કેમ ? એ એકાગ્રતા વિચારજો અને આ પરથી જો હું કંઈ પણ તમોને જૈનત્વનો વાસ્તવિક વિકાસમાર્ગ સમજાવી શક્યો હોઉં તો હવેથી તમારા પ્રત્યેક કાર્યમાં અને વપરાશની ચીજ વાપરવામાં તે પ્રાણીજન્ય તો નથી ને, તેનો ઉપયોગ રાખજો અને તમો જાતે કાર્ય કરો તેમાં પાપ છે અને ઈતર લોકો પ્રાણીજન્ય પદાર્થો બનાવે તે વાપરવામાં પાપ નથી, એવી ખોટી માન્યતાને કાઢી નાખજો ખેડૂતોને રૂપિનું

કાર્ય કરતા નાના મોટા જીવડાંનો અજાણના ભોગ લેવો પડે છે, તેથી પાપ લાગે છે, માટે આપણે તો નોકરી કરીએ કે સટ્ટો કરીએ તેમા પાપ નથી, એ માન્યતાને પણ દૂર કરજો ઉપરના ધધામા પાપ છે, છતાય તે પાપ ધોઈ શકાય તેવુ છે વસ્તુત વૃત્તિમા પાપની જડ છે તે તો નોકરી કરનારને અને તેથી શતગણી સટ્ટો કરનારને રહે છે, તે રહસ્ય પણ આજની અહિંસાની વ્યાપકતા પરથી સમજવાનું છે

આ સિવાય પણ નાની બાબતોમા તમારી બેદરકારીથી કેટલી હિંસા થાય છે તે તમોને ટૂકમા સમજાવી દઉં ઘણા ભાઇઓ અને બ્હેનો પોતાની આળસુ વૃત્તિથી ખાળ કે ચોકડીમા ભરાયેલું પાણી તેમ ને તેમ રાખી મૂકે છે ઘી તેલ વગેરેના વાસણો ખૂલ્લા મૂકી દે છે, આમા કેટના નાના જંતુઓનો કચ્ચરઘાણ વળે છે અને પોતાનું આરોગ્ય બગડે છે તે સમજવુ જોઇએ આમા ધનની કે શક્તિની જરૂર નથી, કેવળ વિવેકની જ જરૂર છે

ઘણા લોકો પદાર્થોના વપરાશમા ઉપયોગિતાનું લક્ષ રાખતા જ નથી. દાખલા તરીકે મુબઈ જેવા મોટા શહેરમા તમારે ઘેર નળનુ સાધન હોય છે ગામડામા પણ જે સાધન શક્ય નથી, તે મીઠા પાણી દૂર દૂર રહેલા આવા શહેરોમા મળી શકે છે, પણ તે સગવડનો લાભ કઇ રીતે લેવો? તેની સામાન્ય વસ્તુનુ પણ તમોને જ્ઞાન ક્યા છે? એક નળ ઊઘાડે બેઠા એટલે ગમે તેટલું પાણી નકામું વહી જતુ હોય તેની દરકાર કોણ રાખે છે? આમા નથી જાળવાતો સ્વચ્છતાનો નિયમ કે નથી જાળવાતો વ્યવસ્થાનો નિયમ તેમા માત્ર જીવનની એ અનુપમ જરૂરિયાતની કુદરતી ચીજનો દુર્વ્યય છે આવી નાની નાની બાબતો તમારા જીવનમાથી વીણવા બેસીએ, તો ગણતા પાર ન આવે. એવી હિંસાઓ તમારી અવિવેકિતા અને વિનાસવૃત્તિથી પ્રતિક્ષણે થઈ રહી છે તેના પર મીટ માડવાનો આજથી જ નિયમ કરો

સાચો અહિંસાનો આરાધક પણ પોતાનો વ્યવહાર તો બધોય કરે, છતાં ક્રિયા પાછળની વૃત્તિમાં ખૂબ ફેર હોય હિંસક હિંસા જ કરે, અને અહિંસક હિંસા ન જ કરે, તે કંઈ અહિંસક અને હિંસકને ઓળખવાનું એક જ ચિહ્ન નથી સેંકડો ભૂપતિઓ જૈનો હતા એ વાત જૈન આગમો અને ઇતિહાસો બન્ને કહે છે શું તેઓ ન્યાય કે કર્તવ્ય ખાતર અપરાધીની હિંસા નહિ કરતા હોય ? જરૂર, પણ ફેર માત્ર એટલો કે કર્તવ્ય ખાતર, નહિ કે હિંસા ખાતર

સાચો વીર જ અહિંસક બની શકે ને અહિંસાને પચાવી શકે નિર્બળ માણસ પ્રત્યક્ષ હિંસા ભલે ન કરતો હોય તો પણ તેની વૃત્તિનુ માલિન્ય એટલું બધુ કાળુ અને કારમુ હોય કે તેને જૈન દર્શનથી માપીએ તો તે અહિંસા ન ગણાય વીરપુરુષ જ સહિષ્ણુતા જાળવી શકે છે એટલે કહેવડાવાતા જૈને વૃત્તિમાં આખા વિશ્વ સાથે મિત્રભાવ કેળવવા સારુ "मित्ती मे सव्वभुएसु" એ સૂત્ર કહેવામાં નહિ પણ વર્તનમાં અનુભવવાનું રહ્યું જ્યારે આવી ભગવાન મહા વીરની ઉદાર અહિંસાની સમીક્ષા થશે, ત્યારે માનવજાતિ પ્રથમ તો માનવજાતિ પ્રત્યે પ્રેમના ઝરણું વહાવશે, અને માનવ માનવને ઉપયોગી થઈ પડશે ત્યારે માનવજાત રોટલાના ટુકડા માટે ટળવળશે નહિ, ઉપયોગી જાનવરો, શોખ, વિનાસ અને રસાસ્વાદ માટે કપાશે નહિ, માનવજાતની સંસ્કૃતિ ઊજળશે અને જગતની શાન્તિમાં ઉમેરો થશે.

॥ ૐ શાન્તિ ॥

---

# માનવતાનું મીઠું જગત

ભાગ બીજો

પ્રવચનકાર

કવિવર્ય મુનિશ્રી નાનચંદજી મહારાજ

'સંતશિષ્ય'

## વિચારસરણિ .... ..

'માનવતાનું મીઠું જગત' એ પુસ્તકના પહેલા ભાગમાં માનવતાના પાયાની વાત કરી ગયા આ બીજા ભાગમા પણ પાયાની વાતનો વિસ્તાર અને ઊંડાણ યથાક્રમે આપવા ધારેલ છે એને અંગે, સમગ્ર વિચારસરણિ નીચે મુજબ છે

જીવનમા જેમ જેમ માનવતાનો વિકાસ થતો જાય છે, તેમ તેમ માનવની વિચારશક્તિ સર્વતોમુખી અને ઉદાર બને છે એટલે કે એવો માનવી, જીવનના તમામ ક્ષેત્રોમા વિચારદૃષ્ટિથી દેખતો થઈ જાય છે, અવગાહન કરતો થઈ જાય છે પછી તેની સમજશક્તિનું કેન્દ્ર માત્ર પોતાપૂરતું જ નથી રહેતુ, પરંતુ કુટુમ્બ, સમાજ, ગ્રામ, રાષ્ટ્ર અને વિશ્વ સુધી તે પોતાની સમજશક્તિનો વિસ્તાર કરે છે આ થઈ સમજશક્તિ અથવા વિવેકબુદ્ધિની વાત

પરંતુ સમજશક્તિ એ કાંઈ સંપૂર્ણ માનવતા નથી સમજ શક્તિ તો એક જાતની દૃષ્ટિ છે એ દૃષ્ટિથી માનવ, જગતને યોગ્ય રીતે જોઈ શકે છે એટલું જ માત્ર એ તો માનવતાનું પહેલું પગલું દૃષ્ટિથી જગત જેવા પ્રકારે દેખાય તેવા પ્રકારે તો જીવનમા ધારણ કરવા માટે નિષ્ઠા–શ્રદ્ધા જોઈએ નિષ્ઠા એટલે વિચારદૃષ્ટિથી જે સમજાયુ, તેને તે જ સ્વરૂપે હૃદયપૂર્વક સ્વીકારવું–શ્રદ્ધવુ માનવતાના વિકાસનું આ બીજુ પગલું છે જેના જીવનમા એવી નિષ્ઠા દૃઢ થઈ

હોય તે માનવી, કર્તવ્યના ક્ષેત્રમા મનથી, બુદ્ધિથી, વચનથી અને કર્મથી પોતાની જાતને વિસ્તારવા—પહોળી કરવા—મથે છે પરિણામે પ્રત્યાઘાતી બળો સામે ટક્કર ઝીલવા માટે તેને ઐહિક સુખ સગવડનો ભોગ આપવા પણ તૈયાર રહેવુ પડે છે એ ભૂમિકાના દષ્ટાન્તો પણ આ વ્યાખ્યાનમાળામા આપેલા છે

માણસ વિચારશીલ હોય—નિર્વીર્યની સ્ફુરણાને વેગ આપતા આપતા નિષ્ઠાસપન્ન પણ બને પરંતુ તેમ છતાય સપૂર્ણ માનવ બનવા માટે તેણે એક ત્રીજુ અને વિરાટ પગલુ ભરવાનું હોય છે એ પગલાનું નામ છે રમણતા—તત્પરાયણતા રમણતા એટલે રમત જેવુ દેખાયુ હોય અને પરિણામે જે નિષ્ઠા ઊપજી હોય તેટલા પ્રમાણમા મન, બુદ્ધિ, પ્રાણ અને દેહથી તે વસ્તુમા જીવવુ એટલે કે તેવા જગતને અનુભવથી માણવુ આ ત્રીજા પગલાનો પ્રભાવ જ એવો અલૌકિક છે કે તે માનવને 'વામન માથી 'વિરાટ' બનાવી દે છે, સામાન્યમાથી અસામાન્ય બનાવી દે છે એટલું જ નહિ પણ એક સમ્રાટ જેવો સ્વતંત્ર બનાવી દે છે માનવતાના વિકાસની આ પરાકાષ્ઠા છે આ ત્રણ પગલાને અનુક્રમે (૧) કર્તવ્યબુદ્ધિ, (૨) કર્તવ્યનિષ્ઠા, અને (૩) કર્તવ્યપરાયણતા નામ આપીએ તો તે સુયોગ્ય ગણાશે

માનવજીવનવિકાસની એ ભૂમિકાઓ આર્યશાસ્ત્રકારોએ સમજાવી છે પહેલી મનુષ્યત્વની અને બીજી આર્યત્વની પ્રથમ ભૂમિકાના વિકાસનો, વ્યવહારુ ભાષામા આપણે ઉપર મુજબ ત્રણ પગલાંનો નામ સહિત ઉલ્લેખ કર્યો ત્યારબાદ આર્યત્વની ભૂમિકામા જ્યારે માનવજીવન પ્રવેશ કરે છે ત્યારે જૈન-તત્ત્વજ્ઞાનની પરિભાષામા એ ત્રણે પદોનું સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર રૂપે પરિણમન થાય છે તેથી જ શાસ્ત્રકારોએ મોક્ષમાર્ગનું વિધાન કરતા કહ્યુ છે —

'सम्यग्ज्ञान-दर्शन-चारित्राणि मोक्षमार्गः'।

(तत्त्वार्थसूत्र)

વળી બીજા સૂત્રકારે મોક્ષમાર્ગનો સક્ષેપ કરતા કહ્યું છે કે

"ज्ञानक्रियाभ्याम् मोक्षः।"

ટૂકમા, 'માનવતાનુ મીઠુ જગત' એ પુસ્તકના પહેલા ભાગમા તેમજ આ બીજા ભાગમા મુખ્યત્વે મનુષ્યત્વનો જ વિષય ચર્ચાયો છે હવે પછી આર્યત્વનો તાત્ત્વિક વિકાસ અને તેનુ સુરેખ ચિત્ર આપવાનો વિચાર છે એ ઊર્ધ્વભૂમિકામા વિહરતા આર્યપુરુષોનો આદિસ કલ્પ નીચે મુજબ હોય છે —

कर्तव्यमेव कर्तव्यं, प्राणै कंठगतैरपि।
अकर्तव्यं नैव कर्तव्यं, प्राणै कंठगतैरपि॥

અર્થાત્-પ્રાણનો, જીવનનો ભોગ આપીને પણ જે કઈ કર્તવ્ય હોય તે અવશ્યે આદરવુ જ જોઈએ, અને જે અકર્તવ્ય સમજાય તેનો જીવનના ભોગે પણ આદર ન કરવો.

૨

હવે પ્રકાશન સબધી બે બોલ કહુ

પહેલા ભાગનુ તેમજ આ બીજા ભાગનુ સપાદનકાર્ય સત બાલજીએ સહર્ષ સ્વીકાર્યું છે તેનો અને તેના અનુરાગી મડળનો પૂર્ણ સહકાર જરૂર નોધપાત્ર છે વિશેષમા ભાઈ ઉત્તમલાલે (બચુભાઈએ) બધા લખાણની પ્રેસકોપી કરવામા જે શ્રમ લીધો છે, જે કાળજી અને મમતા દર્શાવી છે, તેના પરિણામે જ આ બીજો ભાગ પણ આટલી ટૂકી મુદતમા પ્રસિદ્ધ થવા પામ્યો છે

ૐ શાન્તિ!!!

જોરાવરનગર
શ્રાવણ સુદ ૮, સ ૨૦૦૪
ગુરુવાર

મુનિ નાનચદજી

# સંપાદકીય

'માનવતાનું મીઠું જગત'નો પ્રથમ ભાગ બહાર પડ્યા બાદ જે આવકાર પામ્યો છે તે જોતા આ બીજો ભાગ પણ આવકાર પામશે એ આશા અસ્થાને નહિ ગણાય

વાચક જાણી શકશે કે આ 'માનવતાનું મીઠું જગત'નો બીજો ભાગ માનવતા અંગેના જ પ્રવચનોની સાંકળરૂપે હોવાથી તેને પ્રથમ ખંડના બીજા ભાગ તરીકે મૂકવામા આવ્યો છે વિષયના વર્ગીકરણ પ્રમાણે આનું નામ 'માનવતાના કર્તવ્યપાઠો' રખાયુ છે આની પછીની ભૂમિકારૂપે 'જીવનનું રહસ્ય' એ પુસ્તક તો હવે પછી પ્રગટ કરવાની ધારણા છે આ બહાર પડતો બીજો ભાગ પણ 'વિશ્વવાત્સલ્ય'ના વાચકોને આ વર્ષની ભેટ આપવાનુ વિચાર્યું છે

કર્તવ્યપાઠોમાના પ્રવચનો ખુદ જ એવા છે કે જેને પ્રસ્તાવનાની ભાગ્યે જ જરૂર હોય. 'માનવતાનું મીઠું જગત'ના પહેલા ભાગમા જે કહેવાનુ હતુ તે કરતા આ ભાગમા વધુ કહેવા જેવું હોય તો તે એટલું કે, આ ભાગ પ્રથમ ભાગનો પૂરક છે

માનવી એ સામાજિક પ્રાણી છે કુટુંબ, સમાજ, રાષ્ટ્ર એ બધાનું એ અંગ છે અને જેમ પોતાની આતરિક વિશુદ્ધિની સાધના કરવાની હોય છે, તેમ પોતાના કુટુંબ, સમાજ, રાષ્ટ્ર આદિ તરફ

પણ પોતાની ફરજ બજાવવાની હોય છે જ જે લોકો એમ માને છે કે આપણે આપણું કલ્યાણ કરી લઇએ એટલે પત્યુ, એ માન્યતાને આ પુસ્તક પડકાર આપે છે એ કહે છે આપણું કલ્યાણ એટલે આપણા આ સાત વેંતના શરીરનું નહિ પણ એ શરીરમા પેઠેલા અનંતનું કલ્યાણ કરવુ હોય તો પોતાના કર્તવ્યક્ષેત્રને પણ અનતતા-વાળુ (વિશાળ) બનાવવુ જ પડશે નહિ તો આત્મકલ્યાણને નામે જાણ્યે અજાણ્યે પણ મનુષ્ય કા તો ખોટો આત્મસતોષ અનુભવીને સત્પુરુષાથહીન બનવાનો અથવા તો સ્વાર્થમા મૂઢ બની પતન વહોરી બેસવાનો. આ બધુ આ ભાગમા દાખના ટાંકીને સાથે સમજાવવામા આવ્યુ છે

પરમપૂજ્ય ગુરુદેવની વ્યાખ્યાનશૈલીએ માનવતાના વિષય પર એવુ પ્રભુત્વ મેળવ્યુ છે કે જે રસની જમાવટ એમના મુખેથી પ્રવચન સાભળનારને થાય છે, તે રસમય જમાવટ સપાદનમા જળવાઇ રહે એવી ઇચ્છાથી પ્રયત્ન કર્યો છે ઉપરાત પરમપૂજ્ય ગુરુદેવની નજર પણ આ બધા પ્રવચનો પર ફરી ગઈ છે એમ છતા રસક્ષતિ જણાય તો એ મારી જ ઊણપ છે આશા છે, વાચકો એને ચલાવી લેશે

રાજકોટ, તા ૧૦–૮–૪૮ ‘સતબાલ’

卐

# કૌટુંબિક કર્તવ્ય

વહાલા શ્રોતાજનો !

વિચાર અને વીરતા એ માનવતાના બે અંગો વિષે ખૂબ કહેવાઈ ગયું મરુભૂતિ અને કમઠ તથા પ્રદેશી એ બે ચારિત્ર દ્વારા શક્તિના દુરુપયોગનું અને સદુપયોગનું પરિણામ પણ સ્પષ્ટ થયું હવે તમોને અંગત રીતે મનથી એ પ્રશ્ન ઊઠશે કે હવે અમારે વિચાર અને વીરતાનો વ્યવહારુ ઉપયોગ કઈ રીતે કરવો ?

એના સમાધાન માટે હવે હું એ મુદ્દા પર જાઉં છું

માનવી જ્યારથી જન્મે ત્યારથી એના બૌદ્ધિક અને શારીરિક બન્ને પ્રકારના બળનો લાભ જો એની પોતાની જાતને બાદ કરીએ તો કુટુંબને મળે છે માનવી જાત જંગલી દશામાં હતી ત્યારે પણ એને કુટુંબવ્યવસ્થા હતી જ, પ્રાણીમાત્રને કૌટુંબિક કર્તવ્યક્ષેત્ર હોય છે આ રીતે 'મૂક સ્વાર્થત્યાગ' એ જ જો ધર્મની વ્યાખ્યા હોય એ તો મનુષ્યના વિકાસનું પ્રથમ પગલું કુટુંબ અર્થે 'મૂક સ્વાર્થત્યાગ' નું છે વિશ્વવ્યાપકતા સુધી જો ધર્મની વ્યાખ્યા લંબાવીએ તો પ્રથમ પોતાના દેહની સંકીર્ણતામાથી નીકળી એ કુટુંબ જેટલો વ્યાપક બને છે અને એ વર્તુલ પણ વધી વધી આ કૌટુંબિક કર્તવ્યની પૂર્ણતાએ

તો મનુષ્ય ત્યારે જ પહોચે છે, કે જ્યારે એ જગત જેટલો વ્યાપક અને ઉદાર બને છે उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् । એ ભૂમિકાએ ન પહોચે ત્યા લગી એના કુટુંબકર્તવ્ય અપૂર્ણ હોઈ કર્તવ્ય બજાવવામા કોઈ ને કોઈ દોષ એવો રહેવાનો કે જે દ્વારા એ પોતાના આત્માને અને વિશ્વને બાધક થઈ પડે એટલે આજે હુ તમારી સામે એવો કૌટુંબિક આદર્શ ખડો કરવા માગુ છુ, કે જે આદર્શ સામે રાખી તમે કૌટુંબિક કર્તવ્યોને વફાદાર રહી શકો અને છતા ય આત્મહિત અને વિશ્વહિતને આચ ન આવે

એ તો ખરૂ જ છે કે, એવો આદર્શ નિરંતર સામે રાખીને કૌટુંબિક કર્તવ્યોની વફાદારી બજાવવામા તમારે વિચાર અને વીરતાની સાથે બીજી પણ ઘણી વસ્તુઓની જરૂર પડશે પણ એ વિષે હુ ક્રમે ક્રમે કહીશ અત્યારે તો આટલુ સૂચનમાત્ર કરી આજે કહેવાની બાબત પર આવુ છુ

**રામાયણ**

તમે સહુએ રામાયણનું નામ તો સાભળ્યુ છે વાલ્મીકિજી એના મૂળ કર્તા હતા. એમનું ચરિત્ર કેટલુ ઉદાત્ત છે, એ તો એ ગ્રન્થની શૈલી જ કહી આપે છે રામાયણની મહત્તા એ આદ્યકવિની ભાષા કે વર્ણનશક્તિમા જ નથી એમણે રેડેલા હૃદયમા છે ગોસ્વામી તુલસીદાસજીએ પણ એને દેશી ભાષામા ઉતારીને અવધિ કરી છે તુલસી દાસજીનું પૂર્વજીવન પણ સુરદાસને લગભગ મળતું હતું પોતાની સ્ત્રીથી એક રાત્રિ જ વેગળા પડવાનો અવસર એને અસહ્ય થઈ પડ્યો હતો. અર્ધી રાત્રે ઊઠ્યો યમુના નદીને પેલે પાર દૂર એક ગામડામા એનું સાસરુ હતું સ્ત્રી ત્યા હતા કામાતુર તુલસીએ મેઘલી રાતે ત્યા જવા હામ ભીડી, અને જાનને જોખમે યમુનાને વટાવી એ ત્યા પહોચ્યો જેમ સુરદાસને આવી જ પળોમા ચિંતામણીએ જે વચન સભળાવ્યુ, તે જ વચન તુલસીને એમના પત્નીએ સંભળાવ્યુ

'અહા ! આ હાડ, માંસ ને ચામડાથી મઢેલા શરીરના જુગુપ્સાપાત્ર રૂપ કરતા શ્યામસુન્દર હરિનું સૌન્દર્ય કેટલું ચડિયાતું છે ! એની ખાતર આટલો ભોગ અપાય તો બેડો પાર ન થાય ?' એમ કહી એમણે ઊંડો શ્વાસ ખેંચ્યો ને મૂકયો. એ કેહાના એક એક શબ્દે તુલસીનો આત્મા જાગી ઊઠયો. સ્ત્રીના ઉદ્બોધનથી જે સ્ત્રીકામાતુર તુલસી હતા, એ જ પ્રભુપ્રેમાતુર તુલસી બન્યા. જે રામાના હતા, તે રામના બન્યા. કાવ્યમા એનું ભક્તિભાનું દૈયુ આબેહૂબ તરવરે છે

કરુણ પ્રસંગ

રામાયણનો પ્રારંભ પણ કરુણતાથી જ થયો છે દશરથ રાજા એકલા અયોધ્યા બહાર શિકારની શોધમા અટવીમા ફરે છે એમા ઘરડા માબાપની કાવડ કાંધે ચડાવી ફેરવનાર શ્રવણ ઠેઠ કાવેરી જતા રસ્તામા તૃષાતુર થયેના માબાપ માટે પાણી લાવવા તળાવકાંઠે ગયો છે જેવું તુબીપાત્ર બોળ્યુ તેવો જ અવાજ થયો દશરથે કોઈ વિગ્રાજ પશુ ધારી નિશાન તાકયુ અને બરાબર માથે વાગતા જ 'પિતા, માતા !' કહેતો શ્રવણ પૃથ્વી પર ઢળી પડયો પછી તો દશરથ દોડી આવ્યો તેની હકીકત સાભળી ઘણું આશ્વાસન આપ્યુ 'શ્રવણ ! તું નિશ્ચિંત થજે હું તારા ઘરડા માબાપની સેવા કરીશ !' શ્રવણ ગતપ્રાણ થયો ત્યારે દશરથ તેના ઘરડા માબાપ પાસે પાણી લાવી મૂકયુ પણ એ પીએ શાના ?

'શ્રવણ ! બેટા શ્રવણ ! કેમ બોલતો નથી ? શુ રિસાયો છે બેટા ?'

અહો, કેવુ એ મીઠુ વાત્સલ્ય ! શ્રવણ જ એમની આખ, શ્રવણ જ એમનો પ્રાણ હતો

દશરથે, હું બોલીશ તો પાણી નહિ પીએ, એમ સમજી, મૌન રહી પાણી પાવાનો પ્રયત્ન કર્યો. સેવામા અને કરગરવામા મણા ન

રાખી અહીં વાલ્મીકિજી કર્મયોગનું તત્ત્વજ્ઞાન આલેખીને કમાન કરે છે છેવટે દશરથ એ વૃદ્ધો પાસે ખૂબ નમ્ર ભાવે થયેલ ભૂલ જણાવે છે, અને તે શ્રવણના મૃત્યુની વાત સાંભળતા બન્ને વૃદ્ધો ઢળી પડે છે

'જે જેની ચીજ પડાવી લે છે, તેને તેવી જ ચીજ મહામહેનતે આપીને કુદરત પડાવી લે છે' એ વૃદ્ધોના શાપે કહો, કે કર્મની સફળતાએ કહો, પણ દશરથ અને રામનો વિરહ થયો જ થયો અને તે કેવી દશામાં ? કૈકેયી અને મંથરા એ તો માત્ર નિમિત્ત હતાં

રામચંદ્રજીના અદ્ભુત જીવનની ખરી આનંભમ્થા અહીંથી શરૂ થાય છે રામનો વનવિહાર, નાવડિયા ઉપરનો પ્રેમપ્રવાહ, શબરીના બોરમાં મિશ્રિત થયેલી ભક્તિનો ઉપયોગ અને અદ્ભુત વાત્સલ્ય, અહલ્યાનો ઉદ્ધાર, હનુમાન અને સુગ્રીવ જેવાને મળવાનો યોગ, ભક્ત જટાયુની સ્વયં કરેલી સેવા એવી એવી રામાયણની અનેક ઘટનાઓ જુદા જુદા પ્રકારની કંઈ ને કંઈ ગૃહસ્થાશ્રમીને અનુકરણ કરવા જેવી સામગ્રી આપે છે રામાયણ કર્તવ્યધર્મની ગૂંથણીનો અજોડ ગ્રંથ છે પણ અહીં એની વિશદ ચર્ચા પ્રસંગોચિત નથી, એટલે માત્ર કૌટુંબિક કર્તવ્યો બતાવતી હળવી બાજુ જ લઉં છું

પ્રથમ દૃષ્ટિએ જ રામાયણના મુખ્ય પાત્ર રામ પર ધ્યાન દોરાય છે એક તરફ રાજ્યારોહણની ધામધૂમભરેલી તૈયારી એકેએક પ્રજાજનના હૃદયમાં રમતા રામનો આ પ્રસંગ અયોધ્યાના ઇતિહાસમાં વીરલ હતો બીજી તરફ સ્વપ્ને પણ નહિ કલ્પેલો એવો કઠોર અરણ્યવાસ પ્રભાતમાં રામ દર્શનાર્થે પિતાજી નજીક આવ્યા, તે વખતે દશરથ બોલી શકે તેવી સ્થિતિમાં ન હતા ત્યારે પૂછવાને આતુર બનેલા રામને દેખી માતા કૈકેયી બોલી ઊઠયા, 'બેટા ' વાત આમ બની છે, એમ બોલી ઘટના અક્ષરશઃ કહી દીધી વચ્ચે વચ્ચે કોઈ કોઈ વાર કૈકેયીની જીભ અચકાતી હતી ખરી.

## પિતૃભક્તિ

પણ વીર રામ તો સાંભળતા જ બોલી ઊઠ્યા, 'બસ' એટલી જ વાત? અને તેમાં પિતાજીને મૂર્છા આવી?' પિતાજી પાસે જઈ એમણે આવ્યા શબ્દો હળવેથી અસ્ખલિત ઉચ્ચાર્યા અહો! પિતાજીના વચનપાલનની આ ઘડી મારા જીવન માટે કેવી અપૂર્વ છે! હું કેટલો ધન્ય છું! ભરત તો મારો (એક પિતાનો પુત્ર) ભાઈ, અને તે પણ લઘુ અને લાડકો. તે ગાદીએ બેસે એ કેટલું આહ્લાદ જનક છે!' પિતાના અંતરને તત્કાળ આ શબ્દોથી કળ વળી રામની કેવી ઉચ્ચ કોટીની પિતૃભક્તિ! રામે મનમાં જરાય કચવાટ આણ્યા સિવાય એ જ પળે દુઃખદ વનવિહાર કબૂલી લીધો

આટલો આકરો ત્યાગ પિતાજીના અપાયેલા વચની ખાતર સ્વીકારનાર, એવો આકરો પુત્રધર્મ બજાવનાર રામનો જોગ કયા મળશે?

કયાં રાજ્યારોહણ અને કયાં દંડકારણ્યનિવાસ આજે પણ વિચારતાં કોની આંખ ભીની થયા વિના રહેશે? વિચારનારની આ સ્થિતિ થાય ત્યારે અનુભવનારને શું ન થાય? પરંતુ રામના મો પર તો એનું એ હાસ્ય વિલસતું હતું રાજગાદી અને વનવાસ બન્ને સ્થિતિ એને સમાન હતી જે પિતાનું વાત્સલ્ય રાજ્યારોહણ જેવા ઇચ્છતું હતું, એ જ પિતાનું અપાયેલ વચન પાળવું એ રામને સ્વધર્મ સમજાતો હતો એ પળે રામને માટે બીજા ધર્મો પર હતા!

અપર ધર્મો દેખાવમાં ભાર રૂપ ન હતા પ્રજાનું રક્ષણ એ કંઈ ઓછો મહાન ધર્મ છે? જો એવી આટલી ઊંચી ભૂમિકા ન હોત તો એની બુદ્ધિ એને જરૂર ઠગવા પ્રયત્ન કરત, કે શું એક કૈકેયી માતાના અવિવેકી વિચારને હું અનુસરું? પિતા પોતે પણ હું વન જાઉં તેમાં ખુશી નથી, નગરજનો એ વાત સાંભળીને જ કંપી ઊઠશે, માતા સુમિત્રા અને કૌશલ્યાને કેટલું દુઃખ થશે? અને બિચારી સીતાનું શું?

પરંતુ એનું હૃદય જાગ્રત હતું એટલે સ્વધર્મ શોધી કાઢ્યો, અને એની વફાદારી માટે તત્પર બન્યા એણે જોયું કે સ્વધર્મની બજવણીમાં જે ધર્મો આડા આવે તે ગમે એવા સુંદર હોય તોય નકામા છે એ જો ગમે તો એમ માનવું રહ્યું કે હૃદયમાં ઊંડે ઊંડે પણ ત્રુટિ હોવી જોઈએ આવા ભાનપૂર્વક એણે પોતાની વિવેકબુદ્ધિથી પોતાની મેળે જ આ રીતે સમાધાન કર્યું 'એ કૈકેયી માતાએ આવે ટાણે જ આ વચન ન માગ્યું હોત તો મારી જાત ક્યાં છે, એનો મને ખ્યાલ જ કેમ આવત? પિતાને માગે વિરહ અસહ્ય થશે, એ ખરું, પણ શિર સાટે વચનપાલન, એ ક્ષાત્રધર્મનો ખ્યાલ એમને નવજીવન બક્ષશે. માતાઓને પણ આ પ્રસંગ કાળ જતાં સંતોષપ્રદ નીવડશે અને સીતા તો સ્વયં વૈદેહી છે વીરાગનાને બીજું પ્રિય શું હોય? અને પ્રજાનું રક્ષણ તો જેમ રામ કરશે તેમ ભરત પણ કરશે એય પિતાજી દશરથનું જ રાજબીજ છે'

અંતરનો નિર્ણય કરી તે સહુ પાસે છેલ્લી વિદાય માગવા નીકળ્યા વસમી વિદાય વેળા પિતા પાસે આવે ત્યાં તો કૈકેયીના આ વેળાએ માગેલા આ વચને એમને ભારે આઘાત ઊપજાવ્યો રામ પિતાના વચન ખાતર આટલો ભોગ આપશે કે કેમ, એ સંદેહ એમને ન હતો પણ આ મંગળ પ્રસંગે આવી કઠોર માગણી કૈકેયી જેવી પતિપરાયણાએ કેમ મૂકી? એ મૂંઝવણે જ એમને બેચેન બનાવી મૂક્યા હતા રામના વિરહની કલ્પના એમને અસહ્ય બની હતી એક તરફ દશરથની આ દશા હતી અને ત્યાં હાજર રહેલા કૈકેયી મા–રાજમાતા થવાના સ્વપ્નામાં રાચતા હતા એના મો પર મીઠું સ્મિત ફરકતું હતું

રામની અહીં હાજરી ન હોય તો જ ભરત નિરાકુળતાએ સ્વતંત્ર રાજ કરી શકે એવી કલ્પનાથી જ કૈકેયીએ રામનો ચૌદ વર્ષનો વનવાસ માગ્યો હતો શું એને મહારાજા દશરથ પર ઓછો

પ્રેમ હતો ? ના. ત્યારે શું રામ પ્રત્યે વત્સલતા નડેલી ? ના. ત્યારે માનવતાના એક સામટા બધા લક્ષણોનો નાશ એકાએક કેમ થયો ? એનું કારણ, કામના—અપત્યમોહ

'મારો પુત્ર ભરત ગાદીએ બેસે તો જ ખરી રાજમાતા હું ગણાઉં, અને ભરત ગાદી પર ત્યારે જ આવી શકે કે જ્યારે રામ અહીં હાજર ન હોય.' આ કામનાએ કૈકેયીને ઠેઠ આ દશા પર મૂકી દીધી રણમધ્યે કૈકેયીએ દશરથ મહારાજની જે અનુપમ સેવા કરેલી તે બદલ એમણે બે વચન આપેલાં એ જ બે વચન એમણે આ તકે માગ્યાં (૧) ચૌદ વરસ સુધી રામ વનવાસ કરે, અને (૨) ચૌદ વરસ લગી ભરત રાજ કરે

**પતિપ્રેમ**

રામ અયોધ્યા છોડવા તૈયાર થયા કૌશલ્યાજીએ પણ રડતા હૃદયે વિદાય આપી ત્યારે રામે સીતાને ઉદ્દેશીને કહ્યું, 'દેવી ! તારી મનોવ્યથા હું જાણું છું અયોધ્યામાં રહીશ ત્યાં લગી તને દામ્પત્ય-સંભારણાં અકળાવી મૂકશે થોડા દિવસ વીત્યા પછી માતાજી પ્રસન્નતાથી રજા આપે તો તું તારે પિયર જજે ત્યાં તારી બાળસહચરીઓના વિનોદમાં અને માબાપની મીઠી વત્સલતામાં દિવસો ઝટ વીતી જશે મારી લગીરે ચિંતા ન કરીશ સાસુજીને તો તે મા બનાવી દીધાં છે તેમની સેવા તો તને પ્રાણપ્રિય છે એટલે તેમને છોડીને પિયર જવું તને નહિ ગમે એ હું જાણું છું પણ તારા દુ ખનો ભાર હળવો કરવા આ માર્ગ બતાવું છું '

'નાથ, પ્રાણ ગયા પછી કાયા ટકે ખરી ?' સીતાનું એક જ વચન રામને બસ હતું સીતાનો એકેએક રોમ રામ રામ પાછળ જવા તલસતો હતો પતિના સુખે સુખી, પતિના દુ ખે દુ ખી, એમ એનો સ્વધર્મ એના દિલને પ્રેરતો હતો પણ કૌશલ્યાએ કહ્યું, 'બેટા ! તે કદી કષ્ટનું મો જોયું નથી ક્યાં અયોધ્યા અને ક્યાં અરણ્ય ? અને રામ અને તું બન્ને જશો તો હું કેમ રહી શકીશ ?'

'માતાજી' આપ હેતથી આશિષ આપો. આપની આશિષ અમોને બધુ બળ આપશે આપને અમારો વિયોગ સાલે એના કરતા અમોને આપની ચરણસેવાનો વિયોગ બહુ સાલે છે માતાજી' આપે જ અમોને શીખવ્યુ છે, કે નિયત કર્મ આગળ બીજુ બધુ ગૌણ છે'

કૌશલ્યાજીએ સીતાજીને માથે મીઠો હાથ ફેરવી 'બેટા' અખડ સૌભાગ્યવતી રહો,' એમ કહી આશિષ આપી પોતાના પુત્રને સીતાને સાચવવાની મધુર શિખામણ આપી

કેવુ પત્નીરત્ન'

સીતાએ સાસુજીનો સ્નેહ જાળવ્યો, આશીર્વાદ મેળવ્યા અને પતિભક્તિ પણ સિદ્ધ કરી હૃદયથી લાગેલી સ્વધર્મની લગની પરધર્મોની લાલચમા ફસાતી નથી તેમ પરધર્મોને હણતી પણ નથી સ્વધર્મ જાળવાતા આખરે બધા ધર્મો બરાબર જળવાય છે અને જો એ ચુકાય, તો બીજા ધર્મોને તરત કળાય કે ન કળાય પણ આખરે હાનિ પહોચે જ છે કઈ વેળાએ કયો સ્વધર્મ તે સીતા અને રામના પ્રસગો પરથી તમે જોઈ લીધુ

આ ચિત્ર પાછળ રામનો ભગીરથ ત્યાગ, અખૂટ સમતા, અનત વીરતા અને ટેકપાલનનો ઉત્કટ આગ્રહ તો છે જ પણ આ પળે સૌથી ચડી જાય તેવી છે એમની પિતૃભક્તિ એક પિતાના નાનકડા વચન ખાતર આટલું બધુ ? એમ તમોને લાગશે ખરુ પણ રામે વૈશ્યવૃત્તિ રાખી લાભખોટના સરવાળાબાદબાકી ન ગણ્યા, એણે તો **'સ્વધર્મે નિધન શ્રેયઃ પરધર્મો ભયાવહ'** એ જ જીવનસૂત્રની પસદગી કરી ક્યા અયોધ્યાના રાજવૈભવ અને વિલાસ અને ક્યા એક એક ભૂષણો ઉતારીને વલ્કલ પહેરી વનવાટે વિહરવા સજ્જ થએલા રામ' સ્નેહી જનો અને પ્રજાજનોના આસુથી પોતે ભીંજાઇ

ગયા ને બોલ્યા—

**यच्चिन्तितं तदिह दूरतरं प्रयाति ।**
**यच्चेतसा न गणितं तदिहाभ्युपैति ॥**
**प्रातर्भवामि वसुधाधिप चक्रवर्ती ।**
**सोऽहं व्रजामि विपिने जटिलस्तपस्वी ॥**

**બન્ધુપ્રેમ**

લક્ષ્મણને જ્યારે ખબર પડી કે બન્ધુ રામચંદ્રજી વનમા જાય છે, ત્યારે સ્વર્ગીય સુખની મીઠી દૂફ છોડી, જન્મની કાંટાળી ભૂમિ પર પગ માડવા ને રામની પાછળ જવા તે આતુર બને છે, અને લાગલો જ દોડે છે માતૃચરણ તરફ માતઆજ્ઞા તો તે સમયે પ્રાણ ગણાતી માતાઓ પણ માતા જેવી જ હતી તેમનામા વાત્સલ્ય હતું, સ્નેહ હતો, બધુય હતું, પણ તે વેવલા ન હતા કર્તવ્યનુ તેમને પળે પળે સ્મરણ રહેતું

**આદર્શ માતાનુ હૃદય**

પોતાના પુત્રના વડીલ બન્ધુ પ્રત્યેના આવા સેવકપ્રેમને જોતા જ માતાનું હૃદય હર્ષિત થયુ, ને સુમિત્રાદેવીએ કહ્યુ, 'બેટા! માતાને માટે પુત્રવિયોગ જેવુ બીજું કોઈ કપરુ કષ્ટ નથી પરતુ તારી આ ભાવના, તારો આ ઉત્કર્ષ આજે મને શતશત ચેતનાઓ સ્ફુરાવે છે બેટા! ખુશીથી જા તને મારી આશિષ છે'

કેવા એ ભવ્ય શબ્દો! હર્ષાશ્રુથી નવડાવતા એમણે આગળ ચાલા યુ 'બેટા! **राम दशरथं विद्धि** હવે તું રામને બન્ધુ જ ન લેખીશ પણ દશરથતુલ્ય એટલે કે પિતા લેખજે **मां विद्धि जनकात्मजाम्** અને જનકપુત્રી જાનકીજીએ મારા જેવી એટલે કે માતારૂપ સમજજે તથા **अयोध्या अटवीं विद्धि।** અટવીને અયોધ્યા નગરી સમજીને રહેજે એટલે કે હવે જ્યાં રામ ત્યા જ તારુ બધુ કલ્પી લેજે અહીંનું જો યાદ આવ્યુ તો સમજજે કે ત્યાનો ધર્મ ચૂકયો **गच्छ तात यथा सुखम्** બસ, હવે બાપ! સુખેથી જા'

હતું પણ મથરા દાસીના સમર્મદોષથી કહો, રાજમાતાના પદનો મોહ લાગવાને કારણે કહો, કે ભાવિ ભાવના કારણે મતિમા મલિનતા પ્રગટી કહો, પણ એ આંધીમા તેનું વહાણ ડૂબી ગયુ હતું ભરતને એ ધ્યાન જ ન હતો

જો કે કૈકેયીને એમ લાગતુ હતું કે મારો પુત્ર મારી વાતને નહિ અવગણે, પરતુ તે પુત્ર માતૃસ્નેહમા તરબોળ હોવા છતા માતૃ મોહમા પામર ન હતો રાજગાદીની લાલસાને એના કર્તવ્યધર્મે અડવા ન દીધી તે અયોધ્યામા આવ્યો અને પહેલો જ મા પાસે ગયો માતાને ચરણે બેસી પૂજ્ય ભાવના સામે રાખી ભિન્નવતા હૃદયે એણે કહ્યુ, 'માતા ! માતા' આપને આ શુ વિપરીત સૂઝ્યુ ? અરે મા ! આકાશ પાતાળ એક થાય તોય રામ વનવાસ જાય અને હું ગાદીએ બેસુ એ બને ? જનેતા ! તે જ ભ્રાતૃપ્રેમના સસ્કારો વાવ્યા છે આજે તારુ એ કલ્પદ્રુમ સમુ સ્નેહવૃક્ષ કયા સ્વાર્થમા સુકાઈ ગયુ ?'

ભરતના એક એક વચનમા ગિરિને કપાવે તેવુ ગૌરવ હતું કૈકેયી અવાક્ બની ગઈ તેને આ સાભળી નવાઈ લાગી ભરત રાજગાદીથી ખુશી થશે એમ તે માનતી હતી, પણ ભરત તો ભરત જ હતો ! એ દશરથ જેવા પિતાનો અંગજાત અને રામ જેવા ભાઈનો બન્ધુ હતો એક તરફ રાજગાદી અને બીજી તરફ બધુસેવા, એ બે વસ્તુમા બીજીની પસંદગી જ પહેલી કરે તેવો હતો.

### કૈકેયીને ભૂલનુ ભાન

કૈકેયીને ભરતના બોલ પછી ભૂલનુ ભાન થવા લાગ્યુ અરે રે ! મથરા જેવી દાસીના ભરમાવવાથી મે આ શુ કર્યું ? તે વિચારે તેને ચકડોળે ચઢાવી. હવે એને પોતાની કલ્પનાના કોડ પર ઘૃણા છૂટી ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો અતર કકળી ઊઠયુ વૃત્તિ પલટાઈ ગઈ પણ હવે શો ઉપાય ?

### ભરત અને પ્રજાજનો

ભરતને પ્રજાજનો આગ્રહ કરવા લાગ્યા 'દેવ ! આપ પણ દેવના બાધવ છો. અયોધ્યાનું શાસન કરો રાજની ધુરા સ્વીકારો.'

ભરતનું તો મથન જ ચાલતું હતું વડીલબન્ધુ રામ અરણ્યમા ભટકે અને હું રાજવૈભવ માણું ? એ વિચારો તેને ક્ષણે ક્ષણે કપાવતા હતા કેવો ઉચ્ચ આદર્શ ! કેવી કૌટુમ્બિક પ્રેમની ભાવના ! તે દિવસો ગયા આજે તો વડીલોની આજ્ઞાને અધીન થવામા પણ સ્વતંત્રતાને ધક્કો પહોંચી જાય એમ માને ત્યા આવા પ્રસગે તો પૂછવું જ શુ ? પિતાની, વડીલની, મુરબ્બીઓ કે અન્ય સજ્જનોની સેવા બજાવવામા કે કર્તવ્યધર્મના પાલનમા એમને પરાધીનતા લાગે, પણ વ્યસનો અને વિલાસના માર્ગે ઘસડાતી વૃત્તિની પરાધીનતાનો તો અને ખ્યાલ પણ ન આવે આર્ય પ્રજાને કર્તવ્યજ્ઞાન પૂર્વે તો હતુ જ, પણ આજે તો પેટ અને અહ વૃત્તિ પોષવા આવા કપડા વિના, આવા ખોરાક વિના, આવા બૂટ વિના નહિ ચાલે પણ સેવાનો કે કર્તવ્યધર્મ બજાવવાનો પ્રસંગ આવે કે છટકી જવા પ્રયત્ન કરશે ઉચ્ચ ગણાતા શિક્ષણ પામેલાની પણ આ દશા છે આ દશા શાથી થઈ તે હું પ્રસગે કહીશ આજે તો આ રામાયણના પાત્રો તમારી સામે મૂકી કૌટુમ્બિક કર્તવ્યનો ભવ્ય આદર્શ સમજાવી રહ્યો છુ

### ભરતનો સ્વાર્થત્યાગ

ભરતમા સ્વાર્થત્યાગની ભાવનાનો વિકાસ હતો ત્યારે જ અલૌકિક પ્રેમ પ્રગટાવી શક્યા હતા તેની સ્વાર્થત્યાગ અને સમર્પણની ભાવના પર જરા લક્ષ આપો, તેના જીવનમા ખૂબ ઊંડા ઊતરો ત્યારે જ તેની મહત્તા ક્યા છે તેનો સાચો ખ્યાલ આવશે ક્ષત્રિય રાજનૈતિક નિયમને અનુસરીને નાના ભાઈને ગાદી ન હોય, સ્વપ્નમાય રાજગાદીની સભાવના ન હોય, તે (રાજગાદી) નાના ભાઈ ભરતને

તેના મન પર નિશ્ચિત દશા હતી તેણે મને-કમને પણ તે વાત સ્વીકારી અયોધ્યાની રાજધુરા ચલાવવાની બધુઆજ્ઞા શિરોધાર્ય કરી, પણ રાજા તરીકે નહિ એક સેવક તરીકે-સિપાઈ તરીકે

ભરત સ્વધર્મ ખાતર અયોધ્યા પાછો વળ્યો રામ કનેથી વિદાય માગી એ દુખિત હૃદયે વળ્યો વિદાય સમયે ભરતના મનમા દ્વંદ્વ મચ્યુ હતુ ભ્રાતૃપ્રેમ, ભ્રાતૃસેવા, રાજગાદી, એ શબ્દો મૂઝવતા હતા એ જ મૂઝવણ સાથે તે અયોધ્યા આવ્યો

અયોધ્યાની પ્રજાએ પ્રેમપૂર્વક સન્માન્યો ભરતે તો રાજ્યા ભિષેક સમયે રાજગાદી ઉપર રામની પાદુકા રાખી પૂજન કર્યું અને પોતે તેમની આજ્ઞાના પાલનાર્થે રાજગાદી સ્વીકારે છે, તેવા ધ્યાન આપ્યો કેવો બન્ધુપ્રેમ! કેવી એ કર્તવ્યપરાયણતા! રામાયણના આ પાનોના જીવન વિચારવા જેવા છે

રામાયણ વિષે આટલુ સાભળ્યા પછી રામે રાવણ સામે યુદ્ધ કેમ કર્યું? અને સીતાને સગર્ભા સ્થિતિમા વનવગડામા કેમ મોકલ્યા? એ બે પ્રશ્નો ઉદ્ભવશે

રામની કર્તવ્યપરાયણતા

સીતાને રાવણ ઉપાડી ગયો, ત્યારે રામ વિચારમા પડ્યા. એમને થયુ, પત્ની એ પતિનુ અર્ધાંગ છે તે પતિ સાથે સુખ છોડી વનમા આવ્યા રામના સુખે સુખી બન્યા અને દુખે દુખી બન્યા તેનું કોઇ પણ ભોગે રક્ષણ કરવુ તે મારું કર્તવ્ય છે તેની ખાતર આકાશપાતાળ એક થાય તોય શુ? તેની ખાતર શક્ય એટલુ બધુ કરીને પણ સીતાજી મેળવવા જોઇએ અહીં યાદ રાખવુ જોઇએ કે રામાયણનું યુદ્ધ સીતાજીના મોહ ખાતર નહિ પણ એક પતિનું કર્તવ્ય શુ હોઇ શકે તે ખાતર હતું

જે પતિ, ભાઇ કે પિતા કોઈ ગુંડો પોતાની સ્ત્રી, બેન કે દીકરીને ઉઠાવી જાય ત્યારે 'હશે, જેવા એના ઉદય. બનવાયોગ્ય

બને છે ' અથવા ' એ જાણે અને એના કર્મ જાણે પાપી પાપથી ડૂબશે,' એવા આશ્વાસન લઈ ચૂપ થઈને બેસી રહે છે, તેમણે કૌટુમ્બિક કર્તવ્ય પારખ્યું જ નથી એવા માણસો તો ખરેખર નરાધમો છે એવા સમયે પોતાની અશક્તિ ઢાંકવા કર્મની ફિલસૂફી ડહોળવા બેસે એમનું જીવન ભૂમિને ભારરૂપ છે એમણે યાદ રાખવું જોઈએ કે કર્તવ્યભ્રષ્ટ થયા પછી માનવ માનવ નથી રહેતો, પશુ પિશાચ કે રાક્ષસ બને છે

કર્તવ્ય ખાતર

કર્તવ્યધર્મ ખાતર ગમે તે આફતો વરસે તે સહન કરી આગળ ધપવું જોઈએ, અને કોઈ પણ ભોગે સત્કર્તવ્યમાં દૃઢ રહેવું જોઈએ ભગવાન મહાવીરના અડગ ઉપાસક શ્રી ચેડા મહારાજાનું ચિત્ર જોઈ ગયા કર્તવ્યધર્મની ખાતર તેમને યુદ્ધમાં જોડાવું પડ્યું તેમણે લડાઈ કરવી પસંદ કરી પણ કર્તવ્યભ્રષ્ટ થવું પસંદ ન કર્યું એથી જ એ યુદ્ધ તેમને મન કર્મયુદ્ધ નહોતું પણ ધર્મયુદ્ધ હતું તેથી જ તેમના સહકારમાં બીજા ૧૮ દેશના રાજાઓ કે જે તેમના મિત્ર હતા અને મહાવીર ભગવાનના અનુયાયીઓ હતા તે બધા ભળ્યા. યુદ્ધ કરતા પહેલા એમણે બન્નેનું સન્માન સચવાય એવાં સુલેહ સમાધાનના બીજા અનેક પગલાં કૂણિક નજીક જવા માટે ભર્યાં હતાં સો સો વાર પોતાની ભૂમિકા પ્રમાણે વિચાર્યું હતું પણ જ્યારે એમને લાગ્યું કે હવે તો કર્તવ્યભ્રષ્ટ થવાથી જ યુદ્ધ અટકે એવું છે, ત્યારે કર્તવ્ય ભ્રષ્ટ થવા કરતા બીજો માર્ગ પસંદ કરવો પડ્યો, અને કૂણિકની સામે યુદ્ધના મોરચા માંડ્યા કૂણિક માટે તો એ યુદ્ધ કર્તવ્યધર્મથી સાવ વિરુદ્ધ હતું એ યુદ્ધમાં એક કરોડ ને એંશી લાખ સુભટો માર્યા ગયા તે વિગત તમે સાંભળી ચૂક્યા છો. આ રીતે પ્રજારક્ષણ માટે બીજો કોઈ માર્ગ ન રહે તો ક્ષત્રિયને યુદ્ધ કરવું અનિવાર્ય થઈ પડે છે

જો કે માનવતાની ઉચ્ચ કોટીએ ગયા પછી કોઇ પણ સંજોગોમાં પશુબળનો સામનો એ પ્રશ્ન જ રહેતો નથી, પણ જ્યાં લગી એ ભૂમિકા સ્વાભાવિક ન હોય ત્યાં લગી એ આપદ્ધર્મમાં ગણી ક્ષમ્ય થાય છે, જો એમાં કેવળ નિઃસ્વાર્થ હોય તો. કારણ કે એવો નિઃસ્વાર્થ આખરે એને એવી અહિંસાની કક્ષા ઉપર લઈ જાય છે કે જ્યાં બહારના યુદ્ધને અવકાશ જ રહેતો નથી. પણ જે કેવળ ચોરી, હીનો કે કર્તવ્યધર્મમાં શિથિલ હોય તે તો કંઈ ન કરી શકે. એવા કાયર અને અપ્રામાણિકને તો અહિંસાનું અને ક્ષમાનું હથિયાર પામરતા અને અધઃપતનના કારણ રૂપ જ બને છે.

## ધોબીના વચન ખાતર

આટલું સાંભળ્યા પછી હવે છેલ્લો એક પ્રશ્ન રહ્યો. એ શંકા થવી સાવ સ્વાભાવિક છે કે જે રામે પતિધર્મ બજાવવા જતાં પત્ની ખાતર રાવણ સામે મહા જંગ ખેડ્યો, તે જ રામે માત્ર એક ધોબીએ ધોબણને ઉદ્દેશીને કહેલા વચન ખાતર પોતાની ગર્ભવતી પત્નીને જંગલમાં મોકલવાની ક્રૂર આજ્ઞા કેમ કરી હશે? પણ ખરી રીતે તો રામના પતિકર્તવ્યધર્મની આકરી કસોટી એ જ પ્રસંગે થાય છે. એ વેળાએ રાજધર્મ એનો સ્વધર્મ બન્યો હતો. એણે વિચાર્યું કે 'સીતા તો સતી જ છે. રાવણને ત્યાં રહેવા છતાં એમના અખંડ ચારિત્ર્ય માટે મને સ્વપ્નેય શંકા નથી. પણ હું જે પદ ઉપર છું તે પદે મારી જવાબદારી મહાનથી પણ મહાન છે.' એટલે પ્રજાપાલક વત્સલ રાજાનો એ ધર્મ છે કે પોતાના જીવનના એક નાનામાં નાના પ્રસંગનું પણ પ્રજાનો કોઈ વર્ગ બેદરકારીથી ઉદાહરણ ન લે તેની સતત ચોકી રાખવી. તેથી પતિત–પાવની સીતા માટે જે અપવાદ બોલાયો તેની શુદ્ધિ માટે કયો માર્ગ લેવો તે એમની તે કાળની પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. એ સંબંધી આપણે કોઈ જાતનો અભિપ્રાય આપવો એ ધૃષ્ટતા જેવું લાગે છે. તેથી

એવુ સમાધાન મેળવીએ છે, જો બીજો માર્ગ હોત તો શ્રી રામ સીતાજીને તત્કાળ જ વનમાં આ દશામાં તો ન જ મોકલત. એટલું રામ જેવા ચારિત્રવાન, ન્યાયમૂર્તિ અને દયાસિંધુ માટે માનવુ જ રહ્યું અહીં તો હું એટલું જ કહું છું કે જો સીતા પ્રત્યેનો પ્રેમ મેલો હોત એટલે કે એ પ્રેમમાં વિકાર કે મોહની પ્રબળતા હોત તો અરણ્યવાસમાં રહેનાર રામ આવે વખતે સીતાનો વિરહ ન જ સાંખી શકત'

---

# દામ્પત્ય

કૌટુંબિક કર્તવ્યો વિષે સામાન્ય રીતે હું કહી ગયો છું કુટુંબ પછી અનુક્રમે સમાજ, દેશ અને વિશ્વ સુધી કર્તવ્યનું ક્ષેત્ર વિસ્તરે છે ત્યા લગી કુટુંબ, સમાજ અને દેશ લગી એની મર્યાદા રહે ત્યા લગી એને કર્તવ્ય, ફરજ અથવા નીતિ કહેવાય છે, પણ જ્યારે એ કર્તવ્ય અનહદ એટલે કે વિશ્વવ્યાપક બને છે ત્યારે તેને ધર્મ કહેવાય છે

એ વિશ્વવ્યાપી આધ્યાત્મિક ધર્મની ભૂમિકામા જવા પહેલા જે ભૂમિકાઓ વટાવવી પડે અને જે લાયકાત મેળવવી પડે, તેને લગતી વાતો જ હું આ ખડમા કરવાનો છુ આજે તમોને દામ્પત્ય એટલે કે દપતીધર્મ સંબધમા જ મુખ્યત્વે કહીશ

કૌટુંબિક કર્તવ્યપાઠ પછી અહીં 'દામ્પત્ય' વિષય લેવાનું પ્રયોજન એ છે કે માનવી જન્મે છે ત્યારથી એ માતા અને પિતાના વાત્સલ્યને માણે છે, ભાઈ, ભાડુ, બહેન, ગુરુજીના ખોળા ખૂંદે છે સારાશ કે કૌટુંબિક ફરજોની સાથે જ અનેકવિધ કસોટીએ ચડતા, અનુભવની સરાણે ચડતા એનું જીવન સુશોભિત અને ખુશનુમા બને

છે ત્યારે એ કોઈ પણ આત્મીય સહચાર વિના રહી શકતું નથી એવી એની સામાન્ય કે વિશેષ ભૂમિકા તે પ્રમાણે એ સહચારિણી, સન્મિત્ર કે સદ્‌ગુરુની શોધ કરી લે છે.

એ પ્રથમ ભૂમિકાના નરહૃદયનું નારીહૃદય સાથે જોડાવું તે લગ્ન. પત્નીની પતિમાં અને પતિની પત્ની–જાયામાં સમર્પણતા તે દામ્પત્ય. જાયા અને પતિ બન્ને શબ્દો ઓતપ્રોત થઈને જ દંપતી શબ્દ બને છે. એ દંપતીધર્મ તે જ દામ્પત્ય. આથી દામ્પત્ય એ ગૃહસ્થજીવનનો પાયો છે. પતિપત્ની વચ્ચે જો એકરસતા હોય તો પરસ્પરની પ્રેરણાથી એમનો આગત વિકાસ ઝડપી થાય અને જગતને પણ એ ઉપયોગી થઈ પડે. એટલે કે કર્તવ્યમાત્ર અને ધર્મમાત્ર એમને સહજ બની રહે. પણ આવી એકરસતા તો જામે કે જો વિકારપૂર્તિને બદલે દામ્પત્યનો આદર્શ બ્રહ્મચર્ય હોય. વીર્યની કિંચિત્ સ્ખલના પણ એને શલ્યની જેમ સાલે. **प्रजायै गृहमेधिनाम्** એવી ગૃહસ્થાશ્રમની સ્વસ્ત્રીવિહાર મર્યાદાથી અધિક છૂટ લેવામાં પણ એટલે અંશે એ દામ્પત્યની શુદ્ધતા ખંડિત થયેલી માને. એવા દંપતીની ભૂમિકા પ્રણયકોટીની ગણાય. હવે આ જ સિદ્ધાન્તને હું દૃષ્ટાંતો દ્વારા સમજાવીશ.

## પ્રતિજ્ઞાનિષ્ઠ હરિશ્ચંદ્ર

તમોને બધાને ખ્યાલ હશે કે હરિશ્ચંદ્ર મહારાજાએ વિશ્વામિત્ર ઋષિને વર માગવાનું વચન આપેલું. એ ઋષિ હરિશ્ચંદ્રની સત્યનિષ્ઠાની કસોટી સારુ આવ્યા હતા. તેમણે તો આખું રાજપાટ માગી લીધું, તે તેમને આપ્યું. પણ તે પહેલાં એક લક્ષ સુવર્ણ માગેલ તે આપવા રાજા બંધાયેલા હતા. પરંતુ હવે રાજપાટ ગયા પછી તેની પાસે દ્રવ્ય ક્યાંથી હોય? છતાંય,

रघुकुलरीति सदा चली आई ।
प्राण जाय पर वचन न जाई ॥

એ ઘણી બાબતોમાં પુરુષજાતિને કર્તવ્યપાલનમાં પ્રેરક અને માર્ગ-દર્શક બની શકે તેમ છે એનું કારણ સ્ત્રીઓનું હૃદય પુરુષ કરતાં સામાન્ય રીતે કોમળ અને ભક્તિપ્રધાન હોય છે પણ પુરુષજાતિના કોઈ દુર્ભાગ્યને લીધે એ પોતાનો પતિધર્મ પાયાથી જ ભૂલી જઈ આવેશ અને વિકારનો ગુલામ બની કાં તો પત્નીની અવગણના કરે છે કાં તો મોહાંધ બને છે કર્તવ્યધર્મની આ એક મહાન ત્રુટિ ગણાય. પુરુષ અને સ્ત્રી બન્ને ગૃહસ્થાશ્રમના સમાન અંગ છે, બન્નેએ પરસ્પર પોતાના કર્તવ્ય બજાવવાના છે, એ વાત માત્ર વાણીમાં રહે છે

ઘણી વાર પુરુષ સ્ત્રી પ્રત્યે ભારે નિષ્ઠુર વર્તન ચલાવે છે એની આંખમાં સત્તા અને મનની ખુમારી હોય છે એ કેફને લીધે એને પોતા પ્રત્યેનું સ્ત્રીનું સહજ સમર્પણ ખ્યાલમાં આવતું નથી ત્યાંથી કુદરત આ દુર્વર્તન સાંખી શકતી નથી, એટલે કંઈ ને કંઈ કસોટી કરે છે કાં તો એને ભાગે નિર્ધન અવસ્થા આવે છે અથવા તો સ્ત્રીનો વિયોગ થાય છે, અને ત્યાર પછી બીજી સ્ત્રી એવી પ્રકૃતિની આવે છે કે જે એની નિષ્ઠુરતાને ટપી જાય. તેવે વખતે તેની આંખ ઊઘડે છે, વિયોગ સાલે છે, અને પોતાની બેદરકારી પ્રત્યે ખેદ જન્મે છે કેટલાક વિરલ દાખલાઓમાં એવું પણ બને છે કે કોઈ આદર્શ સ્ત્રી આવ્યા પછી દુરાચારી કે અકર્મી પુરુષ તેના સત્સંગ અને પ્રેરણાથી સદાચારી અને કર્તવ્યપરાયણ પણ બની જાય છે

## આદર્શ સ્ત્રી

એ રીતે એક આદર્શ સ્ત્રી આ ગૃહસ્થાશ્રમના નાવની સાચી સુકાની બની શકે તે હજારો દુઃખો સહન કરી કુટુંબના અનેક મનુષ્યોના મહેણાંટોણાંઓને ગળી જઈ સાચી સેવા સમર્પે એક માત્ર પતિની ખાતર નહિ, પણ આખાએ કુટુંબ અને તેની આગળ સમાજ,

દેશ અને વિશ્વ સાથે સમ્બન્ધ ધરાવી શકે, તેટલું તેની સેવાનું ક્ષેત્ર, સેવાની ભાવના વિશાળ હોય. હજારો પીડિતોને તે વત્સલતાથી પંપાળી શકે કંકાસ, કકાસ, ક્રોધ, કુટિલતા કે તેવા દુર્ગુણો તેના અંગમાંયે ન હોય. સહિષ્ણુતા, નમ્રતા, સદ્વિચાર અને વીરતા જ તેના સાથી હોય. આવી ગૃહિણી તે આદર્શ સ્ત્રી ગણાય.

એક દૃષ્ટાન્ત લક્ષ્મીધર શેઠ

લક્ષ્મીધર કરીને એક ધનાઢ્ય શેઠ હતો તેને ઘેર એક આવું જ આદર્શ સ્ત્રીરત્ન હતું તેનું નામ કમલા હતું લક્ષ્મીધરનો સ્વભાવ પ્રથમ ખૂબ વિચિત્ર હતો, પણ ધીરે ધીરે પત્નીના પ્રસંગથી સુધરી જવા પામ્યો હતો એથી બન્ને પોતપોતાના કર્તવ્યોમાં કુશળ રહેતા, અને સદાચારી દામ્પત્યનું સુખ માણતા પોતાનો પતિ લક્ષ્મીધર જ્યારે બહારના શ્રમથી થાકીને ઘેર આવે ત્યારે પત્ની તુરત જ તેની જરૂરિયાતો વગરમાગ્યે હાજર કરે, મીઠા વચનોથી પ્રસન્ન કરે અને ચિંતા હોય તો સાન્ત્વન આપે સેવા બજાવવામાં તો એટલી નિપુણ અને તત્પર કે માત્ર ચેષ્ટા પરથી ભાવોને સમજી જાય. તેને કહેવાની ભાગ્યે જ જરૂર પડે

આ બાઈ જેટલી વ્યવહારપટુ હતી તેટલી જ ધાર્મિક હતી કુશળતા અને કાર્યપરાયણતા એ જીવનમાપક વસ્તુ છે 'જે વ્યવહારમાં શુદ્ધ હોય તે જ ધર્મમાં શુદ્ધ હોઈ શકે' એ સૂત્ર એના જીવનમાં અક્ષરશઃ ઊતર્યું હતું અને એ તો દેખીતું જ છે કે જે બાઈ ઘરમાં ફૂવડ, ક્રોધી અને કજિયાળી હોય તેણે ધર્મસ્થાનમાં જઈ વર્ષોના વર્ષો સુધી ક્રિયા કરી હોય તોય એ નિરર્થક છે

આ બાઈના જીવનમાં ધર્મ અને વ્યવહારનો સુમેળ હોવાથી એણે આખા કુટુમ્બને વશ કરી લીધું હતું, એટલું જ નહિ બલ્કે જેના જેના સહવાસમાં એ આવે તે સૌ કોઈ પ્રસન્ન જ થાય અને તેના પ્રત્યે સદ્ભાવ, પૂજ્યભાવ જાગ્યા વિના રહે જ નહિ કોઈને પણ

નારાજ કરવાનુ તેના સ્વભાવમા ન હતું અને કોઈ નારાજ થાય કે એનુ અતર તરત દુભાતું એની સુવાસ કુટુબ કે અમુક સમા જમા જ નહિ, આખા ગામમા અને આસપાસના ગામોમા ફેલાઈ હતી

આતિથ્યસન્માનમા તો તે અજોડ હતી બ્રહ્મચર્ય તરફ એને ભારે આદર હતો બન્નેની સમતિથી ગૃહસંસારના દિવસોની મર્યાદા બાધી લીધી હતી પતિ પણ સહવર્તનમા ઠીકઠીક સાથ પુરતો જો કે એનામા હાડતો સંયમ ન હતો, પણ પત્નીની ઇચ્છાને પ્રતિકૂળ ન થવા એ હમેશા કાળજી રાખતો આખરે મર્યાદિત ગૃહસંસારને પરિણામે એમને એક સુંદર પુત્રરત્નની પ્રાપ્તિ થઈ હવે એણે પોતાના પતિની સમતિ લઇ અખડ રીતે અમુક કાળની મર્યાદા લઈ બ્રહ્મચર્યની આરાધના શરૂ કરી, અને માતાને છાજતા બધા ધર્મો પુત્ર પ્રત્યે બજાવી સુસંસ્કારો રેડવા માડયા, અને સુસસ્કારો સાથે જેમ જેમ વય વધતી ગઈ તેમ તેમ શિક્ષણ આપવા માડયુ

આ રીતે આ ગૃહસ્થાશ્રમીનો ગૃહસ્થાશ્રમ ઇતર ગૃહીઓને ઈર્ષ્યા ઊપજાવતો પણ ભાવિના ગર્ભમા કઈક જુદુ જ બનવાનુ નિર્માયુ હતું એક વર્ષ પહેલા લક્ષ્મીધર બીમાર પડેલ ત્યારે કમળાએ પતિની સેવામા રાતદિનના ઉજાગરા કર્યા અતિ પરિશ્રમથી શેઠ તો સાજા થયા પણ કમળાનું શરીર ઘસાઇ ગયુ, તે છતા નિયમિત ગૃહકર્તવ્ય નભાવ્યે જ જતી હતી પોતાના કર્તવ્યમા એ હમેશા જાગ્રત હતી

તે બાઈનું કાળયોગે એકાએક શરીર લથડયુ અને બીમાર પડી તેની બીમારી દિવસે દિવસે વધતી ચાલી તેના પતિએ આ સમયે પોતાનો પતિધર્મ બજાવવામા ખામી ન રાખી ઔષધોપચાર અને સેવાચાકરી ખૂબ કરી, પણ અંતે વિધિના હાથમા વાત ગઈ દર્દ અસાધ્ય બનતું ગયુ, અને છેવટે બચવાની કોઈ પણ આશા ન રહી હવે તો તેના મૃત્યુની અતિમ પળો હતી અંતિમ અવસરે જ્યારે આ ગૃહ અને આ દેહમદિરમાથી તેનો આત્મા વિદાય થવાની તૈયારી

કરી રહ્યો હતો ત્યારે મૃત્યુશય્યામાં પડેલી એ પત્નીની પાસે તેનો પ્રાણપ્રિય પતિ બેઠો હતો.

આ અંતિમ અવસરે કમળાએ જરા હાથ લબાવી કંઈક આકાંક્ષાભર્યો ઇશારો કર્યો લક્ષ્મીધરે જાણ્યું કે એ કંઈક કહેવા માગે છે તુરત તેણે પોતાનું મોઢું નીચું નાખી તેના મુખ પાસે કાન ધર્યો.

ધીમે ધીમે તે બાઇએ આટલા શબ્દો પોતાના પતિને કહ્યા 'પ્રાણનાથ' હવે હું તો જાઉં છુ આપણો ફરી મેળાપ તો હવે કુદરતને અધીન છે મારા અપરાધ થયા હોય તો માફ કરજો મારા ગયા પછી તમે બીજી સ્ત્રી પરણશો તે પણ બનવાજોગ છે એ વિષે હું આનાકાની નથી કરતી પરંતુ (થોડો શ્વાસ લીધા પછી) તમોને આટલું જ ઉલ્લુ લેણુ કહેતી જાઉં છુ કે (પોતાના પુત્ર સામે આગળી ચીંધીને) આને સંભાળજો'

લક્ષ્મીધર જરા ખેદપૂર્વક બોલ્યો 'તને મારો હજુ આટલોય વિશ્વાસ નથી ? આવે વખતે તને એ ' એમ કહી પત્નીના મો પરનો પરસેવો હેતુપૂર્વક લૂછી નાખ્યો

સ્ત્રીએ કહ્યું, 'હું ઠીક કહું છુ અત્યારે તો એ આપનો પુત્ર છે આપનો મારાથી અપાર તેના પર સ્નેહ છે પરંતુ જ્યારે નવીના પગરણ થશે ત્યારે તે નવીનો પુત્ર જો નહિ રહે તો તમારો પણ નહિ રહે એવુ ભયકર ભાવિ સૂઝવાથી મને કહેવાનું મન થઈ ગયુ'

લક્ષ્મીધર આ વિચારોનું મૂળ શોધવામા મૂઝાયો આ વિચારો ઉદ્‌ભવવાનું એક કારણ બન્યુ હતુ

ચકલી-ચકલાની વાત

તે બાઈ સૂતી હતી તે જગ્યાએ તેના ખાટલાની ઉપર એક ચકલા-ચકલીનો માળો હતો ચકલી અને ચકલાનો ખૂબ ઊંડો સ્નેહ હતો પણ મૃત્યુ ક્યા કોઈને છોડે છે ? પતિ અને પત્ની એ

બન્નેમાથી વહેલોમોડો એકનો વિયોગ તો લખાયો હોય છે પછી જોડએ તો પતિ વહેલો જાય કે પત્ની વહેલી જાય ચકલી મૃત્યુને શરણ થઈ મરતા પહેલા બે ઇંડા મૂકી ગઈ હતી

ચકલીના મૃત્યુ પછી તુરત જ ચકલો બીજી ચકલીને શોધી લાવ્યો. પણ એ નવી ચકલી જ્યા સુધી જૂની ચકલીના ઇંડા એ માળામા હતા ત્યા સુધી આમતેમ જોયા કરે પણ એ માળાની અંદર કોઈ મેળે દાખલ ન થાય ચકલાને તો નવી ચકલીનો મોહ હતો એને તો કોઈ પણ રીતે ચકલીને પોતાની કરવી હતી, અને તેથી આખરે જ્યારે ચકલાએ એ બન્ને ઇંડાને બહાર ફેકી દીધા ત્યારે જ નવી ચકલી અ ૨ માળામા પેઠી

આ દશ્ય કમનાએ નજરે જોયુ હતું તે તેણે શેઠને કહી સભળાવ્યુ અને ફરી પોતાના પુત્ર સામે આગળી રાખી આની દશા એવી ન થાય, તેમ સૂચવ્યુ

'ભોળી રે ભોળી, દેવી' એવુ કદી બને નહીં તું એ માટે બેફિકર રહે' એમ કહી શેઠે પત્નીના હૃદય પર હાથ ફેરવ્યો, જાણે એને આશ્વાસન આપી રહ્યો હોય.

સ્ત્રીને લક્ષ્મીધરના પ્રેમની કદર નહોતી એમ નહિ, પણ એ પુરુષસ્વભાવની પારખુ હતી એ જાણતી હતી, કે પુરુષનો સ્વભાવ લાલચુ અને આવેશમય હોય છે સ્ત્રીઓના હાવભાવ આગળ તે લાલચુ સ્વભાવ આકર્ષાય છે, ઓગળી જાય છે, અને આવેશવશ થઈ પુરુષ પોતાનુ કર્તવ્યભાન ભૂલી જાય છે આ દુનિયાના ઘણાયે પુરુષોની આ ચકલા જેવી દશા હોય છે

એટલે જ લક્ષ્મીધરના હાથમા પોતાનો હાથ મૂકી એણે કહ્યુ, 'મારા દેવ' માઠુ ન લગાડશો પુત્ર પરનું મીઠુ વાત્સલ્ય મને આ શબ્દો બોલાવે છે એટલે મારા આ અન્તિમ શબ્દોને યાદ રાખજો, એમ હજી એક વાર કરીને કહું છુ પુનર્લગ્નની ઇચ્છા થાય તો બને

પુનર્લગ્ન કરજો પણ આ પુત્ર પરની મ્યાદષ્ટિ નવી આવ્યા પછી જરા સંભાળજો જોકે મારા અગજાતમા મે ખૂબ સરકારો રેડ્યા છે, જેથી એ નવી માતાને પણ મારી માફક વફાદાર રહેશે, પરંતુ માનવસ્વભાવ મનુષ્યને છોડી શકતો નથી (થોડો શ્વાસ લઈ) આવતી સ્ત્રીને આ પુત્ર પ્રત્યે 'આ મારો નથી એ જાતની ભાવના રહેવાની, અને જો તેમ જ રહે તો આ બાળક તેને આખમા કણાની માફક ખૂચ્યા કરશે હવે વધુ કહેવાની મારામા શક્તિ નથી હુ આ બાળ કને આપના કરમા સોપુ છુ' એમ કહી અતિમ શ્વાસોચ્છ્વાસ લેતો તેનો પ્રાણ ઊડી ગયો પુત્રને મૂકીને માતા પરલોક સિધાવી ગઈ

આ વખતે લક્ષ્મીધર અને એક પાડોશણ સુનક્ષણા બાઈ હાજર હતા પુત્રને એ બાઈએ સમયસર એસવી લીવો સ્ત્રીના મૃત્યુ પાછળ એક આર્ય પુરુષ જે ભાવો દર્શાવે તેવા જ ભાવો લક્ષ્મીધરે દાખવ્યા એની ઈચ્છા તે વખતે ફરીને પરણવાની જરાયે ન હતી મનથી તો એણે નિશ્ચય કરી રાખ્યો હતો કે બીજુ લગ્ન નહિ જ કરુ

પણ દિવસો વીત્યા તેમ એનામા પરિવર્તન થતુ ગયુ વિનાસ અને વૈભવના અનેરા સાધનો વચ્ચે રહેતા એ યુવાનને જેમ જેમ પ્રથમ પત્નીના વિયોગની યાદ ઓછી થવા લાગી તેમ તેમ કોઈ નવીન સહચારિણી શોધી લેવાની આકાક્ષા થવા લાગી વળી મિત્રોની-સ્નેહી જનોની પ્રેરણા વારવાર થવાથી તે ઢીલો થયો મનથી કરેલા નિશ્ચયનું બળ ધીમે ધીમે ખૂટવા લાગ્યુ, અને તેમાય સ્નેહી અને સબધીઓના મીઠા આગ્રહે સાથ પૂર્યો

## ફરીથી લગ્ન અને નવીનુ આગમન

છેવટે તે જ શહેરમા રહેતી એક કુમારિકા સાથે એનો સબધ થયો અને ફરી ગોળધાણા વહેચાયા લક્ષ્મીધરનું હૈયુ નવપ્રદેશમા વિહરવા લાગ્યુ

અહો ક્યા પુરુષની નિષ્ઠા અને ક્યા સ્ત્રીની ! માનો કે લક્ષ્મી

ઘર જ વહેતો જાત તો? આખી જિંદગી સુધી એ પત્ની અખંડ વૈધવ્ય પાળત જ ને?

ધામધૂમથી એ કુમારિકા સ્નેહલતા સાથે લગ્ન થયું એ બાઈ બહુ જ રૂપાળી હતી, પણ રૂપ બહારનું હતું, અંદરનું નહિ માત્ર બહારથી રૂપાળા માણસો હોય છે તે બહારનો ઠઠેરો કરવામા અને શણગાર સજવામા કાળ પસાર કરે છે, અને હોય તેના કરતા વધારે સુંદર દેખાવા પ્રયત્ન કરે છે

લક્ષ્મીધરના તો પુનર્લગ્ન થયા હતા, પણ આને તો પહેલો જ પહોર હતો એ બાઈનો ઘણોખરો સમય આરસી, દાતિયો, ત્વન્ડર અને પાવડરની પાછળ જ વીતી જાય. ગૃહસ્થાશ્રમ શું, પતિ અને પત્નીના કર્તવ્યો શા, પોતાની ફરજ શી, એ બધુ વિચારવાની આ નવીને જરા પણ ફુરસદ ન હતી, એની માએ પણ એવુ શીખવવા શ્રમ નહોતો લીધો, અને લક્ષ્મીધર પણ એવુ જોવા ન થોભ્યો કારણ કે પહેલાના લક્ષ્મીધરમા અને આજના લક્ષ્મીધરમા ઘણુ અતર પડી ગયુ હતુ

નવીએ જ્યારથી પગરણ માડયા ત્યારથી જ શેર વ્યવસ્થા, સ્વચ્છતા, સાફાઈ, નિયમિતતા પરવારી ગયા, અને વિલાસીના ઘરમાંનો બધોય ડોળડમાક આ ઘરમા ધીમે ધીમે પેસવા લાગ્યો પ્રથમના આતિથ્યસન્માન પણ ગયા નવી ઉપરથી જેટલી રૂપાળી હતી એટલી જ મિથ્યાભિમાની અને કિન્નાખોર સ્વભાવની હતી પણ લક્ષ્મીધર તો રૂપમા પાગલ બન્યો હતો હવે પેઢી ઉપર પણ એની જાઆવ ઓછી થઈ ગઈ હતી મોટે ભાગે ઘેર જ હોય

જનીનો પુત્ર ઇંદુ તો દિવસે દિવસે મોટો થયો નિશાળેથી ઘેર આવે અને વાચ્યા કરે પણ આ પિતા પુત્રને બોલાવે, અભ્યાસ સંબધી પૂછે, અને તેની સભાળ માટે વખત કાઢે, તેથી નવીના રંગમા ભંગ પડવા લાગ્યો. આથી એ છોકરો તેને ખૂચવા લાગ્યો, અને દ્વેષનો તણખો નવીના હૈયામા પડીને વધવા લાગ્યો.

પતિો પુત્ર એ મારો પુત્ર એ સિદ્ધાતનુ એને ભાન હોત તો ? કેવુ સુંદર ' પણ વિકાર અને વાત્સલ્ય બન્નેનો મેળ ક્યાથી હોય ? સ્વાર્થ મુગ્ધતામા નિ સ્વાર્થ ભાવ ક્યાથી જન્મે ? અને જ્યા આ સ્થિતિ હોય ત્યા બીજુ પરિણામ શુ આવે ?

પ્રસગે પ્રસગે વગરવાકે નવી પુત્ર પર ચિડાયા કરે અને શાળાએ જવાનો સમય થાય તો પણ ખાવાપીવાનું બરાબર ન સાચવે ધીમે ધીમે એણે પુત્રને દુ ખ દેવાનું પણ શરૂ કરી દીધુ, અને બીજી તરફ પોતાના પતિ પાસે રાવ કરવા માડી

નમાયા બાળકની કેવી બૂરી દશા ! એને નવી ભૂલ થઈ હોય તેને ભયકર સ્વરૂપ આપી કકાસ કર્યો કરે, કોઈ વસ્તુ તેને હાથે ઢોળાય કે ફૂટી જાય ત્યારે જાણે કે રણચડી રણે ચડી ન હોય, તેમ છોરાને ધમકાવે, ગાળો આપે, માર મારે, અને તે પણ જાણે ઓછુ રહેતુ હોય ને, એટને પોતાના ધણી પાસે રોજ રોજ તેની ફરિયાદ કર્યા કરે, અને કહે ' મારાથી આ તોડફોડ, અને તોફાન, અને આ કકળાટ સહન થતો નથી તમારો પુત્ર એ તો જાણે રાજકુમાર તેને કોઈ દિવસ તમારે તો કાઈ કહેવુ જ નહિ, ખૂબ મોએ ચગાવી દીધો છે હું તો કહી કહીને થાકી એ શાહજાદો મારુ તો સાભળે જ શાનો ? હું તો જાણે એને દુશ્મન જેવી લાગુ ' આવી આવી વાતો કહીને હમેશા પતિના કાનમા ઝેર રેડ્યા કરે

પતિરાજ પ્રથમ તો નવીની વાત પર વધુ લક્ષ ન આપતા, પણ તે તો નવીમા મુગ્ધ બન્યા હતા, તેથી ધીમે ધીમે નવીની આ વાતની અસર થવા લાગી એ અસરને લઈને પુત્ર પરનુ વાત્સલ્ય અને સ્નેહ ઓસરતા ગયા જેમ પ્રેમનો પડઘો પડે છે, તેમ ક્રોધનો પણ પડે છે હમેશનો નવીનો કકળાટ, હમેશની ફરિયાદ આથી કરીને પુત્ર પ્રત્યે તેને હવે તો કોઈ કોઈ વખત ચીડ આવવા લાગી, અને તે પોતે પણ ધમકાવવા લાગ્યો પતિને આટલી અસર થયા

પછી નવીને બરાબર મોકો મળતો ગયો કઈ રીતે આ સાલને કાબુ એ જ વિચારો હવે એના મનમા ઘોળાવા લાગ્યા

છોકરાને કાઢી મૂક્યો

એકદા તેનો પતિ થાકી પાકીને બહારથી આવેલો, ત્યારે નવીએ તો છોકરાની એક નાની ભૂલને ભયકર સ્વરૂપ આપી જબરી ધમાલ મચાવી મૂકી હતી, અને જેવો તેનો પતિ આવ્યો કે તુરત જ મીઠુ મરચુ ભભરાવીને આડીઅવળી કઇક વાતો કરી લક્ષ્મીધર બિચારો થાકીપાકીને બહારથી આવેલો, ખૂબ ભૂખ લાગેલી અને મગજ જરા ગરમ થઈ ગયેલુ તેવે વખતે જ તે તાપને શાન્ત કરવાને બદલે ધૂણી ધખાવી મૂકી

'આગથી હવે તમારા કુવરનુ પૂરુ નહિ પડે જાણે મારી તો કીમત જ નહિ મોઢે આમ ચડાવાતો હશે'' વગેરે પ્રવચન શરૂ કર્યું

કોઈ દિવસ નહિ આવેલો એવો લક્ષ્મીધરને ક્રોધ વ્યાપ્યો અને છોકરા ઉપર ખૂબ જ ગુસ્સે થયો. આવેશમા ને આવેશમા એક ભારે હાથની એણે ધક્કડ લગાવી છોકરો કઇક બોલવાનો પ્રયત્ન કરે તેટલામા જ તેને હાથે ઝાલી બહાર ખેચ્યો, અને 'ભાગી જા અહીંથી, કજિયાળા, મને મોઢુ ન બનાવીશ'' આવા આવા કઠોર વચનો કહી તેને બહાર કાઢ્યો અને બારણુ બધ કર્યું છેટે ઊભી રહીને તીરછી આખે જોતી નવીના દિલમા હા શ ના ઉદ્દ્ગાર નીકળ્યા આ દશ્યથી એને ભારે ઠડક વળી, અને તે તો પોતાના પતિદેવને રીઝવવાની સામગ્રીમા પરોવાઈ ગઇ ગરમાગરમ મસાલેદાર દૂધ પતિદેવ પાસે ધરી દીધુ અને મહાપતિવ્રતાની જેમ પવન ઢોળતી શેઠની ગાદીની બાજુમા ઊભી રહી ગઈ

છોકરો બહાર ભૂખે ટળવળતો હતો ચોમાસાના દિવસો હતા.

માથે વરસાદ વરસતો હતો વરડા નીચે આવવાની પિતાની આજ્ઞા નહોતી રસોડાના પાછળના મકાનની તરફમા મો નાખી એ નવીને વિનવતો હતો 'મા, હવે હુ ફરીથી એવુ નહિ કરુ'

નવી અને લક્ષ્મીધર વિનોદમા પડ્યા હતા

છોકરો લાગણીપ્રધાન હતો આ વખતે એને પોતાની માતા સાભરી આવી અને 'મા, મા' કહેતો એ ડુસકે ડુસકે રડવા લાગ્યો. કેવુ હૃદયદ્રાવક રુદન! લોકવાયકા એમ બોલે છે, 'લાખોના પાળનારા પિતા જાય તો ભલે, પણ દળણાની દળનાર મા ન જજો'

આ વેળાએ અચાનક પાડોશમા રહેતી તેની ધાવમાતા સુન ક્ષણાની દૃષ્ટિ પડી અને તુરત જ તે દોડી આવી તેણે છોકરાને છાતી સરસો ચાપીને મો પર હાથ ફેરવી આસુ લુછ્યા

અહા, જ્યારે વિશ્વપ્રલય સમયે દાહ સહુને દઝાડે છે, ત્યારે માતૃહૃદયનું માધુર્ય પ્રેમથી નીતરે છે ક્યા નવી માની દૃષ્ટિ અને ક્યા પાડોશણની દૃષ્ટિ! બને માતૃહૃદય હતા, પણ

સુનક્ષણાએ પોતાના ઘરમા લઇ જઇ, 'ખાઈ લે, બેટા!' કહી વાસા પર હાથ ફેરવી ખવડાવવા માડ્યુ છોકરાને ક્ષણભર તો લાગ્યુ કે આ મારી સગી મા જ સ્વર્ગમાથી આવી છે છોકરાનું ભરાયેલુ હૃદય ખાલી થયુ

સુનક્ષણાએ ખૂબ હિંમત આપી અને કહ્યુ 'બેટા! તુ ચિંતા ન કરીશ'

'પણ બાપાજી મારશે તો? બાપાજીએ મને અહીંથી ચાલી જવાનુ કહ્યુ છે'

સુનક્ષણાને બાળકનું નિખાલસ દિલ જોઈ તેની મરનાર માના ગુણો સાભર્યા, અને પેલી ચકલાચકલીની વાત યાદ આવી ગઈ તેથી તે બોલી, 'ભાઈ, જો તારી માએ મરતી વેળાએ પેલી ચકલીચકલાની વાત તારા બાપાને કહી હતી તે તને યાદ છે?'

'હા, હા'

'ત્યારે એ વાતને બારણાથી છેટા ઊભો રહીને તારા બાપા સાભળે તેમ કહે જા!'

બાપાના ક્રોધનો અગ્નિ હવે તો ઠડો પડયો હતો હવે બારણા ખુલ્ના થઇ ગયા હતા

છોકરો બારણા આગળ આવીને કહેવા લાગ્યો,'બાપુ' આપે ઘરમા પેસવાની ના કહી છે, એ હુકમનો હુ અનાદર નથી કરતો પરતુ આપ સાભળો તો મારે એક વાત કહેવાની છે ટૂકમા જ તે કહીને હુ, અને જે કઇ માર્ગ પ્રભુ સુઝાડશે તે પકડી લઇશ'

'બોલ, શુ કહેવુ છે?'

'બાપુજી! પેલા ચકલા અને ચકલીની વાત યાદ છે ને?'

છોકરાના આ શબ્દો કાને પડતા જ તે ચમકયો ચકલા—ચકલીની વાત અને તે વાતની સાથે જ પોતાની જૂની ધર્મપત્ની સાભરી અને સાથે જ એનો પ્રેમ, એની નિર્દોષતા, એની સાદાઇ અને સતોષ, એની મરતા સમયની ભલામણ અને પોતાનુ આપેલ વચન એ બધુ એક પછી એક યાદ આવતું ગયુ

આ બાજુ નવીના સ્વભાવમા જડાયેલા ઝઘડા, કકાસ, કૂથલી, નિંદા વગેરે દુર્ગુણ અને બીજી તરફ સ્નેહ, સૌજન્ય, નિખાલસતા, એવા એવા જૂનીની સદ્ગુણો નજર સામે તરવરવા લાગ્યા તેની વિવેકબુદ્ધિ જાગ્રત થઈ ગઇ અને તુલના કરવા લાગી

જેમ જેમ તુલના કરતો ગયો તેમ તેમ તેને જૂની અને નવી વચ્ચેનું અતર સમજાતુ ગયુ અતિમ અવસરનો જૂનીનો દેખાવ અને પોતાનું ત્યારનું નિશ્ચયબળ ફરીને યાદ આવ્યુ અને દીવા જેવી ભૂલ દેખાઈ હૃદય ભરાઇ આવ્યુ નયનો અશ્રુભીના થયા એકદમ

એવો થઇ પુત્ર પાસે જઈ તેને વળગી પડયો ભારે પરનાવો થવા લાગ્યો. પુત્ર પર સ્નેહની ઊર્મિઓ આવવા લાગી

છોકરો તો એટલુ જ કહીને પોતાની રસ્તો પકડતો હતો, પણ હવે લક્ષ્મીધર શાનો જવા દે ? હેતભર્યો હૈયે એણે છોકરાને ગોદમા લીધો અત્યત વહાલ કર્યું ફરીને આવુ નહિ કરુ એમ વદાનભર્યો વચનો કહ્યા અને અ ર લાવ્યો

પિશાચ ટળી હવે તે પિતા બન્યો હતો

બાળકની નિર્દોષતા અને પોતાના અવિચાર તરફ લક્ષ જતા એની આંખોમાથી બેચાર આસુ ટપકી પડયા

તેણે નવીની પાસે આવીને કહ્યુ, 'નવી' આ છોકરો મારા ઘરમા ગમે તેટલુ નુકસાન કરે, છતા તેને આજથી એક અક્ષર પણ ન કહેવો તને એ ન પોસાય તો તારે પિયર ચાલી જા

લક્ષ્મીધર છોકરાને ભોજન કરાવી તુરત જ પોતાની મેડી પર ચઢી ગયો. નવી તો આ બધુ અચાનક થયેલ પરિવર્તન જોઈને અને લક્ષ્મીધરના વચન સાભળી ડઘાઈ ગઈ તેને ખૂબ જ નવાઈ લાગી લક્ષ્મીધરની આખ ફરેલ દેખીને નવી ચૂપ થઇ ગઈ

આ તરફ લક્ષ્મીધર ધીરે ધીરે સીડી પર ચઢવા ગયો તેમ તેમ એની વિચારની સીડીઓ પણ આગળ ને આગળ ચઢ્યે જતી હતી લક્ષ્મીધર ખ્યાતો બધ થયો એટલે છોકરા સામે તિરસ્કારની એક દૃષ્ટિ ફેકી નવી દીવાનખાનામા ચાલી ગઇ

## દુખિયારુ દપતી

મ થનવેળાએ મળેલુ નીરવ એકાત મારાળુ મિત્રની ગરજ સારે છે લક્ષ્મીધર મ થનમા એકાગ્ર હતો, તે જ વેળાએ વરસાદથી ભીંજાઈને આવેલુ એક દુ ખી પતિપત્નીનુ જોડુ પોતાનો ઉપરના ભીંજાયેલા કપડા સૂકવવા અને શ્રમથી થાકી ગયેલ હોઇ આરામ

એમ કહેતા તે ડીમકવા લાગ્યો લક્ષ્મીધરની આખે એમા પૂરેપૂરી સહાનુભૂતિ દેખાડી

'નાથ! નાથ!' આપ આ શુ બોલો છો? જવાની ઇચ્છા હોત તો આપણે શ્રીપુર છોડયુ ત્યારે તમે મને જવાનો આગ્રહ ઘણો કર્યો હતો પણ એ બને જ નહિ 'પત્ની એ તો પતિનું અર્ધાંગ છે' એ શુ માત્ર બોલવાની જ વાત છે? પ્યારા! આપ મને છાયા ગણો- પદાર્થથી છાયા છૂટી કેમ પડે? સારામા સારે વખતે આપે મને સાથે રાખી દામ્પત્યસુખ આપ્યુ છે હું એ બધુ ભૂલી નથી મારા વહાલા, સુખ અને દુ ખ એ તો વાદળના રગો છે વીરોને વળી દુ ખ શા? કૃપા કરી બીજુ બધુ કહેજો, પણ વિખૂટા પડવાનુ ન કહેતા આવા દુ ખના દિવસો શુ હ મેશ રહેવાના છે? મારી ફરજ બજાવતા હું મરી તો મારી સદ્દગતિ થશે, મારા હૃદયેશ્વર!''

અહો! કેવી નપત્યપરાયણતા! **स्त्रिय परीक्षा तु निधने पुंसि** એ ખરેખર સાચુ જ છે સ્ત્રીની પરીક્ષા તો આવા વખતે જ થાય સાચી સ્ત્રી વખત આવ્યે ધણીને દુ ખમા રખડતો મૂકી પિયર ન ચાલી જાય તે તો પતિને સુખે સુખી ને પતિના દુ ખે દુ ખી- ખાનદાન અને ઊચા કુળનુ માપ રૂપ નથી પણ સદ્દગુણ છે

'પ્રભુ!' મારાથી બને છે તે સેવા કરું છુ ને કરીશ અને એમા મોજ છે આપના સુખે સુખી અને આપના દુ ખે દુ ખી બની છાયાની માફક આપની સાથે જ રહીશ, અને આપની સાથે જ જીવીશ કે મરીશ.'

દેવીના એકેએક વચન લક્ષ્મીધરને મધુર સ્વર્ગસૃષ્ટિ તરફ પ્રેરી જતા હતા વાકયે વાકયે કમળા સાભરી આવતી હતી કમળા જેવી જ મધુરતા, પતિપરાયણતા. કમળાને સાદશ જોઇ એના હૃદયમા આ દપતી પ્રત્યે સહાનુભૂતિ સાથે જ સ્નેહ અને સેવાના ભાવો જાગ્યા

'મીઠું દેયુ વડે જ્યારે, પર ખાગી શકે ન કે'

દેવાની ઓળખાણ બધી ઓળખાણોની શિરોમણિ છે હાર્દિક સદ્દભાવ સ્થૂળ ખોખાને નથી જોતો, એ તો અંતરની આત્મીયતામા રાચે છે

લક્ષ્મીધર તુરત જ નીચે ઊતર્યો ખૂબ આગ્રહપૂર્વક એ પતીને પોતે પોતાના ઘરમા લાવ્યો ગરમ પાણી કરી નવડાવ્યા બા. નવા અને ચોખ્ખા વસ્ત્રો પોતાની પેટીમાથી કાઢી આપ્યા સન્માન કરી બપોરનું ભોજન લીધા પછી એકાંતમા તે દંપતીને લઇ જઈ તેમનું વૃત્તાંત જણાવવા આગ્રહ કર્યો લક્ષ્મીધર સમજતો હતો કે કોઇ દુર્ભાગ્યવશાત્ આ કોઇ ખાન ાન પતિપત્ની અહીં આવી ચડયા છે

લક્ષ્મીધરના આગ્રહથી પુરુષે પોતાના વીતકની વાત શરૂ કરી.

'શેઠ' મારુ નામ શ્રીધર ? શ્રીપુર અમારુ નિવાસસ્થાન'

'હે ' તમે પોતે જ શ્રીધર શેઠ ?'

'જી, હા'

'તમારા નામને તો હું સારી રીતે જાણુ છુ કહો, કહો ! ' શેઠે આગ્રહ કર્યો

'ત્યાના વિજયસેન નૃપતિ સાથે મારો ઘણો સુમેળ હતો, એટલે તે નગરમા રાહત આપવાના કે સેવાના કાર્યોમા મારી સલાહ મહારાજા માન્ય કરતા. મહારાજા ઘણાખરા સત્કાર્યો મારી મારફત જ કરાવતા હતા એ વાત બુદ્ધિવન નામના દીવાનને રુચતી ન હતી પણ નૃપતિનો મારામા પૂર્ણ વિશ્વાસ, મારા પ્રત્યે પ્રેમ, એટલે દીવાનનુ કશુ ચાલતુ નહિ હું પણ દીવાનના અણગમા તરફ લક્ષ આપતો નહિ અને મારાથી બને તેટલા પરોપકારના, સેવાના, બનામજોના કાર્યો કર્યે જતો હતો, તેમ તેમ દીવાન મારા પર વેરભાવ રાખ્યે જતો હતો પણ એક સરખા દિવસ સુખના કોઇના જતા નથી એ નિયમ મુજબ મારુ પણ એવુ જ બન્યુ એક વખતે મહારાજા

બીમાર પડ્યા અને છેવટે કાળધર્મ પામ્યા તેમની પછી ગાદીએ યુવરાજ જયકુમાર આવ્યા જયકુમાર અને દીવાનને સારો મેળ હતો. યુવરાજના કાનમા દીવાન હમેશા મારી વિરુદ્ધ ઝેર રેડતો હતો. એવામા જયકુમાર ગાદીનશીન થયા તેમને નજરાણું કરવાનો વખત આવ્યો. મે કીમતી હીરામાણેકના નંગનુ એક પડીકુ વાળ્યુ અને ઘરની ઓરડમા ગાદી નીચે એ પડીકુ મૂકી હુ જમવા ગયો.

'ભોજન કરીને જોઉ તો વખત થઇ ગયો હતો, એટલે ઉતાવળે ઉતાવળે કપડા પહેરી ગાદી નીચેનું પડીકુ લઇને ગજદરબારમા ગયો ત્યા નજરાણાનો વિધિ ચાલતો હતો દીવાન તેની નોધ કરતો હતો મારો વારો આવ્યો મે પડીકુ નૃપના ચરણમા ધર્યું, તેને દીવાને ખોલ્યુ નરત જ લાલ પીળો થઇ તેણે તે મહારાજાને બતાવ્યુ અને કાનમા કાઇક કીધુ મહારાજા પણ ક્રોધાયમાન થઈ, મને કાઇ પણ પૂછ્યા કર્યા સિવાય, જાણે મે મહાન અપરાધ કર્યો હોય તેમ એકદમ મારા ઘરને કડિયુ કરી દેશનીકાલનો હુકમ છોડચો દીવાનનો પાસો બરાબર પડ્યો મને ભાર આઘાત થયો વજ્રપાત થયો હોય તેમ હુ કપી ઊઠયો આશ્ચર્ય થયુ કે મારા પડીકાથી મહારાજ પ્રસન્ન થવા જોઇએ તેને બ ધે આવો કોપ શા માટે?

'પ્રથમ તો કશી સમજ ન પડી હું ગભરાઇ ગયો વાતચીતનો કે પૂછવાનો વખત જ દીવાને ન આવવા દીધો ઘરના અને દુકાનના માણસોને બહાર કાઢ્યા ઘરમા તથા દુકાનો ઉપર તાળા લાગી ગયા અને મારી પત્ની સુલોચનાને બહાર નીકળવા હુકમ થયો

'આ અચાનક ફરમાનથી સુલોચના ડઘાઇ ગઈ એટલુ જ નહિ પણ અમને કોઇએ મદદ ન કરવી, સહાય પણ ન આપવી, એવુ રાજાએ કડક ફરમાન કાઢ્યુ કોઇ પણ જાતની સહાય આપનાર ગુનેગાર ગણાશે શુ થઈ ગયુ તે ન સમજાયુ સંશયયુક્ત, ગભરાયેલા મને અમો બન્ને પહેરેલે કપડે નગર બહાર નીકળ્યા

'નગરનો મોટો ભાગ મને ચાહનારો હતો. મારી આફતથી નગરમા સનસનાટી ફેલાઈ ગઈ ઘણાના દિલ કકળી ઊઠ્યા પણ રાજ્યના સખત હુકમને લીધે મારી તરફેણ કરવાની કોઈની હિમ્મત ચાલી નહિ

'અમે થોડે દૂર ગયા ત્યા રાજ્યના એક મારા સ્નેહી જને મને ખબર આપ્યા કે શેઠ, પડીકામા વાળ નાખી નજરાણુ કરવાની તમને કુમતિ કેમ સૂઝી ? એ સાભળતા હું ચમકયો અને આશ્ચર્ય પામ્યો, કે વાળ કેવા ' મે તો પડીકામા ઉત્તમ ઝવેરાત મૂકેલ હતુ 'શેઠશ્રી ' તમારી ભૂલે તે પ્રકારે ગફલત થઈ હોય, પણ પડીકામા વાળ હતા એ મે નજરે જોયા હતા,' એટલુ જણાવી તે માણસ તો ગયો. અમે પતિપત્ની બન્ને જણ એક વૃક્ષ નીચે બેસી વિચારમા પડ્યા કે આ શુ થયુ ? ઝવેરાત નાખેલ તેના વાળ કેમ બને ? તેવામા મારી પત્નીએ પૂછ્યુ કે તમે પડીકુ વાળ્યા પછી અને આપવા પહેલા ઉઘાડીને જોયુ હતુ ? મે ના પાડી ત્યારે કહે, કે તમે જે રગના કાગળમા ઝવેરાત મૂક્યુઁ હતુ તેજ રગના બીજા કાગળના ટુકડામા મે માથુ ઓળીને પડેલ વાળનુ પડીકુ વાળીને પછી નાખી દઈશ એમ ધારી એ જ ઓરડાની ગાદી નીચે મૂકયુ હતુ બસ, એ સાભળતા હું નૃપના કોપનું અનાયાસ કારણ પામી ગયો, અને મનમા બરાબર સમજ્યો કે મારા નસીબે મને ભુલાવ્યો, કારણ કે ઝવેરાતના પડીકાને બદલે ભૂલથી ઉતાવળા ઉતાવળા સરખા રગવાળા કાગળનું વાળનાનુ પડીકુ લઈને નજરાણામા ધર્યુ મને ભવિષ્યે ભારે ભૂલ ખવડાવી, અને દીવાનને તો મારુ અનિષ્ટ કરવાનુ નિમિત્ત જોઈતું જ હતુ ખરેખર 'વખત પલટાય છે ત્યારે બધુ પલટાઈ જાયે છે' એ નિયમ મુજબ મારુ બન્યુ

'ત્યારબાદ મારી પત્નીને મારી સાથે ક્યા રઝળાવુ એ વિચારથી મે મારી પત્નીને તેના પિયર જવાનુ ઘણુ સમજાવ્યુ, પણ એ તો એકની બે ન જ થઈ, અને અમે અસહાય બીચારા બન્ને જણ ચાલી નીકળ્યા શેઠજી, એ વખતની મારી સ્થિતિ વર્ણવુ તો એક કિતાબ ભરાય.

'રસ્તામા અનેક કષ્ટો, અનેક આપત્તિઓ, ન અનુભવેલા અનુભવો' મેળવતા' મેળવતા અનેક સ્થળોમા ભ્રમણ કરતા કરતા ચીથરે હાલ બનેલાં બે વર્ષે અમે આ સ્થળે આવ્યા અને અચાનક તમારી નજરે ચડયા શેઠજી ! આજે અમોને સન્માનપૂર્વક સુખાનુભવ થયો તેવો બે વર્ષના ગાળામા કયાય નથી સાંપડયો માર્ગમા મારી સ્ત્રીએ અનેક કષ્ટો વેઠીને મારી જે સેવા કરી છે અને તે ઉપરાત દિલાસાજોગ જે હિમ્મત આપી છે, તે તો વર્ણવી શકુ તેમ નથી.' એટલે કહેતા શ્રીધરનો કઠ ગદગદિત થઈ ગયો

લક્ષ્મીધર કહે, 'હવે ખેદ ન કરો, ભાવિ કોઇ મિથ્યા કરી શકતું નથી બધુ સારુ થશે તમે મારે ત્યા કોઇ પણ જાતના સંકોચ વિના તમારુ પોતાનુ જ ઘર છે તેમ સમજીને રહો હું મારાથી બનતું કરીશ '

નકીને બધી બનામણ કરીને લક્ષ્મીધર શેઠ શ્રીપુર ગયા તપાસ કરતા ખબર મળ્યા કે પ્રધાન શુદ્ધિધનનું અચાનક મરણ થયુ છે, અને તેની જગ્યાએ સુબુદ્ધિ પ્રધાન આવેલ છે એ ઘણો ભલો અને લાયક છે વળી, એ શ્રીધર શેઠની સજ્જનતાને જાણનાર છે, એવુ સાભળી તેને વધુ હિમત આવી. એટલે પોતે પ્રધાનને જઇ મળ્યા, અને ઉપરની બધી હકીકત જણાવી કરેલ નજરાણાનુ પડીકુ મગાવ્યુ છે, તે બનાવટીને ખાતરી કરાવવા માટે મહારાજાને કહીને તે શ્રીધર શેઠનું ઘર ઉઘડાવી ભાગી નીચેનુ પડીકુ બતાવ્યુ પડીકામા ઝવેરાત જોઇને મહારાજાને ખાતરી થઇ દીવાનની શિખવણીથી દોરવાઇને શેઠને પૂછપરછ કર્યા વિના કરેલ ભારે શિક્ષા માટે પોતાને ખેદ થયો

જયદેવ નૃપના વિચારોનુ પરિવર્તન થયુ અને ઘણુ જ સન્માન પૂર્વક શેઠને પોતાના રાજ્યમા બોલાવવા પ્રબધ કર્યો, અને એ દપતીને આદરપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો પછી સભાના રૂપમા હજારો મનુષ્યો વચ્ચે નૃપતિએ પડીકાનો બની ગયેલ કિસ્સો અને તેને અંગે કરેલ

કડક હિસાબનો ભેદ સભામાં જણાવ્યો. ત્યાર પછી શેઠને સરપાવ સાથે ઘર વગેરે સર્વ વસ્તુઓ સુપ્રત કરી અને વધુમાં તેમના વધારી શકાય એટલા માનમરતબો વધાર્યા ને પોતાના અવિચાર માટે ક્ષમા માગી.

લક્ષ્મીધર અને શ્રીધર શેઠ બન્ને સમાન ધંધાદારી હતા, એટલે બન્ને વચ્ચે ગાઢ મૈત્રી થઈ વળી શ્રીધરના બાપ્યો રવાજે ખોલવામાં લક્ષ્મીધર શેઠ નિમિત્ત બન્યા, એમણે ખૂબ જહેમત ઉઠાવી, સજ્જનતા દાખવી, તેથી શ્રીધર શેઠ લક્ષ્મીધર શેઠના જીવનપર્યંતના ઋણી બન્યા.

વિશેષમાં તો લક્ષ્મીધર શેઠના ઘરે શ્રીધર શેઠ અને સુલોચના બહેન આવાઢિયું રોકાયા તેમાં સુલોચનાનો વિનય, નમ્રતા, પરિચર્યા, વાણીની મધુરતા અને એના સદ્વર્તનનો લાભ નવીને ઠીકઠીક મળ્યો. એ દંપતીની જાહોજલાલીમાંથી નૃપતિના કોપે થયેલી બેહાલ સ્થિતિ અને એ સ્થિતિમાં પણ સુપત્નીએ પોતાના પતિની બજાવેલી સેવાની બીના સાંભળી તેને સુલોચના પ્રત્યે ભારે માન થયું. ઉપરાંત પોતાની ભૂલો તે જોઈ શકી અને થોડા સહવાસથી પણ નવીના જીવનમાં ભારે સુધારો થયો.

ખાનદાની કે અમીરાત, સજ્જનતા કે સચ્ચારિતાની પરીક્ષા આવા પ્રસંગે જ પડે છે. આ આખી ઘટનામાં સુલોચનાની અપૂર્વ પતિભક્તિ અને ક્ષમતાની સચ્ચારિતા આદરણીય છે. છેવટે શ્રીધર શેઠનું બધું થાળે પડી ગયું એટલે તેમની રજા લઈને લક્ષ્મીધર પોતાને વતન ગયા.

એ કહેવાની હવે ભાગ્યે જ જરૂર હોય કે લક્ષ્મીધર હવે સ્નેહલતાના મોહમાં મૂંઝાયો નહિ અને પુત્ર પર અપાર પ્રેમ વર્ષાવવા લાગ્યો. વિકાર કરતાં વાત્સલ્યની મધુરતા વધુ છે, એનું એને બરાબર ભાન થયું. સ્નેહલતાને પણ સુલોચનાના સહવાસથી ઘણી ઊંડી અસર

ચાર જ વર્ણ હતા, અને તેઓની વચ્ચે ભારે સંગીન સંગઠન હતું એ સંગીન સંગઠનને લીધે સહજ ગુણો પ્રમાણે કામો વહેંચાઇ જવાથી સમય અને શક્તિનો બચાવ થયો અને સંસ્કૃતિ તથા શાન્તિમાં વધારો થયો આનો ઉલ્લેખ મહાભારત અને ગીતાજીમા છે, અને એક અંગીના ચાર અંગ તરીકે ગણાવી સંગઠનની મહત્તા જણાવી છે

એ દુર્ભાગ્યની વાત છે કે જાતિ, ધર્મ, પ્રાન્ત, કે દેશનું ઓઠું લઇ માનવીએ પોતપોતાનામા જ ભાગના પાડીને દીવાલો ખડી કરી છે એટલે આ પ્રસંગે સમાજધર્મ પર કહેવા માટે હું મહત્ત્વના અંગરૂપ સંગઠનનો વિષય ચર્ચીશ, કારણકે સંગઠન જ સમાજજીવનનો આત્મા છે ખરી રીતે તો સામાજિક કર્તવ્ય એટલે જ સંગઠનની હિમાયત.

## સંગઠનનો સાર્વભૌમ નિયમ

વિશ્વરચના ઉપર દૃષ્ટિ ફેંકશો તો તમને જણાશે કે આખું વિશ્વ એ સંગઠનનું સાક્ષાત્ મૂર્તરૂપ છે સંગઠન વિના વસ્તુનું અસ્તિત્વ ટકી શકતું નથી જડ કે ચેતન પદાર્થ સંગઠનની શક્તિના આધારે પોતાનો પ્રકાશ ફેલાવી શકે છે

આ ચશ્માનું ઘરું જ લ્યો તે પણ સૂક્ષ્મ પરમાણુની સંગઠન-શક્તિને લીધે જ દશ્ય પદાર્થરૂપ બનેલુ છે નાનામા નાનું પરમાણુ પણ સંગઠનશક્તિના બળે અમદ્ભુત કામ કરતું દેખાય છે મકાન કે આપણા શરીરની રચના જુઓ તો જણાશે કે એ સંગઠનનું સાક્ષાત્ ફળ છે સંગઠિત થઇ સજાતીય પદાર્થોને આકર્ષવા એ પદાર્થમાત્રનો સ્વભાવ છે

અરિયામા માર્ઇલોના માઇલો સુધી લોહચુંબકની ખાણો છે આ ખાણોમા કોઇએ લોહચુંબકને દાટી દાબીને ભર્યાં નથી પણ લોખંડ, પથ્થર, સોનુ, રૂપુ, આદિ જડ પદાર્થોમા એ સ્વાભાવિક ગુણ છે કે તે એકબીજાના આકર્ષણને લીધે સજાતીય તત્ત્વને પોતા તરફ ખેંચે છે અને તદ્રૂપ બની જાય છે આ જડ સંગઠનના પ્રત્યક્ષ દૃષ્ટાન્તો છે

**ચેતનવતી માનનતા માટે**

જડ પદાર્થો પણ સજાતીય પદાર્થોની સાથે સંગઠિત થઈ એકરૂપ બની જાય છે તો વિવેકબુદ્ધિને ધારણ કરનાર માનવી જો સંગઠનબળ ન કેળવે અને સ્વજાતીયતાને જીવનમા ન ઉતારે તો માનવ પોતાના મનની શક્તિનો કેટલો દુરુપયોગ કરે છે, એ સહેજે કલ્પી શકાય છે વિવેકબુદ્ધિનો જો મનુષ્ય સદુપયોગ કર તો તે એક-માથી એકવીસ વ્યક્તિઓનુ બળ પોતામા પ્રગટાવી શકે છે

આ સમાજને એક અખડ અને અવિભક્ત બનાવી જનકલ્યાણ સાધવાથી માનવતાનો વિકાસ અને વિજય છે માનવી માનવી શરીરે, વર્ણે કે ગુણે ભલે જુદો હોય, પણ હાર્દિક બધુતાની ગાંઠે એ બધાએવો હોવો જોઈએ જેમ સાકળના અકોડા છૂટાછવાયા હોવા છતા પરસ્પર એવા બધાયેલા, જોડાયેલા રહેલા છે કે જેથી એ અકોડાની સાકળ મદોન્મત્ત હાથીના અમાપ બળને પણ પોતાના કબજે કરી શકે છે!

એંજિનમા એકઠી થયેલી વરાળના ધક્કાથી હજારો ટન ભાર ખેચાઈ જાય છે જડ પદાર્થોની સગઠિત શક્તિ પણ કેટલી બળ વાન હોય છે, એનો ઉપરના દૃષ્ટાન્તથી આપણને સહેજ ખ્યાલ આવી શકે છે

ભિન્નતામા સર્વનાશ છે, એકતામા સર્વસ્વ છે એક અંકોડો જેમ બીજા અકોડાથી છૂટો પડી જાય તો એનુ બળ એકમમા આવી રહે છે, તેમ એક વ્યક્તિ સમાજની હદથી પૃથક્ થઈ જાય તો તેનુ બળ તેટલુ જ ઘટી જાય છે જોકે સમાજ એ કાઈ જુદી વસ્તુ નથી પણ જેમ ૧ અને ૧ છૂટા રહે ત્યા લગી ૧ અને ૧ બે થાય છે પણ સાથે મળે ત્યારે (૧૧) અગિયાર થાય, તેમ વ્યક્તિ વ્યક્તિનો સમૂહ જેટલો સગઠિત થાય તેટલુ જ તેનુ બળ વધે છે

તાતણા, જેને આપણે તુચ્છ વસ્તુ તરીકે ગણીએ છીએ એને જ્યારે સગઠિત કરીએ ત્યારે રાઢવુ બને છે અને એ જ દોરડાથી મદોન્મત્ત

હાથી બધાય છે નીતિકારોએ 'अल्पानामपि वस्तूना सहति कार्यसाधिका' અર્થાત્ તુચ્છ વસ્તુઓનુ પણ સગઠન કાર્યસાધક હોય છે, એમ જે નીતિવાક્ય કહ્યુ છે, તે ખરુ જ સારગર્ભિત છે આ એક જ નીતિવાક્યને જીવનમા તાણાવાણાની માફક વણવામા આવે તો કલ્પના કરો કે કેટલુ સઘબળ વધે? અને સઘબળ વધે તો સમાજમા કેટની સુખશાન્તિ વધે? જ્યા સઘબળ હોય ત્યા લેશ માત્ર ભય ન હોય, પણ જ્યા સગઠન બળ ઓછુ છે, ત્યા ચારે બાજુ ભયનું સામ્રાજ્ય ફેલાયેલુ હોય છે આ વાત નીચેના દૃષ્ટાન્તથી વધારે સ્પષ્ટ થશે

## સગઠનના અભાવનુ ભયકર પરિણામ

ત્રણ હજાર ઘરનું એક ગામ છે તે ગામમા જૈનોનુ મદિર, ઉપાશ્રયો, સ્વામિનારાયણનું મદિર, શિવનું મદિર, ઠાકોરજીનું મદિર, ફકીરનુ ધર્મસ્થાન, હનુમાનનુ મદિર, માતાજીના ત્રણ મદિરો વગેરે હતા ઉપરાત ભગતની જગ્યા હતી

આ બધા ધર્મસ્થળોમા હમેશા જનારા, ધર્મ કરનારા માણસોની ૫૦૦૦ની વસ્તીવાળા એ ગામમા એક દિવસ અચાનક ધાડુ પડ્યુ ધાડવાળા ફક્ત દશ જણા હતા પણ એ ૧૦ માણસો સગઠિત થઈ આવ્યા હતા અને લૂટ ચલાવી ગામના લોકોમા એકસપ ન હતો. કોઈ કોઈને મદદ કરે તેમ ન હતું હમેશા ધાર્મિક ક્રિયાઓ કરનારમા એકમાનવધર્મનો અભાવ હતો. એટલે બધા ડરીને ઘરમા ઘૂસી ગયા પરિણામ એ આવ્યુ કે ૧૦ માણસોના એકસપે ૫૦૦૦ માણસોના બળને પરાજિત કરી ગામની માલમત્તા લૂટી લીધી લોકોએ માર ખાધો તે વધારામા

તમે કહેશો કે 'મહારાજશ્રી' ધર્મનો જય અને પાપનો ક્ષય થવાને બદલે પાપનો જય અને ધર્મનો ક્ષય કેમ થયો? ૧૦ માણસો ૫૦૦૦ માણસોને લૂટીને ચાલ્યા જાય તો દુનિયામા કાજો કેર

વર્તે ને ? દુનિયામાં ઈશ્વર-ધર્મ છે કે નહિ ?' આ પ્રશ્નનો ટૂંકો જવાબ એ છે કે કુસંપ, સ્વાર્થીપણું કે કાયરતાના પક્ષમાં ધર્મ કે ઈશ્વર ઊભા રહેતા જ નથી. ધર્મ તો શક્તિનો ભોગ માગે છે. નિર્બળ વ્યક્તિ ધર્મને પચાવી ન શકે. વિચારશીલ પુરુષો જ ધર્મ પચાવી શકે, પાળી શકે અને રાખવી શકે.

લૂટારાના પક્ષે લૂટવાની ઈચ્છા એ પાપ હતું. એનું સાધન એને માટે પશુબળ જ હોઈને એ પણ પાપસાધન હતું. પણ એમનામાં એક વસ્તુ ઉમદા હતી. તેમનામાં સંગઠન હતું, જ્યારે લૂટાનારમાં તો મૂઢ સ્વાર્થનું પાપ હતું. એનું સાધન કાયરની હિંસા હતી, અને સંગઠન તો હતું જ નહિ. એટલે લૂટારાની પણ જીતી ગયો. 'આપણે શું' એમ માનીને સતાવા માંડ્યું. જો ખરી માનવતા હોત તો એમ વિચારત કે મારા પડોશીને માર પડ્યો હોય ત્યાં મારે દોડી જવું જોઈએ. પ્રામાણિક મ. માં ઊભા રહેવું એ તો મારું સામાન્ય કર્તવ્ય છે. દશ વ્યક્તિઓમાં જો સંગઠનબળ હોય તો તે ૧૦૦૦ છૂટીછવાઈ વ્યક્તિઓને જીતી શકે છે, એટલું આ કથનનું તાત્પર્ય છે.

**સમાજ અને ધર્મનો સંબંધ**

તમે કહો, 'મહારાજશ્રી ! સમાજ અને ધર્મને શું લાગેવળગે ?'

તમારા આ પ્રશ્નના જવાબમાં મારે જણાવવું જોઈએ કે જ્યાં સુધી મનુષ્યમાં કર્તવ્યભાવના ન જાગે, ત્યાં લગી ધર્મ જીવનમાં પ્રવેશ કરી શકતો નથી. કર્તવ્ય કરવું, પ્રામાણિક રીતે ફરજ બજાવવી, એ ધર્મનો પાયો છે.

માબાપની કે સાસુસસરાની તેમ જ કોઈ પણ સેવા કરવાના યોગ્ય સ્થળે સેવા ન કરવી, બાળકોની સંભાળ ન રાખવી, પડોશી ધર્મ ન પાળવો, કુટુંબ, સમાજ અને દેશ પ્રત્યેની ફરજ અદા ન કરવી, અને માત્ર ગાયત્રીપાઠ, સંધ્યાપૂજા, સામાયિકપ્રતિક્રમણ તથા પૌષધ

જેવી આધ્યાત્મિક ધર્મની લૂખી ક્રિયાઓ કરનાર એ ધર્મનો પાયો ભૂલી જાય છે એ ધર્મ જ નથી સમજ્યો.

કુટુંબ, સમાજ, દેશ અને જગત પ્રત્યેના માનવતાભર્યા કર્તવ્યો બજાવવામાં ધર્મનો ક્રમિક વિકાસ છે ધર્મનું ક્ષેત્ર સંકીર્ણ નથી. ધર્મની વ્યાપકતા બહુ જ વિસ્તીર્ણ છે ધર્મ અમુક જગ્યાએ જ થઈ શકે એવું નથી ધર્મ તો વ્યાપક છે ધર્મ તો જીવનના અણુએ અણુમાં વ્યાપેલ છે જે ઘડીએ જીવનમાંથી ધર્મતત્ત્વ અળગું થયું તે ઘડીએ સમજવું કે આત્મા વિનાના શરીર જેવું ખોખું રહ્યું છે ધર્મ જીવનથી જુદો થઈ શકે જ નહિ

'वत्थु सहावो धम्मो—વસ્તુનો સ્વભાવ જ ધર્મ છે,' એ રીતે માનવનો સ્વભાવ એ માનવનો ધર્મ કર્તવ્યો કરવા, સેવા કરવી, એ પણ સમાજમાં વસતા માનવનો ધર્મ છે કર્તવ્યચ્યુત થઈએ તો ધર્મચ્યુત થઈએ કર્તવ્યપાલનમાં ધર્મ રહેલો છે, એટલે સમાજ ધર્મ એ આધ્યાત્મિક ધર્મનું પ્રધાન અંગ જ છે

કોઈ મવાલી કોઈની વહુબેટી કે બહેનની લાજ લૂંટતો હોય, અને તે વેળાએ ત્યાંથી પોતાના સ્પષ્ટ કર્તવ્યમાંથી છટકી કોઈ સ્વાર્થી, બીરુ, પામર, સામાયિકપ્રતિક્રમણ કે પૂજા કરવા ચાલ્યો જાય, તો એને કોણ આધ્યાત્મિક ધર્મ કહેશે? માટે જ કહું છું કે ક્રમેક્રમે વિકાસના પગથિયા ચડો સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ એ તો યૌગિક ધર્મક્રિયા છે, આધ્યાત્મિક ઊંચી શ્રેણી છે આ ઊંચી શ્રેણીએ એકદમ કૂદકો મારવા પહેલાં, પહેલે પગથિયે પગ મૂકવો જરૂરી છે પ્રાથમિક પાઠો ભણ્યા પહેલાં મેટ્રિકની પરીક્ષા આપવા જઈએ તો પરિણામ શૂન્યમાં જ આવે અને શ્રમ તથા સમય બન્ને ગુમાવવા પડે તેમ ઊંચી ધર્મક્રિયા કરનાર નીતિ, પ્રામાણિકતા આદિ ગુણોને જીવનમાં સક્રિય રૂપ ન આપે તો તેની એવી જ દશા થાય માટેજ હું કહું છું કે, સામાજિક જીવનમાં વ્યવહારશુદ્ધિ એ પ્રાથમિક પાઠ છે

તૈયારી માટે એ પ્રાથમિક સમાન ભાવના કેળવી સમાજમા ઐક્ય વધારવુ જોઇએ એકની પાછળ આખો સમાજ ઊભેલો છે, એવી એમ્નની ભાવના પ્રગટવી જોઇએ સમાજ એટલે મારા તમારા જેવી વ્યક્તિઓનો સમૂહ તેમા જવાબદાર વ્યક્તિ તરીકે હું પડેલો એવી ભાવના વ્યક્તિમાત્રમા પ્રગટવી જોઇએ, કેમ કે બધાના રક્ષણમા પોતાનું રક્ષણ રહેલુ છે સમષ્ટિના સુખ સાથે વ્યક્તિનુ સુખ સકળા યેલું છે, એવુ ભાન પ્રગટે ત્યારે જ આવી વિકાસોન્મુખી અસ્મિતા ખીલે, અને જો આવી વિકાસોન્મુખી અસ્મિતા ખીલી હોય તો સમાજની ત્રુટિઓ એકેએક વ્યક્તિને સાલવી જોઇએ

વિધવા માતાઓના કે દુ ખિત બહેનોના દુ ખ હો, અસહાય દલિત વર્ગના દીઓના દુ ખો, સમાજનું દારિદ્ર્ય, અનાથની વિટમણા, એવા એવા અનેક પ્રશ્નો એકેએક વ્યક્તિને ખૂચવા જોઇએ એનું મૂળ શોધી એના ઉપાયો માટે તત્પર રહેવુ જોઇએ પણ આજ તો સ્થિતિ તદ્દન ઊલટી છે એકતાના અભાવે "અમારે શુ એ જાણે ને એના કર્મો જાણે !" અથવા બહુમહુ તો પાપની નિંદા કરવાને બદલે પાપી ની નિંદા કરવા બેસે સામાન્ય બાબતમાય મતભેદ ઊભા થયો કે કલેશ અને કકાસ ઊભા જ છે આનું કારણ પોતાની જવાબદારીનું ભાન જ નથી આજે બહુ બહુ તો મારુ ઘર, મારુ કુટુંબ, મારા છૈયાછોકરા અને મારા મિત્ર સિવાય એનુ મમત્વ આગળ વધ્યુ જ નથી મારો સમાજ, મારો દેશ, મારુ જગત એ વિશાળ દૃષ્ટિ ઊગે જ નહિ ' એટલે જ માંહોમાંહે લડી પોતાની જ ખરાબી થઇ રહી છે

એક વખતે પાંડવોને કોઇએ પ્રશ્ન કર્યો કે તમે કેટલા ? ત્યારે તેમણે કહ્યું,

> अन्ये सार्धं विरोधेन वयं पञ्चोत्तरशतम् ।
> परस्परविरोधेन वयं पञ्च, च ते शतम् ॥

અમારે કોઈ બીજા સાથે લડાઈ થતી ત્યારે અમે ૧૦૫ હતા પણ અમે પરસ્પર લડીએ છીએ ત્યારે અમે પાંચ છીએ અને તેઓ ૧૦૦ છે આજે અમે તેમનું બળ તોડીએ છીએ, તેઓ અમારૂં બળ તોડે છે

એ મહાભારતનું પરિણામ પણ સૌએ સાંભળ્યું છે લાખો માણસોનો નાશ થઈ ગયો. પાન્ડવો જીત્યા તોય હાર્યા જ જેવું ગણાય ભીષ્મ, દ્રોણાચાર્ય કે કર્ણ જેવા મહાપુરુષો ચાલ્યા ગયા. કારણ ? જમણાને લાગ્યું કે ડાબાને મારવું જોઈએ, કારણ કે એ જૂનો છે, અને ડાબાએ માન્યું કે જમણાને મારવો. બન્ને લડે તો શું થાય ? બન્ને શરીરના અંગઉપાંગ છે એ ભાન ભૂલે તો પરિણામ શું આવે ? આ રીતે સંઘ પણ ઘણી વ્યક્તિઓનું જૂથ છે એક એક વ્યક્તિનો બનેલો એ સમાજ છે એ વ્યક્તિઓ એના એ સઘરૂપી આખા શરીરના અંગઉપાંગ છે હાથ, પગ, આંખ, કાન છે તેના નાશમાં તો શરીરની જ હાનિ છે હાથનો નખ ઉતારી નાખે તો વેદના એકલા હાથને જ નહિ પણ આખા શરીરને થાય, અને ભેજું ખસે તો એ બધુંય જાય એકેએક અંગ શરીરના વિકાસમાં ઉપયોગી છે એ ગુમાવે તો વિકાસ, શાંતિ અને શોભા સર્વ ગુમાવે ભેજું જો હાથ માટે બેદરકાર રહે તો શરીરને જ હાનિ પહોંચે તેમ આગેવાન પણ જો એક વ્યક્તિને તિરસ્કારે તો આખા સંઘને જ હાનિ પહોંચે બન્નેનો સંબંધ છે મોર પીંછાથી રળિયામણો છે, અને પીંછાની કિંમત પણ મોરથી છે ! પણ એના ઉપરથી પીંછા નીકળ્યા પછી પડેલાની કિંમત જેવી નથી હોતી મણિ વીંટીમાં હોય અને વીંટી મણિ સાથે હોય એ એકબીજાની શોભા છે

હવે શું ? અહીં સુધી તો સમાજ અને ત્રુટિથી થતી સ્થિતિ સંબંધી મે કહ્યું હવે પ્રશ્ન એ થાય છે કે એ સંગઠનનો ઉપાય શો ? ખરો ઉપાય તો માનવતા છે, સ્વાર્થત્યાગ છે પણ એવી આશા સૌથી પહેલી આગેવાનો પાસેથી રાખી શકાય આજે સમાજ સત્તાગત,

મધ્યમ, પંથમત કે ધર્મગત હોય, પણ તે સંસ્થાના મુખ્ય આગેવાનનું કર્તવ્ય એમણે અવશ્ય સમજવું જોઈએ

સહનશીલતા, વિચાર, વીરતા, પ્રામાણિક કર્તવ્યપરાયણતા, હૃદયની વિશાળતા, નિઃસ્વાર્થતા આટલા ગુણો વિશે કહેવાઈ ગયું તે ગુણો એમણે જીવનમાં ઉતારી લેવા જોઈએ જેમ મોભ આખા ઘરનો ભાર ઝીલે છે એટલું જ નહિ પણ ખીલાય એના ઉપર ઘણું ને વધુ પડે છે, તેમ સમાજ, સંઘ કે મંદિરના આગેવાનોએ પણ એના મોભરૂપ બનવું જોઈએ લોકો એને એવ રીતે નિંદા પોતાના મહા અવગુણને નહિ જુએ, પણ આગેવાનોની જરા ભૂલ થશે કે ઉતારી પાડવાના પ્રયાસ કરશે આગેવાન પ્રશંસા કરવા જેવો હોય છતાં થોડો પ્રમાદ કે ભૂલ થતાં અપકીર્તિ કરશે પોતાનું અગત વેરઝેર સમાજમાં રેડાશે. પણ આગેવાને બધાય ઝેરના કટોરા જેમ ભગવાન શંકર પી ગયા તેમ પી જવા પડશે, અને એ બદલે અમૃત આપવું પડશે ખરી મોટાઈ ધન, દાબન, સત્તા કે અન્ય વિપુણામાં નથી, પણ નિઃસ્વાર્થ પ્રેમ અને ત્યાગમાર્ગને રહી નમ્રતાથી પોતાનું કર્તવ્ય બજાવવામાં છે આવા આગેવાનના ચરણમાં સમાજ વહેરો. કે ગોડો હળી જ મહાત્મા ગાંધીજી એનું સચોટ ઉદાહરણ છે એ માર્ગે ચાલતાં જ એનું ક્ષેત્ર વિશ્વવ્યાપક બન્યું છે, અને એ વિશ્વના આદર પામ્યા છે

સમાજને હમેશા ઉત્તમ આગેવાનની જરૂર રહી છે અને રહેવાની, કારણ કે એ સમાજશરીરના પ્રાણરૂપ છે

આ શરીરમાં અનેક સચેત અવયવો હોય છે જો એમાં બીજા કોઈ જંતુઓ દાખલ થાય તો કાં તો એ જંતુઓને અંદરના જંતુ જેવું થવું જોઈએ, નહિતર એને ગમે તે રીતે બહાર કાઢી મૂકે પણ આ બધું શરીરમાં ચૈતન્ય હોય ત્યાં સુધી જ બને ચૈતન્યનો કાબૂ ગયો કે જંતુઓ પ્રવેશ કરે અને શરીર વાસ મારવા માંડે આપણે જોઈએ છીએ કે હજારોનું સૈન્ય એક હુકમ આપનાર સેના

પતિના અભાવે છિન્નભિન્ન થઈ જાય છે, ગોથા ખાય છે આથી એક સેનાપતિ મરે કે તરત જ બીજો સ્થાપવો પડે છે

સક્રિય કર્તવ્ય

હવે આગેવાનોએ આજના ટ્રટચાફ્રટચા સમાજને સગઠિત કરવા માટે પ્રાથમિક સક્રિય કયા પગના લેવા જોઇએ તે કહુ

સમાજને સગઠિત બનાવવા માટે સર્વ પ્રથમ તો સમાજની સ્થિતિ ઊડાણથી જાણવી જોઈએ, અને ભ્રાતૃભાવનાને સક્રિય રૂપ આપવુ જોઈએ એ નક્કી જ છે કે ભ્રાતૃભાવના પ્રગટ થશે તો કર્તવ્યબુદ્ધિ પણ સ્વય જાગશે. સમાજમા ભ્રાતૃભાવ પ્રગટાવવા માટે એક એવુ મડળ ઊભુ કરવુ જોઈએ, કે જેનો ઉદ્દેશ સામાજિક ભ્રાતૃભાવ દ્વારા સમાજને કૌટુમ્બિક રૂપ આપવાનો હોય, અને સદ્વિચાર તથા સદ્વર્તન દ્વારા સમાજમા ભ્રાતૃભાવનો પ્રચાર થાય

સામાન્ય રીતે ભ્રાતૃભાવના પ્રચાર માટે સમાજ પાસેથી ત્રણ પ્રકારની મદદ મેળવી શકાએ

૧ શારીરિક મદદ, ૨ આર્થિક મદદ, ૩ માનસિક મદદ

આ ત્રણ પ્રકારમાની કોઈ પણ મદદ આપનારના મૂલ્ય સરખા જ હોવા જોઇએ, કારણ કે જ્યા કોઈ પણ અગના મૂલ્ય ઓછા આકવાની દૃષ્ટિ છે, ત્યા ભ્રાતૃભાવનાનો આદર્શ ભાગી પડે છે આદર્શ તો હમેશા જ્વલન્ત અને જીવન્ત હોવા જોઇએ

ભ્રાતૃભાવના પ્રચારની ભૂમિકા માટે સર્વ પ્રથમ તો વિખરાયેલા છૂટાછવાયા બન્ધુઓને ઓળખવા માટે પરસ્પર સ્નેહસબધ સ્થાપવો જોઈએ તે માટે એક વસતીપત્રક થવુ જોઇએ એ તૈયાર થયા પછી કૌટુમ્બિક કરજ અદા કરવા માટે—બન્ધુભાવ જમાવવા માટે પરસ્પરના સહકારથી વ્યવસ્થિત પ્રબધ થવો જોઇએ એટલે કે માદાની માવજત કરવી, આશ્રય અને ઓળખ વિનાના બન્ધુને આશ્રય અને ભોજનની શકય વ્યવસ્થા કરવી, આજીવિકાના સાધનવિહોણાને

તે મેળવી આપવા, બૌદ્ધિક કે શારીરિક શ્રમજીવીની જરૂરિયાતવાળા અને તેવા શ્રમજીવીની જરૂરિયાતવાળા, સહાય કરનારા અને સહાય ચાહનારા, સેવા દેનારા અને સેવા લેનારા નોકરી લેનાર અને નોકરી કરનારા આદિનો પરસ્પર સુમેળ સાધી આપવો, શરીરસ્વાસ્થ્ય માટે વ્યાયામશાળા ખોલવી વાચનાલયો ખોલવા, આ અને એવા અનેક કાર્યો છે પણ એક ડગલું આગળ ચાલ્યા પછી આગળની કાર્યદિશા સ્વયં સૂઝશે અને શિક્ષણસંસ્કાર મળવાથી સમાજનો પાયો મજબૂત થશે અને એથી આ સમાજમંદિર સુંદર અને સંસ્કૃત થશે એમાં જરા પણ શંકા નથી

આજે જેમ મધ્યમસમાજના સંબંધમાં કહ્યું છે તેવી જ રીતે દેશ અને વિશ્વ સાથે પણ આખરે ઐક્ય સ્થપાયે જ છૂટકો છે, પણ એક ડગલું ય આજે જેણે નહિ ભર્યું હોય તે આવતી કાલે લાંબી મજલ ચાલવા માટે નાલાયક જ ઠરશે



# સ્વધર્મ

સજ્જનો !

આજે તો સ્વધર્મ સંબંધી થોડુંક બોલીશ

જૈન તત્ત્વજ્ઞાનમાં, દરેક વસ્તુને ચતુર્વિધ સ્વરૂપે નિરૂપવામાં આવે છે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી એ જ દૃષ્ટિથી આજે આપણે ધર્મતત્ત્વને વિચારિએ દ્રવ્યધર્મ, ક્ષેત્રધર્મ, કાળધર્મ અને ભાવધર્મ

દ્રવ્યધર્મ એટલે ધર્મનું વ્યાવહારિક સ્વરૂપ, જેની ચર્ચા આપણે ઠીકઠીક કરી ગયા ક્ષેત્રધર્મ એટલે મનુષ્ય જે ક્ષેત્રમાં હોય, જે સંયોગો વચ્ચે હોય, જે ભૂમિકા પર હોય તે પરિસ્થિતિમાં આચરવા યોગ્ય ધર્મ આને લગતી ઉપરટપકેની વાતો તો હું કહી ગયેલ છું, પણ આજે વિશેષ સ્પષ્ટતાથી કહીશ

વૈદિક ગ્રંથોમાં 'ક્ષેત્રધર્મ' શબ્દની લગોલગ આવી શકે એવો 'વર્ણાશ્રમધર્મ' શબ્દ છે પણ આજે તો તે શબ્દોનો અનર્થ થયો છે ગીતાજીમાં ક્ષેત્રધર્મને બરાબર બંધબેસતો શબ્દ 'સ્વધર્મ' છે

श्रेयान् स्वधर्मो विगुण परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ॥

શ્રી દશવૈકાલિક સૂત્રમાં એવો ઉલ્લેખ છે કે —

घर धाम च पेहाय, सद्धा मारोग्गमप्पणो।
खित्त थाल च विनाय, तह पाण निजुजए॥

અથાત્-તારી સામે કોઇ કર્તવ્ય આવે ત્યારે તું પ્રથમ તો તારું શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બળ તપાસ. તારા આરોગ્ય અને શ્રદ્ધા તરફ દૃષ્ટિ કર અને પછી ક્ષેત્ર તથા કાળને જોઇને એની સાથે દિન દઇને જોડાઇ જા

આગલી દીર્ઘ દૃષ્ટિ દોડાવ્યા પછી તો

कर्तव्यमेव कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ।
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ॥

પોતા જેમ કર્તવ્ય જ પ્રાણને ભોગે કરવું પોતાને અજોગ એવું પ્રાણાન્તે પણ ન કરવું આ ધડનાની ચોખવટ થોડા દૃષ્ટાંતો આપીને કરું

અયોધ્યાનો ભૂપાળ દિલીપ

કાલિદાસના 'રઘુવંશ'માં દિલીપ રાજાનો એક પ્રસંગ છે કવિ એને દશરથના પ્રપિતામહ તરીકે ઓળખાવે છે દિલીપરાજા અરણ્યમાં ક્ષેત્રસંન્યાસ સ્વીકારી હમેશાં નન્દિની ગાયને ચારવા માટે લઇ જાય છે એકદા એ વસિષ્ઠ ગુરુની ધેનુને ચરાવવા માટે જંગલમાં નીકળેલ છે ધેનુ ચર્યા કરે છે અને પોતે સૃષ્ટિસૌન્દર્ય નીરખે છે, એટલામાં અચાનક જ ગાય પર એક સિંહ પંજો ઉપાડે છે, ને ગાય રાડો પાડે છે લાગલી જ દિલીપની દૃષ્ટિ એની ઉપર પડે છે, એટલે 'અરે, આ શું? મેં ભાર પ્રમાદ સેવ્યો' એમ કહી દિલીપ તુરત જ ગાયને બચાવવા માટે પોતા ભાથામાંથી તીર કાઢી ધનુષ પર ચડાવવા તૈયાર કરવા જાય છે, પણ હાથ એમનો એમ સ્થંભી જાય છે પ્રયત્ન ઘણો કરે છે, પણ નિષ્ફળ જાય છે

ભારે આશ્ચર્ય અને ખેદ થાય છે, ત્યારે પેલો સિંહ મનુષ્ય ભાષામાં કહે છે, 'ભાઇ' નૃથા પ્રયત્ન ન કર, કેમકે તે જેમ ક્ષેત્ર સંન્યાસ સ્વીકાર્યો છે તેમ મેં પણ સ્વીકાર્યો છે અને આ પાર્વતીના પુત્રસમા પ્રિય દેવદારના વૃક્ષનું રક્ષણ કરવા ખુદ મહાદેવ પ્રભુએ

મૂક્યો છે, અને મારા ખોરાક માટે મર્યાદા બાંધી આપી છે કે અચાનક તારી કને તારી બાંધેલી હદમા કોઈ આવી પડે તો એને વાપરવુ તું જાણે છે કે મારા શરીરનું બંધારણ જ એવુ ઘડયુ છે કે મારે માંસાહાર કયે જ છૂટકો, અને આ ગાય સ્વયં મારી હદમા આવી ચઢી છે, એટલે મારો આ ભક્ષ છે '

' ગાય તો મારે તરણે છે, એને મરતી હુ જોઈ ન શકુ ' એમ કહી દિલીપ પ્રયત્ન કરે છે, પણ હાથ ખસતો જ નથી સિંહ મો હલાવે છે

દિલીપ વિચારમા પડયો ' શુ ધર્મની એક જ બાજુ છે ? ' મૂઝાયો ' શુ હું ભૂલુ છુ ? બરાબર ' હવે મને સમજાયુ ગાય બચે અને સિંહની ક્ષુધા ટળે એવો માર્ગ મારે શોધવો જોઇએ '

તુરત જ તેણે કપડા ઉતાર્યા અને સિંહ કને જઈ બોલ્યો, ' પ્યારા મિત્ર ' એને છોડી દે એના બદલે આ મારા શરીરનો ભક્ષ તૈયાર છે '

સિંહે કહ્યું, ' એક ગાયને ખાતર અયોધ્યાની બધી પ્રજા અને રાણીઓ રડાશે, એનો તે વિચાર કર્યો ? આ તારી વાત મૂર્ખાઈ ભરી છે કદાચ વસિષ્ઠ ઋષિના પુણ્યપ્રકોપની તને બીક હોય, તો એકને બદલે બીજી અનેક ગાયો આપીને તું તેમને સતોષી શકે તેમ છે '

' વસિષ્ઠ ઋષિના પુણ્યપ્રકોપનો ભય કે અયોધ્યાની પ્રજા અને રાણીઓ રડાશે એના ભય કરતા મારો સ્વધર્મ રડે એ વધુ ભયકર છે ક્ષાત્રધર્મમાં ભૌતિક પદાર્થની ગણતરી નથી હોતી જે સજોગ સામે હોય એમા બન્ને પક્ષને ન્યાય મળે છે કે કેમ ? એ ન્યાય જાળવતા છતા સત્યને લગીરે હાનિ પહોચતી નથી ને ? બસ ' આ બે જાળવીને મૃત્યુના મુખમા પેસી જવાનું નિર્માયુ હોય તો ત્યા મરીને ય જીવવાનું છે આ રહસ્ય મને મારા અંતર્નાદે સુઝાડયુ છે એટલે બાઈ ' હવે તું મારી ચિંતા ન કર, પણ તારુ કામ કર '

સિંહે ઘણા પ્રકારે સમજાવ્યુ 'એક ગાય અર્થે તારા જેવા ચક્રવર્તીએ મરવુ એ નરી મૂર્ખતા છે'

પણ દિલીપ કબૂલ ન થયો, ત્યારે સિંહે ગાયને છોડી એને સ્વીકાર્યો પણ સિંહ પાસે પડ્યા પછી જ્યા ઊંચે જુએ ત્યા ઉપર આભ અને નીચે ધરતી' સિંહ ન મળે અને ગાય ચરે છે દિલીપને થયુ કે આ તે સ્વપ્ન કે સત્ય ?

કવિરત્ન કાલિદાસ કહે છે કે એ તો કામદુધા ગાયની જ માયા હતી એ ધેનુએ જ પોતાના સેવકના સ્વધર્મપાલનની કસોટી કરી હતી સિંહને મનુષ્યવાણી શી ? દેવમાયા શી ? ગાય શેની કસોટી કરે ? આવા આવા બૌદ્ધિક પ્રશ્નો તમને થશે જ પણ એ બુદ્ધિનો વિષય નથી મે તો આ સ્થળે એ દૃષ્ટાન્ત એકમાત્ર ક્ષાત્રધર્મમા સ્વધર્મની બાજુ સમજાવવા પૂરતું લીધુ છે હવે આગળ ચાલો

દાદાભાઈ પાંડેનું નામ તો તમે સાભળ્યુ હશે સુરતની તાપી નદીમા એક વખતે મહાપૂર આવ્યુ ને ઘણા લોકો તણાવા લાગ્યા, ત્યારે પોતે તો સુરક્ષિત જ હતા છતા તેમણે માન્યુ કે મારા બન્ધુઓ તણાય છે અને તરી જાણુ છુ છતા દીનો ઊભો તણાતા બન્ધુ ઓને જોયા કરુ, તો તો મારી માનવતા લાજે ભયકર પૂરમા કર્તવ્યધર્મ બજાવવા ખાતર તેમણે તુરત જ ઝપલાવ્યુ મારુ શુ થશે, એનો એણે વિચાર ન કર્યો પોતાનો વિચાર આવે તો કર્તવ્ય બજાવી પણ ન શકે એ દાદાભાઈએ પોતાના પ્રાણની બાજી લગાડીને પણ ડૂબી જતા એકસો ને આઠ જાન ઉગાર્યા

મે જે બે દૃષ્ટાતો આપ્યા તે તો મરણના મુખમા જઈને પણ બચી ગયા હવે પોતાના સ્વધર્મ ખાતર જાને જ હોમાઈ ગયાના ઉદાહરણો આપુ એ પરથી કઈક વધુ સચોટ ખ્યાલ આવશે

**મહાત્મા ધર્મઘોષ**

પાટલીપુત્રનું નામ તો તમે સાભળ્યુ જ હશે, જે આજે

પટણા તરીકે ઓળખાય છે ત્યા મગધના નરાધિપ શ્રેણિક મહારાજાના પ્રપુત્ર ઉદાયી નામના રાજા રાજ્ય કરતા હતા ભગવાન મહાવીરના શાસનના એ અનન્ય ઉપાસક હતા શ્રાવકધર્મના સાચા આરાધક હતા એક પણ પાખી પૌષધ વિનાની ખાલી ન જાય આલોચના, પ્રતિક્રમણ અને સમભાવભરી સામાયિક વગેરે બધી ક્રિયાઓ તો તે હમેશા કરે

આજના જૈનોને આ જાણી આશ્ચર્ય જરૂર લાગશે, કારણ કે તેમને એમ લાગશે કે મહારાજાને એટલી ફુરસદ કેમ મળી શકે? આમ તેમને લાગવાનું કારણ એ છે કે નિવૃત્તિ નથી એમ કહી છૂટી જવાનો તેમની પાસે એક ખીમિયો છે પરંતુ તેઓ ભૂલી જાય છે કે નિવૃત્તિ કે પ્રવૃત્તિ એ માત્ર વૃત્તિની વસ્તુ છે જેના આત્માએ વૃત્તિ પર વિજય મેળવ્યો છે, જેણે જીવનના ધ્યેય સબધી વિચાર્યું છે, તેનો આત્મા હમેશા વિજેતા જ હોય છે નિવૃત્તિ નથી મળતી એમ કહેવું તે તો માત્ર બહાના છે જે જે કાર્યની અંત કરણપૂર્વક આવશ્યકતા સ્વીકારાય છે, તે તે કાર્ય માટે મનુષ્ય જરૂર ફુરસદ મેળવી શકે છે

એકદા ઉપર્યુક્ત રાજા ઉદાયીને ઉજ્જૈનના રાજા ચડપ્રદ્યોતન સાથે રાજસ્વર્મ બજાવવા જતા શત્રુતા જામી છે, અને તે શત્રુતાને પરિણામે તે બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયું પણ એ યુદ્ધમા રાજા ઉદાયીને ચડપ્રદ્યોતન જીતી શક્યો નહિ પણ હાર્યો, ત્યારે તેણે ઉદાયીને પકડવા માટે કેટલાક ગુપ્ત માણસો મોકલાવેલ છે છતા પણ એ જાતના બધા પ્રયોગોમા ચડપ્રદ્યોતન આખરે નિષ્ફળ નીવડયો છે છેવટે ઉદાયીને પકડી લાવે તેને મોટું ઇનામ આપવું એમ જાહેર કર્યું છે તે ઇનામની લાલચે એક ધૂર્તે બીડુ ઝડપ્યુ

## ધૂર્તનો પ્રપચ

વખત વીત્યા છતા કોઈ પણ પ્રકારે ઉદાયીને પકડવાનું બની શક્યુ નહિ ઇનામની લાલચ-પ્રલોભનની પ્રકૃતિ તેને જરાય ઝપવા

દેતી નથી પ્રકૃતિના મુદ્દો કેવા હોય છે તે કમઠ મરુભૂતિના ચિત્રમા તમે જોયુ છે આખરે વિચારમા ને વિચારમા તે ધૂર્તને એક માર્ગ સૂઝી આવ્યો તેણે જોયુ કે ઉતાપી પાકો ધર્મનિષ્ઠ છે તે ધર્મને બહાને અવશ્ય સપડાશે તેથી તે રીત ખૂબ સરળ અને સહજ છે એમ માની તે રીતે તેને ફસાવવા માટે તે તૈયાર થયો

તે સમયે શ્રમણ ભગવાન મહાવીરના શાસનમા ધર્મઘોષ નામના મુનિરાજ તે પ્રદેશમા વિચરતા હતા તેમની પાસે જઈ પેલ ધૂર્તે મસ્તક ઝુકાવ્યુ અને કોઈ યુગયુગના જૂના વૈરાગ્યથી તરબોળ યોગીને છાજે તેવી શાન્ત રસથી ભીંજાયેલી વાતો કરી, અને મહારાજની પાસે દીક્ષા લેવાની ઇચ્છા દર્શાવી આવી વૈરાગભીની વાતોથી ધર્મઘોષ મુનિ ભોળવાઈ ગયા ધૂર્ત દીક્ષિત થયો અને ત્યાગનો સ્વાગ સજ્યો પછી પોતાની છાપ બેસાડવા માટે તેણે એટલી તો કષ્ટ ક્રિયાઓ પાળવા માડી કે સ્થૂળ દષ્ટિએ જોનાર તે તરફ આકર્ષાયા વિના ન રહે જનસમુદાયનો મોટો ભાગ ઉપરનુ જ નિહાળી શકે છે અ ર તો હળાહળ પ્રકોપની જ્વાળા અને પ્રચડ વેરબુદ્ધિ હતી પરતુ દભના પડદાથી તેને ઢાકી રાખી હતી

એમ કરતા કરતા મહિનાઓ વીત્યા, છતા યે કોઈએ તેનું હૃદય ન પારખ્યુ ભગવાન મહાવીર કહે છે, કે જે ક્રિયાઓનો આગા જ્ઞાન સાથે કે હૃદય સાથે સબધ નથી તે ક્રિયાઓ ચેતન વિનાના દેહ જેવી જડ છે જ્ઞાન સહિતની ક્રિયાથી ક્ષણવારમા જે ફળ થાય છે તે ફળ અનંત કાળની જડ ક્રિયાઓથી નથી થતુ

એક । મુનિ ધર્મઘોષ મહારાજ પોતાની બધી શિષ્યમડળી સાથે ફરતા ફરતા તે જ પાટલીપુત્રમા પુન પધાર્યા દીક્ષિત ધૂર્ત સાધુ પણ તેમની સાથે જ હતો. પણ હવે તો સૌ કોઈ તેને તપસ્વી અને ધ્યાની તરીકે ઓળખતા હતા, કારણ કે તેનો આખો સમય તપશ્ચર્યા અને ધ્યાન (!) પાળવા જતો હતો.

ધર્મઘોષ મહાત્મા પધાર્યાના સમાચાર મળતા જ મહારાજા ઉદાયી મોટી પરિષદ સાથે તેઓશ્રીના વન્દનાર્થે ગયા અને ભક્તિપૂર્વક સૌ મુનિવરોને વંદના કરી, સદ્બોધ મેળવી, તેઓ પુનઃ નગર તરફ પાછા વળ્યા

તેવામાં અષ્ટમી પાખી પર્વનો દિવસ આવ્યો પાખીનો દિવસ હોવાથી ઉદાયી મહારાજાએ આજે ઝભ્ભો એક બાજૂ મૂકી દીધો અને જ્યાં એ મહાત્મા બિરાજમાન હતા ત્યાં આગળ આવીને એમણે પૌષધ ક્રિયા આદરી લીધી

ધૂર્ત મતની વૃત્તિ આજે વિકરાળ સ્વરૂપ ધારણ કરી રહી હતી માડમાડ તેના હાથમાં આ તક આવી હતી જે કાર્ય માટે સાધુવેશ ધારણ કર્યો હતો, તે સમય આવેલ જાણી તૈયારી કરી દિવસ વીત્યો, રાત્રિ થઈ સૌ મુનિવરો સ્વાધ્યાય કરીને સૌ સૌના સ્થાને નિદ્રાધીન થયા બધાને નિદ્રા આવી પરંતુ ધૂર્ત સત આજે જાગતો હતો તેનો શયતાન તેને પીડી રહ્યો હતો

તકનો લાભ લઈને તે તુરત જ ઊઠ્યો અને પોતાના ઉપકરણોમાં ખાનગી રીતે હમેશા પોતાની પાસે જે એક નાનું ખંજર રાખતો હતો તેને હાથમાં લીધું, અને ધીમે ધીમે જ્યાં મહારાજા ઉદાયી કે જે માત્ર એક વસ્ત્ર પર સૂતા હતા, ત્યાં ગયો આસપાસ એક ઝીણી દૃષ્ટિ ફેરવી તે વખતે ત્યાં કોઈ નહોતું બરાબર લાગ જોઈને તેણે ખંજર ભોંકી દીધું ખંજર લાગતા જ લોહીની ધારા વછૂટી ઘા એટલો ઊંડો ગયો હતો કે કશું બોલે તે પહેલા જ ઉદાયી મહારાજાના પ્રાણ પરલોક સિધાવી ગયા આ રીતે એ ઘાતકી રાક્ષસ પોતાનું કાર્ય પૂર્ણ કરી તે જ વખતે સાધુનો વેશ ઉતારી નાસી ગયો

પરોઢ થયું ધર્મઘોષ મુનિવર જાગ્યા પ્રતિક્રમણની ક્રિયા સમાધિપૂર્વક કરી અને ઉષાના આછા ઉજાસમાં લોહીથી તરબોળ થયેલું ઉદાયીનું દેહપિંજર મહાત્મા ધર્મઘોષની નજરે પડ્યું તે પર નજર

જતા જ ધર્મઘોષ કહ્યા ' કઇક વર્ધમાણ પેનો તપસ્વી સત ત્યા ન હતો આસપાસ ખૂબ તપાસ કરી, છતા જ્યારે પત્તો ન મળ્યો ત્યારે ધર્મઘોષ મહાત્માને ચોક્કસ સમજાયુ કે મારો સાધુ જ મને ઠગી ગયો ' અહાહા ' મે મારે ખૂન કરી, ઠગારાની માયામા હુ ફસાયો. ઉપરની ક્રિયા, તપશ્ચર્યાએ મને ભોળવી નાખ્યો. એથી હું બારીક તપાસ કરી જ ન શક્યો એના આતર જીવનની નજીક હું ગયો જ નહિ હા ' હવે, હવે શુ ? ખૂનનુ પ્રાયશ્ચિત્ત ભોગવવુ એ જ સ્વધર્મ

**પ્રાયશ્ચિત્ત**

કોઇને ચેતવ્યા સિવાય ધીમેધીમે આગળ વધીને મુનિરાજે એ જ લોહીવાળા ખજરને પોતાના હાથમા લીધુ શિષ્યો તો બધાય બહાર હતા તેમને કોઇનેય ખબર ન પડે તે પ્રમાણે ખજરને પોતાના જ હાથે પોતાના કલેજામા ભોકી દીધુ, અને ચૂકે ચા કર્યા વગર શાન્ત રીતે પડયા રહ્યા. મૃત્યુના અતિમ સમય સુધી ધર્મ શાસનનું હિત અને મહાવીરના નામનો અખડ જાપ તેમના કઠમા ચાલુ હતો થોડી વાર પછી શિષ્યોને જાણ થઇ અને સારા સઘમા એમ જાહેર થયુ કે કોઇ ઘાતકી પુરુષ મુનિવર ધર્મઘોષ આચાર્ય અને મહારાજ ઉદાઇને મારીને નાસી ગયો છે

આ રીતે ધર્મઘોષ મહાત્માનો પ્રાણ ગયો પણ શાસનની લાજ રહી ગઇ આનું નામ તે સ્વધર્મનુ પાલન નહિ તો લોકો તો એમ જ માનત કે મુનિએ આ કામ કર્યું હશે ' જો કે મહાત્મા ધર્મઘોષે તો પોતાના સ્વધર્મ ખાતર જ એ કર્યું હતુ એથી જ એ આપઘાતક નહિ પણ આત્મરક્ષક નીવડ્યુ શાસનરક્ષા અર્થે પોતાનુ બલિદાન આપ્યુ

**એક બીજુ દૃષ્ટાન્ત**

મોગલકાળની આ વાત છે એકદા ચિત્તોડના મહારાજા પ્રતાપ અને તેમના ભાઇ શક્તિસિંહ એ બન્ને જણ શિકાર ખેલતા, ઠેઠ

જગનમા પડોચ્યા છે એક જ મૃગનાની પાછળ તે બન્ને હરીફ બનીને પોતાના અશ્વો દોડાવી રહ્યા છે આખરે એ બન્નેના તીર જેવા ઘોડાઓની વચ્ચે તીનવેગી મૃગનાની ગતિ ગુગળાય છે, અને લાગ જોતા જ એ બન્ને વીરોના બાણુ એકીસાથે છૂટે છે અને એ મૃગ અફળાઈ ને ભૂમિ પર પડે છે અરરે ! નિશાનબાજીના શોખ ખાતર મૃગતાના પ્રાણુનો ભોગ ! પણુ એ વિચારને બદલે ઊલટા આ પ્રસગે એ બન્ને હરીફો હરીફાઈની હોડે ચડ્યા

રાણા પ્રતાપ કહે, 'જેયુ કે શક્તિસિંહ ? મારા શરથી મૃગ ઘવાયો.'

શક્તિસિંહ કહે, 'ના રે ના ! પહેલુ બાણુ તો બદાનુ પડ્યુ છે આપ શાના ફુલાઓ છો ?'

એક કહે, મારુ બાણુ પહેલા પડ્યુ, અને બીજો કહે, મારુ પહેલુ પડ્યુ ત્રીજી કોઈ વ્યક્તિ ત્યા હાજર જ ન હતી કે આનો ન્યાય કરે એ બન્નેની હુંસાતુંસી વધતી ચાલી ભાઈભાઈ વચ્ચે ખટરાગ તો પહેલેથી જ હતો એ બીજમા આ હકથી પોષણુ મળ્યુ એ મમત્વ ગાઢ રીતે પરસ્પર વધતો ગયો અને વાત એટલી હદ સુધી ગઈ કે તેઓ બન્ને એકબીજા સાથે લડવા લાગ્યા

અહીં આમ બની રહ્યુ છે ત્યારે બીજી તરફ ચિત્તોડના કિલ્લાની આસપાસ ચિત્તોડને જીતવા આવેલા બાદશાહનુ જે સૈન્ય વિખરાયેલુ પડ્યુ હતુ એણે આ તક શોધવા માડી

આ બન્ને સ્થિતિના સમાચાર ચિત્તોડના પુરોહિતને મળ્યા એને તુરત જ પોતાની ફરજનું ભાન થયુ પુરોહિત એટલે રાજા અને નગરનું હિત ચાહનાર વ્યક્તિ તે બન્નેની ખાતર મરી ફીટનાર વીર, સસ્કૃતિ અને ધર્મનો થાભનો હતો એને વિચાર આવ્યો 'જો એ બન્નેની હુસાતુસીમા કોઈ એક વીર માર્યો ગયો તો ચિત્તોડ રડાઈ જશે ચિત્તોડનુ ભારે અહિત થશે. અને ચિત્તોડ ગયુ એટલે મેવાડનુ શુ?' આ ભયકર ભાવિની કલ્પનાએ એને વ્યાકુળ બનાવ્યો હવે

ક્ષણવાર પણ એને ઊભું રહેવું અસહ્ય થયું તે વીરે હાથમાંથી જ જગત ભણી દોટ મૂકી.

જગતમાં એ બન્ને વીરોનું શસ્ત્રયુદ્ધ વખણાતું હતું. ભલે કોઈ મહામલ્લરાજને રણમાં રિપુઓ કાં ન જીતવા હોય! કાં તો જોર હતું આ બેમાં હુતાશ હતો. હમણાં એક પર ઘા થશે અને મરશે, તેવો અંતિમ દેખાવ જોનારને લાગ્યા કરે પણ તે જ પ્રસંગે તે એક એક 'ડોળ' ખાઈને નીકળી જાય એવી મૃત્યુરમત ચાલતી હતી.

પુરોહિતે બન્નેને સમજાવવાની ઘણી કોશિશ કરી, પરંતુ લડાઈનો રંગ એટલો બધો તીવ્ર હતો કે તે બોધની કશી અસર ન થઈ અને યુદ્ધ તો ચાલુ જ રહ્યું. પુરોહિતે જોયું કે હવે બીજો કોઈ ઉપાય રહ્યો નથી, ત્યારે તેણે તુરત જ હાથમાં ખંજર લઈ પોતાના કલેજા પર હુલાવી દીધું જેથી આંતરડાંનો ગોટો નીકળી પડ્યો!

'હા, રાજન્! હો બ્રહ્મહત્યા!' એવી કારમી ચીસની સાથે જ એનો પ્રાણ ઊડી ગયો. આ દૃશ્ય જોતાં જ અને આ અવાજ કાને પડતાં જ બન્ને ચોંકી ઊઠ્યા.

પુરોહિતની હત્યા? બ્રહ્મહત્યા!

જોતાં જ વીરોનો આત્મા કકડી ઊઠ્યો. તલવારો શાન્ત પડી ગઈ. બન્નેને પોતાની ભૂલ સમજાઈ. શક્તિસિંહ શરમિંદો બની ચાલી નીકળ્યો.

જે વસ્તુ પહેલાં સમજાતી ન હોતી તે હવે સમજાઈ. બન્નેને કર્તવ્યનું ભાન થયું અને પ્રતાપે ચિત્તોડ ભણી અશ્વને દોડાવી મૂક્યો. પુરોહિતનો કેવો મહાન ભોગ! મરીને તે અમર બન્યો.

આ વિશ્વમાં ધન, પરિવાર, પશુ કે અધિકાર એ બધાય કરતાં વલ્લભ જો કોઈ વસ્તુ હોય તો તે પોતાના જ પ્રાણ છે. દેશને અર્થે એ પુરોહિતે પોતાનો વહાલામાં વહાલો પ્રાણ આપ્યો. આખો દેશ રંડાઈ જાય તે કરતાં આ ટાણે મારે જ મરી જવું એ જ

દૃષ્ટિ પહોંચે તેટલા વર્ષો પહેલા જ ભણે આવ્યા હોય, પરંતુ એમણે હિંદને અને હિંદની પ્રાચીન પ્રજાને પણ પોતામા રંગી નાખ્યા છે એટલું જ નહિ પણ બહારની જે જે પ્રજા વિચિત્ર માન્યતાઓ અને વિવિધ ધર્મો લઈને દાખલ થઇ છે તેને પણ સમુદ્ર જેવા વહાનથી સમાવી દીધી છે આથી તમો સમજી શકશો કે હિંદ માતા કેટલો વિશાળ ભાવ ભરીને બેઠી છે એનુ ક્ષેત્ર કેટલું વ્યાપક છે'

આર્ય સંસ્કૃતિના ઘડવૈયાઓ આર્યદ્રષ્ટાઓ હતા એમની ધ્યાન મૂર્તિ વિશ્વ હતું એથી જ આર્ય સંસ્કૃતિ વિશ્વવિશાળ બની જ્યા જ્યા આર્ય શાસ્ત્રો ગયા ત્યા ત્યા એ જનહૃદયમા ઉચ્ચ સ્થાન પામ્યા, એ એની શાખ છે

## હિન્દનુ નિશાન

પૂર્વના વ્યાખ્યાનોમા અને છેવેછેલ્લે સ્વધર્મના વિષયમા હુ જે જે દૃષ્ટાંતો આપી ગયો, તે બધા હિન્દના ઉજ્જ્વલ રત્નો પરથી તમો સમજી શકશો કે હિન્દનું નિશાન શુ હતુ

આર્ય સંસ્કૃતિનુ ધ્યેય આત્મમુક્તિ હતું હિંદનું અંતરમ ધ્યેય આત્મસ્વાતંત્ર્ય હતું એટલે એનુ ચણતર જ એ રીતે થયુ છે એણે બીજા દેશોને હડપ કરવાની ઓહિયાનીતિ સેવી નથી અન્ય રાષ્ટ્રોની પીડિત અને સંત્રસ્ત પ્રજાને પ્રસન્ન રમ પાયા છે સારાંશ કે હિંદ ધરમૂળથી શાંતિપ્રિય હતું વૈભવ, વિનાશ અને રાગરંગની દુનિયા કરતા એને સાદગી અને સંયમ વધુ પ્રિય હતા

હિન્દી પ્રજાના પૂજ્ય સ્થાને નિરંતર સંત મહાત્માઓ બિરાજતા. આથી પશુબળની લડાઈઓ જે કંઇ અપવાદે થતી, તે પણ કોઇ ને કોઈ પ્રકારના કર્તવ્યને સારુ અનિવાર્ય રીતે થતી એ તરફ પ્રજા-હૃદયની નફરત હતી

ધર્મ એ દેવળ કે મંદિરની ચીજ નહોતી ધર્મનું સ્થાન વ્યવહાર-માત્રમાં હતું પણ આજે એ ધર્મ તીરોભાવને પામ્યો છે માનવનો સામાન્ય ધર્મ પણ મોટે ભાગે લુપ્ત થયો દેખાય છે, અને એને પરિણામે ક્રમેક્રમે કુટુંબધર્મ, સમાજધર્મ, નગરધર્મ, રાષ્ટ્રધર્મ એ સૌ લુપ્ત થયા છે ફરજો ભુલાઈ, કર્તવ્યો ભુલાયાં રાષ્ટ્ર આટલું નીચે સરકી આવ્યું આજે હું તમો સમીપે એ સાબિત કરવામાં માગું છું કે દેશની સ્થિતિ કેવી છે

એ સંબંધી હું થોડા પ્રશ્નો પૂછું

૧ તમે જે સ્થાનમાં બેઠા છો ત્યાં જ માનો કે તમારા માંહેના કોઈ એક જણ પાકિટ ભૂલી ગયા તો એ એવી જ સ્થિતિમાં આવતી કાલે મળવાની ખાતરી ખરી ?

જાપાનમાં એક વખતે એક હિન્દી ભાઇનું પાકિટ ક્યાંય પડી ગયું તે હોટલમાં ગયો અને નીકળતી વેળા જુએ તો ખિસ્સામાં પાકિટ ન મળે'

હોટલના માલિકે પૂછ્યું, 'કંઇ ખોવાયું છે ?'

હિન્દી કહે, 'હા, પાકિટ પડી ગયું છે'

'મૂંઝાશો નહિ કાલે મળી જશે'

બીજે જ દિવસે પેપરમાં વાચ્યું કે અમુક સ્થાનેથી પાકિટ મળ્યું છે જેનું હોય તે સાબિત કરી લઇ જાય, આનું નામ પ્રામાણિકતા ત્યારે અહીં ધર્મસ્થાનમાં પણ જો પ્રામાણિકતાનું દેવાળું દેખાતું હોય તો બહારનું તો પૂછવું જ શું ?

૨ હવે બીજી વાત અહીંથી બહાર જતી વેળા તમને પતાસાં આપવામાં આવે છે પોતાનો દીકરો એ પતાસાં વહેંચનારને થાપ આપી બે વાર લઇ આવે, તો એના માબાપ ખિજાય કે છોકરે ઘણું ખોટું કર્યું એમ લાગશે ?

૩ શાકભાજી કે ઘી લેવા જાઓ ત્યાં વાજબી રીતે તોળીને આપે તે કરતાં થોડું વધુ લેવાનું મન થાય ખરું ?

૪ રેલવેની ટિકિટ 'ચેકર' ચેક કરતાં કે લેતાં ભૂલી જાય, તો ફરી વાપરો ખરા ?

આ તો સામાન્ય નીતિની કસોટીની વાતો છે

અમેરિકાના મોટા શહેરની નાકાની બેન્ચ ઉપર ફેરિયાઓ પેપરના થોકડા મૂકી આવે પછી હાજર હોય કે ન હોય, પણ કોઈ મફત પેપર લે જ નહિ પૈસા મૂકે ને પેપર લે તમે 'મુંબઈ સમાચાર'નો થોકડો એવી જ રીતે મૂકીને એ કલાક પછી જુઓ— પૈસા અને પેપર કશુંય મળે છે ?

લોકોમાં હરામનું લેવું અને ઓછું આપવું એ જ દાનત થઈ ગઈ છે શેઠ જુઓ કે વાણોતર જુઓ, દાક્તર જુઓ કે દર્દી જુઓ, કારીગર જુઓ કે કામ લેનાર જુઓ, વહુ જુઓ કે સાસુ જુઓ, પતિ જુઓ કે પત્ની જુઓ, માબાપ જુઓ કે સંતતિ જુઓ, સર્વત્ર એક જ દૃષ્ટિ—વધુ લેવું અને ઓછું દેવું એટલે પરસ્પરનો વિશ્વાસ કે ઊંચા પ્રકારની અસ્મિતા જેવું નિશાન નહિ મળે સ્વાર્થાંધતા, સંકુચિત વૃત્તિ અને સ્વચ્છંદતા એટલી વધી છે કે શિયાળ તાણે સીમ ભણી ને કૂતરું તાણે ગામ ભણી એ દશા થઈ ગઈ જ્યાં દ્રવ્યધર્મ, ક્ષેત્રધર્મ ગયો, ત્યાં કાળધર્મ અને ભાવધર્મ તો રહે જ શાનો ? લોકો ધર્મનું નામ લે, પણ એ તો પેલા ગોળના ખાની માટલા ઉપર રહેતા આક જેવું ઉપર લખ્યું હોય પોણો મણ ને પાંચ શેર અંદર જુઓ તો ગોળ મંકોડા ખાઈ ગયા એટલે આ તો બેય ખોયા

અગાઉનો એક પ્રસંગ કહું એક જાપાની સ્ટીમરમાં એક હિન્દી ભાઈ બેઠા હતા એની બાજુમાં જ એક જાપાની ભાઈ બેઠો હતો

હિન્દી ભાઈ બોલ્યા, 'જાપાનની સ્ટીમરમાં થર્ડ ક્લાસ માટે સગવડ બરાબર ન મળે'

પેલા ઊભેલા જાપાનીને જાપાનનું નામ સાંભળતા જ 'મારુ જાપાન' એ લાગણીનો ઊભળકો બરાઈ આવ્યો. એનાથી ચૂપ ન રહેવાયુ એ પેલા બેમતાર ભાઈ તરફ મમ્બતાપૂર્વક દષ્ટિ કરી કહેવા લાગ્યો, 'મહાશય' આપને શી અગવડ છે? કહો, હું બધી અગવડ પૂરી પાડીશ પણ મહેરબાની કરી આપ જાપાનનું ભૂડું ન બોલતા "

કેટલું દેશાભિમાન ! જોકે દેશાભિમાનમા પણ કેટલું અવિચારી જતન હોય તે અનિષ્ટ છે પણ વ્યક્તિની વિકાસાભિમુખ અભિમાના વિના કોઈ દેશ ટકી શકે નહિ

એ જાપાની બાદના સ્થાને તમારામાંનો જ કોઈ હોય તો? તમે જ સાથે સૂર પુરાવશો કે હા, ભાઈ હા, અમારો દેશ, અમારો સમાજ તો એવો જ છે દેશનું વાકું બોલની વખતે પોતે પણ આ દેશનો છે અને દેશની ત્રુટિઓ એ મારી જ ત્રુટિઓ છે, એ ખ્યાલ માણસને ભાગ્યે જ રહે છે એટલે જ લાખોની કમાણીવાળા મિલ માલિકોએ પણ વિદેશી માલને દેશીમા ખપાવ્યો અથવા દેશી માલના બાર એકના તેર ગણા કે ચમણા લીધા ! આમા ક્યા રહ્યો વિશ્વાસઘાતના પાપનો ડર અને ક્યા રહી દેશદાઝ કે દેશવાસીઓ પ્રત્યેની સહાનુભૂતિ ?

આટલી નૈતિક નબળાઈ જોયા પછી હવે સામાજિક નબળાઈના કુ ખદ પ્રસગો કહું

## સામાજિક નિર્બળતા

હું અગાઉના વ્યાખ્યાનોમા કહી ગયો છુ કે આ આર્યાવર્તમા ચાર જ વર્ણો હતા, અને તે એક અંગના ચાર અંગો રૂપ હતા (૧) બ્રાહ્મણ, (૨) ક્ષત્રિય, (૩) વૈશ્ય, અને (૪) શૂદ્ર આજે એ અખંડ અંગીના નાતજાતના સેંકડો ટુકડાએ ભાગલા પાડી નાખ્યા છે એય ઠીક પણ આભડછેટનું અળખેરું અંગ એવું તો ઘુસી ગયુ છે કે વાત જ ન પૂછો

કોઈ એક સાદો જ પ્રશ્ન કરે, ભના! ભગી અછૂત–અસ્પૃશ્ય શા માટે? તમે કહેશો કે મેલુ ઉપાડે છે માટે ત્યારે એ ફરીથી પૂછશે કે મેલુ પેદા કોણે કર્યું? તમારે કહેવુ જ પડશે કે અમે! હવે તે પૂછશે, ત્યારે મેલુ પેદા કરી આબોહવા બગાડનાર અછૂત? કે બગાડેલુ સાફ કરી આબોહવા સુધારનાર મહાસેવક અછૂત? માનો કે તે લોકો સપ કરીને મેલુ ઉઠાવવાનું જ બધ કરે તો? તરત જ તમારે ચૂપ થઈ જવુ પડશે

અછૂતના ઘરના કૂતરાને અડી શકો, બિલાડાને અડી શકો, ભગીના ઘરેથી છાને આવ્યા હોય! અરે! જેનો ભક્ષ જ વિષ્ટા અને મળ છે, એવા સુવરને ય અડી શકો પણ એક માનવ જેવા માનવ બન્ધુને ન અડી શકો! આ તો એક સાદી બુદ્ધિનું પણ ચોખ્ખુ દેવાળુ જ છે ને? અને છતાય ત્યા સનાતન ધર્મનું ઓઠુ ધરાય છે!

આજે દેશવ્યાપી હરિજનસેવાના આંદોલન પછી તમારામાના ઘણાને આ વાત સમજાઈ હશે, પણ વર્તી શકાતુ નથી, કારણ કે જાહેર હિંમતનો અભાવ છે બરાબર સમજાયા પછી અને દેખીતો અન્યાય જણાતો હોય છતા પણ વર્તનમા નથી મૂકી શકતા સમાજ શુ કહેશે, એ હાઉ હજુ તમારી સામે ઊભો છે ખરો મરદ એ હાઉથી ન જ ડરે

હવે સ્ત્રીઓના પ્રશ્નો વિચારીએ

સ્ત્રી એટલે સંસ્કૃતિની જનેતા! આજે એની દશા તો જુઓ એક તરફ સ્ત્રી એટલે વિનાસનું રમકડુ બીજી તરફ સ્ત્રી એટલે ઘૂઘટો તાણી ધુમાડાના ઘૂટ ખાતી, અધારિયા રસોડામા રસોઈ કરનાર, ચાર દીવાલ વચ્ચે હાલતું ચાલતું પ્રાણી એક તરફ વળી યુરોપીય ઢબઢબનો નખશિખનો આછકડો પડઘો પાડી સિનેમા–હોટલમા રાચતી યુવતી, એક તરફ ચોટલા છૂટા મૂકીને ટેનીસ રમતી

યુવતી, બીજી તરફ મોગલ કાળના રિવાજની રસીથી બંધાયેલ ઓશિયાળી અબળા નારી! એક તરફ દીનદુખિયારા પર તિરસ્કારની દૃષ્ટિ ફેંકી ચાલી જતી મોટરગાડીમાં મહાલતી યુવતી બીજી તરફ મૃતકની પાછળ કેવળ રૂઢિથી હાથ ચોગારો લઈ છાતી કૂટતું નારીજૂથ! અને તો આ બન્ને પતન અને પરાધીનતાના છેડા દેખાય છે અને એનું આબેહૂબ પ્રતીક આજની પ્રજા છે

## શારીરિક નબળાઈ

આ ભારતવર્ષમાં સો વર્ષનું આયુષ્યપ્રમાણ સહજ હતું તેમાંથી ઘટીને આજે ૪૦ થી ૫૦ થયા જ્યાં જુઓ ત્યાં કેન્સર, ક્ષય, એપેન્ડીસાઈટીસ વગેરે ભયંકર રોગોથી મરણપ્રમાણ એટલું તો વધી ગયું છે કે હદ! પ્રાણતત્ત્વ એટલું ઘટી ગયું કે હાલતાં ને ચાલતાં નાડ તો વૈદ કે દાક્તરના જ હાથમાં ફેમિલી ડોક્ટર રાખવા પડે સ્ત્રીઓની સુવાવડ વખતે જીવનમરણના ભેદ એના બાધા મનોખા જેવા હાલતાં ને ચાલતાં લચકાઈ જાય આવી માતાઓની પ્રજામાં ખડતલ મર્દાઈની આશા ક્યાંથી!

## હમીરની મા કોણ?

એક વખતે શિકારે નીકળેલ ચિતોડનો રાણો જે સૂવરની પાછળ દોડતો હતો તે સૂવર એક ખેતરમાં પેઠું એટલે સાથેના ઘોડેસવારો ખેતરમાં ગયા. ખેતરમાંથી એક બાઈ આવીને હાક મારી ને કહેવા લાગી —'અરે, એ કોણ છે? ખેતર શા સારુ ખૂંદે છે?' ઘોડેસવારોએ કહ્યું કે, 'અમારું સૂવર અંદર પેઠું છે' જવાબ મળ્યો કે, હમણાં જ સૂવર બહાર કાઢું છું એમ કહી એક મજબૂત દોરડું લઈ સૂવરને તગડી કાઢ્યું એનું જોમ અજબ દીઠું દાણા ચણી જનારા પક્ષીઓને ઉડાડતાં એ બાઈની ગોફણમાંથી છટકેલ એક પથ્થરો એક ઘોડાને લાગ્યો કે ઘોડાનો પગ લંગડો થઈ ગયો આ

પરથી એના ખડતલ શરીરનો તમને ખ્યાલ આવશે એ જ બાઈ થોડી વાર પછી બહાર નીકળી માથે મોટા બોજ, પગમાં સો તોલા ચાંદીના કડલા, કેડમા ખેડૂતનું છોગુ, અને એક હાથેથી ઢોરોને હાંકતી હાંકતી ઘર તરફ જવા નીકળી એક સવારે પાછળથી જરા મશ્કરી કરી, એટલે તો બાઈએ પાછું ફરીને હાથમાની રાશ એવી તો જોરથી ફટકારી કે ઘોડો અને એનો સવાર બન્ને જમીનદોસ્ત થયા આ જોઈ રાણો બાઈની બહાદુરી પર ખુશ થઈ ગયો એણે તુરત તપાસ કરાવી તો જણાયુ કે બાઈ રાજપૂતપુત્રી છે, પણ નાની અવસ્થાથી માબાપના અભાવે ખેડૂતના ઘરમા ઊછરેલ એક કુમારિકા છે એમ ખાતરી થતા રાણાએ માગુ મોકલ્યુ અને પરણ્યો.

એ જ બાઈને પેટે હમીર પાક્યો, કે જે વીરે ગયેલું ચિતોડ પાછુ મેળવ્યુ

શ્રુતિ વદે છે 'नायमात्मा बलहीनेन लभ्य' નિર્બળ હોય તે આત્મજ્ઞાન પણ ન મેળવી શકે અરે! આત્મજ્ઞાન તો જરા દૂર રહ્યું, પણ અક્ષરજ્ઞાનને પણ ન મેળવી શકે માયકાંગલી પ્રજા મૃત્યુની આળસે જ જીવતી હોય છે

## આર્થિક નબળાઈ

કે ગાલિયતમા ભારતવર્ષનુ સ્થાન કદાચ દુનિયાભરના દેશો કરતા મોખરે હશે જે દેશમા આગળ કહ્યું તેમ ઉત્તમ પ્રકારની શક્તિ, સમૃદ્ધિ અને નીતિ હતી અને પશુપક્ષીઓ સદા તૃપ્ત રહેતા, તે જ દેશમા આજે ૧/૩ ભાગના મનુષ્યોને બે ટંક પૂરુ ખાવા અન્ન અને લજ્જા ઢાંકવાના કપડા ભાગ્યે જ મળે છે આ દુર્દશા હજી હિંદના રાજાઓ અને હિંદના શ્રીમંતોને સાલતી નથી ઊલટા રાજાઓ નવા નવા કરવેરાઓ વધારી પાંચ લાખની આવકને દસ લાખની કરે છે અને એવા અમલદારો રાખ્યા હોય તે રૈયતને ચૂસી ખાય છે થોડુ રાજાની તિજોરીમા જાય અને થોડુ પોતે હજમ કરી જાય એવું હરામનું જમી જનારા એમ ન

સમજે કે મારા માનવબધુઓના શ્રમનુ, તેના સાચા પરસેવાનુ આ નાણુ મે મારે ત્યા અન્યાયથી ભરી રાખ્યુ છે એનુ પ્રાયશ્ચિત્ત નહિ કરુ તો ભવભવમા પાપ નહિ છૂટે અમનનારા શુ કે વેપારી શુ, હરામથી મેળવેલા ધનને ધર્માદા કરવા નીકળે પછી પચીસ, પચાસ કે સો એવે ઠેકાણે આપે કે જ્યા મોટા અક્ષરે દાનેશ્વરીનો અગ્રલેખ આવે એટને વાચી વાચીને મનમા ફુલાય, અને આજુબાજુના પડખિયાઓને વચાવે પોતાના જ સગા ભાઇના છોકરાને અન્નવસ્ત્રના વાધા હોય, પણ અહીં ભાઈ દાનેશ્વરી ગણાય ! એને શરમ પણ ન આવે કે આ હુ શુ કરી રહ્યો છુ

પાચ સોને લૂટી પાચ આપવા અને પાછુ દાનેશ્વરી કહેવડાવવુ ! મજૂરી કરી કરી હીર ચુસાતી દેનાર મજૂરના પેટનો ખ ડો ય માડ માડ પુરાય, ત્યારે માનિકને એના મહિનાના પગાર જેટલી રોજ સિગાર વાપરવા જોઇએ !

મહાત્મા ઈશુએ ખરુ જ કહ્યુ છે કે, 'સોયના નાકામાથી હાથી નીકળી જવાની કલ્પના કરવી સહેલી, પણ અવિચારી માને તુજારને સ્વર્ગમા જવાની કલ્પના અશક્ય' પણ મહાખેદની વાત તો એ છે કે જે ધર્મ ત્યાગ અને વૈરાગ્યની ઉદ્‌ઘોષણા કરે છે, તે જ ધર્મને નામે આજે ધનના ઢગના ખડકાર છે લોકોને ખાવા અન્ન ન મળે અને ભગવાનને નામે ધર્મના ઠેકેદાર ગાદીપતિ, ધર્મ ગુરુઓ અને મઠાધીશોએ જમીન અને નાણા બે ય એટના તો રાખ્યા છે અને પરિગ્રહ એટલો વધારી મૂક્યો છે કે રાજા અને શ્રીમતો એમને ય એ ટપી જાય છે જે પ્રજાના સસ્કૃતિપ્રચારકો અને પ્રજાને સાચો રાહ બતાવનારા ખરા સેવકો હતા, તેમને ત્યા આજે પરાણો અને ગુરખાઓ નાણા કોઈ ઉઠાવી ન જાય તે માટે ચોકી કરવા લાગ્યા છે !

હિંદ પરાધીન શાથી છે, એ વિષે હવે તમને વિમાસણ નહિ રહે પણ આ બધુ શાથી થયુ, એ તમે પૂછશો, એટલે એ સબધમા થોડુ કહુ

## પરાધીનતાનુ મૂળ અને સ્વાતંત્ર્યનો ઉપાય

આર્યસંસ્કૃતિના આદર્શોનું અધઃપતન એ ભારતની પરાધીનતાનુ મૂળ છે આર્યસંસ્કૃતિના આદર્શોનો ઉદ્ધાર એ જ એની અસલ સ્વાધીનતાનો કાયમી ઉપાય છે ભારતવર્ષના એટલા સદ્‌ભાગ્ય છે કે આજે એ એવા જ રાષ્ટ્રગુરુને પામ્યુ છે કે જે એને સાચી સ્વતંત્રતાને માર્ગે લઈ જશે એવી સ્વતંત્રતા માનવતાથી જ આવશે, પશુબળથી નહિ સ્વતંત્રતાથી ઊંચી એકે વસ્તુ નથી તે જેટલી ઊંચી છે, તેટલી જ કિંમત માગે છે હવે હું એના ઉપાયોની ચર્ચા ઉપર આવીશ આજે તો માનવતાને ખીલવો તેવી સાદી જ વાતો કહીશ

માનવતા ખીલ્યા સિવાય રાજકીય સ્વતંત્રતા આવે તો પ ક્ષણજીવી હોઇ છેવટે નકામી છે અને કદાચ માનો કે **માનવતા ખીલ્યા વિના ભારત પરાધીનતાથી છૂટે અને સ્વતંત્ર થાય તો પણ સ્વતંત્રતાના સુખ તે માણી શકવાનુ નથી, એ ખાતરી રાખવી.** *સ્વતંત્ર થવાની આશા રાખનારે પ્રથમ પોતે જ સુધરવુ* ઘટે સામામા જેવી આશા રાખતા હો તેવુ પોતે બનવુ જોઇએ

મોગલોના આક્રમણ પછી આર્યસંસ્કૃતિના આદર્શોને ભારે ધક્કો પહોંચ્યો છે, એમ કહેવુ જોઇએ પણ યુરોપીય સત્તા પછી તો જાણે એના મૂળમા જ કુહાડો પડ્યો છે, એમ સંસ્કૃતિનો ઇતિહાસ કહે છે યંત્રવાદ અને વિજ્ઞાનના ઝડપી વિકાસે ઉદ્યોગનો અંત આણ્યો વિદેશીઓના સંબંધ પછી ત્યાના સાહિત્યે અને જે ઢબની કેળવણી અપાય છે તે કેળવણીએ ગજબ વાળ્યો છે એમના ઝગઝગાટમા ભાન જ ભુલાઈ ગયુ છે એમા આપણી નબળાઈ અને ત્યાનું શિક્ષણ—દોષ બન્નેનો છે તે લોકો પાસેથી તો ઘણુ શીખવા જેવુ છે પણ આપણે નક્કર સદ્‌ગુણોને બદલે ઉપરનો ભપકો જ લીધો.

અગાઉ આ હિંદમા બાળ મગજના કોરા કાગળમા શિક્ષણની સાથે સંસ્કારિતા આલેખાતી આજે ફેશન, પહેરવેશનો ઠઠારો, નકામા

ખર્ચ અને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ આવ્યો. ઋષિકુળોના નૈમ ગિક વાતાવરણમાં અમારૂ ભ્રાતૃભાવ, સ્વાવલંબન, સદાચાર, સંયમ અને શાંતિના સંસ્કારો કેળવાતા શ્રીકૃષ્ણ અને સુદામા જેવાના અનેક ચિત્રો એની શાખ પૂરે છે

આજની શિક્ષણપ્રણાલિકામા પાશ્ચાત્ય સંસ્કૃતિની મુખ્ય છાપ છે, અને તેથી જ આજની પ્રજામા ત્યાનું પ્રતિબિંબ જણાય છે તેનામાથી સ્વદેશપ્રેમ, સાહસિકતા, વ્યાપારની એકનિષ્ઠાની પદ્ધતિ ન શીખ્યા, અને આપણી મનોવૃત્તિ, વડીલોનો વિનય, સાત્ત્વિક ધર્મ-પ્રેમ, ભક્તિ વગેરે ભૂલ્યા એટલે ઉભયભ્રષ્ટ થયા ત્યાના અને અહીંના લગ્નનિયમન, સમાજવ્યવસ્થા વચ્ચે વિભિન્ન મતભેદ છે ત્યાં બાળક ઉમ્મરલાયક થયો એટલે લગ્નવ્યવસ્થાનો ભાર તેના પર સોંપી તેને મુક્ત કરવામા આવે છે, જ્યારે અહીંની સ્થિતિ તદ્દન જુદી છે એટલે એ પ્રણાલિકા પાછળ ગુમાસ્ય હોય તોય અહીંની પ્રજા માટે તે આફતરૂપ છે

તમે કદાચ કહેશો કે બાળક ઉમ્મરલાયક થયા પછી ગૃહસ્થાશ્રમમા પેસવાનો હોય તો એ જ એની સહચારિણી શોધી લે અને માબાપથી જુદો રહે તેમા શું ખોટું છે? આથી તો ઊલટા સ્વાનુભવ અને સ્વાવલંબનના પાઠો પાકા થશે

એક દૃષ્ટિએ આ રીતિ સારી દેખાય છે ભવિષ્યનો વિચાર કરતા મને લાગે છે કે અહીં એક વાત સાવ ભૂલી જવાય છે તે એ કે અનુભવી માતાપિતાની હૂંફ અને સીધી દેખરેખના અભાવમા ઊગતી જુવાનીનો વેગ એટલો તો જોખમી છે કે સ્વાનુભવ અને સ્વાવલંબનને બદલે પતન તરફ ઘસડાઈ જતા વાર લાગતી નથી આ વાત હું સુયોગ્ય માબાપ અને સુયોગ્ય પુત્રોના નિર્મળ સંબંધ અને વાત્સલ્યના પક્ષમા કહી રહ્યો છું એટલે તમે એને એકાંત રૂપે ન પકડી લેશો માબાપ ગમે તે કહે કે અમે તેમ વર્તે, તોય એની

બહુ ગમે, પ્રિય લાગે સાંભળતાં સાંભળતાં સ્થિર થઈ જાય અને ક્યારે એ આચરીએ એવી તેમને લગની લાગે! પ્રભુમય જીવન ગાળીએ, અનીતિ ન થાય, સાદાઈથી રહીએ, એવી જ એમની ભાવના ચતુરાબાઈ પણ મહાધર્મિષ્ઠ અને વિવેકી શેઠનો અનાજ-કરિયાણાનો વેપાર હતો ચંપકલાલ બહુ પૈસાદાર નહિ, તેમ ગરીબ પણ નહિ, એમ મધ્યમ સ્થિતિના હતા ચંપાની ઉમ્મર લગભગ તેર-ચૌદ વર્ષની, પણ ભારે મશ્કરી હતી, કારણ કે સંતતિ ઉપર સારા સંસ્કાર રેડી સાચા નાગરિક બનાવવાનું ચતુરા બરાબર સમજતી હતી

અક્ષરજ્ઞાન સાથે પ્રજાને બ્રહ્મચર્ય અને માનવધર્મનું શિક્ષણ તો મળવું જ જોઈએ, એમ ધારીને ચતુરાએ આ કરવાયોગ્ય છે, આ નહિ કરવાયોગ્ય છે પિતા, માતા, સાસુ, નણંદ, ભોજાઈ, દેરાણી, જેઠાણી અને માણસો પ્રત્યે કેવું વર્તન રાખવું, વગેરે ઉપરાંત વિનય, વિવેક, સેવા, સ્વચ્છતા, સુઘડતા તથા નિયમિતતાના પાઠો ચંપાને સારી રીતે ભણાવ્યા હતા વિશેષ કહેવું જ ન પડે સાનમાં સમજી જાય એવી તો એ ચાલાક બની હતી લજ્જા તો એની આંખમાં સહજ હતી આનું નામ તે કેળવણી કૉલેજમાં માર્ક્સ લઈને પાસ થયેલી કન્યાઓને આવી સહજ તાલિમ માબાપ સિવાય ક્યાંથી મળે? ચારિત્ર્યની તાલિમ વિનાના પુસ્તકિયા જ્ઞાનની કિંમત એકડા વિનાના મીંડાથી વધુ નથી એવું જ્ઞાન તો ઊલટું હાનિજનક નીવડે!

એકદા ચંપકલાલ શેઠ જમવા બેઠા ચતુરાબાઈ પાકશાસ્ત્રમાં હુશિયાર હતાં. શેઠ દુકાનેથી સોમ્બાવેન (?) જમતી વખતે બપોરનો સુંદરમાં સુંદર રોટલો શેઠની ઇચ્છાનુસાર બનાવેલો હતો શેઠ જમીને તેમના ઓર-ડામાં ગયા. દીકરી ચંપાએ પાનસોપારી વગેરે સુખવાસથી ભરેલો દાબડો લાવીને પિતા આગળ હંમેશની માફક હાજર કર્યો

ચંપાના યૌવનની દીપ્તિ ખીલી હતી. આજે એ જ પોતાની પુત્રીને જોઈ તેની દૃષ્ટિ ફરી ગઈ!

દૃષ્ટિ પવિત્ર છે કે અપવિત્ર, સ્નેહીની કે દુશ્મનની, વિકારી કે અવિકારી, તે અમૂક અંતર તુરત જ ઓળખી શકે છે. કહ્યું છે કે —

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः ॥

જે ચાલાક માણસ હોય તો સામાન્ય મનુષ્યની આકૃતિ, હાવભાવ, ગતિ, ચેષ્ટા, વાણી, આંખ કે મુખ ઉપરના ફેરફાર પરથી મનોભાવ કળી શકે છે.

ચાલાક ચંપા તુરત જ કળી ગઈ કે આજે પિતાજીની દૃષ્ટિ, વાણી, ચેષ્ટા, મુખ તથા આંખમાં ફેર છે! પણ ક્ષણમાત્રમાં તો ચંપકલાને હાથ લાંબો કરીને ચંપાનું કાંડુ પકડ્યું. ચંપા નિરાશ ખેદ પામી ગઈ, અને તુરત કાંડુ છોડાવી મા પાસે જઈ છાતી ઉપર માથું રાખીને રોતા મંડી ગઈ.

માએ વિહ્વળતાથી પૂછ્યું: 'બેટા! શું છે? કોઈએ કંઈ કહ્યું?'

જેમ જેમ પૂછે તેમ તેમ હીબકે ને હીબકે એણે તો ગંડને આંસુની ધારથી છાતી ભીંજવી. ચતુરામાતને બહુ નવાઈ લાગી. માથે હાથ ફેરવતા કહ્યું, 'બેટા! પણ બન્યું શું છે? તું કહેતા કેમ અચકાય છે?'

ચંપા થોડી હિમ્મત એકઠી કરી આટલું બોલી: 'બા! બા! શું બોલું? જ્યાં જળમાંથી જ્વાળા ઊઠે! પૂજ્ય પિતાજીની દૃષ્ટિ આજે જુદી હતી. એમણે મારું કાં...'

બસ, આટલામાં જ મા સમજી ગઈ. એણે ચંપાને દિલાસો આપ્યો, પણ પોતે ભારે વિચારમાં પડી ગઈ. એને નવાઈ અને ખેદ બન્ને એકીસાથે થવા લાગ્યા. જે પતિ પરસ્ત્રીને જોતા જ નજર નીચી ઢાળી નાખે, તે પતિ પોતાની જ દીકરી સામે વિકારથી જુએ, એ શું બનવાયોગ્ય છે?

વિચારતા એને લાગ્યુ રખે આજે જે ખોરાક ખાધો એ કારણે તો નહિ હોય ' એ જ ક્ષણે ઊઠીને ચતુરાએ ફાકી લીધી અને પતિ પાસે ગઇ

' આ ફાકી લઇલો આજે તમારા પેટમા ચેન નથી લાગતું, આથી ઠીક થઇ જશે '

ચતુરાએ ફાકી અને જળ બન્ને ધર્યા ફાકી વમનકારક હતી. ચપકલાને પાણી સાથે ફાકી લીધી, અને ક્ષણ વારમા તો ભારે ઊનટી થઇ ખોરાક નીકળી ગયો ચતુરાએ ગા તુ પાથર્યુ ને કહ્યુ, ' સૂઇ જાઓ. '

ચપકલાલ શેઠ તો ગયા, પણ એને કેમે કરી ઊઘ આવી નહિ ' એ તો મોટેથી રોવા જ લાગ્યા રએ, રએ, તે પાર નહિ એટલુ રએ.

' હાય, હાય, આજે મને શુ થઇ ગયુ ? હવે મોઢુ શુ બતાવુ ? આપઘાત કરુ કે મરી જાઉ ? '

ચતુરાએ કહ્યુ, ' નાથ ' એમા તમારો દોષ નથી પણ ખોરાકનો દોષ છે મને એવી પાકી ખાતરી થઇ છે મને શકા પડવાથી જ આપને ઊનટીની ફાકી આપી હતી હવે મને કહો, આજે જે ઊજળી જાર લાવ્યા હતા તે કયાથી આવી હતી ? '

શેઠે પોતાના વાણોતરને બોલાવી આદિથી અંત સુધી જુવારનો ઇતિહાસ જાણ્યો તો માલમ પડ્યુ કે એક ગણિકાનો યાર ચોરી કરીને આ જુવાર લાવ્યો હતો, અને પ્રેમને ખાતર રખાતને ત્યા થોડી તેણે મોકલી હતી ગણિકાની દાસીએ એ જુવારની ચોરી કરીને તેના યાર ટેલવાને આપી હતી, અને એ ટેનવો શેઠની દુકાને અર્ધે ભાવે વેચી ગયો હતો.

સંસ્કારના આદોલન એવા તો સૂક્ષ્મ હોય છે કે દળવાથી એ જાય નહિ આ જુવાર ઉપર ચોરી અને વ્યભિચારના સસ્કારો ચોટયા હતા

મનુષ્યે એટલું યાદ રાખવું જોઈએ કે જેમ કાળા કપડામાં ડાઘ પડે તોય જણાતો નથી, તેમ હમેશના મારા વ્યવહારથી ટેવાયેલા તન ઉપર આના સૂક્ષ્મ સંસ્કારાની અસર તત્કાળ થતી નથી પણ જેમ ધોયેલા સફેદ લુગડામાં પડેલો ડાઘ તુરત જ દેખાય, તેમ શેઠ શુદ્ધ હતો એનું હૃદય પવિત્ર હતું અણહક્કનું કોઈ દિવસ ખાતો નહિ આજે જ એના વાણોતરે જુવાર અડધી કિંમતે લીધી, અને એ વાત એને ગમી, એટલે એ જુવારની ખરાબ અસર તુરત થઈ ગઈ

તમે કદાચ કહેશો કે આટલું ઊંડુ જોવા જઈએ તો આ વીસમી સદીમાં જીવવું અશક્ય થઈ પડે હું તમોને ખાતરી આપું છું કે એટલું ઊંડુ જોવા માટે કોઈ કાળ નડતો નથી અને તમે એટલે ઊંડે ન જઈ શકો, પણ અધર્મનું, અણહકનું, વિશ્વાસઘાતનું અને હરામનું તેમજ અપવિત્ર ન ખાવાની ટેવ પાડો, તોય બસ છે ગોરે જો એ જુવાર અડધા ભાવે લઈ પોતાનું નૈતિક બળ ઘટાડયું ન હોત તો એની એ ઉચ્ચ નૈતિક અસર ખોરાકના પરમાણુની બૂરી અસર સામે ટક્કર ઝીલી શકત

કેટલાક લોકો તરફથી એવું કહેવામાં આવે છે કે અમે ગમે તેવો ખોરાક ખાઈએ તોપણ બૂરી અસર ન જ થાય. આ કથન યથાર્થ નથી કાં તો તમે એવા ખોરાકથી ટેવાઈ ગયા છો, કાં તો તમને તેની સૂક્ષ્મ અસરનો ખ્યાલ નથી પદાર્થ પદાર્થનું કામ કરે જ માનો કે કોઈને એવી અસર ન પણ થાય. તોય શું? એ તો અપવાદ ગણાય. નિર્બળ શરીર અને નબળા હૃદયવાળા માણસોને ટાઇફોઇડ, ન્યુમોનિયા, કેન્સર વગેરે રોગો ઝડપથી લાગુ પડે છે, કારણ કે રોગિષ્ઠ જંતુઓ સામે ટક્કર ઝીલે એવા એમના પ્રાણતત્ત્વો નથી હોતા અને જેમના પ્રાણતત્ત્વ સબળ-સશક્ત છે, તેમને જંતુઓ અસર ન કરી શકે એ સ્વાભાવિક છે એ જ રીતે નૈતિક શક્તિના તત્ત્વો પ્રજામાંથી ઘટી ગયા હોય છે, એટલે શારીરિક, માનસિક અને આર્થિક એમ ત્રણે દૃષ્ટિએ ખોરાકની શુદ્ધિ જાળવવી જરૂરી થઈ પડે છે

શારીરિક દૃષ્ટિએ

આજના સત્ત્વવિહોણા ખાન–પાન શારીરિક દૃષ્ટિએ કેવા ભયકર નીવડ્યા છે, તેનુ પ્રત્યક્ષ પ્રમાણ નબળા બાંધાની નવી પ્રજા છે આજે જે ખોરાક લેવાય છે, તેમા પ્રાણતત્ત્વ બહુ જ ઓછા પ્રમાણમા હોય છે અગાઉ ભારતવર્ષમા ગોધન એટલુ બધુ હતુ કે ઘી, દૂધ, દહી, મલાઇ, માખણ ને છાશનો મુખ્ય ખોરાક હતો આજે એ ધનના મોટા ભાગનો કમાઈખાનામા નાશ થઇ ગયો છે 'વર્તમાન પરિસ્થિતિ અને અહિંસા'મા હુ એની બધી વીગતો બબાણપૂર્વક કહી ગયો છુ આજે જે કઇ સચવાયુ છે તેનું પણ ચોખ્ખુ દૂધ–ઘી ક્યા મળે છે?

ચડાનણી ચા અને ડેરીઓના પ્રતાપે દૂધના વ્યાપારમા પારાવાર છેતરપિંડીઓ પેસી ગઇ છે ઘેર ગાય રાખવાની વાત કરુ તો તમે મારી વાતને હસી જ કાઢવાના, અને અનેક જાતની દલીલો કરી ગાય રાખવાની અશક્યતા બતાવવાના, કારણ કે તમારી દુર્દશાનો તમને યથાર્થ ખ્યાલ નથી ઘણા કહે છે કે પ્રથમ તો અમને દૂધ પચે છે જ ક્યા? અને પગમા તાકાત ન હોય તો મોટર, બસ, ગાડીની મગવડ ક્યા નથી? આવી દલીલો અર્થશૂન્ય છે આ તો થાક ઉતારવાને બદલે મગજ ઉશ્કેરનારા પીણા પીને જિંદગી પૂરી કરવી છે કેટલાક તો કહે છે, 'પણ મુંબઈમા ગાય ક્યા બાંધીએ?'

એ મોટરવાળાને મોટર વાસ્તે તબેલા મળે છે, પણ ગાય માટે નહીં જો રાખવી જ હોય તો સાધન ક્યા થોડા છે? દા ત, તમારા માના પચાસ જણ તૈયાર થાય તો એક સ્વતત્ર મોટો તબેલો પરામા વસાવીને રાખી શકે અથવા તમારા ખર્ચે ઘાટકોપર ગોશાળાવાળા ગાયો રાખી શકે ને તમને દૂધ પહોંચાડે પણ ખરી વાત એ છે કે એટલી દરકાર જ નથી અરે ! સત્ત્વવાળા ખોરાકને નિ સત્ત્વ કરીને જ ખાવાની ટેવ પડી છે, ત્યા બીજી શી આશા રાખવી?

ચોખા તમે ઓસાવીને ખાઓ છો, અને ઓસામણનું સત્ત્વ

રેંકી દો છો. જ્યારે ચીનના માણસોનો ઓસામણ જ મુખ્ય ખોરાક છે, કારણ કે એમાં જ પ્રાણતત્ત્વનો મોટો અને મુખ્ય ભાગ હોય છે. એવી તો અનેક દુઃખની વાતો છે. તળેલા ખોરાક હમેશાં પચવામાં ભારે હોય છે, છતાં પણ તળેલી વસ્તુઓ ખાવી ગમે છે. હાથે દળેલા લોટને બદલે ચક્કીનો કે મિલનો પીસેલો નિર્મળ લોટ જ તમે હોંસે હોંસે વાપરો છો. બિસ્કિટ, ચોકલેટ ઉપરાંત હોટેલની વસ્તુઓ ખૂબ ગમે છે. આના કરતાં અધિક પૌષ્ટિક ને સ્વાદિષ્ટ ખોરાક ઘરમાં બનાવી શકાય, પણ એ જાતનો વિચાર કે આવડત જ કોને બચ્યા હતા?

ઉપરના ખોરાકથી હોજરી બગડે અને દર્દ વધે એ સમજી શકાય તેવું છે. પણ દર્દ વધે તો ડૉક્ટરો ક્યાં થોડા છે? ભાઈઓ, દર્દ એ પોતાની જ ભૂલની શિક્ષા છે. એટલે માંદા પડવું એ એક પાપ છે એ ભૂલવું ન જોઈએ. વળી પરદેશી દવાઓમાં મોટે ભાગે અભક્ષ્ય ચીજો આવે છે, એ વૈષ્ણવ હો કે પછી જૈન હો, તમો બરાબર જાણો છો. લેબલ પણ મોટા અક્ષરે ચોંટાડ્યું હોય, પછી કેમ ન જાણો? પણ અંધારું એવું વળી ગયું છે કે કીડિયારું પૂરનાર ને કીડી, મંકોડી અને ગલા, પારેવાં પર દયા બતાવનાર એ પ્રાણીજન્ય દવા પીતાં જરાય અચકાતા નથી. કોણ કહેશે કે એના હાડમાં ખરા ધર્મનો રંગ લાગ્યો છે?

એટલે જ મેં વારંવાર કહ્યું છે કે આધ્યાત્મિક ધર્મ પાળવા પહેલાં આ બધી પરીક્ષાઓ આપવાની રહે છે. વિશેષ તો ભારી બીમારીઓમાં રિબાતા હોવા છતાં ખાડી, અધિક પ્રમાણમાં ચા બીડી, સિગાર જેવા વ્યસનોની ભૂરી લતમાં ફસાય છે.

દારૂનું પાપ તો હવે જવા બેઠું છે.*

પણ ચા અને તમાકુસિગારેટે તો સિતમ વરસાવ્યો છે, ઘર

* આ વ્યાખ્યાનો મુંબઈમાં અપાયા પછી દસ વર્ષ વીતી ગયાં. અત્યારે તો સરકારે જ દારૂને દેશમાંથી રૂખસદ આપીને પ્રજાને ઉજળી કરી છે

ઘરમાં અડ્ડા જમાવ્યા છે શહેરી પ્રજા અને તેમાંય ખાસ મુંબઈ લઈએ તો પ્રજાને ચા અને બીડીના ખર્ચ જેટલો ખોરાકનો ખર્ચ પણ ભાગ્યે જ હશે ! ચા અને તમાકુમાં આવતા ઝેરી તત્ત્વો અક્ષમ્ય નુકસાન કરે છે ચા આંતરડાંને ખરાબ કરે છે, હોજરીને રંગી નાખે છે, અંદરથી ખોરાક સાથે મળતા પાચક રસના છિદ્રોને બંધ કરે છે ચાના ખાતરમાં લોહી પડે છે, સ્પીરીટ છૂટાય છે ચાના બગીચા જે વિદેશીઓના હાથમાં છે ત્યાં કામ કરતા દેશી માણસોના હીર ચુસાય છે તમાકુથી છાતીમાં ડાઘ પડે છે દમ, ખાસી અને કેન્સર જેવા ભયંકર દર્દોનો ભોગ બને છે ઉપરાંત કરોડો રૂપિયાના ધુમાડા સાથે વ્યાધિને નોતરે છે

આ વ્યસનોની નિત્યની ગુલામીના ભયંકર પરિણામો મગધી પુષ્કળ સાહિત્ય બહાર પડી ચૂક્યું હોઈ એટલો જ નિર્દેશ કરું છું.

આવા પ્રકારના ખાનપાનથી જુવાનીનું નૂર ચુસાઈ જાય એટલે હોઠની લાલી અને મોની ખૂબસૂરતી ક્યાંથી રહે ? પછી એ લાવવા માટે લીપસ્ટીક અને પાઉડર લગાડે, અને ફેશનદાર કપડાંનો ઠાઠમાઠ કરી રૂપકડા દેખાવાનો પ્રયત્ન કરે પણ એથી સાચું સૌંદર્ય ક્યાંથી આવે ? આ રીતે શક્તિ, સમય અને સંપત્તિ એ ત્રણેથી ભારતવર્ષની પ્રજા ખુવાર થઈ રહી છે રમકડાં, ફેશનની ચીજો, વિનાસની અનેક નવનવી ચીજો, પહેરવા, ઓઢવા તથા વાપરવાની વસ્તુઓ, અબજોની કિંમતના પદાર્થો વિદેશથી આવી હિંદનું ધન ભરખી જાય છે

આવી રીતે એક બાજુથી નિર્બળતા, બીજી તરફથી ઉત્તેજક પદાર્થો અને ત્રીજી બાજુ યંત્રોને લીધે શારીરિક શ્રમનો અભાવ, આ ત્રણમાંથી માનસિક વિકારો વધે છે, અને નબળું મન વારંવાર ક્ષણિક આરામ શોધવા લલચાય છે એટલે એને માટે અહીં એક નવી સૃષ્ટિ ખડી થઈ રહી છે કુટણખાનાં, જુગારખાનાં, વિકૃત શૃંગારભર્યાં નાટ્યગૃહો અને સિનેમા એની સામે ખડા થાય છે ભારતવર્ષની પ્રાચીન ગણિકા

સંસ્થામા અને આજના વેશ્યાગૃહોમા આસમાન જમીનનું અતર છે, એ કહેવાનું જરૂરી નથી સિનેમાથી એક પ્રકારે લાભ થાય, જો લોકોના જીવનમા સારી અસર ઉપજાવે તેવા હોય પણ એ લક્ષ્ય નથી હોતું માત્ર લોકો કેમ પ્રસન્ન થાય એ લક્ષ્ય હોય છે એ અતિ દુર્ભાગ્યની ઘટના છે

ટાગોર સમા નમ્સ્કારમૂર્તિ કળાકારોના નૃત્યનાટકો પ્રજાના નિર્દોષ પ્રમોદસ્થાન હોય એ સમજી શકાય. પણ જેમના સંચાલકો કે કળાકારોમા સસ્કૃતિવિકાસના ધ્યેયનો છાંટો ય ન હોય ત્યા શી દશા થાય? નાટ્યગૃહો કે સિનેમા એ માત્ર લોકોને રંજન કરી નાણા કમાવવાના જ પ્રયોગો છે તેથી એ કળાને ઓઠે બતાવાતા દશ્યોમા એક દૃષ્ટિએ ભયકર જોખમ છે

મારી આ વાત તમારામાના ઘણા શિક્ષિતોને ખટકશે, પણ મારી વ્યાખ્યાતા તરીકેની કઠી ફરજ બજાવતા મારે નિ સંકોચ રીતે મારો અભિપ્રાય જણાવવો જ રહ્યો હું માનુ છુ કે કળા ચારિત્ર્ય ખાતર છે ચારિત્ર્ય વિના કળા શાને નહિ એટલે કળા ભને ગમે તેટલી સુંદર હોય, પણ એના દર્શકમા ચારિત્ર્યની ભૂમિકા જોઈએ આપણને વિનોદ અને શિક્ષણ મળે છે, તો પછી કળાધરનું ચારિત્ર્ય જોવાની શી જરૂર? એ રીત હિને નહિ પાલવે સિનેમાથી થતો આખનો ભોગ અને હજારોનું પાણી ભલે ક્ષમ્ય ગણાય, પણ ચારિત્ર્યની હાનિ સામે આખમીચામણા ન ચાલી શકે

ઘણા યુવાન કોલેજિયનો સિનેમા જોઈને આવ્યા પછી પોતાને નબળી અસર, નબળી ભાવનાને લીધે વીર્યહાનિ થવાની ફરિયાદો કરે છે આમા સિનેમા જગતની પાછળ રહેલી અનૈતિક સૃષ્ટિ મુખ્યત્વે જવાબદાર છે

વ્યાપારી જગત

આટલું કહ્યા પછી હવે વ્યાપારી ક્ષેત્ર તરફ આવુ છું પકડાજ

વિલાસોને પોષવા માટે ધન પણ પુષ્કળ જોઈએ, અને શ્રીમંત તો આંગળીને વેઢે ગણાય તેટલા એટલે બીજાએ શું કરવું? એવાને માટે સટ્ટો જુગારના સાધનો સામે જ છે એકના નવ આપવાવાળો આંક ફરક અને હજારની મૂડીએ લાખોનો વ્યાપાર ખેડાવનારો સટ્ટો આજે તો એણે પ્રજાને ચોમેરથી ભીડો લીધો છે એક પણ વ્યાપારી ક્ષેત્ર સટ્ટા વિહોણું રહ્યું નથી 'રેઇસ' પાછળ તો રીતસર રાયથી રંક સહુ દોડે છે લોટરીની અને આંકફરકની લતથી એક હેતપાટી કરનારો મજૂર પણ છૂટી શક્યો નથી થોડા દેવા અને વધુ પડાવી લેવા પૈસાની તો માત્ર હેરફેર થાય એકની પાસેથી બીજા પાસે અને બીજા પાસેથી ત્રીજા પાસે એમ અંદર અંદર અદલાબદલી થાય નવું સર્જન ન થાય આ વાત બધા સ્પષ્ટ સમજે છે, છતા હરામની વૃત્તિ એટલું સમજવા જ નથી દેતી આ બધા શરમજનક વ્યવહારો પરિણામે પ્રજા બેકાર તેમજ આતરપીડાથી ઘેરાતી જાય છે, અને વિકારો સાથે નીતિભ્રષ્ટતા—હરામ વૃત્તિની પ્રબળ લાલસા વધ્યે જ જાય છે

જે માતાને દૂધ પચતું નથી, જે યુવાની હારી બેઠી છે, જે ચાની પૂરેપૂરી ગુલામ છે, એ માતાની પ્રજા કેવી હોય? છતા વિકારો વધવાને પરિણામે ભૂંડની જેમ પ્રજાની પરંપરા વધતી જાય છે હમેશા પ્રજા ઉત્પન્ન થતા પહેલા જ બે લાખ સ્ત્રીઓ મરે છે. આવી કરુણ દશા હિંદ સિવાય બીજા કયા દેશની હશે?

### સંતતિનિયમનનું કાતિલ ઝેર

પ્રજાની વૃદ્ધિ ન થાય અને વિકારો ઉચ્છૃંખલ ભાવે પોષાય એવો એક નવો માર્ગ અહીંના યુવક—યુવતીઓએ લેવા માંડ્યો છે એ માર્ગનું નામ છે સંતતિનિયમન 'સંતતિનિયમન'ના સિદ્ધાતનો પ્રચાર કરનારું ઝેરી સાહિત્ય વિદેશથી ખૂબ ખૂબ હિંદમા પેઠું છે

થોડા જ વખત પહેલા એક વિદેશી વિદુષી અહીં પ્રચારાર્થે આવેલી. મહાત્માજીએ તો એને રોકડું પરખાવી દીધું કે હિંદ માટે

એ હળાહળ વિષ છે પણ એને ટેકો આપનાર હજુ ઓછા નથી સંતતિનિયમનનો સાચો ઇલાજ વિકારને પોષીને કૃત્રિમ ઉપાયો યોજવા એ નથી, પણ એનો ઇલાજ કેવળ વિકાર ઉપર સંયમ રાખવો, એટલે કે વિષયી ભાવના પર કાબૂ રાખવો તે છે

પ્રથમ માર્ગમાં કેટલું નુકસાન છે તે એના પ્રચારકો જ થોડા વખત પછી નજરે જોશે પશુઓને પણ એ ક્રિયા નૈસર્ગિક જ હોય છે સંયોગની મર્યાદા હોય છે માનવીને એ ઓવપાર આપે છે કે— 'प्रजायै गृहमेधिनाम् ।' પ્રજોત્પત્તિના હેતુ સિવાયનો સંભોગ એ કેવળ વિકાર છે, પાપ છે, અને અધોગતિનું મહાકારણ છે

## સામાજિક રૂઢિઓ

આટલા દોષો ઉપરાન્ત હજુ હિન્દનું એક વિશિષ્ટ દ છે સામાજિક રૂઢિઓનું અમારી નાતિનો રિવાજ છે, શું કરીએ! આટલું તો કરવું જ જોઇએ, એમ માને આમ નાતિના નામે, સમાજના નામે, મારણ રૂઢિઓનો ગુલામ થઈ નાહકના લગ્નખર્ચો કરે છે ક્ષણજીવી નામના ખાતર મેળાવડાઓ અને ધામધૂમો પાછળ હજારોનું પાણી કરે છે ત્યા મારા દેશબન્ધુઓની શી દશા છે, એનું એને ભાન રહેતું નથી, અને રહે તો ય સમાજના મહેણાંટોણાં આગળ સ્થિર રહેવાની જાહેર હિંમત કે શક્તિ નથી ખોટી દેખાદેખીથી નકામા ખર્ચ કરીને હાથે કરીને પાયમાલ થઈ રહ્યા છે

આજે મધ્યમ વર્ગની એવી દશા થઈ છે કે મોટા ભાગને તો ખાવાના સાંસા છે શ્રમથી તો શરીર ટેવાયું જ નથી હોતું, અને હાથ ખર્ચાળ હોય છે એટલે અનીતિનો માર્ગ જ એને ભાગે આવી પડે છે પછી કાં તો આપઘાત કરવો પડે છે સ્ત્રીઓ જો સાચી કેળવાયેલી હોય તો આવે વખતે તે પુરુષને બરાબર માર્ગદર્શક થઈ પડે છે પણ ઘરેણાં, ટાપટીપ, વસ્ત્રોની વિવિધતા અને વૃત્તિવિલાસ સિવાય એની આંખ હજુ આગળ ગઈ જ નથી. એ તો લાવો, લાવો ને લાવોમાં જ સમજે છે

એમ જ આ દશા માટે પુરુષજાતિ પણ મુખ્યત્વે જવાબદાર જ છે બાળલગ્ન અને ઘૂંઘટ એ મોગલમાળના અવશેષો છે એને વિદાય આપવી જોઈએ બાળલગ્નના પરિણામે બંગાળમાં થયેલી લાખો બાળવિધવાઓનું સીધું જ પરિણામ વેશ્યાવૃદ્ધિમાં આવ્યું છે ઘૂંઘટ એ લજ્જા જાળવવાની વસ્તુ છે એ દલીલમાં કશું ય વજૂદ નથી મરાઠી દક્ષિણી બહેનોની આંખમાં રહેલી નૈસર્ગિક લજ્જા જોનારને એનો સાચો ખ્યાલ આવ્યા વિના નહિ જ રહે રડવાકૂટવાની કૃત્રિમ પ્રથા અને મરેલાની પાછળના મીઠાં ભોજનના વ્યવહારો જંગલી પણાનો અતિરેક બતાવે છે

'માણસ ભાગ્યું છે કે લાકડું ?' માટે પછાડ ખાવી જ જોઈએ' આવા જુનવાણીના વેણો સાંભળીને પછાડ ખાનારી અને કૂટી કૂટી છાતી તોડનારી ઘણી બહેનોએ છાતીના દર્દો નોતર્યાં છે, અને મરણ શરણ થઈ છે આ ઉપરાંત કન્યાવિક્રય, વરવિક્રય અને સીમંત પાછળના જમણવાર વગેરે ખર્ચોએ તો માઝા મૂકી છે

### વહેમ અને ભ્રમ

માણસ જરા બીમાર પડ્યો કે ઉપવાસનો નૈસર્ગિક ઉપાય નહિ લે, પણ દવા લેવા દોડશે, અથવા તો અમાજીની કે બુટમાતાની માનતા માનશે 'હિસ્ટીરિયા' એ એક પ્રકારનું દર્દ છે, તે તો હવે લોકોએ જાણ્યું પણ તે પહેલા તો ભૂવા અને પાખંડીઓ જ પોષાતા ધર્મને નામે પણ અસંખ્ય પ્રકારની વહેમજાળો પથરાઈ છે એ વિષે હું વિસ્તારથી આગળ કહેવાનો છું, એટલે અહીં હિંદની પરાધીનતાનો આટલો ખ્યાલ આપી હવે શું કર્તવ્ય છે તે જણાવી દઉં

### તો હવે શું કરવું જોઈએ ?

૧ પ્રથમ તો બાળાઓને બ્રહ્મચર્યની અને ગૃહજીવનની ખરેખરી તાલિમ મળે તે માટે કેવળ સરકારી બહેનોની સીધી દેખરેખ નીચે ચાલતી સંસ્થાઓ નિભાવવી જોઈએ એટલે સ્વરક્ષણ, સ્વાવલંબન,

સહનતા, નિરભિમાનતા, સુઘડતા, નીડરતા, વિવેક, સ્વાવલંબન, માતાની માફક સેવા અને સેવાના પાઠો તે શીખે તે તૈયાર થાય

૨ બાળકો માટે ઘડાયેલ ક્રમ પ્રમાણે આજના ઢાંચાના શિક્ષણની પ્રણાલિકા ફેરવીને સંસ્કારપ્રેમ વધારી, નૈતિક પાયા સાથે આર્થિક જાગૃતિ અને ઉદ્યોગો તરફ વધુ ધ્યાન આપવું જોઈએ

૩ ઓછામાં ઓછું વીસ વર્ષ બ્રહ્મચર્યની તાલીમ લીધા પછી જ ગૃહસ્થાશ્રમમાં પડવા ઇચ્છનાર યુવાન-યુવતીને પરણવાનો અધિકાર મળવો જોઈએ કૌટુંબિક, સામાજિક કર્તવ્યપાલનના વર્ણન દ્વારા જવાબદાર બનવા જોઈએ

૪ એકપતિવ્રતની જેમ એકપત્નીવ્રતનો આગ્રહ પણ સેવાવો જોઈએ

૫ બાળવિધવાઓ પૈકીની જે સ્વેચ્છાએ વૈધવ્ય સ્વીકારે એમને માટે સેવાઉપયોગી સાધનસગવડો મેળવી જોઈએ અને જે સ્વેચ્છાએ વૈધવ્ય ન પાળી શકે એમને વધુ અધઃપતનને માર્ગે જતી અટકાવવા આપદ્ધર્મ સમાજના ગૃહસ્થ નાયકોએ નિર્મળ દૃષ્ટિએ ગંભીરપણે સ્વીકારી લેવો જોઈએ એથી નવવિધવાઓની સંખ્યા બાળલગ્ન અને પ્રૌઢલગ્નનો નિષેધ થવાથી સહેજે ઘટશે

૬ નાટકસિનેમાના વિકારી દૃશ્યોથી સાવધાન રહેવું જોઈએ

૭ ગોધન વધે એવી દૃષ્ટિ રાખવી જોઈએ

૮ ખાદી અને દેશી વસ્તુઓને અપનાવવી જોઈએ

૯ યંત્રાદિને ઓછામાં ઓછો ટેકો મળે એવું સાદું અને સંયમી જીવન સ્વીકારવું જોઈએ

૧૦ વ્યસન, રૂઢિઓ અને વહેમોની ગુલામીથી છૂટીને શ્રમપ્રધાન અને સંતોષી જીવન જીવવું જોઈએ

૧૧ નકામા વધુ પડતા ખર્ચો ઘટાડવા અને જરૂરિયાતો બની શકે તેટલી ઓછી કરવી

૧૨ ભાઈભાઈ વચ્ચેની આભડછેટના ભૂતે જે ભ્રમભરી દીવાલ ખડી કરી છે, તેમા માનવતા નથી, પણ નર્યો તિરસ્કાર અને અભિમાન પોષાય છે તેને ખ ખેરી નાખી પરસ્પર ભ્રાતૃભાવ–પ્રેમભાવને વધારી કર્તવ્યનિષ્ઠ બનવુ એ જીવનવિકાસનું પ્રાથમિક પગથિયુ છે એ પગથિયે ચડવામા પ્રથમ આરોગ્યની જરૂર પડે છે

એટલે જ ગૃહસ્થાશ્રમીઓ માટે પરણવા ટાણે માસુ પોંખવા આવે છે, ત્યારે હજુ પણ જે પાચ વસ્તુઓ ત્રાક, રૈયો, સાંબેલુ, ધોંસરુ વગેરે બતાવે છે, તે પંચસ્ત્ર સુખી જીવનના પાયા હોય એમ સ કેતયુક્ત વ્યવહાર છે એનું રહસ્ય પ્રત્યેક ગૃહસ્થાશ્રમીએ જીવનમા વણી લેવુ જોઈએ

સૂતર કાતવાનુ, છાશ વલોવવાનું, ચોખા છડવાનુ, ઘટીએ દળવાનુ અને ખેતીનું કાર્ય એ પાચે ક્રિયાઓ પૂર્વજોએ અર્થપૂર્ણ યોજી જણાય છે એના મૂળમા સ્ત્રીઓના શારીરિક શ્રમ અને ઘરની ઉપયોગિતા બરાબર નજરે પડે છે પણ જ્યારથી એ ભુલાયા છે, ત્યારથી જ શારીરિક અને એ અંગે સામાજિક, આર્થિક તથા નૈતિક અવનતિ શરૂ થઈ છે ફરીથી હિંદ પૂર્વની ભુલાયેલી પ્રણાલિકાને ઓળખી લે અને નયનો ઉઘાડી જાગ્રત બને, પરાધીનતા છાડી આત્મ બને આવી સ્વાભાવિક આઝાદીમાથી આજના જગતને નવો જ બોધપાઠ સાંપડશે હિંદના નક્કર સ્વરાજની ચાવી તે આ

રાષ્ટ્ર એટલે અનેક ગામનગરનો સમૂહ, અને ગામનગર એટલે અનેક સમાજનો સમૂહ, તથા સમાજ એટલે અનેક માણસોનો સમૂહ એટલે માણસો પોતાના માનવધર્મનું પાલન કરે તો સમાજધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મનુ પાલન કરી શકે—એટલે જ માનવસમાજમા પડેલી ત્રુટિઓ જાણીને તેના ઉપાય બનાવવા પ્રયત્ન કર્યો છે

# યુગધર્મ

વા'લા બેનોને '

આજે મે 'યુગધર્મ' પર કહેવા ધાર્યું છે. દેશ સાથે ધર્મનો સંબંધ છે તે તમે જોઈ ગયા. જેમ દેશ સાથે ધર્મનો સંબંધ છે તેમ કાળ સાથે પણ છે. ધર્મનો મૂળ આત્મા ત્રિકાલાબાધિત છે પણ દેશકાળ પ્રમાણે એનું બહિરંગ બદલાય છે, અને બદલાવું જોઈએ. શ્રીમાન શંકરાચાર્ય પણ કહે છે —

यस्मिन् देशे काले यो धर्मो भवति ।
स एव निमित्तान्तरेषु अधर्मो भवत्येव ॥

'એક કાળે જે ધર્મ હોય છે, તે જ કાળાન્તરે અધર્મ રૂપ બની જાય છે' આ કથનનું રહસ્ય એ છે કે એક કાળે જે ક્રિયા ધર્મના મૂળ આત્માને અનુકૂળ હોય, તે જ ક્રિયા બીજા કાળે ધર્મના મૂળ આત્માને પ્રતિકૂળ થઈ પડે છે. ક્રિયામાત્રમાં કંઈથી અમુક એ ઇષ્ટ છે ઉતારામાં અનિષ્ટની બાજુ તે ઇષ્ટ છે એમ મૂળ ધ્યેય બન્નેમાં સમતોલપણું જળવાઈ રહે એ સારુ જ પણ ક્રિયામાં લાભ અને હાનિ જેવો પરસ્પર વિરોધ આવે છે.

જે રીતે જાણ્યું છે તે પ્રમાણે દેશ સંબંધમાં અને તે જ રીતે ધર્મ અને યુગ સંબંધમાં જાણવું.

## યુગપ્રધાન પુરુષ અને પ્રાણીજાતિ

યુગેયુગે અનેક મનુષ્યોમાંથી એક યુગપુરુષ પાકે છે તે દેશકાળ

પ્રમાણે પ્રાણીજાતના સાર્વત્રિક કલ્યાણ માટે યોજનાઓ ઘડે છે એ શબ્દો ગુથાય છે, અને તે શાસ્ત્રો તરીકે ઓળખાય છે

આ રીતે શાસ્ત્રો એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ જોઈ પ્રાણીજાતના હિતને માટે યોજયેના ધર્મતત્ત્વનુ નિરીક્ષણ કરવાનો ધ્રુવકાંટો, અને તેનો સ્વાનુભૂતિજન્ય પરિચય જનતાને પોતાના જીવન દ્વારા આપે તે યુગપ્રધાન પુરુષ કહેવાય છે

આવી યુગપ્રધાન વિભૂતિની દૃષ્ટિ વિશ્વવિશાળ હોય છે એટલે એમનું જીવનક્ષેત્ર પણ એટલુ જ વ્યાપક હોય છે

જૈન આગમોમા આવા તીર્થંકરોનો ઉલ્લેખ મળે છે એમાના સૌથી આદિપુરુષ ભગવાન ઋષભદેવે તે વખતના ભિનઆવડતના ભોળા સરલ યુગલિયા ઉપર દયા કરી દરેક પ્રકારની કલાઓ, હુન્નરો, ઉદ્યોગ, જીવન-વ્યવહાર શિખાવી જગતનું મહાપરિવર્તન કર્યાની નોંધો સિદ્ધાન્તોમા સક્ષેપથી ને ગ્રથોમા વિસ્તારથી મળે છે ભગવાન મહાવીરે બ્રહ્મચર્યનો મહિમા, અહિંસાની સૂક્ષ્મ શોધ, વહેમોની જટિલતા, સંકુચિત વૃત્તિઓ, કર્મના અબાધિત નિયમો અને જીવ તનું ઊંડુ તત્ત્વ-જ્ઞાન જગત સામે મૂકી મહાધર્મસંસ્કરણ કર્યું છે

આ જ રીતે વિશ્વપ્રિય બુદ્ધ, મહાત્મા ઈશુ, અશો જરથુસ્ત્ર અને હજરત મોહમ્મ સાહેબે પોતપોતાના ક્ષેત્ર અને કાળ પ્રમાણે જગત ચરણે પોતપોતાની કક્ષા પ્રમાણે જુદાજુદા તત્ત્વો ધર્યા છે મહાત્મા કૃષ્ણચદ્ર અને ન્યાયમૂર્તિ રામ બન્ને ચિત્રો આર્યસસ્કૃતિના વિવિધ કક્ષાના મુકુટમણિ છે

આ તો આપણે અતિપરિચિત નામનો ઉલ્લેખ કર્યો સામાન્ય રીતે જોઈએ તો નાનીમોટી વિભૂતિઓ ગુપ્ત કે પ્રગટપણે કાળે કાળે પાકતી જ રહે છે વિશ્વવૃક્ષમાથી જો એવા મધુર ફળો ન પાકતા હોત તો એની આજે હસ્તી જ ન હોત

પણ ખેદની વાત તો એ છે કે એ વિભૂતિની પાછળ રહેલો અનુયાયીગણ આ મૂળ મુદ્દાની વાત ભૂલી જાય છે અને સાધનને

સાધ્ય માની બેસે છે તે ખોખાને જ વસ્તુ માની બેસે છે, ક્રિયામાં જ પર્યાપ્તિ માની બેસે છે એટલે મતમતાંતરો થઈ વિવાદ જન્મે છે તે વિવાદમાંથી વિતંડાવાદ થઈ આખરે કદાગ્રહમાં પરિણામ આવે છે એ ઝેર એટલું તો ભયંકર છે કે માનવજાતનું વધુમાં વધુ નુકસાન એ ઝેરે જ કર્યું છે ધર્મને નામે પૈશાચિકતા, ધર્મના નામે રક્તપાત, ધર્મના નામે જ પાશવલીલા, આસુરી તાંડવ એ બધું જન્મ્યું છે.

## ગેરસમજ અને સમજ

હિંદુ અને મુસલમાન વચ્ચેના ઝગડાઓ ઠેઠ મોગલ કાળથી આજ પર્યંત ચાલ્યા આવે છે બન્ને મિશ્રાર છે, પણ હાથોહાથ મેળવતા તે અચકાય છે મરદાનગીવાળા વ્યાખ્યાનમાં હું એ વિષે ઘણું કહી ગયો છુ

જે રીતે હિંદુ-મુસલમાન વચ્ચે તે જ રીતે જૈનો અને બૌદ્ધો વચ્ચે, જૈનો અને વૈષ્ણવો વચ્ચે અને એમાં પણ પોતપોતાના પેટા ભેદો પર વે ભારે મનભેદો છે આ રીતે જોવા જઈએ તો એક જ ગામમાં, એક જ મહોલ્લામાં, એક જ શેરીમાં અનેક ધર્મો, અનેક જાતો અને અનેક જાતના મતમતાંતરો વ્યાપી રહેલ છે જ્યારે ચીન જેવા ૪૮ કરોડની વસ્તીવાળા દેશમાં માત્ર એક જ બૌદ્ધધર્મ છે।

એટલું ખરું કે જો મૂળ ધ્યેય સમજાય તો તો આ બધા ભેદો ખૂબ સાધક થઈ પડે સ્વામી વિવેકાનંદ આ ભેદોને તો કળાના વિવિધ આવિષ્કારો તરીકે વર્ણવતા, અને એની પાછળ રહેલો આત્મા અખંડ છે, એમ કહેતા યોગીશ્વર આનંદઘન મહારાજ કહે છે

રામ કહો, રહેમાન કહો કોઉ કા'ન કહો મહાદેવ રી રે,
પાર્શ્વનાથ કહો, કોઈ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વયમેવ રી રે

જોઇએ તો ભલે રામ કહો, રહેમાન કહો, મહાદેવ કહો, પાર્શ્વનાથ કહો, બ્રહ્મા કહો, જે કહો તે બધા એક જ સ્વરૂપના ભિન્ન ભિન્ન નામ છે

આ જમાનામાં પણ દેવ કે દેવીની સામે જીવતા જાનવરોને હોમે, ત્યારે તો એ નિર્દયતાની અવધિ જ ગણાય! જગવી લોકો પણ હવે તો સમજી ગયા છે કે, 'દેવી કે દેવ એ જો પ્રાણીમાત્રના માબાપ હોય તો નાના કે મોટા બધા પ્રાણી એમને તો બાળ સમા જ હોય. એ એક બાળકને હાથે બીજા બાળકને મારવાનું કેમ કહે? આ તો ભૂવાના ધતિંગ છે' અને એ અક્ષરશઃ સત્ય છે માણસ પોતાની સ્વાદલોલુપતા પોષવા ખાતર દેવદેવીનું ઓઠું લઇ આવું પૈશાચિક તાંડવ ખેલે છે

લૉર્ડ હાર્ડિંગના પિતા જ્યારે હિંદના વાઇસરૉયપદે નિયત થઇને આવ્યા ત્યારે આજે જ્યાં મહાકાળી સ્ટેશન છે તે સ્થળે મહાકાલી માતાનું મંદિર હતું, ને તેની આગળ એના ભૂવાઓ ગર્ભિણી સ્ત્રીઓને પકડી લાવીને નવરાત્રિમાં ભોગ ચડાવતા આ રૌદ્ર લીલાની વાત સાંભળી એમનું હૃદય કકળી ઊઠ્યું તેઓને સમજાવવાના વાઇસરૉયે ઘણા પ્રયાસો કર્યા પણ તે લોકો ન જ માન્યા અને પ્રયાસો જ્યારે નિષ્ફળ ગયા ત્યારે જે દિવસે એ રાક્ષસી ક્રિયા થવાની હતી, તે જ દિવસે એક શસ્ત્રધારી મોટી ફોજ છૂપી ગોઠવી જ્યારે ભૂવાઓ ધૂણવા લાગ્યા અને બહેનોને મારવાને તૈયાર થયા, ત્યારે સંકેત પ્રમાણે એકદમ ગંત્રે સશસ્ત્ર ફોજ ખડી થઈ ગઈ અને ભૂવાઓને મારી નાખી માતાઓને મુક્ત કરી ઉપરાંત એ સ્થાનને હતું ન હતું કરી મેલ્યું મૂર્તિનું નિશાન સુદ્ધાં ન રહેવા દીધું એક જ રાત્રિમાં એ બધું કામ ઝપાટાબંધ કરી નાખ્યું આજે આ સ્થળે રેલ્વેનું મહાકાળી નામનું સ્ટેશન છે કોઈ પણ શાસ્ત્રીય ગ્રંથો પશુબલિ કે નરબલિનું વિધાન નથી કરતા એ ભાગ્યે જ કહેવાનું હોય! વેદના વાસ્તવિક અર્થોને, તેના રહસ્યોને નહિ જાણવાથી જ, પરિણામ હિંસામાં આવ્યું છે ઇંદ્રિયોના વિષયોને હોમી પવિત્ર સંયમનું આરાધન કરવું, એ વૈદિક કર્મકાંડોનો મુખ્ય ધ્વનિ છે કોઈ કામના સિદ્ધ કરવા કામ્ય યજ્ઞ કરે છે, એ દ્રવ્યયજ્ઞમાં પણ પ્રાણીજન્ય હિંસાને સ્થાન નથી

જે રીતે વૈદિક પ્રયોગોની વાત કરી, તે જ રીતે કુરાન અને બાઈબલ કે ઇતર કોઈ ધર્મશાસ્ત્રમાં કોઈ હિંસાનું પ્રતિપાદન નથી હું કહી ગયો છુ કે કુરાને શરીફમાં કોઈ એવી આજ્ઞા નથી કે ઇસ્લામને નામે હિંસાનું વિધાન કરી શકાય, અને ન જ હોય કેમકે સત્ય એ સત્ય જ છે, એમાં બે નથી હોતા મને એ બારે આશ્ચર્ય થાય છે કે જે ઇસ્લામીનું હૈયુ હજ વખતે ચીના દાણાની સળી પણ કાપતા દુખાય છે, તે જ ઇસ્લામી બિરાદર ઈદને દહાડે કરોડોની તાતાદમા બકરીઓની કતલ કઈ રીતે કેમ સહી શકે છે? એક વાઘ હોય તે ભક્ષ માટે પશુને મારે એ સમજી શકાય છે, કારણ કે એની હોજરી અને ભૂમિકા જ એવી છે પણ માણસ નિર્દોષ પ્રાણીઓને કતલ કરી આસાદાર કરે, એ વાત ગળે જ ઊતરતી નથી. જો એ એનો આહાર જ હોત તો એની હોજરી, દાંત અને નખ જુદા જ પ્રકારના હોત, અને માંસને રાંધવું ન પડત' પણ માણસ જ્યા લગી માનવતાને માર્ગે નથી ત્યા લગી તે આવા અનર્થ કરી રહ્યો છે અહીં તો હું એ કહી રહ્યો છું કે આ અનર્થને અનર્થ માને કે લેખે ત્યા લગી ઊગરવાનો આરો છે પણ જ્યારે ધર્મને ઓઠે જ માણસ અનર્થ કરે છે ત્યારે તો એ બારે અફસોસ થઈ પડે છે આમ કરીને પોત પોતાના ધર્મની અને પયગબરોની પ્રતિષ્ઠા માણસ ખોઈ બેસે છે, અધઃપતનને માર્ગે ધકેલાય છે

'જૈન ધર્મને નામે'

જૈન ધર્મના નામે ઘણા પથો ઠરી ગયા છે એમનામાં ધન કે બીજા કોઈ બહાને સ્થૂળ હિંસા નથી એટલું જ નહીં પણ જગતની નિરામિષાહારી સર્વ પ્રજાઓ ઉપર જૈન સસ્કારોની સીધી કે આડકતરી છાપ છે આર્ય પ્રજાને યજ્ઞોનું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં મહાવીર અને ભગવાન બુદ્ધનો મહાન ફાળો છે જૈન સંસ્કૃતિએ અહિંસાની જે સક્રિય પ્રણાલી આપી છે, તે અજોડ છે આમ છતા આજે એમની અહિંસાનું ક્ષેત્ર બારે ટૂંકું અને ધ્યેયવિહોણ બની ગયું છે, એ સત્ય

મારે કહેવું જ જોઈએ એ વિષે વિસ્તારથી હું પ્રસંગોપાત્ત કહીશ અહીં તો એટલું જ કહું કે એ નાના સૂક્ષ્મ અને ક્ષુદ્ર જીવોની દયા પાળવામાં જેટલી કાળજી રાખે છે તેટલી કાળજી માનવજાતિ પ્રત્યે હોત તો આજનું હિંદ અનોખું હોત ! એની સેવા અને અર્પણતાઓ જગતને ચમત્કારી લાગી હોત !

**એક વિચિત્ર સંપ્રદાય**

એ જ જૈન ધર્મને નામે આજે એક એવો સંપ્રદાય ચાલી રહ્યો છે કે જે ધર્મ સંબંધમાં ભારે વિચિત્ર ખ્યાલ ધરાવે છે એમની માન્યતા આ જાતની છે " એક ગાયનો મોટો વાડો હોય અને તેમાં આગ લાગી હોય, ગાયો બળતી હોય, તો પણ તેમને બચાવવાનો પુરુષાર્થ ન કરવો કારણ કે એ ગાયો બચે તો જે કંઈ ખાય, પીએ, સાંસારિક ક્રિયા કરે, લડે, વઢે, એ બધું પાપ બચાવનારને લાગે " ટૂંકમાં કોઈ પ્રાણી મરતું હોય તો તેને બચાવવામાં અને પોતાના સાધુઓ સિવાયનાને દાન દેવામાં એકાંત પાપ થાય છે, એમ એ માને છે માતાની સારવાર કે દવા આપવામાં પણ તે પાપ માને છે તમોને તો આ વાત સાંભળતા જ ત્રાસ છૂટશે પરંતુ આવા ઉપદેશે ચાલનારા એમના અનુયાયીઓની મોટી સંખ્યા મારવાડ, માળવા, મેવાડમાં છે

એમને કોઈ પૂછે કે તમે ભગવાન મહાવીરને તો માનો ને? પણ એ જ ભગવાન મહાવીરે દયા અને દાન પર ભાર આપ્યો છે ગૃહસ્થાશ્રમી હતા ત્યારે વરસ સુધી અખંડ રીતે દાનપ્રવાહ વહેવડાવ્યો, તેનું શું? ત્યારે એ કહેશે કે એ તો છદ્મસ્થ હતા ત્યારે ! હવે પૃચ્છક કહેશે, તો તમે સંપૂર્ણ છો? તમે જેમને આવો ઉપદેશ કરો છો તે સંપૂર્ણ છે? ત્યારે તે કોઈ બીજો જ ગુવાટ મારશે જો કે 'દાન અને દયા'માં પણ વિવેક તો જોઈએ જ દાન એટલે સ્વાર્થત્યાગભર્યું સમર્પણ, અને દયા એટલે પ્રેમનું સ્થૂળ સ્વરૂપ. આ રીતે એ બેની કક્ષાઓ હોય તો જ શોભે છે, અને સફળ બને છે જો એક માણસ અનીતિથી લાખોની લૂંટ કરે ને પાંચપચ્ચીસનું

દાન કરી દાનેશ્વરી થવા નીકળે, તો એવા દાનેશ્વરી થનારનું દાન મશ્કરીરૂપ છે એ જ રીતે કોઈ સ્ત્રીની દયા ખાતર અબ્રહ્મચર્ય સેવનારની દયા પણ ઘૃણાજનક છે વસ્તુત એ દાન ના છે જ નહિ, એ તો કીર્તિલાલસા અને સ્ત્રીમોહ છે એટલે એવા દાખલા પરથી કંઈ દાન કે દયાનો મૂળ સિદ્ધાંત ખડિત થતો નથી અસ્તુ

ચાલો હવે આગળ વધીએ તમામ કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને દ્વૈતાદ્વૈત વચ્ચેના વિવાદો, જૈનમા દિગબર અને શ્વેતાબરના ઝગડાઓ, સ્થાનકવાસી, દેરાવાસીના મૂર્તિઅમૂર્તિના મતભેદો, અને મુમતીના ઝગડાઓ અને તેમની માન્યતાના ભેદો, આચારવિચારના વિવાદો, આમ નાના મોટા અનેક પ્રકારના વૈમનસ્યો પ્રત્યેક સ્થળે દેખાય છે એના મૂળમા અજ્ઞાનતા અને એકાંતદૃષ્ટિ, પરસ્પરને સમજવામા અસહિષ્ણુતા એ સિવાય બીજુ કશુ જ નથી અને તેથી જ આત્મકલ્યાણ માટે સેંકડો શાસ્ત્રો, કરોડો ક્રિયાઓ, લાખો મંદિરો અને દેવળો હોવા છતા સદ્‌વિચારના અભાવે, સાદી માનવતાને પણ હજુ મનુષ્ય સમજી શક્યો નથી એક પણ સાચી ક્રિયા અફળ જતી નથી, તો ધાર્મિક ક્રિયા કેમ અફળ જાય? પણ ભક્તપ્રવર નૃસિંહે ખરુ જ કહ્યુ છે કે,

' જ્યા લગી આતમા તત્ત્વ સમજ્યો નહિ,
ત્યા લગી સાધના સર્વ જૂઠી '

જ્યા મૂળ આત્મા ન હોય, ત્યા હાડપિંજર શા ખપનું ?

**માલકા પત્તા નહિ, સીલ બરાબર હૈ !**

અહીં મને એક રમૂજી ઉદાહરણ યાદ આવે છે, તે તમોને કહું એક જમાનખા કરીને પઠાણ હતો તેને બેંકમા ચોકીપહેરો ભરવા માટે રાખ્યો હતો જમાનખા હમેશા સાજના જ્યારે બેંક બધ થાય અને તેને તાળા લાગી સીલ મરાય ત્યારે ત્યા ચોકી યાતરૂપે બેંકમા પહેરો ભરતો હતો કોઈ લૂટી ન જાય તે માટે તેને રાખવામા આવ્યો હતો જમાનખા હમેશા એકનિષ્ઠાથી એ બેંકની ચાવીમા ફર્યા કરતો અને સીલ જોયા કરતો એકદા જમાન-

લખા ખડી અક્કે ચોકી ભર્યા કરે છે અને રાત્રિનો અંધકાર ચોમેર છવાઈ ગયો છે સમય પણ ઠીકઠીક પસાર થઈ ગયો છે તેમાં યોગાનુયોગ કેટલાક ડાકુઓ આવી પહોંચ્યા અને એ બેંકની પાછળની દીવાલે બાકું પાડી અંદર ઘૂસીને સર્વ મિલકત લૂંટીને પોબારા ગણી ગયા

જમાનખા તો બરાબર ચોકી કરતો અને વારંવાર સીલ તો સાબૂત હૈ ન? એમ જોયા કરતો હતો આખનું મટકું માર્યા વિના ખડે પગે તેનો પહેરો તો ચાલુ જ હતો

પ્રભાત થયું બેંકના માણસો આવ્યા મૅનેજર પણ આવી પહોંચ્યા. ત્યાં તુરત ખબર પડી કે કોઈ ડાકુઓ પેસીને ધન લૂંટી ગયા છે મૅનેજરે પૂછ્યું કે આજ રાતની ચોકી પર કોણ હતું? જમાનખા 'જી જનાબ' કરીને તુરત જ હાજર થયો મૅનેજરે પૂછ્યું, 'અરે! જમાનખા! ક્યા તુમ સોયા થા?' તેણે જવાબ આપ્યો, 'મેરી ઇતની નોકરીમે કભી મેને નીંદકા એક ઝોક ભી નહિ લિયા, સાહેબ! મે સારી રાત બરાબર જાગતા હૂ ઔર દેખત રહેતા હૂ' ત્યારે મૅનેજરે કહ્યું, 'તો ફીર યહ ચોરી કૈસી હુઈ?' 'સાહેબ! વો મુઝે પત્તા નહિ દેખો, સાહેબ! સીલ તો બરાબર મોજૂદ હૈ' મૅનેજર જરા ગુસ્સે થઈને બોલ્યા, 'અરે મૂરખકે જામ! સીલકો ક્યા કરના? સીલ કોઈ કે લિયે હૈ? માલ ગયે તબ સીલકો ક્યા કરના?' જમાનખાએ કહ્યું 'સાહેબ! આપને તો મુઝે કહા થા કે સીલ કો બરાબર દેખતે રહેના દેખો સાહેબ! સીલ તો અબ ભી બરાબર હૈ!'

આ જમાનખાની બહાદુરી પર અને તેની મૂર્ખાઈ પર તમને હસવું આવશે, પરંતુ એ જમાનખાના જેવી જ લગભગ આપણી સ્થિતિ છે મોઢે મુહપત્તી બાંધવી, કે કપાળમાં ટીલાટપકાં કરવાં, કે કંઠી પહેરવી, એ બધાં તો ઉપરના સીલ છે, અને તે આ ક્યા ધર્મનો

કયા વિભાગનો માણસ છે, એ બતાવે છે ઉપરાત એ ચિહ્નોમાં અમુક સકેત હોય છે પોતે કોને અર્પણ થયો છે એની વાગીરૂપ એ ચિહ્નોની યોજના થયેલ છે પણ અંદરનો માલ તો કોમળતા, દયા, પ્રેમ, બ્રહ્મચર્ય, સત્ય, મંતોષ, શ્રદ્ધા, સહિષ્ણુતા, સેવા, અર્પણતા ઇત્યાદિ છે પણ જેમ જમાદખાના બરોબર ચોકી કરતા હોવા છતા અદરથી ડાકુઓ માલ લૂટી ગયા તોય તેને ભાન ન રહ્યું, કારણ કે તે સીલ આમુ જોતો હતો, તેમ આપણે પણ મોટાના સીલ તરફ જોઈએ છીએ અને અત્તરનો માલ ક્રોધ, મત્સર, સ્વાર્થ અને કામનાઓ રૂપી ચોરો લૂટી રહ્યા છે છતા આપણે તો આપણા એ સીલ, બોર્ડ કે ચિહ્નની જ તકરારમા પડયા છીએ ' કારણ જમાનખાનાની માફક આપણી નજર સીલ પર છે, માલ પર નથી એથી જ અમારા કલા તેવાં વહેમ, આસુરી વૃત્તિ અને પામરના પાગરતા રહ્યા છે, અને જીવતા ભગ વાનને બ ને જડપૂજા વધતી ગઈ છે મહેનતુ માણસને ખાવા નથી મળતું, પણ દેવને નામે એક એક દિવસમા હજારોના ભોગો ધરાય છે અને પેટભરા માનવી આમળ માલમની અને રઝળપાટની દુનિયા ખડી થાય છે

તમે પૂછશો કે હવે મૂળ સ્થિતિ પર જવાના ઉપાય શા? એ તો મે પ્રથમ જ કહ્યું છે કે 'યુગધર્મ'નુ રહસ્ય સમજો આજનો યુગધર્મ એ કહે છે કે પરમતસહિષ્ણુતા કેળવી સર્વ ધર્મના આદર કરતા શીખો, અનેકાંત દૃષ્ટિથી જોતા શીખો, સ્યાદ્વાદનું રહસ્ય જાણો, પોતાની ત્રુટિઓને, નિર્બળતાને, ક્ષુદ્રતાને, સકુચિત વૃત્તિને જોતા શીખો, અને તજવાયોગ્ય લાગે તેને તજો, સમભાવને કેળવો અને ધર્મ ઉપર ચડેલા વહેમ અને પાખડના પડળ ઉખેડી નાખો

**સર્વધર્મમેળા**

મૂળ તો બધા ધર્મનો પાયો માનવતા એટલે સદ્વિચારની ભૂમિ પર રોપાયો છે, અને તે બધા કોઈ ને કોઈ સત્યના જુદાજુદા

આવિષ્કારો છે અરબસ્તાનના પ્રદેશ વચ્ચે જન્મેલા પયગંબરનો સમય અને ક્ષેત્ર જોઈએ તો એકેશ્વરવાદ સાથે એની નેકી, દયા અને ગપ ની ત્રિવેણીનું રહસ્ય કોને માન નહિ જન્માવે? એ જ રીતે ઇરાનના પ્રદેશમાં પવિત્રતાનો પયગામ પહોંચાડતા પાક જરથુસ્ત્રની નિખાલસતા અને ઘરસનેમના ઈશુથી ક્ષમા કોને નહિ દ્રવીભૂત કરે? આમ એકે એક નાનામોટા મત, પંથ કે ધર્મમાં વિવિધ ભવ્યતા ભરી પડી છે 'મારું તે જ ખરું' નો કદાગ્રહ છોડી 'ખરું તે જ મારું' એ ભાવના કેળવવી જોઈએ આવી સહિષ્ણુતા સેવનાર કશુય ગુમાવતો નથી, ઉલટો ન્યાયદૃષ્ટિએ એ જ ધર્માધિકારી ઠરે છે

ઘણા વખતની એક પ્રચલિત વાત છે એકદા એક કપાળા અને ચાલાક નાના છોકરાની બે માતાઓ થઈ ગઈ એક કહે છે કે આ મારો છોકરો, ત્યારે બીજી કહે કે એ મારો છે, તું શાની એની મા થવા આવી છો? ઝઘડો ખૂબ વધ્યો ગાળાગાળી થઈ અને વાત મારામારી પર આવી ગઈ ગામના લોકોએ બન્નેને ઘણીએ સમજાવી, પણ નિર્ણય થઈ શકયો નહિ એટલે ન્યાયની અદાલતમાં છોકરો અને બન્ને માતાઓને લઈ જવામાં આવી ત્યાં નહોતા સાક્ષીપુરાવા કે બીજા પ્રમાણો એક બાઈ કહે કે આ મારો છોકરો છે અને બીજી કહે, મારો છે છોકરો તદ્દન નાનો હતો. આખરે ન્યાયાધીશને એક યુક્તિ સૂઝી અને તુરત તેણે હુકમ કર્યો કે, જાઓ, આ છોકરાના બે ટુકડા કરી લાવો અને એ બન્નેને એક એક વહેંચી આપો

સાચી માતા હતી તે તુરત જ ગભરાઈ ગઈને બોલી ઊઠી અને કાલાવાલી કરવા લાગી કે, 'સાહેબ, મારે દીકરો નથી જોઈતો, એના ટુકડા ન કરશો, ભલે તે લઈ જાય. ન્યાયાધીશ તુરત જ સમજી ગયો કે સાચી મા આ જ છે ત્યારે જ તેને લાગણી જાગી તુરત જ છોકરો તે બાઈને સોંપાયો અને પેલી બાઈને શિક્ષા મળી

આ પરથી સમજવાનું એ છે કે આવા ઝગડાઓમા જે ધર્મનું યથાર્થ રહસ્ય સમજે છે તે પેલી બાઈની જેમ વીરતાપૂર્વક નમતું મૂકે છે, કારણ કે તે બરાબર સમજે છે કે બને તેમ મમતથી પોતાનો કક્કો સાચો કહે, પણ અમારા ઝગડામા ધર્મ ન હણાવો જોઈએ

યાદ રાખો

યાદ રાખજો કે ધર્મ શીખવાનું કે કેળવવાનું સ્થાન ધર્મસ્થાન ભલે હોય, પણ આચારનું સ્થાન તો જીવન છે જ્યા જ્યા તમારુ જીવન હોય ત્યા ત્યા તમારા જીવનનો ધર્મ હોવો જ જોઈએ! આ રહસ્ય સમજ્યા પછી માણસ માનવતાની ભૂમિકામા થઈને સમ્યક્ત્વની ભૂમિકા ઉપર પહોચે છે અહીં પરોપકાર અને અર્પણતા બન્ને આગ ખીલી ઊઠે છે

તે સમજે છે કે મને જે પ્રિય છે તે મારે બીજા પ્રતિ આચરવુ જોઈએ જો હુ ભલાઈ ઈચ્છુ છુ, તો બીજા પ્રત્યે મારે ભલા થવુ જોઈએ જો હુ જગતની સેવા ઈચ્છુ છુ અને લઉં છુ, તો મારે એ ઋણ ચૂકવવુ જ રહ્યુ! આવો માણસ પછી તે રામને ભજતો હોય કે કૃષ્ણને ભજતો હોય, મહમદને કે મહાવીરને ભજતો હોય, પરંતુ,—

> જનસેવા તે પ્રભુની સેવા, એહ સમજ વિસરાય નહિ,
> ઊંચનીચના ભેદ પ્રભુના મારગડામા થાય નહિ

આટલુ આચર્યા વિના જંપશે નહિ! આવી સ્વપરહિતની અને સમર્પણની ભાવના આવ્યા પછી પણ ધર્મ જુદા જુદા હશે, અને અંતરંગ ભૂમિકાઓ પણ ઊંચી, નીચી, વિવિધ પ્રકારની હશે, છતા માનવ માનવ વચ્ચે માલિક ગુલામની, સત્તાધીશ સત્તાધીનની તથા ધનવાન ને નિર્ધન વચ્ચેની દીવાલ નહિ હોય સહુ હાથોહાથ મેળવી સહકારભર્યું જીવન જીવી રહ્યા હશે

---

## સેવાનો રાહ

વહાલા આત્મબંધુઓ અને માતાઓ !

ગયા વ્યાખ્યાનને અંતે મે જે વાત મૂકી હતી, તે જ વિષય પર આજે બોલીશ એ વિષયનું નામ મે 'સેવાનો રાહ' એટલા માટે રાખ્યુ છે કે, પરોપકાર અને અર્પણતા બન્ને સેવાના માર્ગના ક્રમિક પગથિયા છે સેવા એટની તો ઊંડી ચીજ છે કે જેમ જેમ ડુબકી મારીએ, તેમ તેમ એના વિવિધ સ્વરૂપો નજરે પડે ! સેવા જ્યારે સપૂર્ણ બને છે ત્યારે એ સેવા સ્વાભાવિક જ અદ્વૈત બની રહે છે

### ભગવાન મહાવીર અને સેવા

ભગવાન મહાવીરને નિષ્કામ સેવા ખૂબ પ્રિય હતી તેમણે સાધુ અને શ્રાવકને ઉદ્દેશીને કહ્યું છે કે તમે આ લોકમા બદલાની આશાએ, ધન, માન, આબરૂ, ઈજ્જતની લાલચે સેવા ન કરજો, પણ તમારા આત્માનું હિત સમજીને કરજો સેવાથી સેવા લેનારને લાભ થશે, પણ એનો સાચો લાભ તો સેવા આપનારને થાય છે જ્યા તપશ્ચર્યાનો અધિકાર 'દશ વૈકાલિક સૂત્ર'ના નવમા અધ્યયનમા સમજાવ્યો છે, ત્યા કહ્યું છે —

નો ઈહલોગટ્ઠયાએ તવ મહિટ્ઠિજ્જા, નો પરલોગટ્ઠયાએ તવ મહિટ્ઠિજ્જા, નો કિત્તિવન્નસ દ્દસિલોગટ્ઠયાએ, તવ મહિટ્ઠિજ્જા નન્નથ્ય નિજ્જરટ્ઠયાએ, તવ મહિટ્ઠિજ્જા

અર્થાત્, આ લોકના ભોગોપભોગને માટે, પરલોકના વૈભવોને માટે, કીર્તિ, યશ, માન કે સન્માન અર્થે તપશ્ચર્યા કરવી ન ઘટે પણ એકાંત નિર્જરા અર્થે તપશ્ચર્યા કરવી જોઇએ નિર્જરા એટલે આત્મશુદ્ધિ, તમારા આત્મા ઉપરનો બોજો ઓછો કરવો, આવરણ દૂર કરવું તે નિર્જરા જેમ તપશ્ચર્યા માટે કહ્યું છે, તેમ આચાર કે કોઈ પણ ક્રિયા કે સેવા માટે પણ સમજપૂર્વકની સમજપૂર્વકની નિષ્કામ સેવાઓ આત્માની શુદ્ધિ કરે છે

## સેવા એ તપશ્ચર્યાનો એક વિભાગ છે

સેવા એ તપ શી રીતે, એવી કોઈ શંકા ન કરે ! ઇચ્છાનિરોધ એ તપની વ્યાખ્યા છે સેવામાં નિરોધ કે મનોનિગ્રહ જોઇએ જ એ વગર સેવા શક્ય નથી સેવાના કાર્યમાં માની લીધેલી આપણી કોઇ માન્યતા કે ઇચ્છિત સુખસગવડ કે ઇષ્ટ વસ્તુનો ભોગ આપવો જ પડે, અને ત્યારે જ સેવા થઇ શકે, એટલે ઇચ્છાનિરોધ થાય જ, અને એ જ તપશ્ચર્યા આથી જ આન્તરિક તપમાં સેવા અથવા વૈયાવચ્ચનું સ્થાન છે

કુદરતના નૈસર્ગિક રાજ્યમાં જ્યાં નજર નાખો ત્યાં એવી નિર્વ્યાજ સેવાના જ્વલંત આદર્શો પડ્યા છે

જુઓ તો ખરા, સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્ર, તારા, સમુદ્ર, મેઘ, વાયુ, વૃક્ષાદિ સર્વે પ્રાણીમાત્રને પોતપોતાની જાત અર્પીને, અહોનિશ સેવા અર્પી રહ્યા છે ! તે વડે હવા, પ્રકાશ, પાણી, છાયા, ફળ, ફૂલાદિની સામગ્રી અનાયાસે અથવા સહજ પ્રયાસે સ્વાભાવિક જ સાંપડે છે જે હવા વિના ક્ષણવાર કોઈ પ્રાણી જીવી શકતા નથી, એ હવા મફત સૂર્યચંદ્રના પ્રકાશ જેવી મહાકિંમતી વસ્તુ તે પણ મફત. છતાં એ પોતાના અસીમ ઉપકારના બદલામાં કંઈ ઇચ્છે છે? કેમ ઇચ્છે? એ તો એનો નૈસર્ગિક ધર્મ છે જો એનો ધર્મ હોય તો માનવીનો ધર્મ કેમ ન હોય?

અહો ! મૂઢ સ્વાર્થી માનવી તો જુઓ. એ તો ખાઉં, ખાઉં ને ખાઉં, લાવો, લાવો ને લાવો, સર્વ ગમે તે પોતાનું જ કરી લેવા લાગી પડ્યો છે આવા સ્વાર્થી સૂત્રોને જાળવી રાખવા છતાં પણ દાનેશ્વરી, કર્તવ્યપરાયણ, પરોપકારી, સેવામૂર્તિ એવા વિશેષણો મેળવવાની એ નવી નવી યુક્તિઓ શોધી રહ્યો હોય છે કેવી ધૃષ્ટતા !

જ્યાં જીવ જીવનો ભક્ષક છે, પોતાના સ્વાર્થ માટે બીજાનું પડાવી લેવાની ભાવનાવાળા છે, ત્યાં તે સેવા શું કરવાના ? જ્યાં ઓહિયાનીતિનો સિદ્ધાંત ગમે છે, ત્યાં સેવાના વિશાળ રાહની વાત શી કરવી ? જોકે આખરે તો એ નીતિનો અંજામ એ આવે છે કે બીજાને ભક્ષતા પહેલા કે ભક્ષતા ભક્ષતા આખરે એનો જ શિકાર થઇ જાય છે

## મહાન સિકંદરને પડકાર

આ પ્રસંગ મહાન સિકંદર અને સંત વચ્ચેનો છે સિકંદરે એક સંતની બહુ તારીફ સાંભળી, એટલે માણસને બોલાવવા મોકલ્યો એ જાણે કે હું મહાન સમ્રાટ છું એટલે બધાને બોલાવી શકું, પણ એને ખબર નહોતી કે સંત અધિકાર કે લક્ષ્મીમાં નથી જતા સંતે પેલા બોલાવવા આવનાર માણસ સાથે સંદેશો કહેવડાવ્યો “ જા, તું જઇને તારા સિકંદરને પૂછ ‘ તમે ઘણા દેશો જીતી લીધા પણ હજુ તમે તમારો વિજય કીધો કે નહિ ? જો હા કહે તો હું તુરત આવીશ, નહિ તો તારા સમ્રાટને અહીં મોકલજે ’ ” સિકંદરે આ સાંભળી ખૂબ વિચાર કર્યો એને સંત પાસે જવા જેવું લાગ્યું એને થયું કે, ‘ કોઈ સાચો સંત છે તો એ ભલે ન આવે હું જઉં ’ સિકંદર મળવા ગયા સંતપુરુષે તેમને બેસાડ્યા અને કહ્યું કે ‘ તું સાચો સમ્રાટ નહિ પણ મહાન ભિખારી અને મોટો કરજદાર છે ’ એવા ઘણા દૃષ્ટાંતો આપી તે વાત સમજાવી સિકંદરને તે વાત સત્ય લાગી છેવટે સંતે એક સૂત્ર આપ્યું

"સાભળ ! વધુ નહિ, પણ જે બીજા તુ આપી ન શકે તે બીજાની પાસેથી ન લેવી તે તારો અધિકાર નથી ખુદા સિવાય કોઈ કશુ આપી શકતો નથી છતા તને લાગે છે કે હુ પૈસા, માન આપવા શક્તિમાન છુ, પણ કોઈને જીવન તો આપી શકતો નથી એ વાત જો સત્ય લાગતી હોય તો તારે કોઈ પણ પ્રાણીનો વગર અપરાધે જીવ ન લેવો એટલે જીવહિંસા કરવી નહિ" સિકદરે એ ફરમાન સ્વીકાર્યુ

આ સૂત્રનું ઊંડુ રહસ્ય તો એ છે કે માણસ જન્મથી માડીને જ કુદરતનો ઋણી બન્યો છે જન્મતા જ પોતાની માતાના સ્તનમાથી મળેલા દૂધ પર તે જીવે છે પછી વિશ્વમાથી તેને હવા, સૂર્યપ્રકાશ, જળ મળે છે, તેમ તેમ તે વિકસે છે દુન્યવી ખોરાક અને પદાર્થોથી તેનું પાલનપોષણ થાય છે દુનિયાના અનેક જીવોની વ્યક્ત કે અવ્યક્ત સેવાથી એ સમૃદ્ધ થતો જાય છે આથી સ્પષ્ટ સમજાશે કે એ મનુષ્ય જગતનો એક મહાન ઋણી છે

ઋણ ચૂકવવુ એ કઈ ઉપકાર નથી, એ તો ફરજ છે જો એ ઋણ ન ચૂકવે તો તે દેવાળિયો કહેવાય ! આ જગતના સમર્થ ચિંતક ટોલ્સટોય એમ કહે છે કે, 'તુ બીજા ઉપર બોજો ન નાખીશ, તો તે જગતની ભારે સેવા કરી ગણાશે' આ સૂત્ર ભૂલ્યા છો એટલે મુફલીસ અને માલેતુજાર, માલિક અને મજૂર જેવા અખડ માનવ વશના બે વિભાગ થાય છે ઊચાનીચાના ભેદો વિકૃત રૂપે જાગે છે, અને તેમાથી પરિગ્રહવાદ અને આરભવાદ જન્મે છે આ વિષે હું અગાઉ સારી પેઠે કહી ગયો છુ અને ફરી ફરીને હુ એ કહેવા માગુ છુ કે આજ સુધીની ચાલી આવતી ભૂલથી માણસ પાછો વળે શ્રમણબ્રાહ્મણોએ ક્રિયાકર્મકાડને અને શ્રીમતોએ લક્ષ્મીને, અને રાજાઓએ પાશવી સત્તાને પોતાની ઉપાસ્ય મૂર્તિ બનાવી છે. તેને બદલે સેવાને પોતાની ઉપાસ્ય મૂર્તિ બનાવે !

## પશુઓની અવ્યક્ત પરોપકારવૃત્તિ

પશુઓમા ઋણ ચૂકવવાની વૃત્તિ સ્વાભાવિક જ હોય છે કેટલાય ઘોડાએ અને ગાયોએ તેમના માલિકને જાનને જોખમે મદદ કર્યાના ઐતિહાસિક દાખલા છે કૂતરો તો વફાદાર પ્રાણી તરીકે પ્રસિદ્ધ છે

એક વણજારાને એક વ્યાપારીનું બસોનું દેણુ હતુ વાણિયો હમેશા રૂપિયાની ઉઘરાણી કરે પણ વણજારાની સ્થિતિ ખરાબ હોઇ દેવુ ભરી શકતો નહિ પછી હમેશની ઉઘરાણીથી વણજારો કટાળ્યો તેણે શેઠને કહ્યુ, ' મારી પાસે બીજી કોઇ ચીજ નથી, પણ એક જાતવાન કૂતરો છે તે તમે ઘરાણે રાખો, અને પૈસા ભરુ ત્યારે મારો કૂતરો મને પાછો આપજો અને એ બહુ વહાલો છે અને ઉપયોગી પણ છે તે તમારી સેવા બજાવશે શેઠે વિચાર કર્યો કે પૈસા તો હાથ પતે તેમ લાગતું નથી તેણે હા કહી વણજારાએ ગદ્‌ગદિત કઠે કૂતરાની પીઠ થાબડી અને સાનથી તેને સમજાવ્યો અને શેઠને સોપ્યો કૂતરો છૂટો પડચો એ કૂતરો નવા માલિકની નોકરી નિમકહલાલીથી કરવા લાગ્યો એક રાત્રે શેઠને ત્યા ખાતર પડયુ ખૂબ ધન ચોરલોકો ઉપાડી ગયા કૂતરો જાગતો હતો થોડું ભસ્યા પછી ગમે તે કારણે ભસતો બધ થઇ ગયો પ્રભાત થયુ શેઠને ખબર પડી શોધખોળ થવા લાગી કૂતરો શેઠ પાસે ગયો, અને શેઠનું કપડુ મોઢેથી ખેચવા લાગ્યો ગેઠ તેના મોઢામાથી કપડુ છોડાવે અને કૂતરો ફરીથી ખેચે બિચારો પશુ ' વાત કરવી હતી પણ વાચા ન મળે બેચાર વાર કપડુ ખેચવાથી શેઠ ઊભા થયા અને કૂતરાની પાછળ ચાલવા લાગ્યા કૂતરો આગળ અને શેઠ પાછળ દૂર દૂર જગલમા શેઠને તે લઈ ગયો રાત્રે જ્યારે ખાતર પડ્યુ ત્યારે કૂતરો ભસવુ મૂકી દઈને ચોરની પછવાડે જઈને ચોરલોકોએ જ્યા ધન દાટયુ હતું એ જગ્યા જોઈ આવેલો એ જ જગ્યા ઉપર

શેઠને હર્ષ ગયો. પગથી જમીન ખોતરવા માડી શેઠે પણ ખોદવા માડયુ

ચોરાઈ ગયેલો હજારોનો માલ ત્યાથી નીકળ્યો વણજારા પાસે તો શેઠના સોગમો જેટલા લહેણા હતા, પણ કૂતરાએ તો શેઠના હજારો બચાવ્યા ક્યા કૂતરો ને ક્યાં માણસ? શી વાત કરવી? આજે મોટે ભાગે માણસમા માણસાઈ જ દેખાતી નથી માત્ર માણસની આકૃતિ છે હજારો રૂપિયા ખર્ચીને માણસે જેને ભણાવ્યો હોય, શેઠે મદદ આપી હોય, સ્કોલરશીપ આપી આગળ વધાર્યો હોય, અગર નાનપણથી મા-બાપે મોટો કર્યો હોય, છતા એ વાતને ભૂલી જાય. એટલુ જ નહિ પણ સામો થઈને બેસે ' એવા નિમકહરામો પોતાના પોસનારનું જ અહિત ખોલતા હોય અને દા આવ્યે દા વાળવાની રાહ જોતા હોય ' બીજી બાજુ જોશો તો જે નોકરના પરસેવાથી એમ શેઠ હજારો રૂપિયા કમાતો હોય તે નોકર બિચારો ગમે તેટલા કષ્ટ વેઠીને શેઠની સેવા બજાવતો હોય, પણ તે નિમકહલાલ નોકરને પૂરુ ખાવા મળે છે કે નહિ ! તેને કેવી મુસીબતો છે? તેના ઘરની સ્થિતિ કેવી કફોડી છે? તેનો લેશ પણ વિચાર શેઠને આવતો નથી કોના વખાણ કરવા? શેઠના કે નોકરના? ધણીના કે ચાકરના? રાજાના કે પ્રજાના? મૂડીવાદીના કે શ્રમજીવીના? મૂળ વસ્તુ માણસાઈ જ નથી એમા શુ થાય?

કૂતરાની આટલી બધી અકલ્પનીય નિમકહલાલી જોઈ ત્યારે શેઠે પ્રસન્ન થઈને કૂતરાને કહ્યું, ' જા બેટા' તારા રોગનું ઋણ વળી ગયુ છે હવે તારા શેઠ પાસે જા ' એમ કહી પોતાની સહીથી ગળે એક ચિઠ્ઠી લખી કે તમારા કૂતરાએ તમારુ ઋણ વાળ્યુ છે તમે હવે કરજમુક્ત છો. કૂતરો તો ત્યાથી હસતે મુખે ધણીને મળવા છૂટયો એ નિમકહલાલ કૂતરો ગેલ કરતો હર્ષભેર ધણીને મળવા ચાલ્યો આવે છે વણજારાએ એને દૂરથી જોયો એને મનમા વહેમ આવ્યો

કે રખે આ કૂતરો શોને મૂકી ભાગી આવ્યો લાગે છે' એટલે એને જોતા જ ક્રોધ ચઢ્યો કૂતરો નજદીક આવે તે પહેલા તો ક્રોધાવેશમા પાસે પડેલો પથ્થર ઉપાડીને સીધો કૂતરાને માથામા માર્યો પથ્થર લાગ્યો કે તુરત જ તે રામશરણ થઈ ગયો

પાછળથી જ્યારે વણજારાએ ચિઠ્ઠી વાચી ત્યારે તેના ઓરતાનો પાર ન રહ્યો આખી જિંદગી તેને એ દુ ખ સાલ્યુ એક જ ભૂલનું કેવુ પરિણામ' એક ટુકડા ખાનાર કૂતરામા પણ કેવી કૃતજ્ઞતા અને ફરજનુ ભાન હોય છે' આવા અનેક દૃષ્ટાંતો દઈ શકાય છે

## પ્રતાપનો ચેતક

એક વખત રાણા પ્રતાપ સલીમ સાથેના યુદ્ધમા સેનાપતિના મક્તાનુસાર યુદ્ધથી પાછા ફરે છે, ને પાછળ મોગલ ઘોડેસવારો પૂઠ પકડે છે રાણાનો અશ્વ ચેતક ઘવાયો છે દુશ્મનો પાછળ આવે છે ચેતક ચાલવા અશક્ત છે, પણ દૈવયોગે રસ્તામા ઊંડી અને પહોળી નદી આવે છે ઘવાયેલો ચેતક થભ્યો તેનામા નદી ટેકવાની શક્તિ અત્યારે રહી નહોતી છતા પ્રતાપ કહે છે કે —'બેટા' ચેતક' રસ્તામા જ મરાવીશ? આટલા શબ્દો મરણનો છેલ્લો શ્વાસ લેતા એ મૂગા પ્રાણીના કાન ઉપર પડે છે પશુના અતરમા પોતાની ફરજનું ભાન વધુ થાય છે અને? ચેતક પોતાની બધી શક્તિ એકઠી કરી ટેકડો મારે છે, પ્રતાપને લઈને નદીને સામે કાઠે પડે છે ચેતકના જીવનની ત્યા સમાપ્તિ થાય છે અને પ્રતાપ બચી જાય છે ફરજનું ભાન–ખીલેલું વ્યક્તિત્વ–પશુજાતમા ય દેખાય છે એક જ ટકોરે તે ચેતકને આટલું બળ આપે છે, પણ માનવપશુઓ આવી હજારો ટકોરોને ગળી જાય છે શી વાત કરવી?

## અમરસિંહનો અશ્વ

આવી જ બીજી વાત આગ્રાના કિલ્લામા બની છે સિત્તેર ફૂટ ઊંચો અને ૨૫ થી ૩૦ ફૂટ પહોળો કિલ્લો છે કિલ્લા બહાર ૨૦

ફૂંટની ખાઇ છે એ ફિરેનો કેશી નાસવાની અમરસિંહને જરૂર પડે છે, ત્યારે તેનો વફાદાર અશ્વ એને ફેંકીને પોતાના માલિક અમર સિંહનો જીવ બચાવે છે અશ્વ ત્યા જ ખતમ થઈ જાય છે એ અશ્વનું સ્મારક હજુ મોજૂદ છે અમે એ કિલ્લો અને અશ્વનું સ્મારક જોયુ છે એ પશુઓની કૃતજ્ઞતા અને પરગજુ વૃત્તિ કેટલી? એની સેવામાંથી માણસોને કેટલું શીખવાનું મળે છે?

## હાથીનું અદ્ભુત સામર્થ્ય

આવું જ ઘણા વધુ બ ર એક ઉદાહરણ જૈન આગમમાના જ્ઞાતાસૂત્રમા છે એના મૂળથી માંડીને અંતસુધીનું વાર્તાવૃત્તાંત ઘણું જ પ્રેરક અને સ્પષ્ટ છે પણ એ પ્રકારનો ઘણોખરો વિષય મે 'ક્રમક મરસૂતિ' તથા 'નિત્ત પ્રેરણી' ના દષ્ટાંતોમા કહી દીધા છે એટલે અહીં તો માત્ર પ્રસંગપૂરતી વાત કરુ છુ

વાત એમ છે કે એકદા વિંધ્યાટવીમા ચોમેરથી દાવાનળ લાગે છે અને પખીઓ દૂર ને દૂર ઊડી જાય છે સ્થચર પશુઓ બચવા માટે આમથી તેમ નાસવા માંડે છે એક શિકારી હાથીને પૂર્વેનું બનેલા સ્મૃતિસંસ્કારદ્વારા સ્વય પ્રેરણા થવાથી અગાઉથી જ એણે જગાનો એક પ્રદેશ ખૂબ પ્રયત્ન કરીને નિર્વૃક્ષ કરી સપાટ બનાવી મૂક્યો છે, એટલે અગ્નિ ફેલાવાનો ભય ન હોવાથી તે ભાગમા હાથીની પાછળ બીજી અસખ્ય પશુસૃષ્ટિ દોડે છે, અને એ મર્યાદિત ભાગ સહેજે માંકડો બની રહે છે ભારી ભીડ વખતે પેલો હાથી અંગ ખજવાળવા ખાતર પોતાનો એક પગ ઊંચકે છે ત્યા ભીડથી હડસેલાતું હડસેલાતુ એક સસલું એ પગની નીચેના ખાલી ભાગમા સરકીને બેસી જાય છે હાથી જેવો પગ ખજવાળીને નીચે મૂકવા જાય છે, તેવુ જ નીચે કોમળ કોમળ જણાવાથી હાથીને ખ્યાલ આવે છે કે 'કોઇ જીવ છે જો પગ મૂકુ તો પળવારમા એ પ્રાણીના

કોઈ કહે આટલું કરવું પડશે. કરવાની ઇચ્છા કે સમજણ ન હોય, પણ બીજાએ કર્યું છે માટે કરવું જોઈએ, અગર નહિ કરું તો મારું ખરાબ ગણાશે અગર મોટા લોકોનું ગાણું હોય એટલે મને કે કમને કરવું પડે ને કરે. પણ પોતે શું કરે છે? શા માટે કરે છે? એનું ફળ શું? એનો વિચાર જ ન કર્યો હોય. માત્ર લોકો કરે છે, કહે છે, માટે જ કરે છે. મૃત્યુની શય્યા પર પડેલા સ્નેહી જનને છેલ્લે છેલ્લે ધર્મોપદેશ સંભળાવે તેમાં રિવાજ મુજબ સંભળાવે 'આ કર્યા કરે' અને એ થામની આરની ક્રિયાઓને જ અનુસરે. એ ક્રિયા પાળનારના હિતાહિતને ન વિચારે કે ન વિચારવા ધીરજ ધરે કે આ સમયે શાની જરૂર છે. પોતાને માટે એ ક્રિયા યોગ્ય છે કે કેમ તે પણ ન ચિંતવે, અને ગતાનુગતિક કર્યે જ જાય એ જ ઓઘદૃષ્ટિ

ઓઘદૃષ્ટિનું દૃષ્ટાંત

કોઈ બીજાને ત્યાં ખરખરે (દિલાસા અર્થે) જાય ત્યારે તેને સારું લગાડવા ખોટું ખોટું રડે. સામાને આશ્વાસન આપવાને બદલે રડાવવાનો પ્રયાસ કરે, હૃદયમાં જરાય ધ્રાસ્કો કે અસર મગજમાંયે ન હોય, પણ ખૂબ દુઃખ થતું હોય તેમ બતાવવાના કાળી પ્રયાસો કરે. જ્યાં જે સ્થળે સગાના દુઃખમાં ભાગ લેવા એ ગયો છે ત્યાં આશ્વાસન આપવાની વાત તો કેવી, ઊલટું એનું દુઃખ વધારવાના નિમિત્તરૂપ થાય. આનું નામ ઇંગિત ક્રિયા અથવા ઓઘદૃષ્ટિ

આ રીતે જે માર્ગ સેવાનો હતો, ત્યાં ઓઘપર પરાએ એ દબાયેલાને શક્તિ આપવાને બદલે વધુ દબાવાના પ્રયત્નો થાય અને દુઃખની વિસ્મૃતિ કરાવવાને બદલે વધુ ઘાણી ભરાવે. આવી મૂર્ખાઈમાં સેવા કેવી? જો એ સદ્વિચાર કે ઉપયોગ હોત તો પોતે જે કાર્ય કરે તેની ઉપયોગીતા કેટલી અને કયા પ્રકાર એનો વિચાર જરૂર કરે, અને એ માલુમ જ્યારે સેવાના ક્ષેત્રમાં યોજાય

અવશ્ય તે વ્યક્તિને શાન્તિ આપે બિમાર હોય તો આશ્વાસન આપે સામાના દુ ખમા ભાગ લે પણ આ ભાન કોને હોય? જેનામા વિચારશક્તિ નથી, હું શુ કરુ છુ એનું ભાન નથી, એ વિચારવિહીન સેવાને બહાને ઊલટો અનર્થ જ કરી બેસે વાદરાના હાથમા રતન આવે, તો ટુકડા જ કરે કે બીજું કાંઈ? આવી સ્થિતિ ઓઘદૃષ્ટિવાળા સેવકવર્ગની છે

## સેવામા વિવેક અને વિચારની આવશ્યકતા

આવા વર્ગમા વિવેકબુદ્ધિ અને વિચારશક્તિનો અભાવ હોય છે, અને તેથી જ વિચારી નથી શકતા કે સેવાના ક્ષેત્રમા કૂતરા, બિલાડા, ચકલા, પારેવા પહેલા? કે નિરાધાર માનવ પહેલા? સેવા બધે સર્વની થાય, પણ કાંઈ વિવેક જોઈએ સેવાના પ્રકાર તો અનેક હોય છે એકસાથે અનેક કાર્યો દૃષ્ટિપથમા આવે, ત્યા વિવેકની જરૂર છે ધારો કે એકીવખતે સમાચાર મળ્યા કે પાજરાપોળમા જનાવરોની બિમારીને લીધે સેવાની જરૂર છે મિત્રની સ્થિતિ ગભીર છે પિતાજી સેવા માગે છે પુત્ર બિમાર છ ગરીબ પાડોશીને સારવારની ઘણી અગત્ય છે જ્ઞાતિબધુ મોટી આફતમા છે એમ સેવાના અનેક પ્રસંગો આવી પડે તે સમયે પહેલુ કયા જવુ ઘટે? બીજાની શી વ્યવસ્થા કરવી? કોને સેવાની વધુ જરૂર છે? પહેલી ફરજ કઈ? એ બધામા સમજ અને વિવેકની જરૂર છે વિચારશીલ પુરુષ જ એનો યથાર્થ રસ્તો કાઢી શકે અને પોતાની શક્તિનો સદુપયોગ કરી શકે વિવેક અને સદ્‌વિચાર વિનાની સેવા બહુધા લાભને બ લે ગેર લાભ કરે છ ઓઘદૃષ્ટિવાળો માણસ તો તેણે સાભળ્યુ હોય કે દીઠુ હોય તે જ માર્ગે દોડે, અને સમજદાર વ્યક્તિ વિવેકદૃષ્ટિ વડે દ્રવ્ય, ક્ષેત્ર, કાળભાવ જોઈ સેવા અર્થે યોજાય. એને ફરજનું ભાન હોય, જવાબદારીનુ સ્મરણ હોય એણે આધળી ક્રિયાને જ સર્વસ્વ ન માની હોય, પણ એની પછવાડે ભાવના અને ફરજનો એને ખ્યાલ હોય. ઓઘદૃષ્ટિવાળો રૂઢિ મુજબ કૂતરા, પારેવા વગેરે જાનવરને બચા-

થવા પ્રયત્ન સેવે અને વૃદ્ધ, ગ્લાન કે અશક્ત મનુષ્ય તરફ દુર્લક્ષ કરે, એમાં અતિશયોક્તિ નથી જરા નજર કરશો તો જણાશે કે આજે શું બની રહ્યું છે ? વિચારશીલ પુરુષોને તો જરૂર લાગવાનું કે આજ સુધી અમે કર્તવ્યનો પાર તો બજ્યા જ નથી માત્ર દેખા દેખીએ, સમજ્યા વિના, ધાર્મિક ક્રિયાઓ કરવામાં જ ભવ ગાળ્યો છે સાચી સેવા તો હજુ સ્વપ્નેય આવ્યા નથી કર્તવ્યમાં જ માનવતા છે ફરજ ચૂકે એ માનવ નથી, તો ધર્મિક તો ક્યાંથી હોય ? સેવાને નિમિત્તે પૈસા તો ઘણાય ખર્ચાય છે લાખો રૂપિયા વેડફાય છે પણ તે બધુ ઓઘદષ્ટિએ, માત્ર ગતાનુગતિક સેવાભાવે લાખો રૂપિયાના મુગટો અને આભૂષણો ભગવાનને ચડાવાય છે અને પોતાની જાતને કૃતાર્થ મનાવવામાં આવે છે એમણે માન્યુ હોય છે કે આમ પ્રભુની સેવા કરવાથી તીર્થંકર નામકર્મ બંધાય. સેવાથી બંધાય એ વાત સાચી છે પણ એ સેવા કઈ, કોની, કયા પ્રકારની, કઈ ભાવના-પૂર્વકની અને કેટલી વિવેકબુદ્ધિવાળી હોય ? સેવાની વ્યાખ્યામાં જ અંતર છે નિષ્કામ સેવાનો અધિકાર પ્રાપ્ત ન કર્યો હોય, તો ભલે સકામ સેવા કરે, તોપણ સેવામાં વિવેકબુદ્ધિની પૂર્ણ આવશ્યકતા છે

જો એને સાચે જ ભગવાનની સેવા કરવી હોય તો તેઓના ફરમાનને વિચારત એ જ ભગવાનના બાળકોને રોટી વગર રિબાતા, જ્ઞાન મેળવવા માટે વલખાં મારતા, અન્નના આશ્રય માટે રઝળતા ન દેખી શકત નગ્ન ફરતા ન નિરખી શકત આવી સ્થિતિમાં સમાજ સબડતો હોય, હજારો બધુઓ સાધનના અભાવે મરતા હોય અને મજૂરી કરવા છતાં ટુકડો રોટલો પ્રાપ્ત ન થતો હોય, તેવે વખતે જો એ દેનારમાં વિચારબુદ્ધિ પ્રગટે, તો એ પ્રભુની મૂર્તિને લાખોના મુગટ ચડાવવાને બદલે પ્રભુના પૂજક અસહાય માનવોની સેવા અર્થે લક્ષ્મીનો જરૂર વ્યય કરે, અને વિચાર કરે કે, અરેરે ! આ માનવજન ભૂખ-દુ ખથી રિબાતી હોય એ વખતે મારી ફરજ શી ? કયા માર્ગે મારી શક્તિ અને નાણાંનો વ્યય કરવો ?

જે પ્રભુની મૂર્તિ ભોજનો જમવાની નથી, તેના આગળ હમેશા સેકડો કે હજારો રૂપિયાને ખર્ચે મિષ્ટાન્નો, ભોગો, અન્નકૂટો ભરી દેનારાને તે જ ભગવાનના ભૂખે મરતા સાચા બાળકોના ઉદરાગ્નિને શાન્ત કરવા હજી વિચાર સરખોય નથી આવતો, એ જ બતાવી આપે છે કે ભગવાનની સાચી સેવા કરવાના પાઠ તેઓ શીખ્યા જ નથી તેઓ માત્ર અધપરંપરાએ નાણાંનો વ્યય કરે છે સેવાનો મર્મ પાર જીવનમાં ઉતારે, તો તેના જેવું દેખાય કે ભગવાનની સાચી સેવા ભગવાનની મૂર્તિને આભૂષણો કે ઉમદા ભોગ ધરવા કરતાં શ્રીમુખે ફરમાવેલા પવિત્ર ફરમાનોને અનુસરવામાં છે તેના પ્રિય બાળકોની સેવા, મદદ અને અનુકંપામાં પ્રભુની પ્રસન્નતા છે મનુષ્યોએ ચઢાવેલા બહુમૂલ્ય આભૂષણો અને ધરેલાં પકવાનો કે ઝગઝગાટ કરતી બત્તીઓની એને કશી જ જરૂર નથી એ પ્રકાશના પુંજ આગળ અજવાળું કરનાર અને અનંત સૌંદર્યના અધિપતિ એને સુશોભિત કરનાર માનવ કોણ? જરા વિચારો સ્વાર્પણ કરે તે જ ભક્ત થઈ શકે સાચા ભક્ત બનવું હોય એમણે આ દભ, આ અધપરંપરાનો ત્યાગ કર્યે જ છૂટકો છે

હવે જે ત્રીજો પ્રકાર આવે છે તે 'સકામ સેવક વર્ગ'માં આવી શકે છે આ વર્ગને એક કોટિના પરોપકારી પણ કહી શકાય આ વર્ગે હિન્દની રાષ્ટ્રીય ચળવળમાં, આન્દોલનોમાં મોટો ફાળો આપ્યો છે અને આપે છે પણ ઊંડે ઊંડે એમને કોઈ ને કોઈ પ્રકારની કામના પૂરવાનો કે નામના મેળવવાનો હેતુ હોય છે આ હેતુ એમને ઉચ્ચ પ્રકારના સેવાવર્ગને પહોંચવા દેતો નથી, જો કે સેવામાં બદલાની આશા રાખનારને બનો તો મળે છે કીર્તિ મેળવનારને કીર્તિ પણ મળે છે પણ કીર્તિના સ્થાનની સ્થિરતા કેટલી? આજે જે ગુણગાન ગાય તે જ કાલે ભૂલી જશે, અને કદાચ એ જ કાલે વખોડે તો નવાઈ પામવા જેવું નથી બદલાની આશા રાખવી એ સેવા નથી, એતો વ્યાપાર છે, ખરું જોતાં નિર્વ્યાજ, નિષ્કામ, બદલાની ભાવના

વગર તન, મન, ધન અને વચનરૂપી અમૂલ્ય સાધનોમાંથી કાંઈ પણ બીજાને ખાતર અર્પી દેવું એ જ ખરી સેવા છે એનું ફળ તેને કલ્પનામાં પણ ન આવે એવું સુમધુર મળે છે પણ જ્યાં લગી મેવા હેતુ હોય છે, દૃષ્ટિમાં સ્વાર્થ ભર્યો હોય છે, ત્યાં લગી આવું ચોખ્ખું સનાતન સત્ય દેખી શકાતું નથી

ક્રિયાના પ્રમાણમાં તેનું ફળ અવશ્ય મળે છે, એ કુદરતનો નિશ્ચિત કાયદો છે એમના હજાર મળે કે એકના નવ જેવો એ સો નથી એકના અસંખ્યો આ વ્યાપાર છે બીજા વ્યાપાર કે સટ્ટામાં ખોટ પણ જાય, કારણ કે તેમાં દાનત ખોટી હોવાનો સંભવ છે આમાં તો ખોટ જાય નહિ પણ વિશ્વાસ જોઈએ

## હવે સેવાભાવ અથવા સેવાવૃત્તિનો ચોથો પ્રકાર કહું

સમય જોઈ ને, કર્તવ્ય માની, માનવતાને નામે જે સેવા કરે છે, તે વર્ગ ઉચ્ચ કોટિનો પરોપકારી વર્ગ છે જોકે કેવળ નિષ્કામ વૃત્તિના સમર્પણની પાસે તો આ વર્ગ પણ ઊતરતી કોટિનો જ ગણાય. પણ અહીં કોઈ ને કોઈ ઉચ્ચ પ્રકારનો અને વ્યાપક આશય હોવાથી આ વર્ગ સેવાની પ્રથમ કક્ષામાં આવી શકે છે આવી પરોપકારી વૃત્તિ માટે શું જોઈએ ? આવું પરોપકારવૃત્તિભર્યું કાર્ય તમારી પાસે જે કંઈ તન, મન, વચન ને ધન હોય તે સાધનથી આચરી શકાય છે માત્ર વિધિથી ઊગવું જોઈએ થોડા ઉદાહરણો આપી આ વાતની ચોખવટ કરું

## આંધળો અને સંગીતકાર

વિયેનામાં એક આંધળો માણસ ફીડલથી મેળામાં ભજન ગાતો હતો પણ કંઠ ખોખરો, મારો નહિ, એટલે ન કોઈ સાંભળે કે ન કોઈ કાંઈ આપે ! એક સુપ્રસિદ્ધ ગવૈયો મેળામાં ગયો હતો. તેનો કંઠ સારો હતો એને આંધળાની આ દશા જોઈ બની લાગણી થઈ આવી એને વિચાર સૂઝ્યો કે કોઈ પણ પ્રકારે આને મારે મદદ કરવી જો

એ વિચારને પરિણામે એણે તુરત જ આધળા પાસેથી તેની ઢોલક લઇ ભજન લલકાર્યું ને લોકો એકઠા થઈ ગયા એક કલાકની સેવામા તો આધળાની થાળી પૈસાથી ભરાઇ ગઇ આ સંગીતકારને કોઈ કહેવા ગયુ ન હતું, કે આ અધની સેવા કરો ! પણ એને સ્વય ઊગ્યુ કે આ ઠેકાણે મારે કઇક કરવુ જ જોઇએ આ પણ એક શાસ્ત્ર છે પણ નિશાળનુ શિક્ષણશાસ્ત્ર અને આ બન્ને જુદા ! આમા સફળ થવુ તે અતિશય મુશ્કેલ છે

## લાલો ભગત

માયલાના લાલા ભગતનુ નામ હવે તો ખૂબ પ્રસિદ્ધ થઇ ચૂકયુ છે પોતે હૈયાત નથી પણ એમનું નામ ચોમેર ખ્યાતિ પામ્યુ છે સાયલાને લોકો ભગતના ગામને નામે ઓળખે છે તેઓ મ ૧૮૫૬મા સીંધાવદરમા જન્મ્યા હતા એ લાલા ભગતની ઉંમર ૭ વર્ષની હતી ત્યારે એને દુકાને બેસાડી એના પિતાજી કયાક બહાર ગયા આ જ પ્રસગે દશબાર સાધુઓને ટાઢે ધ્રૂજતા એણે દીઠા એની પાસે પૈસા નહોતા. લાલાને વિચાર થયો કે દુકાનમા કામળીઓ ખૂબ પડી છે લાવ, એમને એક એક આપુ એ સસ્કારી છત્ર હતો તેણે પાચ–સાત–દશ એમ ૫૦૨ કામળીઓ કાઢી આપી ટાઢે ધ્રૂજતાઓ લઇ ચાલતા થયા, પણ લાલાને થયુ કે મારા બાપુ આવશે કે કામળીઓ નહિ દેખે ત્યારે મને મારશે ભલે મારે માર ખમીશ એમ વિચારતો એ બહાર ગયો પાછળથી એનો બાપ આવ્યો પડખેના દુકાનદારોએ કહ્યું કે તારા લાલાએ આજ વ્યાપાર ખૂબ કર્યો છે ' જરા કામળીઓ ગણી લે એ સાભળી બાપે કામળીઓ ગણી પણ એકે ઘટી નહિ નજરે જોનાર પડોશી કહે, 'અમે ખોટી વાત નથી કરતા, અમારી સાથે આવો, તમને પ્રત્યક્ષ બતાવીએ' એમ કહી બાવા ગયા હતા તે માર્ગે તે લઈ ગયો ને બાવાને ભેટાડ્યા જ્યા જુએ ત્યા કામળી દીઠી ત્યારથી જ લાલજીની પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા જામી પોતે સત્યવાદી

હતો, એટલે બાપને બન્યુ હતુ તે કહ્યું બાપ તો આશ્ચર્યમા ગરકાવ જ થઈ ગયો. એમનું જીવનચરિત્ર અનેક આશ્ચર્યોથી ભરેલ છે

નાગેન્દ્ર મહાશય

નાગેન્દ્ર મહાશય નામના એક બંગાળી દાક્તર હતા એ સ્વામી રામકૃષ્ણ પરમહંસના શિષ્ય હતા હતા તો દાક્તર, પણ હૈયમા ભારે કરુણા, એટલે દર્દી કેમ સાજો થાય એ જ દૃષ્ટિ રાખે આજના દાક્તરી જીવન જેવુ 'લાવ પૈસા, લાવ પૈસા એમ પૈસા સાથે જ સંબધ નહોતો એટલે જ પોતાનુ માડ માડ પૂરુ કરતા એવી સ્થિતિ હતી, પણ એ સ્થિતિમાં તે રાજી રહેતા. એકદા એક મહાશયને ત્યા લગ્નનો મહોત્સવ હતો, ત્યા એમને ઉપાધ્યાય તરીકે જવાનું હતુ પોતે બે દિવસથી કશુય ખાવાનુ લીધુ ન હતું ખિસ્સામા ફકત ગાડીભાડા જેટના જ પૈસા હતા. રસ્તામા એને એક દુખિયો દર્દી મળ્યો, એટલે પોતાની સ્વભાવસિદ્ધ પ્રકૃતિથી એ બેસી ગયા દવા બનાવી પણ પેલા દર્દી પાસે તો ખાવાનું પણ નહોતું, એટલે પોતાની પાસેના પૈસા આપી દીધા વળી ટાઢ હોવાથી પોતાની શાલ તેને ઓઢાડી દીધી એને એ વિચાર જ ન આવ્યો કે મારે ગામ પાછા ટાઢિયા ઘસતા જવુ પડશે અને કામળી વિના ભારે ટાઢ સહેવી પડશે એ વિચાર ખરા સેવકને કદી ઊગતો નથી પરગજુપણું એનામા મુખ્ય હોય છે એટલે મે બહુ કરી નાખ્યુ એમ કદી એના દિલને ન થાય ! આમનુ જીવનચરિત્ર ઘણુ સુંદર અને આશ્ચર્ય પમાડે એવુ છે

ઉપરના ત્રણ દૃષ્ટાંતોમા સયમ, શક્તિ, સાધના અને અર્પવાની ભાવના જુદાજુદા પ્રકારની હતી, પણ એકદરે ઉચ્ચ પ્રકારની સેવા હતી અને દરેકમા પોતાની આતરિક ભૂમિકા પ્રમાણે મનોબળ, ચારિત્રબળ અને સુસંસ્કારિતા ભરેલા હતા

હવે પોતાની જાનથી માનવતાને નામે જાનને જોખમે મદદ કરવાનું દૃષ્ટાંત હુ કહીશ

## મૂરખ પંડિત

એવો જ મૂર્ખ પંડિતનો એક સ્થળે ઉલ્લેખ છે એનું નામ હતું કાશીરામ પંડ્યા એક નાનકડા ગામમા કાશીરામ પંડ્યા નિશાળ ભણાવતા હતા પણ વિદ્યાર્થીઓને વિદ્યાદાન દેવું એટલે પશુમાંથી માણસ બનાવવા એ ભાવનાથી પંડ્યાજી અજાણ હતા એ તો ચોપડીઓ વંચાવી પાસ કરાવવામા સમાપ્તિ માનતા એક સમયે રમુ નામનો એક રમતિયાળ છોકરો માસ્તરની મનાઈ છતા સ્નાન કરવાના ઇરાદાથી કૂવા ઉપર ગયો બનવા કાળ છોકરાનો પગ લપસ્યો અને કૂવામા પડ્યો છોકરો બિચારો તરવાનુ જાણતો ન હતો, એટલે ગળકાં ખાવા માડ્યો તે જ સમયે તેને શોધવા માટે નીકળેલા પંડ્યાજીનું અચાનક ત્યા નીકળવું થયું, ને માસ્તરની નજર કૂવામા ગળકા ખાતા રમુ ઉપર પડી સાહેબ ખિજાઇ પડ્યા રમુને તેની ભૂલ માટે ઠપકો આપવા લાગ્યા અને એમ નહિ કરવા માટે ઉપદેશની ઝડી વરસાવવા મંડી પડ્યા " મૂર્ખ ! શિક્ષકનું નહિ માનનારના આવા જ હાલ થશે—થવા જોઇએ " એ કેવુ પોથી પાંડિત્ય ! મૂર્ખ પંડ્યાજીને એટલી અક્કલ ન પહોચી કે હું પહેલા એને બહાર કાઢું અને પછી ઉપદેશ આપુ આવુ તો ઘણા કિસ્સામા બને છે તમે તમારા નિત્ય જીવન ઉપર દૃષ્ટિપાત કરશો તો પંડ્યાજી જેવી ભૂલો તમે પણ કરી હોય છે તેમ દેખાશે પંડ્યાજીની ઉપદેશધારા ચાલુ હતી લાંબા હાથ કરીને કૂવામા ભાષણ આપતા આ મૂર્ખને જોઈને રસ્તે જતા એક ભરવાડને કુતૂહલ થયુ કે માસ્તર કોની સાથે બોલે છે ? જેવી એણે કૂવા ભણી નજર કરી તો વતખા મારતો છોકરો દીઠો. ભરવાડ સેવાના શાસ્ત્રો ભણ્યો ન હતો, પણ એનામા લાગણીનું તત્ત્વ હતું એ દૃશ્ય જોયુ કે તરત જ એણે કૂવામા ઝંપલાવ્યુ અને છોકરાને ખૂબ પ્રયત્ન કરી બહાર કાઢ્યો છોકરો બેશુદ્ધ હતો અનેક ઉપાયોથી તેણે પીધેલું પાણી બહાર કાઢ્યુ છોકરો બચી ગયો કહેવાનું તાત્પર્ય એ છે કે આમા શ્રેષ્ઠ કોને કહેવો ? ભરવાડને કે માસ્તરને ?

માસ્તરનો પુત્ત્ઝીયો ઉપદેશ સાચો હતો. ભરવાડને એમાનું કંઈ આવડતું ન હતું એ તો માત્ર એટલું જ સમજતો હતો કે માણસ મરતો હોય અને આપણામા એને બચાવવાની શક્તિ હોય ત્યારે ચોભાય જ કેમ ? એથી જ શાસ્ત્રો કહે છે કે જેને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનું ભાન નથી એની સેવા બહુધા નિરર્થક નીવડે છે સેવા એ કઇ શેખવાની, સખવાની વ્યાપારી વસ્તુ નથી એ તો જીવનની સુસસ્કારગત ચીજ છે પણ એ મળે ક્યારે ? જ્યારે માનવતા પ્રગટે ત્યારે

જગતમા બહુધા આ પડયા જેવુ જ બનતું હોય છે કમનસીબે કોઈ એક વ્યક્તિએ ભૂલ કરી અને તેના પરિપાકથી તે રિબાતો હોય, ઊગરવાના સ્થાનને શોધતો હોય, ત્યારે તેને શ્રીમાન ઉપદેશ દેવા બેસે કે આમ નહોતું કરવુ અમે નહોતું કર્યુ ? આમ કરાય ? જરાક તો વિચાર કરવો હતો ? વગેરે આ રીતે જાણે પોતામા ડહાપણનો ખજાનો ભર્યો હોય અને પોતે કોઈ દિવસ ભૂલ જ ન કરતો હોય એમ શિક્ષાનો ધારાપ્રવાહ ચલાવવા લાગી જાય છે 'દાઝયા ઉપર ડામ અને પડયા ઉપર પાટુ" જેવું કરે કેવુ દુર્વર્તન ! એવે વખતે પણ એને મદદ કરવાની અને શાતિ આપવાની તક એ જતી કરી શકે છે, પણ શિખામણ દેવાની તક એ જતી કરી શકતો નથી ! માનવતા ખીલી હોય તો એમ ન થાય.

આ બધા પરોપકારના દૃષ્ટાન્તો અને અગાઉ સ્વધર્મના જે દૃષ્ટાંતો આપી ગયો છુ તે બન્ને વચ્ચે એક મહત્ત્વનો ફેર છે તે અહીં કહી દઉં સ્વધર્મમા પોતે જે ભૂમિકા પર છે, તે ભૂમિકાને ચરિતાર્થ કરવાના ઉદ્દાત્ત હેતુની વફાદારીનો પ્રશ્ન છે એટલે ત્યા જે જે પ્રકારની અંતરંગ ભૂમિકા અને પોતાની ક્ષેત્રમર્યાદા હોય તે તે જાતનો ધર્મ બજાવવાનો હોય છે એટલે એક વ્યક્તિએ બજાવેલા સ્વધર્મ વચ્ચે અને બીજાએ બજાવેલા સ્વધર્મ વચ્ચે ભારે અંતર હોય એ સ્વાભાવિક જ છે વળી સ્વધર્મમા કોઈ ને કોઈ પ્રકારની દૃઢ નિષ્ઠાનું બળ હોય છે, ઘણા વખતથી એકધારી ચાલી આવેલી સાધના

હોય છે, ત્યારે પરોપકારમા ઉદાત્ત ધ્યેય કરતા ય લાગણીનુ તત્ત્વ બળવત્તર હોય છે બીજાની આવી પડેલી પરિસ્થિતિમા માનવતાને નામે જે કંઈ સૂઝે તે પરોપકારની ભાવના માનવી પાસે કરાવી નાખે છે સારાશ કે સ્વધર્મમા અંગત સુધાર એ મહત્ત્વનો પ્રશ્ન છે અને એવા પ્રકારનું ધ્યેય છે, જ્યારે પરોપકારમા પરપીડાનિવારણ એ મહત્ત્વનો પ્રશ્ન છે અને એના પ્રકારનુ ધ્યેય છે સ્વધર્મમા માનવતાના ધ્યેયથી માંડીને ઠેઠ મોક્ષ સુધીની ભૂમિકાઓનો સમાવેશ થાય છે, જ્યારે પરોપકારમા કેવળ વિશુદ્ધ માનવતાની ભૂમિકા છે એ શુભ ભાવથી પુણ્ય ઉપાર્જન કરે છે, અને એ માનવતાની ભૂમિકામાથી સેવાના ક્ષેત્રમા ક્રમે ક્રમે દૃષ્ટિ બનતા એ પણ ઊચે ને ઊંચે જઈ શકે છે પણ સ્વધર્મના લક્ષથી ઉપર ચડેલો સેવક 'સ્વ અને પર' બન્નેનો સમન્વય સાધવામા ચોક્કસ પ્રકારની ફતેહ પામે છે તેવી ફતેહની આશા પરોપકારના પગથિયે સીધા ચડનારમા ન રાખી શકાય.

પરોપકારનુ ક્ષેત્ર

માનવતાને નામે પરોપકારનુ ક્ષેત્ર એટલું બધુ વિશાળ બની જાય છે કે, તેવા પરોપકારી પુરુષને પછી લિંગ, જાતિ, દેશકાળના ભેદોની દીવાલ નડતી નથી બાવના ખૂન કેસ એ તેનું તાજુ દૃષ્ટાંત છે

મુંબઈના નેપિયનસી રોડ પરના બાવના ખૂન કેસ વિષેની બધી બીનાઓથી તમે સારી રીતે પરિચિત છો. એટલે અહીં માત્ર એનો ઉપરચોટિયો ઉલ્લેખ જ કરુ છુ ત્યાથી મોટરમા પસાર થતા યુરોપિયન બંધુઓએ બાવનાને બચાવવા માટે હિંમતપૂર્વક જીવના જોખમે સાહસ કર્યું તે શુદ્ધ માનવતાભર્યાં પરોપકારનો જ્વલંત પુરાવો છે

માણસ ઉપર આફત છે અને અમે પણ માણસ છીએ, માટે માનવતાને નાતે મદદ કરવી જ જોઈએ, એવી માનવતાની લાગણીથી તેમણે ઝુકાવ્યુ પરિસ્થિતિ ભારે વિષમ હતી સામેનો પક્ષ ઘણા જ સાધનો સાથે વ્યવસ્થિત થઈને આવ્યો હતો પોતાના જાનનું

જોખમ એમા સમાયેલુ હતુ પણ જાન કરતા કર્તવ્ય એમને મહાન લાગ્યુ, અને એમણે પોતાના જાનની પરવા કર્યા વગર ઝપલાવ્યુ. બાતનાને તો ગોળીની એવી ચોટ લાગી હતી કે તે ન બચી શક્યો પણ આ ગોરા માનવમધુઓએ તેનો અચૂક સામનો કર્યો જોકે પશુબળ સામે એ પશુબળનો સામનો અતરગ દષ્ટિએ ભારે કસોટી માગે છે, એટલે એ માર્ગ વિધેય હતો કે અવિધેય તે વિષે હુ ચર્ચા નથી કરતો, અને તે ચર્ચા અહીં પ્રાસગિક પણ નથી હુ તો અહીં પરોપકાર માટે મારુ જે કઈ વક્તવ્ય છે તેનુ જ સમર્થન કરી રહ્યો છુ પરોપકારની માનવસુલભ સહાનુભૂતિની લાગણીએ એમને લિંગ, જાતિ કે દેશકાળનો ભેદ ન જોવા દીધો પોતે બીજા જ દહાડાની સ્ટીમરમા સ્વદેશ જવાના હતા આ મંડાવણીમા કદાચ બચાશે તોયે કાળક્ષેપ થશે એવા મૂઢ સ્વાર્થી ખ્યાલોએ પણ એમને મૂઝાવા ન દીધા વ્યાસ ભગવાન ઠીક જ કહે છે

परोपकारस्तु पुण्याय, पापाय परपीडनम् ।

મહાશયો ! અહીં સુધી તો આપણે જૈન તત્ત્વજ્ઞાનની દષ્ટિએ માર્ગાનુસારીની વિચારણા કરી ત્યારપછી વિકાસની દષ્ટિએ બીજુ પગલુ અર્પણતાનુ આવે છે

ઉપરની નજરે તો પરોપકારની ભૂમિકા અને અર્પણતાની ભૂમિકામા લાબો ફેર જણાતો નથી ઘણી વાર એવુય બને કે પરોપકારની લાગણીથી પ્રેરાયેલાનુ બલિદાન અર્પણતાથી પણ વધુ દેખાય પણ અંતરગ કક્ષાનો એ બે વચ્ચે મહાભેદ રહ્યો છે ધ્યેયદષ્ટિ સ્થિર થયા વિના અને વિચારોની પરિપક્વતા જામ્યા વિના અર્પણતાથી ભૂમિકા પામી શકાતી નથી અર્પણમાગનો ભોગ સ્થૂળ દષ્ટિએ જોતા ઓછો લાગે તોય સૂક્ષ્મ દષ્ટિએ મહાન અને કાયમી હોય છે, એથી એ પોતાના ચિત્તને હરપળે પ્રસન્ન રાખી શકે છે, અને એની અર્પણતાના પાત્રને પણ પ્રેરી શકે છે હવે આ બીનાને હુ વિવિધ ચિત્રો દ્વારા સ્પષ્ટ કરુ

## મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રી

મોરબી ગામના પ્રસિદ્ધ પંડિત શંકરલાલ શાસ્ત્રીનું નામ એક વિદ્વાન તરીકે કાઠિયાવાડ અને ઠેઠ ગુજરાત સુધી તો જાણીતું જ હતું, પણ તેમની વધુ વિશેષતા તો તેમના હૃદયની ઉદારતામા હતી ઉદાર મનોવૃત્તિ પૂર્વસંસ્કારોમાથી સાપડે છે તે વાત તો ચર્ચવાની ભાગ્યે જ જરૂર હોય.

એકદા એ મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રી પૂજામા બેઠા હતા, એટલામા એક બ્રાહ્મણ ભિક્ષુક ' લક્ષ્મી પ્રસન્ન ' નારાયણ હરે' કહી લોટ માગવા માટે આવી ઊભો રહ્યો ઘરમા કોઈ ન હતું, અને શાસ્ત્રીજી તો અંદર પૂજામા બેઠા હતા ઘરની ઓસરી પાસેની નીચેની પેડ્ની પર સંજાસે જડાનો પિત્તળનો લોટો પડેલો હતો આમતેમ એકાદ બે નજર ફેરવી, એ બ્રાહ્મણ ભિક્ષુકે તકનો લાભ લઇ લોટાને હળવેથી ઉઠાવીને ઝટ ઝોળીમા મૂકી દીધો ને લોટ લેવા માટે જરા વાર થોભ્યો

ઓરડામા એક બાજુમા પૂજા કરતા શાસ્ત્રીજીની દૃષ્ટિ અકસ્માત જ સામે ગઇ, અને પોતાના લોટાનું દૃશ્ય દેખાઈ ગયુ પૂજા પૂર્ણ થઇ અને તે બહાર આવ્યા હવે માનો કે શંકરલાલ શાસ્ત્રીને ઠેકાણે તમે જ હો, તો તે વખતે તમે શુ કરો ? તેની બિચારાની કેવી ફજેતી કરો ? પહેલા તો સાળા, ચોરટા, એવી પાચપચીસ ગાળો જ કાઢોને ! અને પછી આખા ગામને ગજાવી મૂકી, એનો ફજેતો કરો, તકાદો કરો, અને પકડાવો !

### ચોરને ભેટ !

હવે આવો, આ તરફ શંકરલાલ શાસ્ત્રીએ શુ કર્યું તે જુઓ શાસ્ત્રીજીએ વિચાર્યું કે બિચારાને ખપ હશે, ભૂખ હશે, માટે જ આમ કર્યુ હશે ભૂખ્યો માણસ શુ ન કરે ? છે તો બ્રાહ્મણ એટલું

વિચારતા જ તેના અંતરમા રહેલી પરોપકારની વૃત્તિએ ઇશ્વરપૂજા વિષેનો યોગવાસિષ્ઠનો એક પ્રસિદ્ધ શ્લોક યાદ કરી આપ્યો —

येन येन प्रकारेण यस्य कस्यापि देहिन ।
सन्तोषं जनयेत् राम ! तदेवेश्वरपूजनम् ॥

"હે રામ ! કોઈ પણ પ્રકાર દ્વારા કોઈ પણ પ્રાણીને (મત જાણીને) સંતોષ આપવો એ જ ખરુ ઇશ્વરપૂજન છે" આ પૂજા રહસ્યને શાસ્ત્રીજીએ પચા યુ હતું એટલે તુરત જ તેમણે ખાન ગીમા પોતાના નોકરને બોલાવી બજારમાથી જલ્દી એક પિત્તળની થાળી, નવો વાડકો અને નવો લોટો લાવવાનું કહી એ બ્રાહ્મણ ભિક્ષુક સાથે વાતો કરવા લાગ્યા "ભૂદેવ ! આપ કેમ છો ? શુ કરો છો ?" આમ પોતાની સ્વભાવસિદ્ધ માયાળુ ઢબે એમણે વાત કરવી શરૂ કરી.

તેટલામા જ તેમનો માણસ બના નવા ચકચકાટ કરતા વાસણો લાવી હાજર થયો માણસને રજા આપી, શાસ્ત્રીજીએ તુરત જ થાળીમા લોટ, લોટામા ઘી, અને વાડકામા દાળ ભરીને ભિક્ષુકને ચરણે ધર્યા અને કહ્યું, 'પેલો ઝોળીમા છે ને તે લોટ બહુ ખરાબ છે ગડામે જવાનો લોટ છે તેને કાઢી નાખો ફેકી દો, અને આ લઈ લ્યો.'

બ્રાહ્મણ તો આ બધુ જોઈ દિઙ્મૂઢ જ બની ગયો તે ખૂબ ઝખવાયો, શરમાયો. લજ્જાથી તેનું માથુ નીચે નમી ગયુ "ભૂદેવ !" શાસ્ત્રીજીએ કહ્યું, "આપ પણ બ્રાહ્મણ-કુળમા ઉત્પન્ન થયા છો. હું પણ તે જ કુળમાં જન્મ્યો છુ આપણે બધા બધુઓ જ છીએ જરાયે ન મૂઝાવુ જ્યારે ખપ હોય ત્યારે મારી પાસે આવવુ, જોઇએ તે માગી લેવુ, જરાયે ન શરમાવુ, પણ આમ ન કરવુ હો ! એથી આપના જેવાને લાછન લાગે ! બ્રાહ્મણ કોમ વગોવાય !" આમ કહી અમીભરી આખે અને પ્રેમભરી વાણીએ શાસ્ત્રીજીએ પોતા બ્રાહ્મણને વિદાય આપી

હ્દયપલટો થયો

કેવી એ ઉદારતા ! કેટલી સમતા ! મન, વચન અને કાયાના વ્યવહારની કેટલી નિર્મળતા ! તમો કદાચ એમ માનતા હો કે ધનાઢ્ય હોય તે જ ઉદારતા રાખી શકે, તો ભૂલો છો ઉદારતા ધનનો વિષય જ નથી ઉદારતા એ તો મુખ્યત્વે ઊંડી અને સાચી સમજ તથા એ પ્રકારના સંસ્કારી મનનો વિષય છે મહાનમા મહાન ધનિક તો મોટામા મોટો મૂજી હોય છે ધનિકતા અને મનસ્વી ઉદારતા એ બેનો મેળ જવલ્લે જ મળે છે

શાસ્ત્રીજી ધનવાન નહોતા, પણ મનસ્વી હતા એ માનતા હતા કે સર્વ ભગવાનનુ છે મિથ્યા મારાપણાનો ભાર તે વેઢારતા નહીં વણી નાર ખાતે મ ડાવી મ ડાવીને પણ તે સુપાત્રે અર્પતા એ ભગવાનની વસ્તુ ભગવાના બાળકોને અપાય છે એમ માનતા હતા અર્પણતા અને પ્રમોદ એ બે તો તેમના જીવનસૂત્રો હતા પોતે ધુરંધર વિદ્વાન અને ષડ્શાસ્ત્રના જ્ઞાતા હોવા છતા એક સામાન્ય વિદ્વાનની પણ તે પ્રશસા કરવાનું ચૂકતા નહિ

परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यम् ।
निजहृदि विकसन्त सति सन्त कियन्त ॥

બીજાના ગુણો જોઈ જોઈ તે પ્રમોદતા બ્રાહ્મણ પ ડિતોમા જે ઇર્ષા, જે મિથ્યાભિમાન અને જે અમતોષવૃત્તિના દોષ હોય છે, તેનાથી તેમનામા સાવ જ ઊલટુ હતુ જીવનની કસોટી તો આવા સ્થળે જ થાય છે જેનું વ્યાવહારિક જીવન ઉચ્ચ છે તે જ ધર્મને સમજ્યો છે, એમ સમજવુ જોઇએ ધર્મ એ ધર્મસ્થળમા પાળવાની વસ્તુ નથી એ તો જીવનમા આચરવાની વસ્તુ છે આવા સજ્જનોના વ્યવહારુ જીવનમાથી આવુ ઘણુ ય શીખવાનુ અને લેવાનું મળી શકે તેવુ શીખવા અને લેવા માટે મનુષ્યે હમેશા તૈયાર રહેવુ જોઇએ એમના આ એક જ પ્રસગે પેલા બ્રાહ્મણનો હ્દયપલટો કરી નાખ્યો

તમે કદાચ કહેશો કે એ બ્રાહ્મણ હતો એટલે સુધરી ગયો, પણ ચોર હોત તો ? ચોર પણ અવશ્ય સુધરે—માત્ર સુધારકની ઊંચી ભૂમિકા જોઇએ એકનાથ મહાત્મા માટે એક એવા જ પ્રકારનો ઉલ્લેખ મળે છે

**એકનાથ મહાત્મા અને ચોર**

એકનાથ મહાત્માની પવિત્ર ભક્તિ દક્ષિણમા તો ખૂબ પ્રસિદ્ધ છે સૌ કોઇએ છેવટ તેમનુ નામ તો સાભળ્યુ જ હશે તેઓ પોતાના ગૃહ–મદિરમા એકા રાત્રે એકાકી ધ્યાન કરી રહ્યા હતા, તેવામા ઘરમા કોઇ જ નથી તેમ ધારી કોઈ ચપળ ચોર ઘૂસી ગયો જે કઇ દેખાયુ તે બધુ લૂટી જવા માટે એણે ભેળુ કરી લીધુ

થોડી વારમા જ તે મહાત્મા ધ્યાનમાથી મુક્ત થયા અને આખ ઉઘાડી જોયુ તો એક ચોરને પોતાનું કામ કરી રહેલો જોયો ચોર બધુ બાધીને જવાની તૈયારીમા જ હતો, ત્યા "ભાઈ ' હજુ એક ચીજ રહી જાય છે જો, આ એક મારા હાથમા વીંટી રહી ગઇ છે તે લેતો જા, બાપ'' એમ કહીને તુરત જ વીંટી કાઢી મહાત્માએ હાથ લાબો કર્યો

પેલો ચોર તો ચોકી ઊઠ્યો, ' આ ક્યાથી ? હવે શુ કરવુ ? કઇ ભાગુ ? કેમ ભાગુ ? તે ગભરાઇ ગયો મહાત્માએ કહ્યુ, ' બેટા ' શા માટે ગભરાય છે ? આમા તારા ભાગનુ જે છે તે જ તુ લઈ જઇ શકીશ વિશ્વનો એ અચળ નિયમ છે કે જે પોતાનું નથી તે લઈ જવાની કોઇનીયે તા ાત નથી ' ચોરને આવો પુરુષ કદીયે નહોતો મળ્યો આવી સ્થિતિમા બીજો માણસ હોય તો પોતાને શુ કરે ? એ વિચારે એને આ પુરુષ પ્રત્યે ભારે સન્માન થયુ અને માફી માગવા લાગ્યો ' અરે ' અરે ' મે ભારે ભૂલ કરી આપના જેવા દેવપુરુષ ' ' એનુ હૃદય પીગળવા લા યુ મહાત્માએ એને બેસાડ્યો, ભોજન કરાવ્યુ, અને ઉપદેશ આપીને તેને માર્ગ માર્ગ સમજાવ્યો. ત્યારથી તે ચોર મટી, પશુ મટી, માનવ થઈ

ગયો, અને એની વેડફાતી શક્તિ સાચે માર્ગે વપરાવા લાગી ! કેવો ભગીરથ ઉપકાર !

ચોર આવે તો તેને ચોરી કરવા દેવી, પોતાની પાસે હોય તે આપી દેવું, અને પછી ઉપદેશ કરવો એવું આ દૃષ્ટાન્ત પરથી કોઈ અંધ અનુકરણ રખે કરે ! આ દૃષ્ટાંત તો એકનાથ મહાત્માની કેટલી ઉદારતા હતી તે બતાવે છે. આવી ઉદારતા ઉચ્ચ કોટિની ભૂમિકા વિના મળવી શકે જ નહિ. પ્રબળ વીરતા હોવા છતાં ક્ષમા આપવી, ચોરી કરનારને નજરે જોવા છતાં વૃત્તિને સ્થિર રાખવી, એ હૃદયની પૂર્ણ ઉચ્ચતાનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

આ દૃશ્ય સાથે મનુષ્યે પોતાના જીવનવ્યવહારનો સમન્વય કરવો જોઈએ. સગા ભાઈને અર્પવાની કે મદદ કરવાની પણ સ્વયં ઇચ્છા નથી થતી, ત્યાં આટલી ભવ્ય આશા તો દૂર જ સમજવી. હજારો લાખો જ્ઞાતિજનો સાધનો વિના પીડાતા હોવા છતાં અને પોતાની પાસે સાધનોની વિપુલતા હોવા છતાં અર્પવાનું મન નથી થતું, તેનું બીજું કારણ કશું નથી, માત્ર તીવ્ર આસક્તિ અને અંધ સ્વાર્થવૃત્તિ જ છે. આવી આસક્તિ અને મૂઢ સ્વાર્થ માણસને ધનપૂજક, સ્વાર્થાંધ, પામર અને અસુર બનાવી મૂકે છે.

આ બે ઐતિહાસિક ઉદાહરણો પરથી તમે એ તો સાફ સમજી શક્યા હશો કે સમર્પણ એ વસ્તુ જ એવી છે કે જે સામાના આત્માને પ્રસન્ન કરે છે, અને સમર્પણને પાત્ર થનારના સુષુપ્ત આત્માને ઢંઢોળીને જાગ્રત કરે છે. જે કાર્ય કરોડો ઉપદેશો ન કરી શકે તે સાચા સમ્પર્કનું એક વાક્ય કરી શકે.

## ગુરુ શૈલકની ઘટના

જૈનઆગમસૂત્ર 'જ્ઞાતા'માં એક ગુરુ–શિષ્ય વચ્ચેની આવા પ્રકારની અચોટ ઘટના છે.

પાંચ સો શિષ્યોના ગુરુ શૈલક, મૂળે શૈલકપુરના મહારાજા છે, પણ શુક નામના જૈનાચાર્યનો પ્રબોધ અને પૂર્વ સંસ્કારોના ઉદયને યોગે

મડૂક નામના યુવરાજને આપી સોંપી પોતાના પાય મો રાજકર્મ-ચારીઓ સાથે એ ત્યાગમાર્ગ સ્વીકારે છે એમણે સાધનાને માર્ગે જતા આકરી બાહ્ય તપશ્ચર્યાથી પોતાની કાયા એટલી તો શીર્ણ કરી નાખી છે કે આખરે અસાધ્ય રોગ થાય છે દેશ-પ્રાંત વિચરતા એકદા એ જ શૈલક ઋષિ પોતાના પૂર્વાશ્રમના શૈલકપુર નગરમા પધારે છે એમને મડૂક યથોચિત આગ્રહ કરીને ઉપચારાર્થે રોકે છે વૈદકીય સારવાર અને ઉપચારોથી શરીર નીરોગી થઇ જાય છે, પણ આકરી બાહ્ય તપશ્ચર્યાના પ્રત્યાઘાતરૂપે સ્વાદલોલુપતાનો અકુર પાગરે છે પોતાના જ બના પૂર્વપરિચિત જનો હોઇને અહીં ખાન પાનની પુષ્કળ સગવડ છે, એટલે આહીથી ખસવુ ગમતું નથી એક પથકજી સિવાય સાથેના બીજા ૪૯૯ શિષ્યોને ગુરુદેવની આ મનોદશા અનુચિત લાગી પણ 'ગુરુ શિષ્યને બોધે, શિષ્ય ગુરુને કેમ બોધે?' જો કે આ વાકયનું ખરુ રહસ્ય તો એ છે કે ગુરુનું ચારિત્ર્ય જ એવુ ઉત્કટ હોવુ જોઈએ કે શિષ્યને પ્રબોધવાનો સમય જ ન આવે ગુરુ એટલે માર્ગદર્શક, હિતસાધક, હિતપ્રેરક અને શિષ્ય એટલે ગુરુનો અનન્ય ભક્ત, ગુરુચરણે સર્વસ્વ અર્પનાર, આજ્ઞાધારક સેવક આવા પરસ્પરના ધર્મો જ ઉભયપક્ષી એક-બીજાની કક્ષા જાળવી રાખે છે અંતરંગ વિકાસ ચીજ જ એવી છે કે જે ગુરુપદે કે શિષ્યપદે ગમે ત્યા હોય ત્યાથી ઝળકીને પરસ્પરપ્રેરક સહેજે બની રહે છે આખરે એવુ બન્યુ કે, એવી પરિસ્થિતિમા અનહદ ધીરજ ધરનારા એક પથકજી ગુરુસેવામા રહ્યા બાકીના ચાર સો નવાણુ તો રજા મેળવી પોતપોતાની સાધનાર્થે વિચરી ગયા પથકે માન્યુ કે મારી ખરી સાધના આ જ છે, જે સેવાક્ષેત્ર મને સ્વાભાવિક મળ્યુ છે, તે તજી જવા કરતા એમાથી જ સત્ત્વ કા ન ખેંચવુ?

એ પથક પોતાના ગુરુદેવ શૈલકની અનન્ય ભાવે સેવા નિયમિત પણે બજાવે જાય છે આવા લોલુપ ગુરુની સેવામાથી પથક શુ મેળવશે, એવુ આપણે તો ઝ ટ્ય કહી નાખીએ, પણ પથકને કુ રતી

કાયનામા અવિચળ નિષ્ઠા હતી "શૈનક જ્યાથી વૈરાગ્ય પામ્યા છે, ત્યાથી જ રસલોલુપતાની વિરક્તિ પામશે આજે જે વેગ છે તે કહેવાથી નહિ શમે, પણ સ્વય એમનો આત્મા જાગશે ત્યારે એ વેગ આપોઆપ બદલી જશે ધીરજ અને આત્મસમર્પણ એ જ મારો ધર્મ !" આ સવિવેકી ને સમજપૂર્વકના વતણથી જ તે સમભાવ રાખી શકતા.

શિષ્ય ગુરૂને જગાડે છે

આ રીતે ચાતુર્માસ પર ચાતુર્માસ વીતતા જતાય છે એકદા કાર્તિક પૂર્ણિમાનો અવસર આવે છે પથક દિવસ સબધી ક્રિયાઓની આલોચના અને ચાતુર્માસિક કાળ દરમ્યાન લાગેલા બધા સૂક્ષ્મ–સ્થૂળ પાપોના પ્રાયશ્ચિત્ત–પશ્ચાત્તાપ–રૂપ પ્રતિક્રમણની આજ્ઞા લેવા અને ગુરુદેવના કોઇ અવિનય, અભક્તિ, અપરાધ થયા હોય તો તેની માફી માગવા ગુરુચરણે મસ્તક નમાવે છે ગુરુદેવ તો માદક ખાનપાન લીધેલ હોવાથી મધ્યરાત્રિએ જ ગુલાબી તદ્રામાં ઘોરતા હતા આ મસ્તકનો સ્પર્શ થતા જ એમા ખલેલ પડવાથી એ એકાએક ચોકી જાય છે

'અરે ! કોણ છે એ દુષ્ટ પાપી ! મને જગાડયો ?' એમ કહી ગુરુ તાડુકે છે

'ભગવન્' એ તો હું આપનો પથક આજે ચોમાસાના છેલ્લા પ્રતિક્રમણની આજ્ઞા લેવા વ ન ક્ષમાપના કરવા જતા મારુ મસ્તક આપના પવિત્ર ચરણે નમાવતા અડી ગયુ, અને નિદ્રાભગ થયો. ક્ષમા કરો, પ્રભુ ' ક્ષમા કરો '

પથકના એકેએક વચનમા ઋજુતા અને નમ્રતા ભારોભાર હતી આવે ટાણે આટલુ આત્મવિલોપન વિરલા જ જાળવી શકે ! પણ પથકે જાળવ્યુ તો એનું પરિણામ ઉભય પક્ષે વિજયમા આવ્યુ

પથકની સાધના સિદ્ધ થઇ અને ગુરુદેવનો આત્મા સળવળ્યો ચરણસ્પર્શથી તો ફક્ત મન જાગ્યુ, પણ આ શબ્દસ્પર્શથી તો અતરગ આત્મા જાગ્યો કારણ કે શબ્દો માત્ર શબ્દો ન હતા, પાછળ અનત શક્તિ હતી

અહો ! દીક્ષા વખતનો શૈતક ક્યા અને ક્યા આજનો ?
ક્યા તપસ્વી શૈલક અને ક્યા રસલોલુપ શૈલક !

ક્યા ઝેરી જંતુ પ્રત્યે પણ ક્ષમા સાધતો શૈલક, અને ક્યા એ વિનયમૂર્તિ શિષ્ય માગે તાડુકનાર શૈતક ? ક્યા રાત્રિના બબ્બે ત્રણ ત્રણ પ્રહર ધ્યાનસ્થ રહેનાર શૈલક, અને ક્યા કાર્તિક પૂર્ણિમાની મહાપાખીના દિવસની પુણ્યસંધ્યાએ ઘોરતો શૈતક ! કેટલી વિષમતા ! એને ભારે પસ્તાવો થયો

એ અતિ વહાલભર્યા શબ્દથી બોલ્યા

" અહો ! પ્યારા પંથક ! તારી ધીરજને ધન્ય છે અવા ગુરુને પણ આખરે ન તજ્યો, અને ચરણે મસ્તકસ્પર્શના બદલામાં ગુસ્સો દેનારનેય 'ભગવન, ક્ષમા કરો !' અહો ! શી તારી ઉદારતા ! પંથક ! પંથક ! ક્યા તારી સદ્ગુણાવલિ અને ક્યા શૈતકની દોષાવલિ ! ખરેખર, પંથક ! તું એન્તો ટકી રહ્યો મારા પરમોપકારી પંથક ! તું ન હોત તો મારું શું થાત ?" એમ પંથક આગળ એમણે અશ્રુધારાથી હૈયું હળવું કર્યું વૈરાગ્યનો પારો પ્રતિક્ષણે ચડવા લાગ્યો આત્મચિંતનાની અપૂર્વ પળે ' આ ગુરુ, આ શિષ્ય ' એવો ગૂઢ પડદો ખરી પડે છે ગુરુએ પ્રભાતે બ ખરી પ્રભાતે વિહાર કરવાની ભાવના વ્યક્ત કરી.

" ગુરુદેવ ! પંથકમાં જે કંઈ છે તે આપની જ પ્રસાદી છે શિષ્ય એટલે ગુરુની છાયા ! ઉપાધ્યની અનહદ લીધેલી પ્રસાદીમાંથી સ્વલ્પ ધરવું એ તો યત્કિંચિત્ ઋણ વાળવાની હળવી મનોભાવના છે પ્રભુ ! એ પળ ક્યારે આવે કે આપનું સમગ્ર ઋણ વાળી શકુ ? નાથ ! આશીર્વાદ આપો. આપના નિમિત્તે સંસારતારાનતથી આ આત્મા બચ્યો છે, તો અંત સુધી આપના નિર્મળ અવલંબને આર પાર નીકળીને સાચો સેવક અને સમર્પક બની રહે !"

ધન્ય એ પંથકને ! ધન્ય એ શૈલકને !

આવી અદ્ભુત ક્ષણોમાં ગુસાઈનું વાકર પૂરેપૂરુ

આધી મે આધી ઘડી, આધી મે પુનિ આધ,
તુલસી સંગત સાધુકી, કરે કોટિ અપરાધ

હવે તમારી સામે છેલ્લે છેલ્લે એક સમર્પણની સર્વાંગમૂર્તિનું ચિત્ર ખડું કરી દઉં

**મહાત્મા મૂળદાસ**

મહાત્મા મૂળદાસ તો હવે ઠેઠ ચિત્રપટ સુધી પહોંચ્યા છે, એટલે તમો એ વિષે ઠીક ઠીક જાણો છો છતા હું મારી દૃષ્ટિએ ફરીવાર તમોને એ ચિત્ર યાદ કરાવીશ

મૂળદાસ એ વાર્તાનું પાત્ર નથી, એ તો જીવતી જાગતી વ્યક્તિ થઈ ગઈ છે પ્રસંગની શરૂઆત આ જાતની છે અંધારી રાત્રિને સમયે એક બાઈ કૂવાની આસપાસ પથરા વીણી ખોળામા ભરતી હતી તે કૂવામા પડી આપઘાત કરવાની આ જાતની છેલ્લી તૈયારીમા હતી

'પ્રભુ ! મારી ભૂલને માટે મરવુ પડે છે—સવારે કોર્ટમા નામ દેવુ પડશે—એના કરતા મરવુ બહેતર છે''

મૂળદાસ કૂવાની આસપાસ નીકળતા આ શબ્દો સાભળી ગયા તે બોલ્યા, 'સબૂર ! બહેન ! સબૂર ! તું કોણ ? શા માટે આમ વગરમોતે મરે છે ?'

'તમે મને છોડી દો' એમ કહેતા કહેતા તે રડી પડી

બાઇ વિધવા હતી, પણ એના નિકટના જ પુરુષે બળાત્કાર કરી એને ભુનાવી અને એ ભૂલી ગર્ભિણી થઇ એટલે આબરૂ ખાતર ગર્ભપાત કરવા પેલો પુરુષ કરગર્યો, પણ આણે ગર્ભપાત ન કર્યો અને વચન આપ્યુ, 'તને આચ નહિ આવવા દઉં' ગર્ભિણીદશા ... સમાજ હલમલી ઊઠ્યો વાત કોર્ટે પહોંચી કોર્ટે ... બાઈને માટે આ જ માર્ગ રહ્યો, એટલે ... હૈયુ આ કરુણ પ્રસગ જોઇ રહી શક્યુ

હસનારાની સાથે હસવુ, રડનારા ...
કુ થવા માટે દયા અને માણસ માટે નહિ

કુ થતા દેખી કરુણા બતાવે ને માણુમ હાથ પગનો હોય તો મૂકે નહિ' ધાર્મિક ક્રિયાઓ હમેશા કરનાર પણ ઘરમા સહેજે ભૂલ પડી હોય તો ધમો લગાવે ને કહેશે 'મરી જા, ગડ' તે કુળ બોલ્યુ" એના મોગામા અમૃત ન હોય જેના મોગામા અમૃત ભર્યું હોય તે આમ ન કરે

મૂળદાસ પેલી બાઈને કહે છે, 'અરેન' માણુમ ભૂલને પાત્ર છે, અને ક્ષમાને પાત્ર પણ છે બીજાનું નામ લેવાય એમ ન હોય, તો તું મારું નામ લેજે મા, નામ મૂળદાસ ખરુ શુ છે તે તું, હું અને નાથ જાણે છે'

ધન્ય છે મૂળદાસ તારી સમર્પણતાને ' મૂળદાસે પ્રભુને ઓળખ્યા હતા, એટલે જ 'જગત શુ કહેશે, કેવા ફિટકાર વરસાવશે' એ સામે ન જોયું જે જગત સામે લક્ષ રાખી જગતથી ડરીને કરે છે તે બહાર સારો દેખાવા બધુ કરે, અને અંદરથી ભૂડો હોય આવા માણસથી પ્રભુ છેગા રહે છ એ ખરા વિસામો સાધી શકતો નથી સમર્પણ-શક્તિ તો એનામા જાગે જ ક્યાંથી ?

મૂળદાસે વિચાર્યું 'પતિતના હૃદયમંદિરમા પણ આત્મા જ વસી રહ્યો છે પતિત તો સ્ત્રીપુરુષ બન્ને ગણાય, પણ પુરુષનુ નામ ન લેતા અપરાધાનની હદ સુધી જનારી આ માતાનો વેગ માર્ગે વળે તો બેડો પાર થાય" કેવો દિવ્ય વિચાર'

આવા પુરુષો જગત સાથે અદ્વૈતનું અનુસંધાન કરી રહ્યા હોય છે એ જગતના હિતમા અને પોતાના હિતમા અભેદ જુએ છ એને એકલવાયુ ઊડવુ ગમતું નથી એ પોતે ઊડે છે અને જગતને પાખમા લે છે એનો હૃદયધ્વનિ નિરંતર આ જાતનો હોય છે

આવો આવો વહાલા સાથે ઊડીએ,
ભોગવવાને કઈ કઈ દિવ્ય વિલાસ જો '

હું બીજા વ્યાખ્યાનમા જ કહી ગયો છુ કે ભગવાન ઘણા નથી નામ જુદા છે, પણ બધા નામોની પાછળનું મૂળ સ્વરૂપ એક જ છે

આવું જીવ જીવ સાથે તાદાત્મ્ય જેટના પ્રમાણમા અનુભવાય તેટલા પ્રમાણમા તૃપ્તિ, આનંદ અને શાંતિ મળે ખરો સમર્પક જ આવી તૃપ્તિ અનુભવે બીજામા એ ભાવ નથી પ્રગટતો

જે હુમા તે સહુમા, સહુનુ હું વિષે,
પ્રતિ આત્માનો એવો દિવ્ય અભેદ જો !
એ અનુભવમા ઊડુ સુખ સમજાય છે,
સહજ થતો અતરગ્રથિનો છેદ જો

મારામા છે તે સૌમા છે, અને સૌમા છે તે મારામા છે એ જાતનો અનુભવ થતો હોય ત્યા અતરગ્રથિનો છેદ થાય છે, મોહની ગ્રથિ તૂટી પડે છે

**મૂળદાસ પગ દુનિયાના ફિટકારો**

બાઇએ નિર્દોષ મૂળદાસનુ નામ લેવામા આનાકાની તો ઘણી કરી, પણ મૂળદાસે કહ્યુ, "તારે જૂઠુ તરકટ કશુ કરવુ નહિ પડે માત્ર કોર્ટમા જઇને એટલુ જ કહેવુ કે આ મૂળદાસને પૂછો હુ ત્યા હાજર જ હોઇશ પ્રભુકૃપાએ તું, સત્ય અને પેનો પુરુષ ત્રણે બચી જશે" "પણ આપની જીવનમોઘી પ્રતિષ્ઠાનુ શુ?" "પ્રતિષ્ઠા? અહો! અતરગ ભૂમિકા એ જ ખરી પ્રતિષ્ઠા છે—તે ક્યા જવાની છે? અને લોકખ્યાતિ તો જળતરગ છે, ક્ષણે દેખાય અને ક્ષણે વિલીન થાય બેટા! તુ એવી ચિંતા ન કર આપણો રામ સાક્ષી છે!" મૂળદાસ કોર્ટમા આવ્યો અને 'મૂળદાસને પૂછો' કહ્યુ પછી સાક્ષી પુરાવા કે સત્ય શુ છે એ કોણ પૂછે છે? લોકોએ તો ચોમેરથી ફિટકારની ઝડી વરસાવવા માડી 'જુઓ આ મૂળદાસ, મોટો ભગત! તારુ સત્યાનાશ જાય! હરામી લુચ્ચો ઢગ!' મૂળદાસને તન માત્ર ક્ષોભ ન થયો બાઇને સમાજ તો સઘરે જ શાનો? મૂળદાસ બાઇને પોતાના આશ્રમમા લઈ ગયો હજારો વિરોધ અને આઠવિકાની તગ સ્થિતિમા પણ એ પ્રભુપરાયણ મૂળદાસ હિમ્મત ન હાર્યો બાઇને રાખી, બાઇની પ્રસવ-વ્યવસ્થા કરી, બાળકને ઉછેર્યું, અને દિવ્ય સસ્કારો

રેહવા માંડયા આખરે એક વખતે નગરનરેશ એ રસ્તે નીકળે છે એને પૃચ્છા કરતા માલમ પડે છે કે આ કુટિર પેના મૂળદાસની છે ત્યા જઇને એ છૂપી રીતે એમની બન્નેની આતરચર્યા સાભળી જાય છે એ બન્નેનો નિર્વિષ પિતાપુત્રીનો વાર્તાલાપ સાભળતા સત્ય આપોઆપ ખુલ્લું થાય છે રાજા પોતાની ભૂલ જુએ છે, ક્ષમા માગે છે ને સન્માને છે બસ પછી તો પૂછવુ જ શુ? એને દુનિયા સોગણા ભાવે પૂજે છે

પારસમણિ ઔર સંતમે બડો આતરો જાણ,
વો લોહા કાચન કરે, વો કરે આપ સમાન

એમ સત મૂળદાસ પોતે કાજળની કોટડી સાથે છતા નિર્લેપ રહી રહ્યા સત તરીકે પૂજાયા અને એમણે સમાજનિરસ્કૃતા પતિના બાઈને પૂર્ણ સાધ્વી અને જગદ્વદ્યા બનાવી દીધી પણ આ તો ધીરજ, આત્મભોગ અને કર્તવ્યપરાયણતાની પારાકાષ્ટા થઈ ગણાય પરમાત્મનિષ્ઠાનું આ જીવતુ જાગતું મૂર્ત ઉદાહરણ છે

આટલી હદ સુધી એક જ ડગલે કૂદકો મારીને નથી પહોચાતું, પણ આજે જે ક્રમપૂર્વક સમર્પણના દષ્ટાતો મળી તમારી સામે સમર્પણની દુનિયા ખડી કરી છે તેમા વહેલામોડુ ગયે જ છૂટકો છે

સેવાનો ધર્મ છે મોટા યોગીને પણ દોહ્યલો,
સેવામાર્ગે મૂ પેલા ચિત્તશુદ્ધિ મનુષ્યની
સમર્પણે સિંધુ સમો સમર્પક,
વાત્સલ્યમા માન સમાન વત્સલ,
શુદ્ધિપ્રસાદે સરિતા સમોવડો,
પાપી તણા પાપ પ્રીતે પખાળતો

# જન્માષ્ટમીનું રહસ્ય

**શ્રીકૃષ્ણચંદ્રે માનવજાતિના વિકાસ માટે વૈશ્યોને બોધેલો કૃષિ અને ગોપાલન એ સનાતન ધર્મ**

આત્મબંધુઓ અને માતાઓ!

આજનો દિવસ જન્માષ્ટમીનો છે, જો કે જન્માષ્ટમીનો દિન સમસ્ત ભારતને માટે અદ્વિતીય દિન છે જન્માષ્ટમીનો દિવસ એ ભગવાન કૃષ્ણચંદ્રનો જન્મદિન છે આ વાત તો સહુ કોઈ જાણે છે, પરંતુ જન્માષ્ટમીને જયંતી માની શા માટે ઊજવીએ છીએ તેનું રહસ્ય તો કોઈ વિરલ જ જાણતો હશે આજે હું તમોને તે જ દૃષ્ટિબિંદુથી જયંતીનું રહસ્ય સમજાવવા માગું છું

પ્રથમ તો જયંતી શા માટે ઊજવવી? અને કોની ઊજવવી? એ પ્રશ્ન જરૂર થાય જે જયનું જીવન જીવી ગયા તેની જ જયંતી ઊજવાય અને આપણે જે જાતના જયના જીવન માટે ઝંખીએ છીએ તે જાતનું જેણે જીવન જીવી જાણ્યું હોય તેની જયંતી ઊજવાય. ભગવાન કૃષ્ણ યુક્તયોગી હતા ભગવાન મહાવીર અધ્યાત્મયોગી હતા, અને ભગવાન બુદ્ધ નિર્વાણરહસ્યને પામ્યા હતા આ રીતે એ મહાપુરુષો જયનું જીવન જીવ્યા હતા અને સમસ્ત વિશ્વને જયનો સંદેશો આપ્યો

હતો માટે જ આપણે તેમની જયંતી ઊજવીએ છીએ, અને તે જ દૃષ્ટિએ જયંતી ઊજવવી જોઈએ

આજે તો આપણે તેની જયંતી નથી ઊજવતા, પરંતુ બાળલીલા કરીએ છીએ, અને આપણી એ બાળલીલામાં તે ભગવાનોને પણ આપણા જેવા કલ્પી તદનુસાર અતિ તુચ્છ રીતે ઉત્સવ ઊજવી, જયંતીની ઇતિસમાપ્તિ માની બેસીએ છીએ

જુઓ, એ બાળલીલાનું એક પ્રદર્શન બતાવું જૈન હશે તે ભગવાન મહાવીરના જન્મદિને તેને જન્માવશે. વૈષ્ણવ હશે તે કૃષ્ણજીને ત્રિમે ઝોળામાં ડગળી પાડી તેમાં ભગવાનની મૂર્તિ પધરાવી, ડગળી ખોલી જાણે ગર્ભમાંથી હમણાં કેમ ન જન્મ્યા હોય, તેમ જન્મ કરાવશે કોઈ તેમની મા બનશે તો કોઈ વળી પિતાજી બનશે અને તેને કોઈ પ્રશ્ન કરે કે ભગવાનનો વળી જન્મ હોઈ શકે? જેઓની પ્રેરણા જીવનું જન્મ, જરા, મૃત્યુના દુઃખથી મુકાવે છે તેવા એ ઉપકારકો, મુક્ત થયેલા ભગવાનોના પણ આપણે જન્મ કરાવીએ અને તે પરમ પિતાને બાળક બનાવીએ (આપણે તેના બાળક બનીએ કે તેને બાળક બનાવીએ?) તેમજ તે ઉત્સવ કરી જયંતીની પૂર્ણતા કલ્પી લઈએ એ આપણી મૂર્ખતા જ છે, અને તે બાળક્રીડા જ ગણાય. જો કે જેઓ આમ કરે છે તેઓ ભક્તિભાવે જ કરે છે, તેમાં શંકા નથી પણ તે ભક્તિ અજ્ઞાનને લઈને ઊંધી દિશામાં દોરાઈ જાય છે, તે જ હું સમજાવવા માગું છું ખરેખર અહીં એક તત્ત્વજ્ઞ પુરુષ કહે છે કે —

मोहान्धकारे भ्रमतीह तावत् संसारदुःखैश्च कदर्थ्यमानः ।
यावद्विवेकार्कमहोदयेन, यथास्थितं पश्यति नात्मरूपम् ॥

જ્યાં સુધી વિવેકરૂપી સૂર્યનો ઉદય થતો નથી ત્યાં સુધી આ સંસારના જીવો મોહાંધકારમાં ગતાનુગતિક ભમ્યા કરે છે અને બીજાઓનું અંધ અનુકરણ કર્યાં કરે છે મોહ એક મહા નશો છે

એ નશામાં ચકચૂર બનેના વિચારો ખરું સ્વરૂપ કદી જાણી શકે જ નહિ આ જ સ્થિતિ લગભગ આજના જયંતી ઊજવનારાઓમાં મોટે ભાગે પ્રવર્તી રહી છે

**જયંતી શી રીતે ઊજવાય ?**

વસ્તુત વ્યક્તિની જયંતી વ્યક્તિને લીધે ઊજવતા નથી, પણ વ્યક્તિના અનંત ઉપકારો અને સદ્‌ગુણોને અનુસરીને આપણે જયંતી ઊજવવી જોઈએ તેટલો જ ધ્યાન રહે તો આપણને ગમે તેવુ આપણે ન કરી શકીએ, પણ જે પ્રભુને ગમે તેવું વર્તન કરીએ. આજે ગોકુળઅષ્ટમી હોવાથી ભગવાન કૃષ્ણને શું ગમતુ હતુ તે જ વિચારવું ઘટે એટલું ચોક્કસ યાદ રાખવુ ઘટે કે, જ્યારે માનવ સમાજમાં વિકાસની તીવ્ર ભૂખ જાગ્રત થાય, ત્યારે જ ભગવાન કોટિના ઉત્તમ પુરુષો જગતના કોઈને કોઈ કેન્દ્રમાં તૈયાર થતા હોય છે. એટલે જ ગીતામાં કહ્યું છે —

> यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
> परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
> धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

હે ભારત ! જ્યારે જ્યારે આ જગતમાં ધર્મ વિકૃત થાય છે અને અધર્મનું જોર વ્યાપે છે, ત્યારે તેવા સમયે અત્યાચારનું અનિષ્ટ તત્ત્વ વધે છે એ અનિષ્ટ તત્ત્વ વધવાથી સત્યમાં લાછન પેસે છે અને તે લાછનથી પ્રજા પીડાય છે માટે એ પીડા નાબૂદ કરવા અને સત્યનું રહસ્ય સમજાવવા માટે હું યુગે યુગે જન્મ લઉં છું

આ કંઈ અવતારવાદનું નિરૂપણ નથી પરંતુ ખરેખર જગતની એવી વિકૃત સ્થિતિમાં કોઈ ને કોઈ શક્તિશાળી વિભૂતિ જગતના ઉદ્ધાર અર્થે જન્મી જ ઊઠે છે તે મનાવવાનું રહસ્ય છે ને જ રીતે આ ભારતના કોઈ દુ ખ કાળે ભારતની પ્રજા વહેમ, રૂઢિ અને અજ્ઞાનતાથી પીડાતી હતી ત્યારે તેવા સજોગો વચ્ચે ભગવાન કૃષ્ણનું

આગમન થયુ હતું તે ભગવાને દુ ખી પ્રજાને દુ ખથી છોડાવવા માટે મુખ્ય ચાર ધર્મો બતાવ્યા હતા બ્રાહ્મણધર્મ, ક્ષત્રિયધર્મ, વૈશ્યધર્મ અને શૂદ્રધર્મ આ ચારે ધર્મોની વ્યાખ્યા ગીતાકારે આ પ્રમાણે આપી છે

**शमो दमस्तप शौच, क्षान्तिरार्जवमेव च ।**
**ज्ञानविज्ञानमास्तिक्य, ब्रह्मकर्म स्वभावजम् ॥**

સહજ શાન્તિમય જીવન, આત્મદમન, તપશ્ચરણ, પવિત્ર અંત કરણ, તેજસ્વી ક્ષમા, ઉદાર મૃદુતા, જ્ઞાન, વિજ્ઞાન અને શ્રદ્ધા એ બ્રાહ્મણના સ્વાભાવિક ગુણો હોય બ્રાહ્મણ જન્મથી નથી થતો, સત્કર્મથી થાય છે આ જ જાતનો સ્પષ્ટ ઉલ્લેખ પ્રાચીન એવા જૈન અને બૌદ્ધ બન્ને ધર્મમા છે મહાવીર કહે છે કે

**कम्मुणा बभणो होइ कम्मुणा होइ खत्तियो ।**
**कम्मुणा वईसो होइ सुद्दो हवइ कम्मुणा ॥**

કર્મ ( કાર્ય )થી જ બ્રાહ્મણ, કર્મથી જ ક્ષત્રિય, કર્મથી જ વૈશ્ય અને કર્મથી જ શૂદ્ર કહેવાય છે

ક્ષત્રિય કોણ?

**शौर्य तेजो धृतिर्दाक्ष्य, युद्धे चाप्यपलायनम ।**
**दानमीश्वरभावश्च क्षात्र कर्म स्वभावजम् ॥**

શૂરવીરતા, તેજસ્વિતા, ધૈર્ય, દક્ષતા, સંગ્રામમા અભીરુતા ઉદારતા અને ઐશ્વર્ય એ ક્ષત્રિયના સ્વાભાવિક ગુણો છે ક્ષત્રિય વ્યાપારમા કુશળ ન હોય તેની ફિકર નહિ, કારણ કે તે કઈ તેનો ધર્મ નથી પણ ગામમા ડાકુઓ આવ્યા હોય ત્યારે તો તે ક્ષણ પણ ન થોભે તે કાર્યમા, તે કળામા તો તે કુશળ જ હોય, કારણ કે ક્ષાત્રધર્મ એ જ તેનો ધર્મ પ્રજાને વિપત્તિમાથી ઉગારવી તે જ તેનુ કર્તવ્ય. તે ખાતર તે મરી ફીટે, પણ પોતાનો ધર્મ તો ન જ ચૂકે યુદ્ધમા જઈ પાછો ફરે તો તેની જનેતા લાજે તેની માતાના

દુધમા શૌર્યના અસ્કારો દાસી દાસીને ભર્યા હોય ક્ષત્રિયને ધનનો લોભ ન હોય, તેને તો પ્રજાના ચાહનો લોભ હોય, તેથી તે જડ તિજોરીમા નાણા ન ભરી રાખે પણ પ્રજાની જીવતી મૂર્તિમત તિજોરીમા નાણા ભરે તેનુ તેજ તેનો પ્રભાવ અને તેનુ ઐશ્વર્ય એટલુ તો ઉગ્ર હોય કે ગુનેગારોનો ગુનો ત્યાં ત્રાસનો કરે ભસ્મના તેના તેજમા અજાઇ જાય

**શૂદ્રકર્મ**

**परिचर्यात्मक कर्म शूद्रस्यापि स्वभावजम् ।**

શૂદ્રકર્મ એટલે સેવાકર્મ તે જીવમાત્રનો સામાન્ય ધર્મ ગણાય તે તો સૌમા સ્વાભાવિક હોય જ શૂદ્ર બનતા લાજે તે કદી બ્રાહ્મણ ન બને અને વૈશ્ય પણ ન બને સેવાનુ કર્મ એ તો યોગીઓનો પણ ધર્મ ગણાય સેવામા જેને શરમ આવે છે, સેવાના કર્મને જે તુચ્છ ગણે છે, સેવામા જે નીચતા કલ્પે છે, તે ખરેખર પોતે જ અધમ ગણાય સેવા એ તો પરમ અમૃત છે ભગવાન કૃષ્ણચન્દ્રે સેવાને પોતાના જીવનમા સર્વોપરિ સ્થાન આપ્યુ હતુ, તેથી તેના સાચા ભક્તો કદીયે સેવાને ન અવગણી શકે હવે આપણે એ ભગવાને વૈશ્યધર્મ શો સમજાવ્યો છે તે જોઇએ

**વૈશ્યકર્મ**

**कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**

કૃષિ, વાણિજ્ય અને ગોપાલન આ ત્રણ વૈશ્યોના મુખ્ય ધર્મો છે શ્રીકૃષ્ણ તો પોતે જ ગોપાલ ગણાય છે ગોકુળમા ગાય ચરાવનાર તરીકેનુ જીવન જીવીને પોતે જગવિખ્યાત–જગવલ્લભ થયા છે, તે સબંધમા તો સ્પષ્ટ કરવાનુ છે જ ક્યા ? વળી જૈનોના આદિ ભગવાન શ્રી ઋષભદેવે પણ એ ત્રણે વર્ણોને પોતપોતાના નિર્વાહ અર્થે કૃષિ, વાણિજ્ય અને ગોપાલનાદિ સેવાના પાઠો શીખવી કળામા પ્રવીણ કર્યા હતા આ પરથી જૈન દર્શનમા તેનું ઉચ્ચ સ્થાન છે તે પણ સ્પષ્ટ છે

પરતુ તેમના ભક્ત તરીકે ઓળખાતી ગૌરવ લેતી આજની પ્રજા તે પરમપુરુષોના આશયો સમજી શકી નથી ભક્તિ કોને કહેવાય, તેનું તેને ભાન જ રહ્યુ નથી આજે વધુ દુઃખનું કારણ તો એ છે કે અહિંસક તરીકે ઓળખાતી કોમ પણ અહિંસાનું સાચુ સ્વરૂપ સમજતી નથી, તેથી તે જાણ્યે અજાણ્યે અહિંસાને નામે પણ અતિહિંસાને પોષી રહેલ છે

## જગતનું જીવન

આખાયે જગતનું જીવન કૃષિ પર છે અને તે કાર્ય કરવુ એ વૈશ્યનો મુખ્ય અને અનિવાર્ય ધર્મ ગણાયો છે પણ આજે તો વૈશ્યનો મોટો વર્ગ કૃષિજીવન તરફ ઉપેક્ષાબુદ્ધિ જ રાખે છે, અને કેટલોક વર્ગ ખેતીના કામમા જે પાપ થાય છે તે અધર્મ છે એમ માની બેઠો છે આ માન્યતા કેવળ ભૂલભરેલી છે પાપ કોને માટે અને ક્યા ? તે સૌથી પ્રથમ સમજી લેવુ જોઇએ

જ્યા કર્તવ્ય ભુલાય ત્યા જ ધર્મનો નાશ થાય તમારુ કર્તવ્ય સમજાય અને તદનુસાર આચરણ કરવા લાગો એ તમારા માટે ધર્મ ગણાય ધર્મ અને અધર્મની વ્યાખ્યા પોતાનું સ્થાન અને કર્તવ્યાકર્તવ્યના ભાન પર નિર્ભર છે વૈશ્યોએ સમજવુ જોઈએ કે કૃષિ એ અધર્મ જ હોત તો ઋષભદેવ ભગવાન પોતે લોકોને અસિ, મસી અને કૃષિ આદિ સર્વ પ્રકારની જીવનનિર્વાહ અર્થની કળાઓ શા માટે શીખવત ? શ્રીકૃષ્ણને પણ એ જ પ્રિય હતુ તમે જો વૈશ્ય હો તો તમારે માટે પાછુ બીજો કયો ધર્મ હોઈ શકે ? એટલે કૃષિ વૈશ્યોનું તો અનિવાર્ય જીવનકર્મ છે

વસ્તુત કૃષિકાર્ય કરવુ એ અધર્મ નથી, વાણિજ્યકર્મ કરવુ એ અધર્મ નથી પણ તે ધધામા વિવેકને ભૂલી નેવે મૂકવુ તે અધર્મ છે વ્યાપારી એક માત

બીજે, દેખાડે વધુ અને આપે ઓછુ આનું નામ જ અધર્મ—અર્થાત્ કતવ્યની ત્રુટિ એ જ અધર્મ વૈશ્યધર્મ જે વૈશ્ય ભૂને તે જ અધર્મ તે પોતાનુ કતવ્ય ચૂક્યો એટલે આત્માને ભૂલ્યો, અને સાથે સાથે પરમાત્માને પણ ભૂલ્યો સમજવો, કારણ કે જે જગ્યાએ ખેતી નથી ત્યા શુ થાય છે તે તમે જાણો છો? ત્યા ગામ ખવાય છે જાનવરો અને મનુષ્યો જેવા ઉપયોગી જીવોનો વધ થાય છે

હિ૰ આર્ય ગણાય છે શાથી? ખેતીથી જ આર્યદેશ એ કૃષિપ્રધાન દેશ છે ત્યા આર્યનો ધર્મ એટલે કૃષિ, વાણિજ્ય અને ગોસેવા હોય. આખા જગતના નેત્રો આર્યદેશને જોઇ થનથનાટ કરે છે, નાચે છે, આહ્‌લાદઘેના બને છે આર્યભૂમિ નિવાન ગમી છે, એમ કહે છે, શાથી? એ પ્રશ્ન પૂછો તો જવાબ મળી જ રહેશે કે આર્યદેશ સૌનુ જીવનધન છે, કારણ કે આર્ય દેશની જાહોજલાલી ખેતી, ગોસેવા અને ન્યાયયુક્ત વાણિજ્યમા રહેલી છે, અને તેથી જ વૈશ્યોનો એ ધર્મ ગીતામા ગણાવ્યો છે ભારતનો વૈશ્ય જગતનો પિતા ગણાયો તે પણ આને જ લીધે

પરતુ આજે તો વર્ણાશ્રમના ધર્મ જ ભુલાઇ ગયા છે વૈશ્ય એટલે વાણિયો એમ સમજાયુ છે, ત્યારે જ આ ગોટાળો ઊભો થયો છે

**કૃષિ, વાણિજ્ય અને ગોસેવા એ ત્રણ**
**વૈશ્યના જ અજોડ અને મુખ્ય ધર્મો શા માટે?**

ગોપાલન પર માનવોનું જીવન છે તેથી જ ગોસેવા એ ધર્મ છે કૃષ્ણને ગોપાલન આથી જ પ્રિય હતું ગોપાલનમા પોતાનુ અને સમાજનુ બન્નેનું રક્ષણ છે આથી જ શ્રીકૃષ્ણે ગોસેવાને સ્વધર્મ ગણ્યો અને સમજાવ્યો ગીતાજી તો ત્યા સુધી કહે છે કે

श्रेयान् स्वधर्मो विगुण परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ॥

પોતાનો ધર્મ સામાન્ય ગુણવાળો દેખાતો હોય છતાં સ્વધર્મમાં મરવું સારું, પરંતુ પરધર્મને સ્પર્શ ન કરવો. પરધર્મ એ અતિ ભયાનક વસ્તુ છે. આ કથનનું એ જ રહસ્ય છે કે મનુષ્ય જે સ્થાન પર હોય તેને યોગ્ય કાર્ય તેણે સૌથી પ્રથમ કરવું જોઈએ. એક ગૃહસ્થ પોતાના ગૃહસ્થધર્મને પાળી શક્તો ન હોય અને ત્યાગધર્મ શ્રેષ્ઠ છે એમ ધારી તેને પાળવા માંડે, તો તે બને માર્ગ ચૂકે.

દહીં, દૂધ, ઘી, માખણ અને છાસ પર આર્યોનું સાત્ત્વિક જીવન અવલંબે છે. આથી જો મુકુટમણિ ભગવાન શ્રી ઋષભદેવે તો સમજાવ્યું અને શીખવ્યું પણ ખરું. વળી એ તો સૌ જાણે છે કે શ્રીકૃષ્ણ ભગવાનને ગાય ગમતી, માખણચોર ગણાવામાં તેઓ ગૌરવ લેતા, અને એ માખણ આપનારી ધેનુને જનેતા સમી માડી વાત્સલ્યની ખાણ માની તેને વહાલ કરતા, પંપાળતા અને રક્ષતા. કેવો તેનો મીઠો સ્નેહસંબંધ! ભગવાનના સાચા ભક્તો તે સમયે આ રીતે ગોસેવા કરતા, નિર્દોષ વાણિજ્ય સેવતા. કૃષિકાર્યનું પ્રધાન્ય હતું અને સૌ પોતપોતામાં કાર્યપરાયણ હતા. તેઓ સાચા ભક્ત હતા. આજના ભક્તો તે ધર્મ ભૂલી ગયા છે.

## ભક્તિનું રહસ્ય

હવે વિચારો કે ભગવાને જીવનમાં ઉતારેલ અને પોતાના ભક્તોને ફરમાવેલી આજ્ઞાને તાબે થવું તે સાચી ભક્તિ છે, કે તમને ફાવે તેવું વર્તન ચલાવવું તે સાચી ભક્તિ છે? તેમણે બતાવેલા માર્ગે ચાલવું તે જયંતીની સાર્થકતા છે કે બાળલીલા કર્યાં કરવી તે સાચી જયંતીની સાર્થકતા છે? આ સમજવા માટે એક નાનકડું દૃષ્ટાંત આપું.

એકદા એક સ્વામીએ સેવકને આજ્ઞા કરી કે અમુક વખત પહેલાં તારે આ કાર્ય પતાવી દેવું, કારણ કે તે ઘણું જ જરૂરનું છે. તે ન ભૂલતો. ફરી ચેતાવ્યો કે ન ભૂલતો. જી હા, કહી પેલો નોકર

તો ઘેર આવ્યો, અને આપેલુ કામ બાજુએ મૂકી તેણે નાહી ધોઈ સ્નાન થઇ લીધો. ક્યાં તેમજ મહારાજાના નામની માળા હાથમાં લીધી અને માળામા જણાવેલા વખત સુધી મહારાજાના ફરમાનનું ખૂબ ખૂબ ભક્તિપૂર્વક ચિંતન કર્યું સારાંશ કે મહારાજાના નામની અને કાર્યની માળા તો ખૂબ ફેરવી, પરંતુ બનાવેલુ કાર્ય ન કર્યું

બીજે દિવસે સવારના તે પોતાના માલિક પાસે ગયો, ત્યારે તેણે પૂછ્યુ કે કામ કરી આવ્યો કે? ત્યારે તેણે જવાબ આપ્યો કે મહારાજાજી! આપનો હુકમ સાભળ્યા પછી ભાગનો જ તે કામ કરવાને બદલે હુ ઘેર ગયો અને નાહી, ધોઈ, ધૂપદીપથી આપના નામની માળા ફેરવવા લાગ્યો અને ભક્તિપૂર્વક આપનુ ચિંતન કર્યું આ સાભળતા જ મહારાજા કોપાયમાન થઈને સહસા બોલી ઊઠ્યા કે, અરે મૂર્ખના સરદાર! તને કહ્યુ હતું તે કામ કર્યુ કે નહિ? તે કહે ને, બીજી પંચાત શી કરે છે? જવાબમા તેણે ધીરે મોઢે કહ્યુ કે કામ તો નથી કર્યુ કહો, આ જવાબથી માલિક પ્રસન્ન થાય કે અપ્રસન્ન થાય?

હવે આ ઉપરથી તમે પોતે જ વિચારો કે શ્રીકૃષ્ણના નામની માત્ર માળા ફેરવવી એ જ સાચી ભક્તિ છે કે તેમના ફરમાનને તાબે થવુ, તેમને રુચે તેમ વર્તવુ તે સાચી ભક્તિ છે? ભગવાન કેમ પ્રસન્ન થાય? તેને કોણ પ્રિય હોય?

તેના ઉત્તરમાં ગીતાજીના બારમા અધ્યાયમા જણાવ્યુ છે કે

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च य ।
हर्षामर्षभयाद्वेगैर्मुक्तो य स च मे प्रिय ॥

જેનુ વર્તન કોઈને દુખરૂપ ન હોય પરંતુ ઉપકારક જ હોય, જે કોઈને ભય કે ત્રાસ ન આપે અને પોતે પણ નિર્ભય રહે તેમજ હર્ષ, શોક, ભય અને ઉદ્વેગથી મુક્ત હોય, એ જ સાચો ભક્ત છે, તે જ મને પ્રિય છે

## આજની કરુણ દશા

આજે છતાંય ગોધન પ્રતિદિન લાખોની સંખ્યામાં નષ્ટ થઈ રહ્યું છે જે પર ભારતના તનુજોના ચૈતન્ય, શક્તિ અને પ્રાણ ટકી રહ્યા છે તેની આ દશા! સાચો આર્ય—સાચો કૃષ્ણભક્ત આ દશ્ય જોઈને ક્ષણભર પણ સ્થિર રહી શકે ખરો? છતાં આજે તો પ્રતિદિન તે કરુણ દશા જોવા છતાં, અને એ ધેનુમાતાના મરણના કરુણ ધ્વનિ નિત્ય સાંભળવા છતાં સૌએ મોજપૂર્વક જીવી રહ્યા છે આથી બીજી કઈ વધુ દુ:ખદ દશા હોઈ શકે? અનેક ઉપકારો એવી ગાયમાતા પર આવો હળાહળ જુલ્મ થાય અને તે નિભાવી લેનાર ગોપાલનો ભક્ત ગણાય! શું એ તમોને વાસ્તવિક લાગે છે?

એક વખતે એક કવિને એક બાદશાહે પ્રશ્ન પૂછ્યો કે નાળિયેર પોતાના પેટમાં પાણી રાખે છે તેનું શું કારણ હશે? કવિએ કહ્યું

प्रथम वयसि पीत, तोयमल्प स्मरन्त
शिरसि निहितभारा, नारिकेरा नराणाम् ।
उदकममृतकल्प, दद्युराजीवितान्तम्
न हि कृतमुपकार, साधवो विस्मरन्ति ॥

જ્યારે નાળિયેરી નાની હતી ત્યારે તે વૃક્ષના માલિકે તેને પાણી પાયું હતું પાણી પીને ઉછેરી મોટું કર્યું એ ઉપકાર યાદ કરી પાણીના બદલામાં હંમેશા અમૃત જેવું ઉછેરનારને પાણી પાવું એ વિચારથી નાળિયેરનું વૃક્ષ પોતાના જીવન સુધી અમૃત જેવું મિષ્ટ અને નિર્દોષ પાણી ભરી રાખી ઉપકારનો બદલો વાળે છે એક નાળિયેરી જેવી સામાન્ય વસ્તુ પોતાના ઉપકારક પ્રત્યે આટલી વફાદાર છે, ત્યારે માનવ કેટલો ઉપકારક હોઈ શકે? તેની તુલના કરવાની બુદ્ધિ કેળવો આજનો દિવસ એ વાત સંભારવા માટે છે

## ગાયમાતાના ઉપકારો

ધેનુના ઉપકારો ન વર્ણવી શકાય તેટલા અનેક છે તેના શરીરના પ્રત્યેક ભાગમાં ભારતના આર્યોની સંજીવની ભરી છે આજે

કુતાસી લોકો જેના દૂધ, દહીં, માખણ, મલાઇ, ઘી, છાશ ખાધા છે તેને કસાઇવાડે હડસેલી મૂકતા જરા પણ અચકાતા નથી અને કેટલાક એવા પણ મૂર્ખાઓ છે કે જેઓ આવા ઘાતકી કાર્યો સામે આંખમિંચામણા કરી પામર જીવન જીવી રહ્યા છે 'કરશે તે ભરશે, આપણે શું કરીએ? કર્મના પરિણામ આવા જ હોય છે,' એવા એવા વાક્યો બોલી ગયા ખાનારા બિચારા મૂક પશુઓ શું આર્યત્વ ટકાવી શકશે?

ઉદ્બોધન!

વહાલાઓ! આર્યદેશ એ તો જગતનું ધ્યેયબિંદુ છે જગતનું શાન્તિયંત્ર જે આર્યદેશની સલામતી પર નિર્ભર છે તે આર્યદેશમા પણ આર્યત્વ તો અમુક વિભાગમા જ છે જે વર્ગ જૈન અને વૈષ્ણવ સંસ્કૃતિથી અલંકૃત છે તેટલો જ વર્ગ તદ્દન વનસ્પત્યાહારી છે બાકીના મો લગભગ રૂઢિ કે રસસ્વાદને વશ થઇ માસાહાર કરી રહ્યા છે અને જાણ્યે અજાણ્યે ઉપયોગી પ્રાણીઓની હિંસા તેઓ દ્વારા થઇ રહી છે તેથી તેઓની અજ્ઞાન દશા દૂર કરવાના કાર્યની જવાબદારી પણ ઉપરના વર્ગ પર જ હોઇ છે

તમારો સમાવેશ ઉપના વર્ગમા થાય છે માટે જ તમને પુન પુન યાદી આપવી પડે છે કે જ્યા સુધી ગાયમાતાઓની કતલ આપણા જ પાદરમા થતી હોય ત્યાં સુધી ગાયોના પાલક એ ગોપાલની (શ્રી કૃષ્ણચંદ્ર) જયતી ભારે ગભીરતાથી ઊજવવી ઘટે. ખરેખર, આજે કૃષ્ણની ફિલ્મ જોવાને બદલે કતલખાનાના દશ્યો જોવા ઘટે કે જ્યા એ પવિત્ર, નિર્દોષ અને અતિ ઉપયોગી પશુઓના રક્તપ્રવાહો રેલાઇ રહ્યા છે, એ શોણિતની નદીઓ, હાડકાના ગંજ અને માસના ઢગલા એ બધુ જોયા પછી તમારી આંખો ખૂલે અને અનુકંપાના, દયાના, અને અહિંસાના વાસ્તવિક સ્વરૂપને સમજવાની તમોને તક મળે એમ ઇચ્છુ છુ આ બધુ હું એમને કહી રહ્યો છુ

કે જેમનામાં ધાર્મિકતા છે, ભક્તિ છે, પ્રાણીપ્રેમ જે, છતાં આજે જેમ કું સુમાન ઊલટા માર્ગ પર દોરાઈ રહ્યું છે ભાઈઓ ! ભક્તિનું રહસ્ય સમજો જયંતીના ઉદ્દેશો સમજો

આ વાત તો હું તમારા ઉપકારકના ઉપકારને સંભારી તેનો જન્મ ઉજવવાની જ કહું છુ શ્રીગોપાલ તો ત્યાં સુધી કહે છે કે જીવનમાત્ર સાથે મિત્રતા રાખો એટલું જ નહિ પણ તેની અહિંસાની વ્યાખ્યા તો ત્યાં સુધી ઊંડી અને દૂરદર્શી છે કે શત્રુ પ્રત્યે પણ મિત્રભાવથી અને સેવાભાવથી વર્તવું ઘટે જે હિંસા કરતો નથી અને જોઈ પણ શકતો નથી, તે અહિંસક છે કારણ કે વસ્તુતઃ પ્રેમ એ એવી પવિત્ર વસ્તુ છે કે દ્વેષ, વેર અને ઝેર એ બધુ તે અમૃતમાં સ્વચ્છ અને નિર્વિકાર બની રહે છે

એક દૃષ્ટાંત

એકદા દારિમા નગરીના એક મહોલ્લામાં મોટો વિષધર સર્પ નીકળેલો તે જોતા વાર જ ત્યાના લોકો એકત્રિત થઇ ગયા અને દૂર રહીને પત્થર વગેરે ફેંકી મારવા લાગ્યા સર્પ ત્રાસથી પીડાઇ રહ્યો હતો, તેવામા વિશ્વબંધુત્વની ભાવનાથી રંગાયેલો એક વીર આવી પહોંચ્યો તેણે તેમને—મારતા લોકોને અટકાવવા માંડયા ત્યારે તેમાનો એક જણ તુરત જ બોલી ઊઠ્યો કે, ભાઇ ! બસ કરો, એવી દયાવાળાના દીકરા હો તો આને તમારે ઘેર જ લઇ જાઓ અને સેવા કરો લોકોએ તો ગુસ્સામાં જ કહ્યું, પરંતુ પેલા દયાળુ માણસે તો તુરત જ પોતાનો ખોળો પાથરી સર્પને લઈ લીધો સાચા અહિંસક કે ત્યાગમી વીરને માટે આ કંઈ અસંભવિત વસ્તુ નથી હમણાં જ ગાંધીજીએ ઝેરી સર્પને નિર્ભયતાપૂર્વક ગળે વીંટાવ્યાનો અદ્ભુત બનાવ 'હરિજનબંધુ'માં આવ્યો હતો

સર્પ જેવા પ્રાણીને પણ બહુ સાન હોય છે તેમાં વિષ હોય છે ખરું, પરંતુ તે વિષને પ્રેમનું અમૃત સ્તભાવી શકે છે તે પ્રાણી

તેને જરાય કરડયુ નહિ અને તે વીર એ સર્પને ગામ બહાર લઈ જઈને વગડામા મૂકી આવ્યો જ્યારે તે ગામમા પાછો ફર્યો ત્યારે પ્રથમથી એ દૃશ્ય જોનારા કોઈ એક ધનાઢ્યે કહ્યું કે, " ભાઇ, તમે તો ભારે બહાદુરીનુ કાર્ય કર્યુ હવે એક કામ કરશો ? આ જીવ બચાવવાનું જે પુણ્ય તમોને થયુ તે મને આપો અને બદલામા તમે માગો તેટલું ધન આપુ "

પેલો માણસ તો પ્રામાણિક જ હતો. તેને વધારે ખપનું ન હતું અને ઓછુ લેવુ નહોતું તેણે કહ્યુ આ સોનાનો તોડ આપણે ન કાઢી શકીએ એ તો કોઈ બન્ને વસ્તુને પામેલો પુરુષ હોય તે જ કરી શકે તેમ વિચારીને તેઓ યુધિષ્ઠિર પાસે ગયા, અને ન્યાય તોળ વાની અરજ કરી શ્રી યુધિષ્ઠિરે પણ એ ન્યાય તોળવામા અસમર્થતા બતાવી, અને તેઓ બન્ને ખુદ ભગવાન કૃષ્ણ પાસે ગયા શ્રી કૃષ્ણ ચદ્રે કહ્યુ કે ધન અને ધર્મ બન્ને વસ્તુ જ ભિન્ન છે ધર્મ એ અંતરની વસ્તુ છે અને ધન બહારની વસ્તુ છે અતરની અને બહારની વસ્તુની તુલના ન જ હોઈ શકે તે છતા ધનાઢ્યે કિંમત આકવાની માગણી કરી ત્યારે તેના જવાબમા શ્રીકૃષ્ણ ભગવાને કહ્યુ

> यो दद्यात काञ्चनो मेरु कृत्स्ना चैव वसुधरा ।
> एकस्य जीवित दद्यात न च तुल्य युधिष्ठिर ! ॥

હે યુધિષ્ઠિર ! કદાચ કોઈ સુવર્ણનો મેરુ આપી દે, કિંવા આખી પૃથ્વીનુ દાન કરે, તોપણ એક જીવના જીવિતદાનની તુલનામા તે દાન કદી આવી શકે નહિ આ કથન સાભળી પેલો લક્ષ્મીવાન તો ઠડો જ થઈ ગયો બધુઓ ! ઝેરી જતુને જીવનદાન આપવાથી જ્યારે આટલું ફળ પ્રાપ્ત થાય તો પછી હજારો મનુષ્યોને જિવાડનાર એ ઉપયોગી જાનવરના જીવનદાનનું કેટલું મોટુ ફળ મળે ? તે તમો પોતે જ વિચારો.

અને સાધના

દુધાળા પશુઓને જીવનદાન આપવાથી, ગોપાલન કરવાથી અને ગાયોને આશ્રય આપવાથી એક તો આપણે ગોપાળના સુપુત્ર બનીએ અને ધનનો પણ સદુપયોગ થાય. ધન ઠેકાણે પડે અને ગાયોની સેવા થાય કેવી સ્પષ્ટ અને સરસ વસ્તુ છે! કેટલાક શ્રીમ-તોને પોતાના રૂપિયા લેખે લગાડવા માટે ટ્રસ્ટીઓ નીમવા પડે છે, ચેરીટીબલ ટ્રસ્ટ કરવા પડે છે, વીલ કરી જવા પડે છે, તેને બદલે આ રીતે પોતાના જ હસ્તે જો તેનો ઉપયોગ થાય તો અકાળે મરણને શરણ થતા હજારો—લાખો જાનવરોને બચાવી શકાય. આ રીતે જાનવરો બચે અને પોતાની મૂડી દ્વારા મહત્ પુણ્ય ઉપાર્જન કરી શકાય.

જૈનો કે વૈષ્ણવો તીર્થયાત્રા માટે સંઘ કાઢે તે કરતા આજે કતલ થતા લાખો દુધાળા જાનવરોને કાળના જડબાથી બચાવી તે જાનવરોનો સંઘ કાઢે તો ભગવાન ઋષભદેવ અને શ્રીકૃષ્ણચંદ્ર બન્નેની પ્રસન્ન ભક્તિ થાય ભગવાન મહાવીરે ફરમાવ્યું છે કે—

एयं खु नाणिणो सारं जं न हिंसइ किंचण

જ્ઞાની પુરુષોના ઉપદેશનું માખણ જ એ છે કે સાચી દયાના આરાધક બનવું જેના હૃદયમા વીરતાભરી દયા નથી તે ભક્ત તો શું પણ માણસ જ શાનો? પ્રાણીમાત્રની સેવા તે જ પ્રભુભક્તિ.

પરકાજ કષ્ટ ઉઠાવતા, સત્યો ખરા સમજાવતા,
સેવા સમાજ બજાવતા, મૃત્યુ થયુ તો શું થયુ!

ભગવાન મહાવીરે કહ્યુ છે કે સર્વ જીવોને જીવન પ્રિય છે, સુખ પ્રિય છે, માટે તમોને સુખ જોઈએ તો બીજાને બચાવો, બીજાની રક્ષા કરો પ્રાણના ભોગે જે બીજાનુ રક્ષણ કરે છે તે જ સાચો ભક્ત છે

તમે બહુ બહુ ગાયમાતાના ગીત ગાઓ કે ભજન કરો, તેમા કાંઈ તેની સેવા નથી સેવા તો તેના રક્ષણમા છે અહિંસાનુ રહસ્ય

નહિ સમજનારા મૂર્ખ માણસો પોતે કોઇનો વધ ન કરે એટલેથી જ પોતાની જાતને અહિંસક માની લે છે અને ભગવાનના ભજનો ગાઈને કે બાહ્ય પૂજા કરીને પોતાને કૃત્યકૃત્ય અને પૂર્ણ ભક્ત માની બેસે છે આ જાતની મૂર્ખતાએ વધુમા વધુ જો ક્યાય પણ નુકસાન કર્યું હોય તો તે ભારતમા જ એક તરફથી ભગવાનના ભક્ત ગણાવુ અને બીજી તરફ ભગવાનના હણાતા બાળકો તરફ બેદરકાર રહેવુ, આ તે કઈ જાતની ભક્તિ? જરા ઊંડાણથી ચિંતવજો

આ વાત તો તદ્દન સ્પષ્ટ છે, છતા તમોને એક નાના દૃષ્ટાંતથી વિશેષ સમજાવુ

એક મહારાજાએ એક ગુનેગારને કોઈ અપરાધને લીધે ફાંસીની શિક્ષા ફરમાવેલી તે કાળમા ફાંસીના શિક્ષાપાત્રને ફાંસીએ ચડાવતા પહેલા લાલ કપડા અને કરેણની માળા પહેરાવી આખા ગામમા ફેરવવામા આવતો

તે ગુનેગાર ગામમા ફરતો ફરતો રાજમહેલ પાસે આવ્યો ત્યા આવતા જ એક રાણીને માનવહૃદયસુલભ દયા આવી અને ત્યા તેણે તેને એક દિવસ માટે બચાવી લેવાની મહારાજા પાસે માગણી કરી. મહારાજાએ રાણીનું વચનસન્માન જાળવી તેમ કરવા કબૂલ કર્યું તેણે તે ગુનેગારને પોતાના મહેલમા બોલાવીને નવડાવ્યો, ભિન્ન ભિન્ન પ્રકારની વાનીઓ નિપજાવી પ્રેમપૂર્વક જમાડ્યો અને અનેક વસ્ત્ર તથા આભૂષણોથી અલંકૃત કર્યો બીજે દિવસે બીજી રાણીએ પણ એક દિન બચાવવાનું વચન માગ્યુ રીતિ તો આ જ સ્વીકારી, પણ ફેર એટલો જ કે તેણે કઇક પહેલી રાણી કરતા વિશેષ સેવા કરી. ત્યારબાદ ત્રીજી રાણી માટે પણ તેવુ જ બન્યુ

તે મહારાજાને ચાર પટરાણીઓ હતી તે પૈકીની ત્રણ મહા રાણીઓએ આ રીતે એક એક દિવસ પોતા ખાતર ગુનેગારને બચાવી લીધો અને અધિકાધિક સેવા કરી. છેલ્લો વારો ચોથી રાણીનો આવ્યો તેણે મહારાજા પાસેથી પ્રથમ જ માગી લીધુ કે

આપ વિચાર કરીને જ માગવાની રજા આપજો મહારાજાએ કહ્યુ "ઘણી ખુશીથી જે માગવુ હોય તે માગો " તેણે કહ્યુ "મારી એ માગણી છે કે તેને અભય કરો—મૃત્યુ-ની શિક્ષા માફ કરો." મહારાજાએ તેમ કર્યું અને તેને મુક્તિ આપી તે રાણીએ તેને જમાડ્યો નહિ અને ધેર બોલાવ્યો ય નહિ આથી ત્રણે મહારાણી એ એકઠી થઈ તેની મશ્કરી કરવા લાગી કે, વાહ રે વાહ ' પટરાણી હોવા છતા તેણે તે બિચારાને જરાય મોજ ન કરાવી અને કઈ ખરચ્યુ નહિ આમા તેણે કર્યું છે શુ?

આ વાત સાભળી મહારાજાએ આ ચાર પટરાણીઓમા સૌથી વધુ સેવા કોણે બજાવી, તે જનતાને સમજાવવા ખાતર ખુદ તે ગુનેગારને જ બોલાવી મગાવ્યો જ્યારે "આ ચારે મહારાણીઓમા વધુ સેવા કોણે બજાવી?" એમ પૂછવામા આ યુ, ત્યારે તેણે ચોથીને જ પ્રધાન્ય આપ્યુ આ જોઈ ત્રણે રાણીઓને બહૂ આશ્ચર્ય થયુ પરતુ ગુનેગારે પોતે જ આ વસ્તુને સ્પષ્ટ સમજાવી કે જ્યા સુધી મારે માથે મૃત્યુનો ભય હતો ત્યા સુધી ભોગ, વસ્ત્ર, આભૂષણ કે ભોજન જરા પણ સુખકર નહોતુ મારે મન તે વિનાનો નીરસ અને દુખરૂપ જ હતા જ્યારે મૃત્યુનો ભય ગયો ત્યારે મને સૂકો રોટલો પણ અમૃતરૂપ લાગ્યો

આ દષ્ટાત ઉપરથી તમારે ખૂબ ખૂબ સમજવાનુ છે જ્યા સુધી આ ભારતમા પ્રાણીઘાતક અનેક કતલખાના ચાલતા હોય ત્યા સુધી જાનવરોને નિર્ભયતા ક્યાથી હોય? અને મુબઈની તો વાત જ છોડી દો તે જાનવરોના ગવળી માલિકો જ્યા સુધી તે મીઠું મીઠું દૂધ આપે ત્યા સુધી ખૂબ સરસ અને સું દર ખવડાવે, પણ જ્યારે દૂધ ઘટે ને વસૂકી જાય ત્યારે તેને માથે મૃત્યુનો ભય તો ઊભો ને ઊભો જ છે પણ તેમા બિચારા ગવલીઓનોયે શો દોષ? તેની ઘણીવાર એવી કપરી સ્થિતિ થાય છે કે તેમ કર્યા વિના બીજો

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,
પરથમ પહેલા મસ્તક મૂકી, વળતી લેવુ નામ જોને

શિર મૂક્યા વિના ભક્તિ થઈ જ ન શકે આટલી તૈયારી કેળવ્યા પછી જ ભક્ત બની શકાય માટે જે ભારતમા શ્રીકૃષ્ણચન્દ્રે વૈશ્યનો ધર્મ અને પોતાની પ્રાણપ્રિય વસ્તુ ગોસેવાના ડિડિમનાદો પોકાર્યા હતા, તે જ ભારતમા આજે ગોધન નષ્ટ થઈ રહ્યુ છે, અને પ્રજાના પ્રાણ પ્રેરનારી એ ચેતનાશક્તિ ક્ષીણ થતી જાય છે, તે દેશના ઓ નરનારીઓ ! આ જન્માષ્ટમીના દિવસે ઉપરનો સંદેશ પુન પુન યાદ રાખો" એ જ જયન્તી ઊજવવાનું રહસ્ય છે એમ એમ સમજો એટલું સસ્મરણ કરાવી વિરમુ છુ

ॐ शान्ति



# સંસારમાં સ્વર્ગ

શ્રેયાભિલાષી બન્ધુઓ!

મારુ આજનું પ્રવચન સંસારમા સ્વર્ગ એ વિષય ઉપર છે આ વિષયને આજસુધીના બધા વ્યાખ્યાનોના ઉપસંહાર તરીકે લેખો તો ચાલશે આ સંસારમા સ્વર્ગીયતાને પ્રગટાવ્યા વિના આધળા લાગમા મુક્તિ અશક્ય છે આ સૂત્રને લક્ષમા રાખી હું અત્યાર સુધી તમારી સમક્ષ બોલતો રહ્યો છુ

સ્વર્ગ એટલે દિવ્ય સમૃદ્ધિ અને સૌંદર્યની ભોગભૂમિ, આટલું તો તમે પરંપરાએ સાભળતા આવ્યા છો પણ એ સમૃદ્ધિ અને સુંદરતા સૂક્ષ્મ દેહની, સ્થૂળ દેહની નહિ! આટલી વાત ત્યા વિચારવી રહી જાય તો ગોટાળો થાય જો એ વિચારાય તો સહેજે સમજાય કે એવુ સ્વર્ગ પહેલુ પ્રથમ અહીં જ રચાય છે

જૈન શાસ્ત્રોમા એક સુંદર ઉલ્લેખ છે કે છેવટ મૃત્યુના અંતર્મુહૂર્ત પહેલા જ જીવ જે યોનિમા જવાનો હોય તે સ્થાનની લેશ્યા, વાતાવરણ, જ્ઞાન પ્રથમ આહીં જ પ્રગટે પછી જ તે સ્થળે ગતિ થાય છે અર્થાત્ પ્રથમ સૂક્ષ્મ શરીર આહીં તૈયાર કરે છે, પછી જ સ્થૂળ શરીર સર્જાય છે દેવ જેવુ સૂક્ષ્મ શરીર બનાવ્યુ હોય તે જ દેવ

ભૂમિ તરફ ખેંચાય. બીજી ગતિ માટે પણ એમ જ જાણવું સારાંશ એ કે સ્વર્ગમાં જનારના પ્રથમ સ્વર્ગીય ભાવ, લેશ્યા, જ્ઞાન, વાતાવરણ અહીં હોવા જ જોઈએ

## જીવનવિજ્ઞાન

અમુક વખતે ઠંડી પડે, અમુક વખતે ગરમી જ પડે, શિયાળું વા, ઉનાળું વા જુદા હોય, ચોમાસાનું વાતાવરણ જુદું હોય, એમ જે રીતે પ્રકાશ અને વાયુમાનને ચોક્કસ નિયમો છે, તેમ જીવનને પણ ચોક્કસ નિયમો છે સૂર્ય નજીક હોવા છતાં કિરણો નાસા પડે એટલે શિયાળામાં ઠંડી લાગે, ઉનાળામાં સૂર્ય દૂર હોવા છતાં કિરણો સીધાં પડે એટલે ગરમી પડે અને ઉનાળાની ગરમીને લીધે પાણી સુકાઈ વરાળ થઈ ઉપર ચડે, ઘટ્ટ થાય, વાદળાં બને, અને અમુક સંયોગો ભેગા થાય પછી અમુક જાતની હવા લાગવાથી તે વરાળ ઘટ્ટ થઈ વરસાદ રૂપે વરસી પડે. આ બધું અકસ્માત્ નથી, પણ નિયમ પૂર્વક તાનબદ્ધ છે એ નિયમોના વૈજ્ઞાનિક પૃથક્કરણનું ભાન થતાં વિપુલ ચમત્કારો પણ સામાન્ય જેવા લાગે છે, તેમ જીવનવિજ્ઞાનનું યથાર્થ ભાન થતાં રહસ્ય હસ્તગત થવાથી કોકડાં ઉકેલાઈ જતાં બધી ઘટનાઓના કાર્યકારણો સમજાઈ ગયા પછી વિપુલ પ્રસાદ, સમાધાન, આનંદ, નિઃસંદેહતા જન્મે છે આ ભવ્ય પ્રસાદ આગળ બીજું બધું તુચ્છ છે

એક આચાર્ય કહે છે —

या सिद्धयोऽष्टावपि दुर्लभा ये, रसायनं चाञ्जनधातुवादाः ।
ध्यानानि मन्त्राश्च समाधियोगाश्चित्ते प्रसन्ने विषवद् भवन्ति ॥

જ્યારે પ્રાણીને ચિત્તની પ્રસન્નતા (પ્રસાદ) પ્રાપ્ત થાય છે ત્યારે દુર્લભ એવી આઠ સિદ્ધિઓ અંજન, રસાયન, ધાતુવાદ, ધ્યાન, મંત્ર, સમાધિ અને યોગ એ સર્વે વિષ જેવા ત્યાજ્ય લાગે છે, અર્થાત્ નિરુપયોગી લાગે છે

અણિમા, ગરિમા, લઘિમા આદિ આઠ પ્રકારની સિદ્ધિઓ થાય છે જેણે એ પ્રાપ્ત કીધી હોય તે જો સંકલ્પ કરે તો એક જ ક્ષણમાં કુંથવા જેવો અણુ બની જાય. લઘિમા નામે સિદ્ધિથી સૂક્ષ્મ બનીને બહાર નીકળી જાય, પાતાળમાં આકાશમાં ઊંડે સૂક્ષ્મ હોય છતાં મહાન બની જાય, દરી મગાડી શકે વળી બીજા પ્રકારની સિદ્ધિવાળા માણસે એવું રસાયણ પ્રાપ્ત કીધું હોય કે જેના વડે લોઢું સોનું બની જાય. એવું અંજન મેળવ્યું હોય કે જેના પ્રભાવે જમીનમાં દટાયેલું બધું ધન પ્રત્યક્ષ જોઇ શકે જેણે ધ્યાન ધરવાની સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેને સમાધિમાં ખાડો ખોદીને દાટો, પછી માથે વાવેતર કરો, બાર છ માસ પછી મોલ લાણીને ખાડો ખોદી તેને બહાર કાઢો, તો એવો ને એવા સાજો નીકળે આ આજે બની રહેતી વાતો છે પણ તેથી શું? આ બધી ચમત્કારિક વસ્તુઓ ચિત્તની પ્રસન્નતા આગળ માત્ર તુચ્છ છે આજે જ્યાં લક્ષ્મીના ભંડારો પ્રાપ્ત કરવા માટે સહુ માણસો દોડી રહ્યા હોય, રેલ્વે, સ્ટીમરો અને એરોપ્લેન દ્વારા આમથી તેમ ને તેમથી આમ માટી લોના માટીને ઘૂમતા હોય, જ્યાં આત્મા કે પરમાત્માનો વિચાર કરવાની જરા પણ ફુરસદ નથી, તેવા ધાંધલિયા જીવનવ્યવહારમાં અને મહાન પ્રવૃત્તિના વાતાવરણમાં ચિત્તની ખરી પ્રસન્નતાનો ખ્યાલ પણ આવવો કઠણ છે પ્રસન્નતાની ભૂમિકા આવ્યે આત્મવિકાસમાં અતિ ઉપયોગી એવું અપૂર્વ કિરણ પ્રગટે, એટલે પોતે પવની જાય છે, અને પોતાનો માર્ગ એ પોતે જ પિછાની શકે પછી એ પામર કે પરાધીન ન રહે સ્વતંત્રતાના સાચા મૂલ્ય સમજે—અનુભવે અને ત્યારે જ ચિત્તની પ્રસન્નતા કહેવાય

## નકલ અને અસલ

આ તો જરા મીઠું કે સ્વાદીષ્ટ ખાણુંપીણું મળ્યું કે વિજ્જત! બબકાથી હજામત કરાવીને સુખ આરસીમાં જોયું કે મોજ! ઘોબીના ધોયેલા ઇસ્ત્રીબંધ કપડાં પહેર્યાં કે આનંદ! ફેશને

અલંકારની સજાવટ કરી બહાર નીકળ્યા કે મજાહ ! હમેશની હાજત મુજબ ગરમાગરમ ચા, પાન ને સિગરેટ મળ્યા કે નિજ્જત ! ધારવા પ્રમાણે બજાર ચાલ્યો ને જરા કમાણો કે નિજ્જત ! સાચુ જડ્ડ માનપત્ર મળ્યુ કે લોટરીની ટિકિટ લાગી કે નિજ્જત ! લાગવગ લગાડી ખોરા કેમ પણ જીત્યા કે લિજ્જત ! આવી લિજ્જતો અને મોજમજાહ એ તો સપ્યાના રગ છે, ખરી લિજ્જતનો એક છાટો મળે ત્યા નકલ અને અસલનો ભેદ પરખાઈ જાય !

અસલી (સાચી) પ્રસન્નતા સાધવી એ જ મસારનુ સ્વર્ગ છે, બાકી બધા ફાંસ છે અલ્પ કાળની માનેની નિજ્જત તો ક્ષણિક છે, પણ અસલ નિજ્જત પ્રાપ્ત થઈ તો બધુ પ્રાપ્ત થયુ બાકી તો પેતા ફકીરે કહ્યુ તેમ અનુભવને આવે જણાય છે

એક વખતે એક ફકીર સ્મશાન પાસેથી નીકળ્યો, ત્યા એક તવગરની ચેહ ચદનના લાકડાથી બળતી હતી સેકડો માણસો સુવાસિત પદાર્થો વેરતા હતા થોડે જ દૂર જુએ ત્યા એક ગરીબની ચેહ બળતી હતી, એમા જ્યાત્યાથી વીણી લાવી એકઠા કરેલા લાકડા હતા અને ચિંથરેહાલ હાડપિંજર જેવી બેચાર જીવતી પ્રતિમાઓ પાસે બેઠી હતી બળી રહ્યા પછી ફકીરને વિચાર થયો કે લાવને બન્ને ચેહમાથી થોડી રાખ લઈને અજમાયશ કરુ કે આ બેમા કાઈ તફાવત છે કે નહિ ? એમ વિચારી એણે ગરીબની ચેહમાથી થોડી રાખ લીધી અને પેલા તવગરની ચેહમાથી થોડી રાખ લીધી, બન્ને સૂઘી, ચાખી, બરાબર તપાસી પણ બેમાથી જરા યે ફેર ન લાગ્યો

તવગરે આખી જિંદગી લગી ઉપર કહી એવી નિજ્જતોના રગ, રાગ, વૈભવ, વિલાસ, મોજશોખમા જ કાયાને સુવાયમ બનાવી હતી, કાયાને ખૂબ શૃગારો વડે લાડ લડાવ્યા હતા, માનમલીદા ખવડાવી કાયા હૃષ્ટપુષ્ટ બનાવી હતી અને અત્તરની બાટલીઓ ઉડાડી

ઉડાડી ખૂશમોમય કરી હતી પેના બિચારા ગરીબ બન્ધુને તો તેમાનું કશું જ નડોતું માડમાડ પેટનો ખાડો પૂરતો છતા અંતે તો બન્ને સરખા જ્યારે કશો ય ફેર ન દીઠો ત્યારે ફકીરના મુખમાથી સ્ત્રવી પડ્યુ

કીતને તવગર હો ગયે, કીતને બી મુફલીસ હો ગયે,
યહ ખાખમે જબ મીલ ગયે, દોનો બરાબર હો ગયે

આ જ અનુભવ સિકંદરને મરતી વેળાએ થયો એને બચાવવાને પાંચમો હળમો, પાચથી દશ લાખની ફોજ, અગન્નેનો ખજાનો હતો, પણ એને જતી વેળાએ એ બધુ નકામુ થયુ અને પશ્ચાત્તાપનો પાર ન રહ્યો 'બાવી મૂઠીએ આવ્યો હતો, ખાલી હાથે ગયો!' આ વાત ખૂબ પ્રસિદ્ધ છે આવા અનેક દૃષ્ટાંતો આપણને પાઠ શીખવી રહ્યા છે, માટે જ ફરી ફરીને કહું છુ કે ખરુ સ્વર્ગ ચિત્તનો પ્રસાદ, દૃષ્ટિની વિશાળતા, હૃદયની નિર્મળતા, સમભાવની સમૃદ્ધિ અને દિવ્યતાભરી મનની મધુરતા છે

**મનનો મધુર મકરંદ**

આવો મનનો મધુર મકરંદ પોતાને અને પરને ઉભયને રસિક બનાવે પ્રકાશનો પુંજ પોતે પ્રકાશે અને બીજાને પ્રકાશ આપે લીંમડાનું વૃક્ષ કે અંધારુ પોતે જ કડવુ અને કાળુ, તે બીજાને શી રીતે મીઠાશ કે ઉજાસ આપે?

હવે તમારે એવી સ્થિતિ કેમ અને ક્યારે થાય એ પૂછવાપણુ રહ્યું નથી ક્રમે ક્રમે એ બધુ દૃષ્ટાંતો આપી આપીને કહેવાયુ છે એ બધુ ફરી ફરી વિચારશો અને જીવનમા ઉતારશો

આત્માને ઓળખવા પહેલા તો માનવતાથી માંડીને ઠેઠ માર્ગાનુસારીની ભૂમિકા તૈયાર થવી જોઈએ માનવતા એટલે વિચાર ભરી શક્તિ અને કર્તવ્યનિષ્ઠા એ સાધતાં પહેલા પાશવી અને દાનવી વૃત્તિના અનેક દુર્ગુણો ઓળખવા ... - સાચી વસ્તુ

મેળવવા પૂરેપૂરી કિંમત ભરવી પડે છે ઘણા કાળના જામી ગયેલા મેના સંસ્કારોનું રૂપાંતર કરી દિવ્ય બનાવી અંતઃકરણના પ્રદેશને સ્વચ્છ કરવો પડે છે ધનલાલસાના ફાંફા છોડી દેવા પડે છે વિકાર, વિનાસ અને વ્યસનોના પાપથી ચેતતા રહેવું પડે છે હકની રોટી જ પરિશ્રમે મેળવવાની રહે છે પોતાને મળેલા સાધનોનો સ્વાર્થભોગે સદુપયોગ કરવાનો રહે છે, અને છેવટે અહંવૃત્તિનું બંધન છેદવું પડે છે એ જવનિકા છેદાય ત્યારે જ સત્યનું દર્શન થાય છે માટે મિથ્યાભિમાનનું પડખું છોડીને પોતાની જાતને પ્રભુ અને પ્રભુના બાળકો અર્થે ભૂલી જવા સુધીની સ્વાર્પણતા ખીલવવી પડે છે મનન કે જીવનનું ઘડતર જ નવી પ્રણાલિકાએ કરવું પડે છે

મનુષ્ય એટલે સંયોગાધીન પ્રાણી, મનુષ્ય એટલે પંચમહાભૂતનું આકસ્મિક બની ગયેલું સચેતન પૂતળું આવી વ્યાખ્યાઓ ભૂલી જઈને મનુષ્ય એટલે નૈસર્ગિક લક્ષ્મી અને સૂક્ષ્મ શક્તિઓનો અખંડ ભંડાર, દેવનું પૂજ્ય પાત્ર અને પ્રભુનું સચેતન કેન્દ્ર, એનું જ બાળક એ ભાવના અણુએ અણુમાં ઓતપ્રોત થવી જોઈએ નિર્બળતા, વહેમ, અવિશ્વાસ અને પામરતા જેવા વળગાડને જાગ્રત બનીને ખંખેરી નાખવા જોઈએ એટલે તમારા હૃદય સ્વર્ગીય બનવાના એ નિઃસંદેહ વાત છે

અમારો સર્વને છેલ્લો માત્ર સંદેશ આટલો,
ઉતારો સ્વર્ગ સંસારે, મીઠી માનવતા ભર્યું

ઇતિ

———